જેમ પ્રાણ આવતાં દેહ એકદમ ઉભો થાય તેમ પ્રસન્ન થયેલા નંદજી તેમ જોઈને એકદમ ઉભા થયા અને પ્રેમથી વિહ્વલ થઈ પ્રિય વસુદેવને બે હાથથી ભેટ્યા. (૨૧)

નંદજીએ પુજેલા સુખથી બેઠેલા, આદર પામેલા, અને પોતાના બે પુત્રોમાં જેમનું મન આસક્ત છે. તેવા વસુદેવે આરોગ્ય પૂછીને નીચે પ્રમાણે કહ્યું હે વૈશ્યોના પતિ ! (૨૨)

वेतिसंशये मनसि खेदो भवतीति श्रीनन्दसंवादेन तन्निराकरणपूर्वकं तयोरप्युत्सवः सम्पत्स्यत इत्युत्सवानन्तरमव्यवधानेनैव व्रजेन्द्रस्य मथुरागमनमुच्यते, एवं सत्युत्सवलक्षणोध्यायार्थोप्यान्तः सङ्गच्छत इति तमाह **गोपानिति,** एतेन वसुदेवकृतस्थितिनिषेधानन्तरं व्रजेद्रस्य पुनर्मथुरायामनागमनाद् व्रज एव कंसनैरपेक्ष्येण यथासुखं स्थित्या भगवदैश्वर्यमपि निरूपितं भविष्यति, पूर्व रक्षायामनादरः स्थितः, इदानीमादरेण **गोकुलरक्षार्थं गोपानन्त**रङ्गानादिश्य स्वयं **मथुरां गतः,** करो हि सर्वाभिः प्रजाभिर्दीयते, इदानीमपि तस्मिन् देशे श्रावण्यनन्तरमेव **करप्रवृत्तिः,** वर्षपर्यन्तं यद् देयं तदेकदा दीयते महद्भिः, **नन्दस्तु** महान् भवतीति तन्नामग्रहणं, **कुरूद्वहे**तिसम्बोधनं राजधर्मज्ञापनार्थं, यद्यप्यासक्तिज्ञापनार्थं पश्चात् **करदानं** निरूपितं तथापीश्वरे भगवति विद्यमानेन्येभ्यः **करदान**मनुचितमिति ततःप्रभृति तन्निवृत्त्यर्थम् ॥१९॥

वसुदेवपुत्रो भविष्यतीतिशङ्कानिवृत्त्यर्थमुत्सवाधिक्यस्य ज्ञातत्वात् कंसकृतोपद्रवाभावार्थं **कंसमन्त्रण**स्य श्रुतत्वाद् विशेषरक्षार्थं च **शीघ्रं नन्दं** ततः प्रेषयितुं वसुदेवसमागमनवार्ता निरूप्यते, चतुर्णां मध्यएकस्याप्यभावे नोत्सवः सिध्येदिति, तत्र प्रथमं वसुदेवसमागमनमाह **वसुदेव** इति, मायाकृतस्य ज्ञापनं भगवत्कार्यमिति भगवच्चरित्रता, वसुदेवस्य नन्दस्य च धर्मभ्रातृत्वं, यस्मिन् कल्पे वस्वादिदेवा ब्रह्मण एव जाताः **कश्यपोपि** भवति ब्रह्मण एव तदा भ्रातृत्वं सिद्धमेव, ततः पूर्वजन्मनि तथैवेति जन्मान्तरेपि **धर्मभ्रातृत्वं,** तदाह **भ्रातरमिति,** आगमनात्पूर्वं चेच्छृणुयान्निवारयेदेव, करदानात् पूर्वमपि चेज्जानीयात् तदा न दापयेत् दानपर्यन्तं च राजकीयास्तद**वमोचने** समायान्ति, तेषामज्ञानार्थं ज्ञात्वा **दत्तकरं** राज्ञ इति चोक्तं, **अवमोचन**मुत्तरणस्थानं, शकटादिकमवमुच्य यत्र स्थीयते ॥२०॥

भ्रातृत्वज्ञापनार्थं नन्दस्य सन्मानमाह **तं दृष्ट्वेति, सहसोत्थान**मत्यादरज्ञापकं, लोकव्यवहारादपि भवतीति तद्व्यावृत्त्यर्थमाह **देहः प्राणमिवागतिमिति,** मूर्छितो देहः प्राणे समागते शीघ्रमुत्तिष्ठति तेजोविशेषं च प्राप्नोति यथायः पिण्डोग्निसम्बन्धे तथा सर्वदेवतामये वसुदेवे निकटे समागते तेजो ज्ञान सर्वे च सद्गुणा वसुदेवनिष्ठा अत्र समागता वसुदेवाधिदैविकं रूपं च, तदाह **प्राणे समागते,** देह इवेति, इदं तु भगवच्चरित्रमेव अत एवात्यन्तं **प्रीतः,** आगमनेन सर्वस्वप्राप्त्या चात्यन्तं **प्रीतः, प्रियतमस्तु** व्यवहारे स्निग्धो भवति, परमार्थश्च मायां दूरीकृत्य भगवन्तं दत्तवानिति, नह्येतादृशादधिकः प्रियो भवति, इदानीं च सर्वस्वं दत्तवान्, क्षेमालिङ्गनमाह **दोर्भ्यां स्वज इति,** अन्यत् तु कृत्यमालिङ्गनत्यागं च न कृतवानित्यत्र हेतुमाह **प्रेमविह्वल** इति, **प्रेम्णोद्गतेन** विवशो जातः, एतादृशोपि पुनः स्थानस्थितोग्रिमकार्यं कृतवानितिभगवच्चरित्रम् ॥२१॥

लौकिकमाह पूजित इति, अन्यथा देवगृह्यमुच्यमानमस्मिन् न स्थिरीभवेत्, आदौ पूजितस्ततः सङ्कोचाभावेन सुखमुपविष्टः स्वयमप्यनामयमारोग्यं पृष्ट्वा "वैश्यं पृच्छेदनामय" मितिवाक्यदाद्दतो नन्देन परमादरेण गृहीतः,देवगुह्यकथनार्थं हेतुमाह प्रसक्तधीः,स्वात्मजयोरिति, एक पुत्रोः नन्देनापि



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** માયાએ કરેલ વૃતાંત જણાવવો એ ભગવાનનું કાર્ય હોવાથી આ ભગવાનનું ચરિત્ર છે.

વસુદેવ અને નંદજી ધર્મભાઇઓ છે. જે કલ્પમાં વસુ વિગેરે દેવો બ્રહ્માથી જ ઉત્પન્ન થયેલા અને કશ્યપ પણ બ્રહ્માથી ઉત્પન્ન થયેલ તે કલ્પમાં ભાઇ હોવાપણું સાબીત જ છે. તેઓ ધર્મભાઇ હતા તે 'ભાઇ' શબ્દથી કહેલું છે. નંદજી મથુરા આવ્યા પહેલાં વસુદેવ તે આવવાના છે. એમ સાંભળતે તો તેમને આવતાં અટકાવતા, જો તેમને કર આવ્યો તે પહેલાં જાણત તો કરજ ન અપાવત નંદજી કર આપે ત્યાં સુધી કંસના નોકરો તેમના ઉતારે આવે તેઓ જાણે નહિ તે મોટા રાજાને તેમને કર આપ્યો. એમ જાણી ઉતારે ગયા. ઉતારો એટલે ઉતરવાનું સ્થાન. ભાઈપણું જણાવવા નંદજીએ વસુદેવનું સન્માન કર્યું. (૨૦)

'તે એકદમ ઉભા થયા' એકદમ ઉભા થવું ઘણો આદર જણાવનાર છે. "જેમ પ્રાણ આવતાં દેહ એકદમ ઉભો થાય" એવું દષ્ટાંત આપી તે એકદમ ઉભા થયા. જેમ લોઢાનો પીંડ અગ્નિનો સંબધ થતાં ઉત્તમ પ્રકારનું તેજ પ્રાપ્ત કરે છે. તેવી રીતે સર્વ દેવતામય વસુદેવ સમીપ આવતાં, વસુદેવમાં રહેલાં તેજ, જ્ઞાન અને સર્વ સદ્ ગુણો અને તેમનું આધિદૈવિકરૂપ નંદજીમાં આવ્યા. જેમ 'પ્રાણ આવતાં દેહ એકદમ ઉભો થાય' એ શબ્દોથી કહેલું છે. આ ભગવાનનું ચરિત્ર છે. તેથી નંદજી ઘણું પ્રસન્ન થયા વસુદેવના આવવાથી સ્વસ્વ પ્રાપ્ત થવાથી ઘણું પ્રસન્ન થયા જે સર્વથી પ્રિય હોય તે તો વ્યવહારમાં સ્નેહવાળા હોય વસુદેવ વસ્તુતઃ પ્રેમવાળા પણ થયા કારણ કે માયાને નંદજીને ઘેરથી દૂર કરી ભગવાનને આપી ગયા હતા. આવો ઉપકાર કરનારથી કોઇ વધારે પ્રીય હોય નહી. તેથી આ સંમેલનમાં પણ પોતાનું સ્વસ્વ નંદીનેજ આપ્યું. 'બે હાથોથી ભેટયા' શબ્દોથી આલિંગન કહેલું છે. બીજું કાર્ય તો કરવાનું હતું. 'પ્રેમથી વિહવલ' શબ્દોથી ઉભરાયેલા પ્રેમને લીધે તે નંદજી વિવશ થયા હતા. આ ભગવાનનું ચરિત્ર છે.

નીચેના શ્લોકથી લૌકિક શિષ્ટાચાર કહે છે. (૨૧)

નંદજીથી વસુદેવ પૂજેલા થયા. જો નંદજી તેમની પૂજા ન કરે તો જે દેવગુહ્ય કહેવાનું છે તે નંદજીમાં સ્થિર ન થાય તેથી નંદજીએ તેમની પૂજા કરી તેથી વસુદેવ સુખેથી બેઠા પછી 'વૈશ્યને આરોગ્ય પૂછ્યું' વસુદેવે નંદજીને આરોગ્ય પૂછ્યું. નંદજીએ વસુદેવને ઘણું માન આપ્યું. જેમનું મન પોતાના બે પુત્રોમાં આસકત છે. શબ્દોથી દેવગુહ્ય કહેવાનું

કારણ જણાવેલું છે. તેમાં એક પુત્ર બલભદ્ર છે એ તો નંદજી પણ જાણે છે. પણ બીજા શ્રીકૃષ્ણને નંદજી વસુદેવનો પુત્ર જાણતા નથી. તેથી મારા બે પુત્રો સુખમાં છે? એમ સીધો પ્રશ્ન પૂછાય નહીં. એવી શંકામાં જેમનું મન પોતાના બે પુત્રોમાં આસક્ત છે. શબ્દોથી કહેલું છે. હે વૈશ્યોના પતિ ! એટલે દેશોના રાજા એવું સંબોધન ગુઢ વચનનું જ્ઞાન થાય તે માટે કહેલું છે. (૨૨)

આરંભમાં નીચેના શ્લોકથી નંદજીને પુત્રવાળા તરીકે ઉત્સાહ કરાવે છે.



वसुदेव उवाच ।

दिष्टया भ्रातः प्रवयस इदानीमप्रजस्य ते ।
प्रजाशाया निवृत्तस्य प्रजा यत् समपद्यत ॥२३॥
दिष्ट्या संसारचक्रेस्मिन् वर्तमानः पुनर्भवः ।
उपलब्धो भवानद्य दुर्लभं प्रियदर्शनम् ॥२४॥
नैकत्र प्रियसंवासः सुहृदां चित्रकर्मणाम् ।
ओघेन व्युह्यमानानां प्लवानां स्त्रोतसो यथा ॥२५॥

**શબ્દાર્થ :**

હે ભાઈ ! વૃધ્ધ પ્રજારહીત અને જેની પ્રજાની આશા જતી રહી છે તેવા તમને હમણાં પ્રજા પ્રાપ્ત થઈ તે ભાગ્યથી થયું. (૨૩)

આ સંસાર ચક્રમાં રહેતા અને પુનર્ભવ પામેલા તમે આજે મળ્યા તે મોટા ભાગ્યથી થયું કારણ કે પ્રિયનું દર્શન દુર્લભ છે (૨૪)

નદીના વહેણથી ઢસડાતા મછવાઓ પેઠે જુદી જુદી જાતના કર્મવાળા મિત્રોનો પ્રિય સાથે એક સ્થળે સંવાસ (સંભવતો) નથી (૨૫)

ज्ञायते परस्तु न ज्ञायत इति साक्षादुभयोः कुशलं प्रष्टुमशक्यमतः साधारणं प्रष्टव्यमिति तस्य प्रकृतानुपयोगित्वामाशङ्क्य हेत्वर्थमाह प्रकर्षेण **सक्ता धीर्यस्येति**, इदं वक्ष्यमाणं, साधारणं रूपमाह **विशां पत इति**, देशानां राजेतिसम्बोधनं गूढवचनज्ञानार्थम् ॥२२॥

आदौ तं पुत्रवत्त्वेन प्रोत्साहयति दिष्ट्येति, हे **भ्रातः प्रवयसो** वृद्धस्य ते **प्रजाशायां निवृत्तायां** प्रजाशायाः स्वयमपि **निवृत्तस्य प्रजा समपद्यते** यद् **दिष्ट्या** परमभाग्येन, **इदानीमप्यप्रजस्येति यद्यपि** स्पष्टतया निरूपितः प्रजाभावस्तथाप्यन्वये भ्रमो भगवत्कृतो निरूपितः, **अप्रजस्येति**, कृत्रिमप्रजापि न सम्पादितेति ज्ञापितं, वृद्धत्वात् स्वरूपायोग्यता निरूपिता, **आशाया निवृत्तत्वात्** प्रयत्नो निवारितः, इच्छाया अपि निवृत्तत्वात् पुरोहितादिद्वारापि प्रयत्नो निवारितः, **प्रजाशब्दोपत्यमात्रवाची**, अतो नानृतं, **समपद्यते**त्यकस्मादागमनं, **मायायामपि** रेतोजनितत्वाभावाय वृद्धत्वादिकीर्तनं, तं प्रति भगवत्यपि तथात्वज्ञापनायोभयं

भगवदिच्छयातो दिष्ट्येत्युक्तं, अनेन सामान्यतस्तस्य स्वरूपमप्युक्तं, अन्यथा भ्रातृवञ्चने दोषः स्यात् ॥२३॥

आगमेन जातं दर्शनं चाभिनन्दति **दिष्ट्येति अस्मिन् संसारचक्रे वर्तमानः पुनर्भवः** पुनरुत्पन्नो **मयोपलब्ध** इति यदेतदपि **दिष्ट्या**, संसारो हि **चक्र**भ्रमात्मकः, भ्रमणे पतितोत एवाधो गच्छेत्, दूरे स्थितस्तु परिभ्रमेत्, चक्रे वर्तमानस्तु पुनर्न दृश्यत एव, **चक्र एव** वर्तमाने उभयोरन्यतरस्य वा **मज्जनसम्भवात्, मग्नश्चेत्** पुनरुत्तिष्ठति तस्य पुनर्भव एव, तथा सर्वमारकस्य कालस्य संवत्सरात्मकस्य वंश गताः पुनर्वत्सरान्ते चेत् तिष्ठन्ति तदा पूनर्भूता एव, संवत्सर प्रजापतिर्जातो जनकत्वात्, अन्यथा कालो भवेत्, तत्रापि पुत्रादिसौख्यं चेत् प्राप्नुयात् तदा पुनरुत्पन्नः पुत्ररूपेणालौकिकः स्यात् एतद् भाग्यव्यतिरेकेण न भवतीति **दिष्ट्या**, अतः **संसारचक्रे** स्थितिरपि **दिष्ट्या, पुनर्भवोपि** दिष्ट्या, **मयोपलब्धोपि दिष्ट्या,** मृत्युरस्मन्निकटे सदा वर्तत इति, **भवानिति** स्नेहः, **अद्ये**त्यलभ्यलाभः, एतस्य केवलमदृष्टसाध्यत्वं हेतुमाहुर्**दुर्लभं प्रियदर्शनमिति**, संसारे सर्वमप्रियं दुःखदत्वात्, तत्र **प्रियदर्शनं दुर्लभमेव,** प्रियस्य प्रीतिजनकस्य ॥२४॥

एवं खेदेत्रैव स्थातव्यमितिशङ्कां परिहरन्ननागमनदोषं च परिहरन् दर्शनस्य दुर्लभत्वमुपपादयति **नैकत्रेति**, प्रिययोरेकत्र **संवासो** न सम्भवति, तत्रापि सुहृदां बन्धूनां मध्ये **प्रिययोः**, तत्र हेतु**श्चि कर्मणामिति**, यद्येकं कर्म भवेदेकत्रोत्पन्ना भवेयुः प्रपायामेकदा सह समागता इव, तत्राप्यनियमः तदैव मिलितानां **चित्रं कर्म** येषां, कर्माधीनाः कर्मणैवोत्क्रान्तिगत्यागतिमन्तो भवन्ति, न केवलं कर्माधीना एव, तत्रापि कालो महान् बाधक इति दृष्टान्तेन कालस्य बाधकत्वमाहौघेनेति, प्रवाहेण यथा विशेषत उह्यमानाः क्षणं मिलिताः पुनर्वियुक्ता भवन्ति, तत्रापि **प्लवा नौकारूपाः**, तत्रोभयोः प्रवर्तकत्वं जलस्य **कर्णधारस्य** च, प्रवाहस्य सहजत्वख्यापनाय स्त्रोसस इत्युक्तं, **अनेन प्लवानां** गमनागमनमध्ये सङ्गतिः -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** હે ભાઈ ! જેની પ્રજાની આશા જતી રહી છે. અને જેને પોતે પ્રજાની આશા મૂકી દીધી છે તેવા તમો વૃદ્ધને પ્રજા પ્રાપ્ત થઈ તે મોટા ભાગ્યથી થયું. હાલ પણ તમો પ્રજારહીત છો એમ હોવાથી નંદજીને પ્રજા નથી એમ સ્પષ્ટ રીતે નિરૂપણ કર્યુ છે. 'પ્રજારહીત' શબ્દથી કૃત્રિમ પ્રજા પણ પ્રાપ્ત કરી નથી એમ જણાવેલું છે. વૃદ્ધ હોવાથી આશા જતી રહી હોવાથી પ્રયત્ન પણ કરેલો નથી. ઈચ્છા પણ મૂકી દીધી હોવાથી પુરોહિત દ્વારા પણ પ્રયત્ન કરેલ નથી. 'પ્રજા' શબ્દનો અર્થ 'પુત્ર કે પુત્રી' થાય છે. તેથી આ અસત્ય નથી. પ્રજા પ્રાપ્ત થઈ એટલે અકસ્માત આવી. માયા પણ વીર્યથી ઉત્પન્ન થયેલી નહીં હોવાથી 'વૃદ્ધ' વિશેષણ કહેલાં છે. 'મોટા ભાગ્યથી' એમ કહેલું છે. ભગવાનનું સ્વરૂપ પણ કહેલું છે. તેમ ન હોય તો ભાઈને છેતરવાનો દોષ થાય (૨૩)

આવવાથી નંદજીનું દર્શન થયું તે નીચેના શ્લોકથી કહે છે.

આ સંસાર ચક્રમાં રહેતા અને પુર્નભવ પામેલા તમો મને મળ્યા. એ જે થયું તે પણ મોટા ભાગ્યથી થયું કારણ કે સંસારચક્ર ભ્રમાત્મક (વમળરૂપ) છે. વમળમાં જે પડ્યો તે ભ્રમણથી નીચે જાય છે. અને ફર્યા કરે છે. પણ ચક્રમાં જે પડેલ હોય તે ફરી દેખાય જ નહી. ચક્રમાં ડુબી જવાનો પણ સંભવ જોડુબેલો ફરીથી ઉભો થાય તો તેનો પુર્નજન્મ જ થયો જાણવો. સર્વનો સંહાર કરનાર સંવત્સરરૂપ કાલને વશ થએલા જો સંવત્સરના અંતે રહેલા હોય તો તેઓનો પુર્નભવજ જાણવો. સંવત્સર તેઓને ફરીથી ઉત્પન્ન કરનાર હોઈ પ્રજાપત્તિ થયો. જો તેમ ન થાય અને મરણ પામ્યા હોય તો તે સંવત્સર કાલ થાય. આ ભાગ્ય વગર થતું નથી - તેથી મોટા ભાગ્યથી થાય છે.

તમારી સંસારરૂપી ચક્રમાં સ્થિતિ પણ મોટા ભાગ્યથીજ પુર્નજન્મ પણ મોટા ભાગ્યથી અને માયા તે પણ મોટા ભાગ્યથી કારણ કે આપણી સમીપ મૃત્યુ રહેલું છે. આ માત્ર અંદરથીજ પ્રાપ્ત થાય છે. કારણે કે પ્રિયનુ દર્શન દુર્લભ છે. સંસારમાં બધા પદાર્થો દુઃખ દેનારા હોવાથી અપ્રિય છે. તેમા પ્રીતી ઉત્પન્ન કરનાર પદાર્થનું દર્શન દુર્લભ જ છે. (૨૪)

એ પ્રમાણે ખેદ થતો હોય તો અહીં જ રહેવું એવી શંકા થાય તે દૂર કરતાં, અત્યાર સુધી મળવા આવ્યા નહીં તે દોષ દૂર કરતાં 'દર્શન દુર્લભ' છે એમ હવે જણાવે છે.

બે પરસ્પર પ્રિયનો એક સ્થળે સંવાસ સંભવતો નથી તેનું કારણ તેઓ જુદી જુદી જાતના કર્મવાળા છે. જો બંન્નેનું એકજ કર્મ હોય તો પરબમાં એકવાર સાથે મળેલા પુરૂષો પેઠે તેઓ એક સ્થળે ઉત્પન્ન થાય તેમાં પણ નિયમ હોતો નથી. તે કર્મને આધીન હોય છે. એટલુંજ નહી પણ તેમાં કાલ મોટો બાધ કરનારો છે. જેમ પ્રવાહથી જુદી જુદી રીતે ઢસડાતા પદાર્થો ક્ષણમાં ભેગા થઈ જાય છે અને પાછા જુદા પડી જાય છે. તેમ નૌકારૂપ હોડીઓ ભેગી થઈ જુદી પડી જાય છે. તેવી રીતે જુદા જુદા કર્મવાળા જુદા પડે છે. તે હોડીઓની પ્રવૃત્તિ કરાવનાર જલ અને કર્ણધાર બંને હોય છે. પ્રવાહ સહજ છે. આથી આમ નિરૂપણ કહેલું છે કે જતી આવતી હોડીઓ માત્ર એક ક્ષણજ ભેગી રહે છે. અને જે કાંઠે પહોંચી ગઈ હોય તે દેખાતી પણ નથી (૨૫)

એવી રીતે નંદજીના દર્શનનું અભિનંદન કરીને નીચેના શ્લોકથી પ્રશ્ન કરે છે.

कच्चित् पशव्यं विरुजं भूर्यम्बुतृणवीरुधम् ।
बृहद्वनं तदधुना यत्रास्से त्वं सुहृदृतः ॥२६॥
भ्रातर्मम सुतः कच्चिन्मात्रा सह भवद्व्रजे ।
तातं भवन्तं मन्वानो भवद्भ्यामुपलालितः ॥२७॥
पुंसस्त्रिवर्गोभिहितः सुहृदो ह्यनुभावितः ।
न तेषु क्लिश्यमानेषु त्रिवर्गोर्थाय कल्पते ॥२८॥

अहो ते देवकीपुत्राः कंसे न बहवो हताः ।
एकावशिष्टावरजा कन्या सापि दिवं गता ॥२९॥

**શબ્દાર્થ :**

તમે જ્યાં સુહૃદોથી વીંટાયેલા હમણાં રહો છો તે બૃહદ્વન પશુઓને હિતકારી, રોગરહીત અને ઘણાં જલ, ઘાસ અને વેળાવાળું છે ને ? (૨૬)

હે ભાઈ ! તમને તાત માનતો અને તમો બેથી લાડ લડાવેલો પોતાની માતા સાથે તમારા વ્રજમાં રહેતો મારો દીકરો કુશલ છે ને ? (૨૭)

શાસ્ત્રમાં પુરૂષને ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ) પ્રાપ્ત કરવાના કહેલા છે. અને તે સુહૃદ્‌ના સંબંધથી પ્રાપ્ત થાય છે - તેઓ કલેશ આપતા હોય તો ત્રિવર્ગનું કોઈ પ્રયોજન નથી (૨૮)

અહો ! તમારા ઘણા દેવકીના પુત્રોને કંસે હણ્યા એક પાછળથી જન્મેલી કન્યા બાકી રહી તે પણ આકાશમાં ગઈ. (૨૯)

क्षणमात्रमेव भवतीति निरूपितं पारेगतस्यापि दर्शनाभावश्च ॥२५॥ एवं दर्शनं नन्दं चाभिनन्द्य देवगुह्यप्रकारेणाह **कच्चिदिति, कच्चित्** सम्भावनाप्रश्ने, **बृहद्वनं पशव्यं कच्चित्** ? पशूनां हितं **पशव्यं,** यत्र पशवो रमन्ते परम्परया पशुस्थान आधिदैविकपशुसद्भावे वा पशूनां रमणं, तत्रापि **विरुजं,** क्वचिद् देशविशेषे पशूनां रोगा भवन्ति यत्रैवाकाले पशुनाशः, सर्वथा रोगाभावस्तु भगवत्सान्निध्यादिति सामान्यभावेन भगवत्त्वं ज्ञापितं, पशूनां भक्ष्यादिसम्पत्तिं च पृच्छति, **भूरीण्यम्बूनि तृणा**दिनी **वीरुधो** लताश्च यस्मिन्, जलानां बहुत्वं सरसताख्यापकं, तेन दुग्धसम्पत्तिरपि निरूपिता, **तृणानां** बहुत्वं पशूनामभिवृद्धिहेतुः, **वीरुधामा**धिक्यं घृताधिक्यजनकं सौगन्ध्यजनकं च, सम्भावनायां हेतुमाह **बृहद्वनमिति,** अर्थतः शब्दतश्च **बृहद्वनं,** शब्दतो धर्महेतुश्चोक्तः, तदिति प्रसिद्धं, **अधुना यत्रास्स इति,** सर्वदास्थितिस्थानं तु प्रष्टव्यं न स्यात्, कदाचित् तस्य स्थितिर्गोष्ठिष्वपि भवतीति तद्व्यावृत्त्यर्थमाह **सुहृद्वृत** इति, बन्धुभिः कुटुम्बेनापि सहितो यत्र वर्तस इत्यर्थः ॥२६॥ एवं देशकुशलतां पृष्ट्वा बालकयोः कुशलं पृच्छति **भ्रातरिति,** अन्यत्र भार्यापुत्रयोः स्थापनमनुचितमिति **भ्रातरित्युक्तं, मम सुत** इति स्वानुभवः, मात्रा सह **भवद्व्रजे** कुशली कच्चित् ? रक्षामात्रमेव तव कर्तव्यं, बालकशुश्रूषा त्वन्यत एव सिद्धा, **भाराधिक्यं** वा, **तातं भवन्तं मन्वान** इतिदीनत्वं, पालनादिकं लौकिकं न प्रष्टव्यमेव यतो **भवद्भ्यां नन्दयशोदाभ्यामुपलालितः,** पालनप्रीणनानन्तरमुपलालनमतस्ते च निरूपिते, भगवांस्तु न प्रष्टव्य एव, प्रकारान्तरेण तु पृष्ट एव ॥२७॥ नन्विदानीं **तवापि** सर्वा समृद्धिरस्त्यतः कथं दैन्यं भाषस इत्याशङ्क्याह **पुंस इति, पुंसस्त्रिवर्गो** धर्मार्थकामाख्यः **शास्त्रेभिहितः** कर्तव्यत्वेन समीचीनत्वेन च

परं सुहृदः सम्बन्धी चेत्, एकाकिना तु मोक्षः किल सम्पादनीयो न धर्मादित्रयं, हि युक्तश्चायमर्थः, एकाकिनस्त्रिवर्गविध्यभावात् प्रयोजनाभावाच्च, **सुहृत्पदेन** चेतनविषयमात्रत्वमुक्तं, तेन यत्र क्वापि त्रिवर्गफले सुहृदो भवन्त्येव, किञ्च न सुहृत्सम्बन्धमात्रेण त्रिवर्गस्योपयोगः किन्तु सुहृदैवानुभावितः पुष्टः सह संवर्धित इत्यर्थः, ततः किमत आह न **तेष्विति, तेषु क्लिश्यमानेषु सुहृत्सु सत्सु त्रिवर्गः** पुरुषार्थाय न **कल्पते** पुरुषार्थरूपो न भवति, तेषां तत्र मुख्यत्वात्, यथात्मनः कंसस्य पुत्रमारकत्वान्नाकारणं देवकीपुत्रत्वं सम्भाव्येतेति, अतो दीनत्वमुचितमेव ॥२८॥ द्रव्यादिदानं तु भेदजनकं, एतत् पृष्टमवचनेनैवाङ्गीकृत्य वसुदेवस्य सम्भावनामाह नन्दः **अहो इति,** लोकरीत्या तस्य दुःखे निरुक्ते दुःखाभावो भवति, परमार्थज्ञाने च वसुदेवस्य सुखं भवति, वृत्तान्तकथनेन स्वस्यैतदन्वेषणं सर्वदेति ज्ञापितं, यद्यपि वसुदेवस्य -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** બૃહદ્વન જેમાં પશુઓ રમણ કરે છે તે પશુઓને હિતકારી છે ને? પરંપરાથી તે પશુઓનું સ્થાન હોય તો પશુઓ રમણ કરે તેમાં તે રોગરહીત છે ને? અમુક દેશમાં કોઈ સ્થળે પશુઓના રોગ હોય છે. ત્યાં પશુઓનો અકાલે નાશ થાય છે. ભગવાનની સંન્નિધિમાં તે બનતું નથી. ઘણા જલ, ઘાસ અને વેલાઓ તેમાં છે ને? આમાં ખોરાક સંબધિ સંપતિનો પ્રશ્ન કરેલો છે. જલો ઘણા હોય ત્યાં રસાલ પ્રદેશ જણાવેલ છે. તેમાંથી દૂધની સંપત્તિ હોવાનું નિરૂપણ છે. ઘાસ ઘણું હોય તો પશુઓની અભિવૃધ્ધિનું નિરૂપણ છે. વેલાઓ ઘણા હોવાથી ઘી ઉત્પન્ન કરનાર છે. તે 'બૃહદ્વન' શબ્દથી કહેલું છે. અર્થથી અને શબ્દથી 'બૃહદ્વન' છે. 'તમે જયાં રહો છો' શબ્દથી કહેલું છે. 'સુહૃદોથી વિંટાએલા' વિશેષણથી સગાઓ અને કુંટુબોની સાથે તમો રહો છો. એમ અર્થ થાય છે. એ પ્રમાણે દેશની કુશળતા પુછી બે બાલકોની કુશળતા પૂછે છે.

'ભાઈ' શબ્દથી અને 'મારો દિકરો' શબ્દથી પોતાનો અનુભવ વૃતાંત કહેલો છે. માતા સાથે તા મારા વ્રજમાં કુશલ છે ને? માતા સાથે વચનથી તમારે તો રક્ષણ કરવાનું છે. બાળકની સેવા માતાથી જ કરાય છે. તમને 'તાત' માનતો શબ્દથી બાળકનું દીનપણું જણાવેલ છે. તમે અને યશોદાએ લાડ લડાવેલો છે. પ્રીણન અને ઉપલાલન કહેલાં છે. ભગવાન સંબધિ તો પ્રશ્ન કરવાનો નથી જ. આથી જુદા પ્રકારથી ભગવાન સંબંધિ પ્રશ્ન કરેલ છે. (૨૭)

હમણાં તમને પણ સર્વ સમૃધ્ધિ (કારાગારમાંથી છુટેલા હોવાથી) પ્રાપ્ત થઈ છે. તો તમે દીનતાના વચન કેમ કહો છો ? એવી શંકામાં સમાધાન શ્લોક ૨૮માં કરે છે.

પુરૂષને ધર્મ, અર્થ અને કામ નામનો ત્રિવર્ગ શાસ્ત્રમાં કરવાનો કહેલો છે. પણ તે સુહૃદના સંબધવાળો હોય તો પુરૂષને પોતાના એકલાના માટે ખરેખર મોક્ષ પ્રાપ્ત કરવાનો છે. ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત કરવાના નથી. 'હિ' શબ્દથી આ અર્થ યોગ્ય છે તે બતાવે છે. પુરૂષને એકલાને માટે ત્રિવર્ગ પ્રાપ્ત કરવાનો પ્રયોજન નહિ હોવાથી તે

પ્રાપ્ત કરવાની વિધિ વેદમાં નથી. સુહૃદ શબ્દથી બધા જીવો કહેલા છે. તેથી તે ત્રિવર્ગના ફલ સંબધમાં જયાં ત્યાં સુહૃદોથી મળી આવે છે જ સુહૃદથી પુષ્ટ થયેલો ત્રિવર્ગ ઉપયોગી છે એવો અર્થ છે. એમ તે ત્રિવર્ગ જ ઉપયોગી હોય તેથી શુ ? એવી શંકામાં સમાધાન ઉત્તરાર્ધથી કરે છે. તે સુહૃદો કલેશ પામતા હોય તો ત્રિવર્ગ પુરૂષાર્થ થઇ શકતો નથી. કારણ કે તેમાં સુહૃદો મુખ્ય છે. જેમ વસુદેવ પોતે કંસ પોતાના પુત્રોનો નાશ કરતો હોવાથી નંદજીને પોતાને ઘેર બોલાવી શકતા નથી કારણ કે ભગવાન દેવકીના પુત્ર છે એવી માન્યતા કંસને થાય. તેથી તેમને માટે ત્રિવર્ગ નિરર્થક છે. તેથી દીનપણું વસુદેવે દીન કહેલું યોગ્ય જ છે. દ્રવ્ય વિગેરેનું દાન તો ભેદ ઉત્પન્ન કરનાર છે. (૨૮)

નંદજી વસુદેવ તરફનો પોતાનો પ્રેમ હવે કહે છે.

લોકની રીત પ્રમાણે વસુદેવનું દુઃખ કહેવાથી તેમનું દુઃખ ઓછું થાય છે. અને વસુદેવને સત્યનું જ્ઞાન થતાં સુખ થાય છે. વસુદેવનું વૃતાંત કહીને નંદજીએ હું આનું ધ્યાન સદા રાખું છું. એમ જણાવેલું છે.

વસુદેવને ઘણી સ્ત્રીઓ છે. તેઓના પુત્રો પણ કુશળ છે. છતાં કંસે દેવકીના છ પુત્રોને હણ્યા. એટલે ભગવાનના છ ગુણો સાથે કંસનો દ્રોહ સિદ્ધ થયો. તેથી 'અહો' એમ આશ્ચર્ય દર્શાવે છે. કારણ કે કંસને એકને મારવાનો હતો પણ પાછળથી જન્મેલી કન્યા બાકી મારવા વિનાની રહી-આ ભગવાનનું ચરિત્ર છે. તેમ ન હોય તો બીજા ભગવાનના ચરિત્રો સિવાયનું નિરૂપણ અહીં યોગ્ય નથી. જો વિવાહ પછી સંતાનની ઉત્પત્તિ કરીને જાય તો પણ દેવકીનો વંશ રહેત. તેમ ન થયું તે જણાવવા 'કન્યા' શબ્દ યોજેલો છે. તે કન્યા પણ દેવતારૂપ હતી અને ખેદને મટાડનારી હતી. છતાં આકાશમાં ગઇ એમાં માત્ર કંસનો જ દોષ નથી. પણ વસુદેવનું ભાગ્ય જ એવું હતું. (૨૯)

नूनं ह्यदृष्टनिष्ठोयमदृष्टपरमो जनः ।
अदृष्टमात्मनस्तत्त्वं यो वेद न स मुह्यति ॥३०॥

वसुदेव उवाच ।

करो वै वार्षिको दत्तो राज्ञे दृष्टा वयं च वः ।
नेह स्थेयं बहुतिथं सन्त्युत्पाताश्च गोकुले ॥३१॥
इति नन्दादयो गोपा प्रोक्तास्ते शौरिणा ययुः ।
अनोभिरनडुद्युक्तै स्तमनुज्ञाप्य गोकुलम् ॥३२॥



**શબ્દાર્થ :**

ખરેખર ! આ આજન અદષ્ટમાં રહેલો છે. અદષ્ટ જ તેનું પરમ છે. જે આત્માનું તત્ત્વ અદષ્ટ છે. એમ જાણે છે તે મોહ પામતો નથી. (૩૦)

રાજાને વાર્ષિક કર તમે આપ્યો અને અમને મળ્યા હવે તમારે અહીં ઘણા દિવસ રહેવું યોગ્ય નથી કારણ કે ગોકુલમાં ઉત્પાતો છે. (૩૧)

શૌરિએ એટલે વસુદેવે એ પ્રમાણે કહેલા નંદજી તે ગોપો તેમની રજા લઈને બળદો જોડેલા ગાડાઓ વડે ગોકુલ ગયા. (૩૨)

बह्वः स्त्रियस्तासां पुत्राश्च कुशलिनोपि **देवकीपुत्राः कंसेन बहव** एव षड् हताः, सर्वैरेव भगवद्गुणैः सह तस्य द्रोहः सिद्धः, अत एव **अहो** इत्याश्चर्यं, एको हि मारणीयः, **एका त्ववशिष्टावरजा**, सर्वान्ते जाता, एतद् भगवच्चरित्रं,अन्यथान्यवचनानां निरूपणमत्र नोपयुज्येत, **सापि** चेदपत्यादिकमुत्पाद्य विवाहानन्तरं गच्छेत् तथापि देवक्याः कृते वंशास्तिष्ठेत् तद्व्यावृत्त्यर्थमाह **कन्येति, सापि** सिद्धापि देवतारूपापि पुत्राभावखेदनिवर्तिकापि **दिवं गता** स्वयमेवोड्डीय सशरीरं गता, अनेन न केवलं कंसस्यैव दोषो भाग्यमेव तादृशमिति ज्ञापितं, अन्यथा पश्चात् सा समागच्छेत् ॥२९॥ कंसकृतं तु भयं तस्या नास्तीति तस्मादेवतादृशेर्थेदृष्टमेव प्रयोजकमित्याह **नूनमिति**, सर्वस्यापि पुरुषस्यादृष्टे निष्ठा, अयं तु कर्मप्रधानः, यत् किञ्चित् करोतु पर्यवसानमदृष्टाधीनमित्यर्थः, प्रारम्भोप्यदृष्टाधीन एवेत्याहादृष्टपरम इति, **अदृष्टमेव परमं** नियामकं प्रवर्तकं यस्य, **अदृष्टादेव प्रवर्तते**, अदृष्टानुसारेणैव फलं च प्राप्नोतीत्युक्तं, अत्र **हेतुर्जन** इति, यस्तु जायते स कर्मवशादेव, कर्मवादिनां तथैव सिद्धान्तः, अतः कर्माधीनं सर्वं ज्ञात्वा यस्तिष्ठति तस्य शोको न भवतीत्याहा**दृष्टमिति, आत्मनस्तत्त्वं** यथार्थरूपं प्रवर्तकनिवर्तकं यथा ब्रह्मवादिनां ब्रह्म यथा भगवांस्तथा कर्मात्मतत्त्वमिति यो मन्यते स **न मुह्यति**, पक्षान्तरेषूपालम्भोपि कश्चित स्यात्, कर्मपक्षे स्वकृतत्वान्न कोप्युपालभ्यो न प्रार्थनीयः, पक्षान्तरे तु प्रकारान्तरेण मोहः स्यात्, एवं शोकापनोदनार्थं कर्मतत्त्वमुपदिष्टम् ॥३०॥

एवं सम्भाषणेन कियत्कालं स्थित्वा ततो नन्दं प्रेषयितुं वसुदेवस्तस्य भयमुत्पादयति कर इति, तत्कृतमनूद्यते कृतकार्यत्वज्ञापनाय, **वार्षिकःकरो राज्ञे दत्तो वयं च सुहृदो दृष्टा** अतः **कौतुकार्थं नेह बहुतिथं स्थेयं**, तत्र **हेतुर्गोकुले** चकारादन्यत्राप्युत्पाताः **सन्ति**, यथामन्त्रणस्य श्रुतस्वात् ॥३१॥ एतावच्छ्रवणमात्रेणैव नन्दादयस्ततः शीघ्रं निर्गता इत्याहे**तीति**, निर्गमने प्रधानगुणभावस्य विस्मृतत्वान् नन्दादय इति निर्गमने सर्व एवोक्ताः, इत्येवं **शौरिणोक्ताः**, न त्वधिका काचित् सम्भावना जाता, स्वतस्तेषां गमनेपि सामर्थ्यं न जातमिति साधनानां पुरस्कारमाहानोभिरिति, अनडुद्युक्तैर्योजितबलीवर्दैः, तमनुज्ञाप्य तमपि ततः स्वगृहं प्रेषयित्वा लोके यथा **स्नेहोभिव्यक्तो** न भवति तथा कृत्वा **गोकुलं ययुः**, मध्ये कंसाद्युपद्रवमप्राप्य सुखेन **गोकुलं** प्रविष्टा इत्यर्थः।

गोकुलोत्सवमीशानं गोपगोपीगवां हितम् ।
ज्ञानतः कर्मतश्चैव तामसानां नमाम्यहम् ॥१॥३२॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** બધાય પુરૂષ અદષ્ટમાં રહેલા છે. તેઓ કર્મ પ્રધાન છે. જે કંઇ કર્મ કરે તે અદષ્ટને આધીન છે. અદષ્ટ તેનું પરમ છે. એ શબ્દોથી કહેલું છે. અદષ્ટ જ જેનું નિયામક અને પ્રવર્તક છે. તે છે. એટલે અદષ્ટ જ કર્મની પ્રવૃતિ થાય છે. અને તેને ફલ પ્રાપ્ત થાય છે. એ 'જન' શબ્દથી કહેલું છે. જે જન્મ લે છે. તે પણ કર્મ કરીને જન્મ લે છે. તે કર્મવાદીઓનો સિધ્ધાંત છે. તેથી કર્મને આધીન બધું છે એમ જાણી જે રહે છે. તેને શોક થતો નથી. જેમ આત્માનું તત્ત્વ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરાવનારું છે. તે ખરેખર રૂપ બ્રહ્મવાદીઓનું બ્રહ્મ છે. અને ભક્તોનું રૂપ ભગવાન છે. તેમ જે કર્મને આત્માનું તત્ત્વ માને છે. તે મોહ પામતો નથી. બીજા પક્ષમાં કોઇ ઠપકાને પાત્ર પણ થાય પણ કર્મમાં પોતે કરેલું હોવાથી કોઇ પણ ઉપાલંભને પાત્ર નથી. તેમજ કોઈ પ્રાર્થના કરવા યોગ્ય પણ નથી. એમ કર્મ તત્ત્વનો ઉપદેશ છે. (૩૦)

આવી રીતે પરસ્પર વાતચીત કરતાં કેટલો સમય રહીને નંદજીને ગોકુલ મોકલવા તેમનામાં ભય ઉતપન્ન કરે છે.

નંદજીએ પોતાનું કાર્ય પુરૂ કર્યું. એ જણાવવા તેમને કરેલ કાર્યનો અનુવાદ કરે છે. તમે રાજાને વાર્ષિક કર આપ્યો અને અમને મળ્યા હવે અહીં વધારે દિવસ રહેવું નહિ કારણ કે ગોકુલમાં ઉત્પાતો છે. મૂળમાં 'ચ' શબ્દ છે. એ જણાવે છે કે બીજે પણ ઉત્પાતો છે. કારણ કે એવી મંત્રણાઓ કંસ અને મંત્રીઓ સાથે થયેલી તે વસુદેવે સાંભળેલી છે. (૩૧)

આટલું સાંભળી નંદજી ત્યાંથી તરત નીકળી ગયા.

ત્યાંથી નીકળવામાં નંદજી અને ગોપો નીકળવાની વાત સર્વેને કહેલી વસુદેવ એ પ્રમાણે કહેલ ગોપો નીકળી જ ગયા. પણ વધારે સાંભળવાનો આદર થયો નહી. પોતાની મેળે જવાનું પણ તેઓનું સામાર્થ્ય ન હતું. તેથી સાધનો ગ્રહણ કર્યા. એમ 'ગાડાઓથી' શબ્દથી કહેલું છે. 'બળદો જોડેલાં' એટલે જેને બળદો જોડેલાં છે. તેવા ગાડાઓમાં તેઓ ગયા. એટલે રસ્તામાં કંસ તરફથી ઉપદ્રવ પામ્યા સિવાય સુખથી ગોકુલ ગયા એવો અર્થ છે.

કારિકા :-૧૭૧/૨ ગોકુલના ઉત્સવરૂપ, નિયમમાં રાખનાર, જ્ઞાનથી અને કર્મથી પણ ગોપ, ગોપીઓ અને ગાયોએ તામસોના હિતરૂપને હું નમન કરૂં છું. (કા.૧૭ ૧/૨)

॥ इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणेवान्तरप्रमाणप्रकरण ऐश्वर्यनिरूपकप्रथमाध्यायस्य स्कन्धादितः पञ्चमाध्यायस्य विवरणम् ॥

**"દશમ સ્કંધ પૂવાર્ધ" અધ્યાય ૫મો ઐશ્વર્યનું નિરૂપણ કરનાર પાંચમો અધ્યાય સંપૂર્ણ**

## ॥ द्वितीयःस्कन्धादितः षष्ठोध्यायः ॥

श्रीशुक उवाच ।

चरित्रमद्भुतं शास्त्रे लोकेपि भगवत्कृतम् ।
पूतनासुपयःपानं षष्ठे रक्षा निरूप्यते ॥१॥
एकं कार्यं भगवतो बह्वर्थानां तु साधकम् ।
अतो दुष्टवधो रक्षा बालकानां ततः कृता ॥२॥
वीर्यं भगवतो वर्ण्यं मायया भगवत्कृतम् ।
दुःखं तस्मात् तु मुक्तिर्हि निरोधोक्तेर्न दूषणम् ॥३॥
भयं निवर्त्यं वीर्येण द्विविधं बाह्यमान्तरम् ।
आन्तरं शब्दजं बाह्यं पूतनाजनितं तथा ॥४॥

## અધ્યાય છઠ્ઠો

**કારિકા :૧ થી ૪**

૧) પૂતનાના પ્રાણરૂપી ધાવણનું પાન અને બાળકોની રક્ષા એ ભગવાને કરેલું ચરિત્ર શાસ્ત્રમાં અને લોકમાં પણ અદ્‌ભૂત છે. તે આ છઠ્ઠા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવે છે.

૨) ભગવાનનું એક કાર્ય પણ ઘણા અર્થો સાધનારૂં હોય છે. તેથી ભગવાને દુષ્ટ પૂતનાનો વધ કરી તેનાથી બાળકોની રક્ષા કરી.

૩) ભગવાનના વીર્યનું આ અધ્યાયમાં વર્ણન કરવાનું છે. ભગવાને માયાથી દુઃખ કર્યું અને તેમાંથી મુક્તિ કરી નિરોધ કહેલો હોવાથી આ દૂષણ નથી.

૪) ભય વીર્યથી મટાડવાનો છે. તે બે પ્રકારનો છે. બહારનો અને અંદરનો-અંદરનો ભય શબ્દથી ઉત્પન્ન થયેલો છે. અને બહારનો પૂતનાએ ઉત્પન્ન કરેલો છે. વાક્ય શબ્દથી ઉત્પન્ન થયેલો અંદરનો ભય ભગવાનના શરણથી નાશ પામે છે. તેથી નીચેના શ્લોકમાં નંદજી ભગવાનને શરણે જવાનું કાર્ય કહે છે.

नन्दः पथि वचः शौरेर्न मृषेति विचिन्तयन्।
हरिं जगाम शरणमुत्पातागमशङ्कितः ॥१॥
कंसेन प्रेषिता घोरा पूतना बालघातिनी ।
शिशूंश्चचार निघ्नन्ती पुरग्रामव्रजादिषु ॥२॥

**શબ્દાર્થ :**

વસુદેવનું વચન ખોટુ નથી. એવો રસ્તામાં વિચાર કરતાં ઉત્પાતો થવાની શંકાવાળા નંદજી હરિને શરણ ગયા (૧)

કંસે મોકલેલી, બાળકોનો ઘાત કરનારી ઘોર પૂતના શિશુઓનો સંહાર કરતી, શહેરો, ગામડાંઓ, નેસડાઓ વિગેરેમાં ફરતી હતી. (૨)

प्रथमं वाक्यादुत्पन्नमन्तर्भयं **भगवत्स्मरणेन' नाश्यत** इत्याह **नन्द** इति, श्रवणमात्रेणैव भयान्निर्गता मध्ये गन्तुमप्यशक्ता **वाक्यं** विचारितवन्तः किमस्माकं भयं **कंसकृतं** भविष्यतीति ततो निर्गमनार्थमुक्तमाहोस्विद् यथाश्रुतमेव **गोकुले** भयमस्तीति तद्वाक्यं विचार्यान्यार्थमपि बाधितार्थं वदन्ननृतीभवतीति निश्चित्य निर्णयमाह **शौरेर्वचो मृषा न भवतीतीममर्थं विशेषण चिन्तयन् पथि** कार्यान्तराभावान्निश्चिन्ततया तमेवार्थं विचारयन् हृदयेनापि संवादं प्राप्य भयनिवृत्त्यर्थं **हरिं शरणं जगाम, 'सन्ती'** तिवचनं न विचारितं, अन्यथा जीवनमेव न स्यात्, किन्तु शङ्कामात्रं जातं, तदप्युत्पातागमनस्य, कदाचिदुत्पात आगच्छेदिति न त्वागत इति नापि निश्चयस्तदाहोत्पातागम**शङ्कित** इति, उत्पातागमार्थं शङ्कां प्राप्तः, एवंसन्देहकरणं भगवच्चरित्रं वस्तुतस्तु यदा [illegible]देव आह तदैव **पूतना गोकुले** समागता ॥१॥

एवामान्तरं भयं निवर्त्य बाह्यं भगवान् निवर्तयतीति प्रथमतो भयप्राप्तिमाह **कंसेनेति** सार्धैरष्टभिः, प्रथमतः सामान्यतस्तस्याः सर्वोपद्रवकर्तृत्वमाह यतो मारणीयेति, **कंसेन प्रेषिता शिशून् निघ्नन्ती** चचारेतिसम्बन्धः,ईश्वरप्रेषितायाःकार्यमावश्यकं स्त्रिया बालेषु स्नेहो भवतीति कथं प्रेषणमितिचेत् तत्राह **घोरेति**, जन्मादिसंस्कारेण संस्कृतान् वैदिककर्मणा सम्बद्धांस्तत्तदधिष्ठातृदेवतादिरक्षितान् कथं मारयतीत्यत आह **पूतनेति**, पूतानपि नयतीति **पूतना**, पुरुषानप्युत नयतीति वा, अतोतिबलिष्ठा, सर्वानेव मारयितुं शक्ता, ननूक्तं देवादीनां रक्षकत्वं तत्राह **बालघातिनीति**, यथा देवानां रक्षणसामर्थ्यं तथा तस्या बालघातकत्वं, भगवता तथैव निष्पादिता, अत एव **शिशूंस्त्रिवर्षपूर्वान् निघ्नन्ती चचार**, यदि भक्षयेत् तदाल्पेनापि निवृत्ता भवेत्, किन्तु बालकानां प्राणान् पीत्वा पीत्वा गच्छति, त्रिगुणेष्वपि स्थानेषु तस्या अप्रतिघात इति **पुरेषु** सात्त्विकेषु **ग्रामेषु** राजसेषु **व्रजेषु** तामसेषु च विद्यमानान् **शिशून्** मारयन्ती तदेकप्रयोजना **चचार**, आदि-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** નંદજી ગોપો સાથે મથુરાથી નીકળ્યા, રસ્તામાં ચાલવાની પણ શક્તિવિનાના તેઓ વિચારવા લાગ્યા કે આપણને કંસે કરેલ ભય થશે કે નહિ ગોકુલમાં તેવો કોઈ ભય છે ? વસુદેવનું વચન ખોટું નથી. એ શબ્દથી કહેલું છે કે આ ભય ખોટો નથી.

નંદજી આ બાબતોનો વિચાર કરતાં હૃદયમાં ગડમથલ થવાથી ભય મટાડવા માટે હરિને શરણે ગયા. ''ઉત્પાતો થવાની શંકાવાળા'' વિશેષણથી ઉત્પાતો આવવાની તેમને શંકા થઈ. આવી રીતે માત્ર સંદેહ ઉત્પન્ન કર્યો એ ભગવાનનું ચરિત્ર છે. ખરી રીતે તો જ્યારે વસુદેવ તેમને આ વચન કહેતા હતા ત્યારે પૂતના ગોકુલ આવી એ પ્રમાણે અંદરનો ભય મટાડી ભગવાન બહારનો ભય મટાડે છે. તેથી નીચેના અડાઆઠ શ્લોકથી પહેલાં બહારનો ભય આવ્યો તે કહે છે. (૧)

પૂતનાને મારવાની છે તેથી આરંભમાં સામાન્ય રીતે સર્વને ઉપદ્રવ કરતી હતી એમ કહે છે. કંસે મોકલેલી શિશુઓની સંહાર કરતી ફરતી હતી. ઇશ્વરે મોકલેલી પૂતનાએ શેઠનું કાર્ય કરવું જોઇએ એ જરૂરી હતું

સ્ત્રીને બાળકો પ્રત્યે પ્રેમ હોય છે. તેથી તેને બાળકોનો સંહાર કરવા કેમ મોકલી ? એવી શંકા થાય તેથી તે ઘોર હતી એમ કહેલું છે.

જન્મ વિગેરે સંસ્કારોથી પવિત્ર કરેલા, વૈદિક કર્મોના સંબંધવાળા અને જુદી જુદી અધિષ્ઠાતા દેવતાઓ જેઓનું રક્ષણ કરે છે. તેવા બાળોકોને તે કેવી રીતે મારતી હતી? એવી શંકામાં તે પૂતના હતી એમ કહેલ છે. પૂતાન્ પવિત્ર કરેલાઓને પણ નયતિ લઇ જાય છે તે પૂતના, તેથી તે ઘણી બળવાન હતી. અને બધાને મારવાને શક્તિવાળી હતી.

દેવો જે બાળકોનું રક્ષણ કરતા હતા. છતાં તેમને કેવી રીતે મારતી ? એવી શંકા થાય તેથી 'બાળકોનો ઘાત કરનારી' એમ કહેલું છે. ભગવાને તેને તેવી જ બનાવી અને ઘાત કરવાનું સામર્થ્ય આપેલ છે. એટલે બાળકો ત્રણ વર્ષની અંદરનાનો સંહાર કરતી હતી. તે બાળકોનું ભક્ષણ કરતી ન હતી પણ તેમના પ્રાણ પીને જતી રહેતી હતી. તેને કોઇ અટકાવનાર ન હતું. તેથી સાત્ત્વિક શહેરોમાં, રાજસ ગામડાઓમાં અને તામસ નેસડામાં રહેતાં બાળકોનો સંહાર કરતી હતી. તે ફરતી હતી. જો પહેલાં એમ હોત તો તે સમયે કોઇ પણ બાળક જીવતું ન હોત એવી શંકા થાય તે નીચેના શ્લોકથી કહે છે. (૨)

न यत्र श्रवणादीनि रक्षोघ्नानि स्वकर्मसु ।
कुर्वन्ति सात्त्वतां भर्तुर्यातुधान्यश्च तत्र हि ॥३॥
सा खेचर्येकदोपेत्य पूतना नन्दगोकुलम् ।
योषित्वा माययात्मानं प्राविशत् कामचारिणी ॥४॥



**શબ્દાર્થ :**

કારણ કે જ્યા પુરૂષો સ્વકર્મો કરે છે. તેમા રાક્ષસોને હણનારાં વૈષ્ણવોના પતિનાં શ્રવણ વિ. કરતા નથી. ત્યાં રાક્ષસીઓ આવે છે. (૩)

તે આકાશમાં ફરનારી પૂતનાએ એકવાર નંદના ગોકુલ પાસે આવી, માયાથી પોતે સ્ત્રીનું રૂપ ધારણ કરી, કામ ચારિણી થઇ અને ગોકુલમાં પ્રવેશ કર્યો. (૪)

शब्देन खेटखर्वटवाटीष्वपि॥२॥ नन्वेवं सति पूर्वमपि कोपि बालकस्तदापि न जीवेदत आह **न यत्रेति, यत्र सात्त्वतां भर्तु**र्भगवतो देवादिपोषकस्य **श्रवणादीनि** नवविधानि षड्विधानि वा तत्रापि **रक्षोघ्नानि** वा यैर्गुणै राक्षसा एव हन्यन्ते यथा रघुनाथचरित्राणि ताटकादिमारणरूपाणि, **स्वकर्मसु** रक्षककर्मसु स्वधर्मेषु वा 'स्वशब्देनाधर्मशाखाः सर्वा एव निवारिताः, तत्र तु भवन्त्येव **यातुधान्यः**, तदीया वा ते, "यस्य स्मृत्या चे" तिवाक्यात् स्वधर्मा भगवच्छ्रवणाद्यभावे

पूर्णा एव न भवन्ति, रक्षांसि सर्वत्र देशादिषु तिष्ठन्ति, अत एवाऽ "पहता असुरा" इत्यादिमन्त्राः, अत एव रक्षसां पूर्वं तत्र सम्बन्धात् तत्सम्बन्धेन **यातुधान्यः** समायान्ति, यातुधानसम्बन्धी यत्रकुत्रचिदिति सर्वत्र तत्तत्स्वामिनिराकरणसमर्थाः, युक्तश्चायमर्थः, भर्तृषु विद्यमानेषु स्त्रीणां गतिरबाधिता भवतीति, रक्षोमारकैरेव रक्षोनिवृत्तिर्यथा वायुवशाद् दीपे गच्छति तैलेन न प्रतीकारस्तथा रक्षोघ्नव्यतिरिक्तैर्न प्रतीकारः, मन्त्राणां तु स्वाध्यायपोषितानामेवापहतपाप्मत्वाद् "अग्निं वै जात" - मित्युपाख्यानेपहतपाप्मत्वं तस्यैव निरूपितं, मर्यादायामाधिदैविकाध्यात्मिकाधि-भौतिकेषूत्तरमुत्तरं बलीयः सापेक्षसामर्थ्याच्च तदधिष्ठातृदेवताप्रेरणेन परस्मिन् फलजननसामर्थ्यात्, भगवांस्तु सर्वगतः, भक्तिमार्गश्च स्वप्राकट्यार्थं विशेषेण हेतुः कृतः, अतः **सात्त्वतामेव भर्तुः श्रवणादीनि रक्षोघ्नानि** भवन्ति, आगन्तुकैरागन्तुकानामेव निवारकत्वं न तु सहजानां, एवं प्रबलदुर्बलभावे बाध्यबाधक भाव उचितः, अनेनाग्रे श्रोतुः शङ्कापि निवारिता, वर्णाश्रमधर्मवत्त्वेन स्वमात्रम्बन्धिषु न तु भगवदर्थकेषु कर्मसु यत्र भगवान्नामश्रवणेनैव रक्षोनिवृत्तिस्तत्र साक्षाद्भगवति विद्यमाने का चिन्तेति, एतदर्थमेव स्वपदम् ॥३॥ एवं तस्याः सर्वोपद्रवकर्तृत्वं सूपपत्तिकमुपपाद्य **गोकुलेपि** तस्याः समागमनमाह **सा खेचरीति, एकदेति** यस्मिन् काले देवादीनां न सम्बन्धः, **आश्लेषानक्षत्रे विषघटिकायां मृत्युयोगे भूमिष्ठे** भगवति, भूमिः सर्वदेवरक्षितेति कथं तस्या आगमनमित्याशङ्क्याह **खेचरीति,** तद्धर्मवत्त्वेन प्रतिपादितं वैकुण्ठादेरागतस्य मर्यादानाशकत्वबोधनार्थं, **नन्दस्य गोकुलमिति,** नन्दे विद्यमाने **गोषु** वागन्तुं न शक्नुयात्, उभयोरपि तत्राभावात् **समागतेति,** आदौ निकटे समागत्य यत्र स्थिता माया प्रवेशं कृतवती तत्र स्थित्वा ततोग्रे गमनासामर्थ्यात् स्वस्येष्टदेवतां मायारूपं भगवन्तं ध्यातवती तदा भगवान् मायारूपस्तां स्त्रीरूपां यशोदादितुल्यां कृतवान् "मायेत्यसुरा" इतिश्रुतेः "तद्धैनान् भूत्वावती" ति च, तदाहोपेत्यात्मानं **मायया योषित्वेति,** आत्मानं योषितं कृत्वेत्यर्थः, तदा **प्राविशत्,** ननु तथाप्यज्ञाता स्त्री कथं प्रवेशं प्राप्तवतीति तत्राह **कामचारिणीति,**कामं यथेच्छं चरतीति तथा, प्रवेशे तरुणीरूपं कृतवतीति पुरुषा न निवारयिष्यन्तीतिनिश्चयः, यत्रयत्र कामप्रवेशस्तत्रतत्र प्रवेष्टुं शक्तेति, अतो यथा मूर्तिमति काम उद्रिक्ते वा प्राणिनामन्धत्वमेवं तस्यामपीत्युक्तम् ॥४॥ सर्वव्यामोहनार्थं भगवत्कृतं तस्या रूपं वर्णयति तां **केशेतिद्वाभ्यां** स्वरूपचेष्टाभेदेन, मायाकृतमेव रूपमिति हिरण्याभरणाम्बरादिभिरेव तस्या **मोहकत्वमुच्यते,केशबन्धे व्यतिषक्ता मल्लिका** यस्यां, दूराद् -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જ્યાં વૈષ્ણવોના પતિ, દેવોના પોષણ કરનાર ભગવાનના શ્રવણ વિગેરે નવ પ્રકારના અથવા છ પ્રકારનાં તેમાં પણ રાક્ષસોને હણનારાં જેવાં કે તાટકા

વિ. વધરૂપ રઘુનાથના ચરિત્રો જેમાં રાક્ષસોનો વધ થાય છે. સ્વકર્મમાં અથવા સ્વધર્મમાં રાક્ષસો હોતા નથી. સ્વધર્મમાં 'સ્વ' શબ્દ છે. તેથી અધર્મની બધી શાખાઓનું નિવારણ થાય છે. જ્યાં અધર્મ હોય છે ત્યાં રાક્ષસીઓ હોય છે. 'જેમની સ્મૃતિથી' વાક્ય પ્રમાણે ભગવાનના શ્રવણ વિગેરે વિના સ્વધર્મો પૂર્ણ થતા જ નથી. બધા દેશ વિગેરેમાં રાક્ષસો રહે છે. તેથી 'અસુરો હણાયા' વિ. મંત્રો છે. રાક્ષસો સાથે સંબધ છે તેવી રાક્ષસીઓ ગમે તે સ્થળે હોવાથી દેવોને હઠાવવાના સામર્થ્યવાળી હોય છે. જ્યાં 'ધણીઓ હાજર હોય ત્યાં સ્ત્રીઓની ગતિને રોકનાર કોઇ હોતું નથી.'

જેમ વાયુને લીધે દીવો હોલાવાતો હોય તેનો ઉપાય તેલથી થતો નથી (તેલ દીવને હોલવવામાં અટકાવી શકતું નથી) તેમ રાક્ષસોને મારનારાઓ વિના તેમને ભગાડવાનો ઉપાય નથી. મંત્રોજ પાપનો નાશ કરે છે. મંત્રને પાપનો નાશ કરનાર કહેલ છે.

ભગવાન તો સર્વત્ર રહેલ છે. અને પોતાના પ્રાગટ્ય માટે ખાસ કરીને ભક્તિમાર્ગને તેમને કારણ બનાવેલ છે. ભક્તિમાર્ગ માટે પોતે પ્રગટ થયા છે. તેથી વૈષ્ણવોના પતિનાં શ્રવણ વિગેરે રાક્ષસોને હણનારાં છે.

આગંતુકોથી આગંતુકોનું નિવારણ થાય પરંતુ નિવારણ ન થાય એ પ્રમાણે પ્રબલ અને દુર્બલનો ભાવ ત્યાં બાધક અને બાધ્યનો ભાવ હોય એ યોગ્ય છે. આથી શ્રવણ કરવાનું શંકાનું પણ નિવારણ થાય છે.પુરૂષો પોતાના દેહના સંબધવાળા કર્મ કરે છે. પરંતુ ભગવાન માટે કાંઇ કર્મ કરતા નથી. જ્યાં ભગવાનના નામના શ્રવણથી રાક્ષસો ભાગી જાય છે. આટલા માટે 'સ્વ' પદ યોજેલું છે. (૩)

એવી રીતે પૂતના સર્વને ઉપદ્રવ કરનારી હતી. તે ગોકુલમાં પણ આવી તે નીચેના શ્લોકથી કહે છે.

એકવાર એટલે જે સમયે ગોકુલમાં દેવોનો સંબધ ન હતો. આશ્લેષા નક્ષત્ર, વિષ ઘટીકા, અને મૃત્યુ યોગ હતો ભગવાન ભૂતલ પર હતા ત્યારે ગોકુલમાં આવી ભૂમીનું સર્વ દેવો રક્ષણ કરતા હતા. તો તે કેવી રીતે આવી ? એવી શંકામાં તે ''આકાશમાં ફરનારી હતી.'' 'નંદનું ગોકુલ' શબ્દથી વ્યાપિ વૈકુંઠમાંથી પધારેલ ભગવાન મર્યાદાનો નાશ કરનારા છે. એમ જણાવવા ગોકુલ મર્યાદા ધર્મોવાળું છે એમ જણાવ્યું છે. જો ગોકુલમાં નંદજી અથવા ગાયો હાજર હોત તો પૂતના આવી શક્ત નહિ. તે બંને હાજર ન હતા. તેથી એ આવી.

આરંભમાં ગોકુલની સમીપ આવી. જ્યાં તેનામાં માયાએ પ્રવેશ કર્યો અને તેનાથી આગળ જવાનું સામર્થ્ય તેનામાં માયારૂપભગવાનનું ધ્યાન કર્યું ત્યારે માયારૂપ ન રહ્યું એટલે ભગવાને 'માયા એ અસુરો છે' તે પ્રગટ થઇ આમનું રક્ષણ કરે છે એ શ્રુતિ પ્રમાણે તેને યશોદા જેવી સ્ત્રી બનાવી. 'માયાથી પોતે સ્ત્રીનું રૂપ ધારણ કરી' શબ્દોથી કહેલું છે. તે સમયે તેને ગોકુલમાં પ્રવેશ કર્યો. છતાં અજાણી સ્ત્રી ગોકુલમાં કેવી રીતે પ્રવેશ પામે ? એ શંકામાં તે

'કામચારિણી' વિશેષણ યોજેલું છે. ઇચ્છા પ્રમાણે ફરે છે. તે કામચારીણી છે. તેના રૂપને જોઇ પુરૂષો તેને રોકશે નહિ કારણ કે જ્યાં જ્યાં કામદેવનો પ્રવેશ હોય ત્યાં તે કામચારિણીથી પ્રવેશ કરવા શક્તિવાળી હતી. જ્યાં કામ મૂર્તિમંત હોય ત્યાં પ્રાણીઓ અંધ થાય છે. તેમ તેને જોઇને પ્રાણીઓ અંધ થતા હતા. (૪)

સર્વને મોહ પમાડવા જે ભગવાને તેનું જે રૂપ કરેલું તેનું સ્વરૂપ બે શ્લોકથી વર્ણન કરે છે.

तां केशबन्धव्यतिषक्तमल्लिकां बृहन्नितम्बस्तनकृच्छ्रमध्यमाम् ।
सुवाससं कम्पितकर्णभूषणत्विषोल्लसत्कुन्तलमण्डिताननाम् ॥५॥
वल्गुस्मितापाङ्गविसर्गवीक्षितैर्मनो हरन्तीं वनितां व्रजौकसाम् ।
अमंसताम्भोजकरेण रूपिणीं गोप्यः श्रियं द्रष्टुमिवागतां पतिम् ॥६॥
बालग्रहस्तत्र विचिन्वती शिशून् यदृच्छया नन्दगृहे सदन्तकम् ।
बालं प्रतिच्छन्ननिजोरुतेजसं ददर्श तल्पेऽग्निमिवाहितं भसि ॥७॥

**શબ્દાર્થ :**

અંબોડામાં ગૂંથેલા મોગરાંના ફૂલોવાળી, મોટા નિતંબ અને સ્તનોવાળી, સાંકડી કેડવાળી, સારાં વસ્ત્રોવાળી ઝૂલતા કાનના આભૂષણની કાંતિથી પ્રકાશતા કેશોથી શોભતા મુખવાળી, મનોહર કટાક્ષો નાખી જોવાથી વનવાસીઓના મનને હરતી, રૂપવાળી, તે સ્ત્રીને ગોપીઓ એ તેના કમળવાળા હાથથી પતિના દર્શન કરવા આવેલી હોય તેવી લક્ષ્મી માની. (૫-૬)

ત્યાં બાળકોને શોધતી, બાળકને પકડનારીને ભગવદ ઇચ્છાથી નંદજીના ઘરમાં જેને પોતાનું ઘણું તેજ ઢાંકેલું છે તેવા દુષ્ટોના સંહાર કરનારા, રાખમાં ભારેલા અગ્નિ જેવા બાળકને પથારીમાં જોયા. (૭)

दर्शनेन गन्धेन च व्यामोह उक्तः, बन्धे मल्लिकास्तु न पतन्ति, मल्लिका तत्कालपुष्पोपलक्षिका, सौन्दर्यं गन्धश्च तत्रैव प्रतिष्ठितौ, स्थूल**नितम्बस्तनै**रल्पमध्येन च सर्वबन्धसहितसम्भोगयोग्यता निरूपिता, वस्त्रं चोत्तमं रसजनकं, **कम्पिते** ये **कर्णभूषणे** कुण्डले **तयोस्त्विषोल्लसन्ति** यानि **कुन्तलानि तैर्मण्डितमाननमिति,** मुखे सौन्दर्यं मोहार्थे निरूपितं, **कर्णभूषण**मुपरिभागस्थं वा, तेन कुण्डलयोरपि कान्तिः, **भूषणस्य** सर्वोत्तमत्वं निरूपयति ॥५॥ तस्याश्चेष्टामाह **वल्गुस्मितेति,** सहजस्मिताभावाय वल्गुस्मितमित्युक्तं, तत्सहितं **यदपाङ्ग**निरीक्षणं कटाक्षदर्शनं तदप्यनेकविधमलसवलितादिरूपं तदाह बहुवचनेन, अपाङ्गानां **विशेषेण सर्गा** यत्र **वीक्षितेषु,** अतो **व्रजौकसां मनो** हरन्तीं, व्रजस्थिता विवेकरहिता भवन्ति, अनेनैव गोपैर्निवारणं प्रतिषिद्धं, **मन** इत्येकवचनं सर्वेषामेकरूपत्वबोधनाय, अत एव **गोपैः** सा सम्यग् दृष्टापि न गोपीभिरेव परं दृष्टा,तास्तु

पूर्णज्ञानवत्योपि भगवत्कृतं तद्रूपं मत्वा भगवच्चरित्रत्वाद् घातकत्वमबुद्ध्वा स्वभोगार्थं लक्ष्मीमेवाकारितवानिति ज्ञातवत्यः, न हि लक्ष्म्यां दासीनां **वैमनस्यं** सम्भवति, तदाह **गोप्यो द्रष्टुमागतां तां श्रियमेवामंसत**, तथैव च भगवान् रूपं सम्पादितवानिति, **लक्ष्म्या** असाधारणं चिह्नमाहाम्भोजकरेणोपलक्षितेति, लीलाकमलयुक्तेन **करेण**, अनेन रिक्तहस्ततापि निवारिता, **रूपिणीमिति** स्वस्मिन्नावेशातिरिक्तरूपां, तत्रापि पतिं **द्रष्टुकामा** न केनापि निवार्या, अतो **गोप्यः** पुरस्कारमेव कृतवत्य इति न **तां** बाधकत्वम् ॥६॥ सा गोकुलेपि बालकान्वेषणार्थमेव प्रवृत्ता न तु साक्षाद्भगवन्निकटे स्वतो गतेत्याह **बालग्रह** इति, बालान् गृह्णातीति **बालग्रहः**, भगवांस्तु न बाल इति तत्र तस्या नाग्रहः, तत्र गोकुले **शिशून् विचिन्वती चचार, विचयन** एव प्रवृत्ता जाता, न तु कश्चिन्मारितवती भगवतो रक्षकत्वात्, तदा भगवान् स्वनिकट एव तामानीतवानित्याह **यदृच्छया नन्दगृहे बालं ददर्शेति,** भगवदिच्छाव्यतिरेकेण सर्वैरेवोपायैस्तत्र गमनमशक्यं, नन्वेषा कृत्रिमा दुष्टा कथं भगवन्तं दृष्टवतीत्याशङ्क्याहा**सदन्तकमिति, असतामन्तको** मारकः, तांश्च दृष्ट्वैव मारयति, अतो मारणीयानामपि दर्शनं न बाधितं, **नन्दगृहे**ष्यसन्तो भगवता निवारणीयाः, तस्या बालाविष्टचित्तायास्तत्र विचारो न जात इति सूचनार्थमाह **बालमिति,** तथाप्यलौकिककान्त्या कथं न विचारो जात इत्यत आह **प्रतिच्छन्ननिजोरुतेजसमिति, प्रतिच्छन्नं** स्वेनैवाच्छन्नं प्रतिकूलार्थं **वाच्छन्नं निजं यदुरु तेजः**, वैष्णवतेजसि प्रकटेसुरघातकं तदिति दन्दह्यमाना निवर्तेत, सर्वथा कान्तितिरोधाने यशोदादीनां भयं स्यादत आहोर्विति, यावता तस्या आगमनं सम्भवति तावत् तिरोधानं भगवतः क्रियाज्ञानशक्ती अतिरोहिते सर्वदा प्रकृतेपि च तदुपयोगात् ततःकथं ताभ्यां न निवारितेत्याशङ्क्याह **तल्प** इति, **तल्पे** शयानो बालकः क्रियारहितो भवति, अवस्थया क्रियाशक्तेस्तिरोभावः तत उत्थाने चलनेन सह क्रियाविर्भविष्यति, ज्ञानशक्तेः प्रकाशः सहजो यतो ब्रह्मविदामपि ज्ञाने सति तद् भवति स कथं न बाधक इत्याशङ्क्याहा**ग्निमिवाहितं** भसीति, यथाग्निहोत्रिणा भस्मनाग्निस्तिरोहितः क्रियतेकाले प्रादुर्भावार्थं तत्तेजोन्यन् नाशयेन्न तु स्वजनितं, अतो ज्ञानशक्त्या जनिता येच्छा तया तिरोहितं प्रवृत्तिपर्यन्तं न बाधकं भवति ॥७॥ स्वतो ज्ञानशक्तेर्बाधकत्वमाशङ्क्य तस्या अपि तिरोधानमाह **विबुध्येति,** ज्ञानशक्तेः स्वरूपमेतत् कीर्तितं, न तु बोध उत्कर्षार्थं -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** તેનું રૂપ માયાએજ બનાવેલું હતું. તેથી સુર્વણનાં આભરણો અને વસ્ત્રો વિગેરેથી તે મોહ ઉત્પન્ન કરતી હતી એમ કહેલું છે. અંબોડામાં મોગરાનું ફલ ગૂંથેલું હતું. દૂરથી જોવાથી અને ગંધથી તે મોહ ઉત્પન્ન કરતી હતી. મોટા નિતંબો અને સ્તનો તથા નાની કેડથી એવું નિરૂપણ કરેલું છે કે સર્વ પ્રકારના બંધથી સંભોગ

યોગ્યતા ઝૂલતાં હતાં બે કુંડલો કાનમાં તેના તેજથી જે કેશો પ્રકાશતા હતા, તેનાથી તેના મુખની શોભા થયેલી હતી. એમ કહી મુખનાં સૌન્દર્યનું નિરૂપણ કર્યુ. આથી આભૂષણોથી તેનું નિરૂપણ કર્યુ. હવે તેની ચેષ્ટા કહે છે. તેનું સ્મિત કુદરતી ન હતું. તેવા સ્મિત સહિત તે કટાક્ષથી જોતી હતી. કટાક્ષો વિશેષ રીતે નાખવામાં આવતા હતા. જે જોવામાં વ્રજ વાસીઓના મનને હરતી હતી. વ્રજમાં નેસડામાં રહેનારા વિવેક વગરના હોય છે. આથી ગોપોનું મન તેણે હર્યુ ગોપોએ તેને ગોકુલમાં જતી રોકી નહી એમ કહેલું છે. સર્વ ગોપો એકમનવાળા થયા હતા. તે બતાવવા 'મનને' એક વચન વાપર્યુ છે. તેથી જ ગોપોએ તેને સારી રીતે જોઇ પૂર્ણ જ્ઞાનવાળી હોવા છતાં તેનું રૂપ ભગવાને બનાવેલું છે. એમ માનીને તે ઘાત કરનારી છે. એમ ભગવાનના ચરિત્રને નહિ જાણતાં તેઓએ એમ જાણ્યુ કે ભગવાને પોતે ભોગ કરવા માટે લક્ષ્મીને જ બોલાવેલી છે. દાસીઓ લક્ષ્મીજીની અવગણના કરે તે સંભવતું નથી. ગોપીઓએ તેને દર્શન કરવા આવેલી લક્ષ્મી જ માની શબ્દોથી આ કહેલું છે. 'કમળવાળા હાથથી' તેવી તે દેખાઇ એમ લક્ષ્મીજીનું અસાધારણ ચિન્હ કહ્યું છે. તે લીલા કમળવાળા હાથ વાળી હતી. તેના હાથમાં લીલા કરવાનું કમળ હતું. તેથી ખાલી હાથવાળી ન હતી. એમ કહેલું છે. તે રૂપવાળી હતી એટલે પોતાનામાં જે આવેશ હતો તેને લીધે ઉત્તમ રૂપવાળી હતી તેમાં પણ 'પતિના દર્શન કરવાની ઇચ્છાવાળી' હોવાથી કોઇએ અટકાવવા યોગ્ય ન હતી. તેથી ગોપીઓએ તેને માન જ આપ્યું અને અટકાવી નહીં. (૫-૬)

ગોકુલમાં પણ તે બાળકોને શોધવામાં પ્રવૃત્ત રહી. પરંતુ ભગવાનની સમીપ પોતાની મેળે ગઇ નહી એમ નીચેના શ્લોકથી કહે છે.

બાળકોને પકડે તે બાલગ્રહ ભગવાનતો બાળક ન હતા. તેથી ભગવાનને પકડવાનો તેને આગ્રહ ન હોત. તેથી ગોકુલમાં બાળકોની શોધમાં ફરતી, પણ કોઇ બાળકને તેણે માર્યુ નહી કારણ કે ભગવાન તેઓનું રક્ષણ કરતા હતા. ''ભગવદ્ ઈચ્છાથી નંદજીના ઘરમાં બાળકને જોયા ભગવદ્ ઈચ્છાથી શબ્દોથી એમ કહેલું છે કે તે સમયે ભગવાન પોતાની સમીપ તેને લાવ્યા. ભગવાનની ઇચ્છા વગર બધા ઉપાયોથી ત્યાં જવાનું બની શકે એમ ન હતું.

આ પૂતના બીજાનું રૂપ ધારણ કરેલું હોવાથી બનાવટી દુષ્ટ હતી. તેને ભગવાનના દર્શન કેમ કર્યા. ? એવી શંકામાં ''દુષ્ટનો સંહાર કરનાર'' શબ્દ યોજેલ છે. ભગવાન દુષ્ટોનો સંહાર કરનાર છે. તેઓને જોઇને જ તેમનો સંહાર કરે છે. તેથી જેઓને મારવાના છે. તેઓને પણ ભગવાનનું દર્શન થાય તેમાં બાધ નથી. ભગવાન દુષ્ટોનો સંહાર કરનાર છે. તે વિચાર પૂતનાને બાળકોને શોધતી હતી એટલે આવ્યો ન હોત તે બદલ 'બાળકને' પદ યોજેલ છે. છતાં પણ ભગવાનની અલૌકિક કાંતિથી તેને એ વિચાર કેમ ન આવ્યો ? એવી શંકા થાય. તેથી ''જેમને પોતાનું ઘણું તેજ ઢાંકેલું છે.'' એ શબ્દો યોજેલ છે. તેમ ન કર્યુ હોત તો વૈષ્ણવોનું તેજ પ્રગટ થતાં તે પાછી જાત. તેથી ભગવાને પોતાનું તેજ ઢાંકી

દીધેલું એમ કહે છે. ભગવાનની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ સદા પ્રગટ રહે છે. તે શક્તિઓની જરૂર છે. તે બે શક્તિઓએ પૂતનાને પાછી કેમ ન કાઢી ? એ શંકામાં 'પથારીમાં' એ શબ્દ યોજેલ છે. પથારીમાં સૂતેલો બાળક ક્રિયા વિનાનો હોય છે. બાળપણને લીધે ક્રિયાશક્તિનો તિરોભાવ હોય છે. જ્ઞાનશક્તિનો પ્રકાશ સહજ હોય છે. તે બાધક કેમ ન થયો ? એવી શંકામાં ''રાખમાં ભારેલા અગ્નિના જેવા'' શબ્દો યોજેલ છે. જેમ જરૂર પડે તેમ અગ્નિનો પાદુર્ભાવ કરી શકાય તે માટે અગ્નિહોમી તેને રાખથી તિરોહિત કરી નાખે છે. તેથી જ્ઞાનશક્તિથી જે ઇચ્છા ઉત્પન્ન થઇ તેનાથી તેજ તિરોહિત થયેલું, તે જ્યાં સુધી પૂતનાની પ્રવૃત્તિ ન થાય ત્યાં સુધી તેને પીડા કરનારૂં ન થાય. (૭)

જ્ઞાન શક્તિ તેને પોતાની સમીપ આપવામાં અટકાવ કરે એવી શંકા થાય તેથી તેનું પણ તિરોધાન કર્યુ તે હવે કહે છે.

विबुध्य तां बालकमारिकाग्रहं चराचरात्मा स निमीलितेक्षणः ।
तमङ्कमारोपयदन्तकान्तकं यथोरगं सुप्तमबुद्धिरज्जुधीः ॥८॥
तां तीक्ष्णचित्तामतिवामचेष्टितां वीक्ष्यान्तराकोशपरिछदासिवत् ।
वरस्त्रियं तत्प्रभया च धर्षिते निरीक्षमाणे जननी ह्यतिष्ठताम् ॥९॥



**શબ્દાર્થ :**

પૂતનાને બાળકોનો સંહાર કરનાર ગ્રહ જાણીને તે સ્થાવર અને જંગમના આત્માએ ભગવાને ચક્ષુઓ મીચ્યાં જેમ સૂતેલા સર્પને અજ્ઞાનથી દોરડું માનનાર ઉપાડે તેમ તે પૂતનાએ અનંત અંતકને ખોળામાં લીધા. (૮)

તલવારનું ઢાંકણ મ્યાન છે. તે તીક્ષ્ણ ચિત્તવાળી અને ઘણી જ વિરૂધ્ધ ચેષ્ટાવાળી ઉત્તમ સ્ત્રીને ઘરમાં જોઈને તેની પ્રભાથી અંજાઇ ગયેલી માતાઓ તેને જોતી જોતી ઉભી રહી (૯)

मुक्तः, पुरोवर्तीन्द्रियसन्निकर्षे सङ्केतितस्य स्मरणमिव तस्या दर्शनेन तदीया गुणा उद्भूता इत्येतदर्थमाह **तां बालकमारिकाग्रहमिति**, प्रसिद्धिप्रेरणादिकं तच्छब्देनोक्तं, मुख्यं दोषमनुवदति, **बालकानां मारिका** बालघातिनी तथाभूता सती ग्रहरूपा च, गृह्णन्तीति ग्रहाः, मारयितुं चेन्न शक्नुवन्ति शीघ्रं गृहीत्वापि तावत् तिष्ठन्ति तथा प्रतीकारेपि, ननु तर्ह्युत्थाय कथं न मारितवांस्तत्राह **चराचरत्मेति**, स्थावरेजङ्गमानामयमात्मा यदि मर्यादां त्यजेत्तदा जीवजडयोर्विलय एव स्यात्, अस्तु विलय इति चेत् तत्राह **स इति**, स मूलभूतो जगत्कर्ता, ज्ञानमतिरोहितमेव भवतीति तस्य तिरोधानार्थ यत्नं कृतवानित्याह **निमीलितेक्षणो जात इति**, एवं सर्वांशेनाबाधे जाते सा समागत्य भगवन्तं गृहीतवतीत्याह**ानन्तमिति**, ग्रहणे शङ्काभावार्थमनन्तपदं, अनान्यदपि सूचितमक्लिष्टकर्मा भगवान् स्वतो न कञ्चिन्मारयति तयैव परं स्वतः कालो गृहीत इति निकट उपविश्य तमङ्के **समारोपयत्** कालो हि घातकानां हितकारीतिशङ्काव्युदासार्थमाह**ान्तकमिति**, स हि सर्वमारकः, नन्वारोपणे क्रियाशक्तिः

प्रबुद्धा कथं न बाधिका जातेत्याह **यथोरगं सुप्तमिति,** सर्पाणामतितामसत्वात् तेषामत्यन्तं निद्रा, अतो मारणपर्यन्तं न क्रिया तेषु, तथा भगवतोपि क्रिया सर्वथा नाविर्भूता, ननु स्पर्शेण ज्ञानशक्तिस्तेजः कथं नाविर्भूतमिति चेत् तत्राह**बुद्धिरज्जुधीरिति, अबुद्ध्याज्ञानेन सर्पे रज्जुधीर्यस्य,** रज्जुर्बन्धिका, सर्पो मारकः,स्नेहेन स्तने दत्ते मय्यनुरक्तो भविष्यतीत्यापाततो बुद्धिर्न तु मारकत्वं जानाति यथा रज्जुबुद्ध्या गृहीतः सर्पः स्वस्पर्शेपि न ज्ञानं जनयति, अतो भगवज्ज्ञानं तेजोपि स्पर्शेन नाविर्भूतमित्यर्थः ॥८॥ ननु यशोदारोहिणीभ्यां कथं सा न निवारितेत्याह **तां तीक्ष्णचित्तामिति, तां निरीक्ष्य तत्प्रभया धर्षिते जननी** जनन्यावतिष्ठतां निवारयितुं वाशक्ते जाते यशोदारोहिण्योर्मोहाभावात्, भगवत्समीपे मायाया विलयात्,तद्गता धर्मा सर्वे भाता इत्याह तामित्यादिपदैः, तच्छब्देन तद्गताः पूर्वधर्माः सर्वे निरुक्ताः, पूर्वं प्रवेशार्थं व्यग्रचित्ता मोहनाभिनिविष्टा च, इदानीं तु तदुभयाभावात् चित्तक्रौर्यं प्रकटीभूतं ताभ्यां ज्ञातं निरूपयति **तीक्ष्णचित्तामिति** तस्या अन्तर्गतो दोषो निरूपितः, बहिर्गतान् निरूपयत्यति**वामचेष्टितामिति,** अत्यन्तं **वामं** वक्रं कठिनस्पर्शादिरूपं **चेष्टितं** यस्याः, एवमन्तर्बहिस्तस्या दोषं दृष्ट्वापि स्वतो निवारणेशक्तावपि रक्षकेभ्यो निवेदनाभावे हेतुमाह**अन्तराकोशपरिच्छदासिवदिति,** अन्तरा गृहमध्येन्तर्वा महतां, तत्रागमनयुक्तं मध्यास्थितानां चाप्रयोजकत्वं ज्ञातं, किञ्च **कोश एव परिच्छदो** वेष्टनस धनं यस्यैतादृशोसिः खड्गः, आसमन्तात् **कोश** इति वा, अतिधनयुक्तः परिच्छदो वा यस्य, अनेन बहिर्मुखलोका अन्तर्गतं दूषणं तद्गतं येनकेनचिदुच्यमानं न गृह्णन्त्येव, अत एव ज्ञात्वा ताभ्यां न कश्चिज्ज्ञापितः, तथाभूतं प्रकृते विशेषणमाह **वरस्त्रियमिति, वरणीया स्त्री परमसुन्दरी,** अतः पुरुषमात्रेणैव वरणीयेति न कोप्येनां मारयिष्यतीतिभावः स्त्रीणां त्वसामर्थ्यमेव, तथापि भगवत्स्नेहात् प्रयत्न एव **कर्तुमुचितो** न त्वौदासीन्यमिति चेत् तत्राह **तत्प्रभया च धर्षिते** इति, **तस्याः प्रभा** भगवत्कृता, राक्षसो भावो मानुषभावोपमर्दकः, अतस्तस्याः **प्रभयोभे** अपि धर्षिते, चकाराद् भगवदिच्छया च, अत एव **निरीक्षमाणे एवातिष्ठतां,**-

### ભાવાર્થ :

**સુબોધિનીજી :** ''તેને બાળકોનો સંહાર કરનાર ગ્રહ જાણીને'' શબ્દથી ભગવાનને જ્ઞાન થયું તે દર્શાવવા કહેલ નથી. તેને પૂતનાને જોવાથી તેના ગુણો ભગવાનને પ્રત્યક્ષ થયા. ગ્રહણ કરે પકડે તે ગ્રહો. જો તેઓ સંહાર કરવા શક્તિવાળા ન હોય તો તરત પકડીને રોકી રહે છે. તો ભગવાને તેને ઉભા થઈ કેમ ન મારી ? એવી શંકા થાય તેથી ''સ્થાવર અને જંગલના આત્મા'' પદ યોજેલું છે. જો તે મર્યાદાનો ત્યાગ કરે તો જીવો અને પદાર્થોનો નાશ જ થાય. 'તે' શબ્દ યોજેલો છે. તે બતાવે છે કે 'ભલે નાશ થાય.' તે ભગવાન મૂલભૂત જગતના કર્તા છે. ભગવાનનું જ્ઞાન સદા પ્રગટ હોય છે. તેથી તેનું તિરોધાન કરવા તેમને પ્રયત્ન કર્યો એમ 'ચક્ષુઓ મીચ્યાં' શબ્દોથી કહેલું છે.

ભગવાનનું 'અનંત' પદ યોજેલું છે. ક્લેશ વગર કર્મ કરનાર ભગવાન પોતાની મેળે કોઈને મારતા નથી પણ પોતે અનંતનું ગ્રહણ કર્યું. ભગવાનની સમીપ બેસીને તેમને પોતાના ખોળામાં લીધા. કાલ સંહાર કરનાર છે. તેથી અહીં 'અંતક' પદ યોજેલ છે.

ભગવાનને ખોળામાં લેતા ક્રિયા શક્તિ જાગૃત થઈ અને તેને તેમ કરતાં કેમ ન અટકાવી ? એવી શંકા થાય તેથી 'સૂતેલા સર્પને' શબ્દો યોજેલ છે. સર્પો ઘણા જ તામસ હોવાથી તેમને ઘણી નિંદ્રા હોય છે. તે હાલતા ચાલતા નથી તેવી રીતે ભગવાનની પણ ક્રિયા જરા પણ આર્વિભાવ થઈ નહિ. પૂતનાના સ્પર્શથી ભગવાનની જ્ઞાનશક્તિ કેમ પ્રગટ ન થઈ? એવી શંકા થાય તેથી 'અબુદ્ધીથી રજ્જુ માનનાર' શબ્દ યોજેલ છે. અજ્ઞાનથી સર્પને દોરડું માની એવી બુદ્ધિ હતી તેવી પૂતનાની બુદ્ધિ હતી. સ્નેહથી સ્તન આપતાં મારા પર પ્રેમ કરશે, પરંતુ તે સંહાર કરનાર છે તે તે જાણતી ન હતી. (૮)

યશોદા અને રોહિણીએ તેને ભગવાન પાસે જતાં કેમ અટકાવી નહિ ? તે નીચેના શ્લોકથી સમાધાન કરે છે.

તેને જોઈને તેની પ્રભાથી અંજાઇ ગયેલી માતાઓ ઉભી રહી એટલે તેને અટકાવવા અશક્ત બની. યશોદા અને રોહિણીને મોહ નહિ હોવાથી ભગવાન સમીપ માયાનો લય થવાથી તેના બધા ધર્મો પ્રકાશ્યા એમ 'ત' વિગેરે પદોથી કહે છે.

પહેલાં ગોકુલમાં પ્રવેશ કરવા માટે તે વ્યગ્ર ચિત્તવાળી હતી અને માયાએ તેનામાં પ્રવેશ કરેલો છે. હમણાં તે બંને ગુણો નહિ હોવાથી. તેને ચિત્તની ક્રૂરતા પ્રગટ કરી તે 'તીક્ષ્ણ ચિત્તવાળી' વિશેષણથી અંદર રહેલ દોષ કહેલો છે. 'ઘણી વાંકી ચેષ્ટાવાળી' વિશેષણથી બહારના દોષોનું નિરૂપણ કરવામાં આવેલ છે. તેને અટકાવવા માટે અશક્ત હોવા છતાં માતાઓએ રક્ષણ કરનારને આ વૃતાન્ત જણાવેલ નહીં. તેનું કારણ ''અંદર મ્યાન જ જેનું ઢાંકણ છે. તેવી તલવાર પેઠે'' શબ્દથી કહેલું છે. અંદર એટલે મોટા પુરૂષો અંદર સ્ત્રીઓ હોય ત્યારે આવવાનું યોગ્ય નથી. તલવારને ઢાંકવાનું મ્યાન ઘણા ધનવાળું ઢાંકવાનું સાધન છે. તેવી તલવાર જેવી પૂતના હતી. માતાઓ જાણતી હોવા છતાં બહાર કોઈને જણાવ્યું નહિ. આ બાબતમાં ''ઉત્તમ સ્ત્રી'' શબ્દથી કહેલું છે. પરમ સુંદરી હતી. પુરૂષ માત્રથી તે પ્રસન્ન કરવા જેવી હોવાથી કોઇ પણ પુરૂષ તેને મારશે નહિ સ્ત્રીઓમાં તો મારવાનું સામર્થ્ય જ ન હતું.

માતાઓ તેની 'પ્રભાથી અંજાઇ ગયેલી' શબ્દોથી યોજેલ છે. રાક્ષસભાવ મનુષ્યભાવને દબાવી દેનારો છે. તેથી તેની પ્રભાથી માતાઓ અંજાઇ ગઇ તેથી જોતી જોતી જ ઉભી રહી. (૯)

એવી રીતે કોઇએ તેને અટકાયત નહિ કરવાથી તેને જે કર્યું તે શ્લોકથી કહે છે.

तस्मै स्तनं दुर्जरवीर्यमुल्बणं घोराङ्कमादाय शिशोर्ददावथ ।
गाढं कराभ्यां भगवान् प्रपीड्य तत् प्राणैः समं रोषसमन्वितोपिबत् ॥१०॥
सा मुञ्चमुञ्चालमितिप्रभाषिणी निष्पीड्यमानाखिलजीवमर्मणि ।
विवृत्य नेत्रे चरणौ भुजौ मुहुः प्रस्विन्नगात्रा क्षिपती रुरोद ह ॥११॥



**શબ્દાર્થ :**

તે ઘોર પૂતનાએ બાળકનું શરીર પકડીને તેમને પચી ન શકે તેવા વીર્યવાળું ક્રૂર સ્તન આપ્યું, ભગવાને બે હાથવડે દબાવીને પૂતનાના પ્રાણો સાથે રોષવાળા થઈ પીવા માંડ્યું. (૧૦)

'મૂકી દે 'મૂકી દે ' બસ કર, એમ બોલતી સર્વ જીવના મર્મમાં બહુ પીડા પામતી તેને આંખો ફાડી, હાથપગ પછાડતાં શરીરે પરસેવો થતાં રૂદન કર્યું. (૧૧)

अजननीत्यपि, जनने हि सहजो भावो भवति, जनन्यावपीति वा ॥९॥ एवमप्रतिबन्धे यत् कृतवती तदाह तस्मा इति, तस्मै सम्भृतसर्वधर्माय भगवते स्तनं ददौ, अन्यथा दातुमेव न शक्नुयात् **स्तनमेकं**, ननुदत्ते स्तने तस्याः कः पुरुषार्थ इति चेत् तत्राह **दुर्जरवीर्यमिति**, दुर्जरं वीर्यं यस्य स्तन्यस्य, स्तने स्तन्यं तिष्ठतीति स्तन्यदानमप्रत्यक्षमिति स्तनपदप्रयोगः, न केवलं परिणामाहितकर्तृत्वं किन्तूल्बणं क्रूरं, ग्रहणदशायामप्यनिष्टजनकं, नन्वेवं भगवति कथं कृतवती तत्राह **घोरेति**, कदाचित् स्तनं न पिबेदिति लालनार्थं **शिशोरङ्कमादाय** बालकस्याङ्कस्थानं स्पृशन्त्युत्तोलयन्ती ततो भगवतः पृष्ठभाग ऊरुणा परिगृहीतः, दक्षिणहस्तेन स्तनं निःपीडयन्ती वामहस्तेन भगवतोङ्कस्थानमुत्तोलयन्ती स्तनं ददावित्यर्थः ॥९ १/२ ॥

अथ तस्याः क्रियासमाप्त्यनन्तरं भिन्नप्रक्रमेण भगवान् स्तन्यमपिबदित्याह **गाढमिति**, यथा निर्बन्धेन पाययिष्यामीतियत्नं कृतवती तथा भगवान् स्तन्यमप्यदत्वा पलायिष्यतीति निग्रहस्यावश्यकर्तव्यत्वात् **कराभ्यां गाढं स्तनं प्रपीड्यापिबदितिसम्बन्धः**, एवं निर्भयतया स्तनपानप्रवृत्तौ हेतुमाह **भगवानिति**, ईश्वरत्वात् स्त्रीमारणदोषः परिहृतः, "पुमान् योषिदुत क्लीब" इतिवाक्याद् वीर्यवत्त्वाज् जीरणादिसामर्थ्यं द्योतितं, यशोवत्त्वादलौकिकचरित्रकरणं, श्रीयुक्तत्वान्न प्रकारान्तरेण मारणं तादृशशोभानाशप्रसङ्गात्, ज्ञानित्वात् तस्या दोषपरिज्ञानेन मारणावश्यकत्वं, वैराग्ययुक्तत्वाद् दैत्यपक्षवधो न बाधकः, एवं तस्या मारणे हेतुषट्कं, गुणैर्धर्मिणा च मोक्षदानं, अन्यथा न पिबेत्, अत एव तस्याः सर्वप्रायश्चित्तार्थं **प्राणैः सममपिबत्**, प्राणरक्षार्थं हि तया सर्वं कृतं, प्राणे तु भक्षिते सर्वं भगवदर्पणं भवति, शिशूनां प्राणा अप्यत्र सन्तीति तेषामपि मुक्तिः सूचिता, बहुवचनेन च **प्राणपदे**नेन्द्रियाण्यपि गृह्यन्ते, ततः सर्वैव सामग्री तदीया पीता भवति, ननु निन्दितपदार्थं भगवान् कथं गृहीतवानपहतपाप्मा हि स तत्राह **रोषसमन्वित** इति, **रोषेण सम्यगन्वितः**, यथा तदीयोंशो दुष्टे भगवति सम्बद्धो न भवति यथा वा स सर्वोप्यंशो दग्धो भवति, भगवान् **सर्वसमन्वित** इति क्रोधसमन्वितत्वेपि न दोषः, पूर्वं रोषसम्बन्धो नास्तीति वक्तुं **प्राणैः समं**

**रोषसमन्वित** इत्युक्तं, सर्वात्मकत्वात् नासङ्गत्वक्षतिः, न तु तस्या मारणार्थं रोषोपेक्ष्यते, वीर्यस्योक्तत्वात् स्तनद्वारापि प्राणपानं न विरुध्यते, साधनफलरूपा तदीया क्रिया नाशितेति ज्ञापयितुं **कराभ्यामित्युक्तम्** ॥१०॥

अतो भगवता पेपीयमाने स्तने तत्र स्थितो भगवान् मायारूपोपि भगवत्येव प्रविष्टः, तत्सङ्ग आधिदैविकी पूतनापि भगवति प्रविष्टा, आध्यात्मिक्यास्तु कृत्यमाह सा **मुञ्चमुञ्चेति,** सा पूर्वमेवं निर्बन्धयुक्तापि भगवता निःपीडिता तदानीमपि भगवत्स्वरूपमज्ञात्वा वचनत्रयमुक्तवती **मुञ्चमुञ्चालमिति,** यथा प्राकृते बालके पेपीयमाने च स्तनव्यथायां **मुञ्चेत्युच्यते,** अतिव्यथायां पुनः, पुनर्बालकस्य क्षुन्निवृत्तेति ज्ञात्वालमित्याह, बालो हि स्वबुद्ध्या पूर्णतां न जानात्यन्योक्तं च गृह्णात्यत आह, अन्तःस्थितो दुष्टभावो गतः, तेन **लौकिकभाषोक्ता,** मात्रोश्च परिज्ञानार्थं गतेपि प्राणे भगवत्सम्बन्धस्य विद्यमानत्वात् प्राणवत्या एव तस्याश्चेष्टामाहेति**प्रभाषिणीति,** "भगवान् कराभ्यां प्रपीड्ये" ति यदुक्तं तद् बालकेन स्तने मर्दनं पीडाजनकं न भविष्यतीत्याशङ्क्याहाखिल**जीवमर्माणि निष्पीड्यमानेति,** जीवस्य मर्मस्थानानि बहूनि यत्र प्रहारेण जीवो गच्छति, **अखिल** एव **जीवमर्मणि**

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** 'તેમને' એટલે જેમને પોતાના સર્વ ધર્મો અપ્રગટ રાખ્યા છે. તેવા ભગવાનને સ્તન આપ્યું. તેણે એક સ્તન આપ્યું.

ભગવાનને સ્તન આપ્યું તેમાં તેનો શું પુરૂષાર્થ ? એવી શંકા થાય તેથી 'પચી ન શકે તેવા વીર્યવાળું' શબ્દો યોજેલા છે. પચી ન શકે તેવું ધાવણ આપ્યું તે ક્રૂર એટલે પકડતી વખતે પણ અનિષ્ટ કરનારૂં હતું. ભગવાન પ્રતિ તેને આવું આચરણ કેમ કર્યુ ? એવી શંકા થાય તેથી 'ઘોર' શબ્દ આપેલો છે. ભગવાન સ્તનનું પાન કરે તેથી લાલન કરવા માટે બાળકના શરીરને પકડીને ઉપાડીને સ્તન આપ્યું. તેથી ભગવાનની પીઠનો ભાગ તેની સાથળથી પકડાયો તેના જમણા હાથથી સ્તનને તે દબાવતી હતી અને ડાબા હાથથી ભગવાનના અંક સ્થાનને ઉંચું કરીને સ્તન આપતી હતી એવો અર્થ છે.

પછી એટલે પૂતનાની ક્રિયા પૂરી થયા પછી ભગવાને ધાવણનું પાન કરવા માંડ્યું ભગવાને બે હાથ વડે સ્તનને બરાબર દબાવીને પીવા માંડ્યુ.

ભગવાને સ્તનપાન કરવાની પ્રવૃત્તિ કરી તેનું કારણ 'ભગવાન' શબ્દથી કહેલું છે. તે ઇશ્વર હોવાથી પુરૂષ સ્ત્રી અથવા ષંઢ વાક્ય પ્રમાણે સ્ત્રીની હત્યાનો દોષ રહેતો નથી. ભગવાન આવું અલૌકિક ચરિત્ર કરે છે. શ્રીવાળા હોવાથી જુદા પ્રકારથી મારતા નથી. જ્ઞાની હોવાથી દૈત્યપક્ષનો વધ બાધ કરતો નથી એવી રીતે ભગવાનના ગુણોથી પૂતનાનો સંહાર કરવામાં છ કારણો થયા. ધર્મી સ્વરૂપથી મોક્ષનું દાન કરે છે. જો તેમ ન હોત તો ધાવણનું પાન ન કરતા. તેથી મોક્ષ આપવા માટે જ ધાવણનું પાન કર્યુ.

પૂતનાએ પોતાના પ્રાણની રક્ષા માટે બધા બાળકોનો સંહાર કરેલ. ભગવાન તેના પ્રાણનું ભક્ષણ કરે તેથી તેનું સર્વસ્વ ભગવાનને અર્પણ થાય. બાળકોના પ્રાણ પણ અહીં પૂતનાના પ્રાણમાં હતા. તેથી તેઓની પણ મુક્તિ થઇ એમ સૂચવેલ છે.

ભગવાન પાપરહિત છે તો તે તેમને નિંદીત પદાર્થોનું કેમ ગ્રહણ કર્યુ? એવી શંકામાં 'રોષવાળા થઇ' શબ્દ યોજેલ છે. ભગવાન સર્વના સંબંધવાળા છે. તેથી તે ક્રોધના સંબંધવાળા થાય તો પણ કંઇ દોષ નથી. પ્રાણો સાથે રોષવાળા થઇ શબ્દો યોજેલ છે. તેથી પૂતનાની સાધનરૂપ અને ફલરૂપ ક્રિયાનો ભગવાને નાશ કર્યો. તે 'બે હાથોથી' શબ્દ યોજેલ છે.

પછી ભગવાને ધાવણનું પાન કરવા માંડ્યું ત્યારે તેનામાં પૂતનામાં રહેલા માયારૂપ ભગવાને પણ ભગવાનમાં જ પ્રવેશ કર્યો, તેથી આધિદૈવિક પૂતનાએ પણ ભગવાનમાં પ્રવેશ કર્યો. (૧૦)

અધ્યાત્મિક પૂતનાએ જે કર્યુ, તે નીચેના શ્લોકથી કહે છે.

ભગવાને તેને પીડા કરી ત્યારે પણ ભગવાને જાણ્યા વગર, 'મૂકી દે' 'મૂકી દે' બસ કર. એવા ત્રણ વચનો બોલી જેમ પ્રાકૃત બાળક ધાવતું હોય ત્યારે સ્તનમાં પીડા થતાં 'મૂકી દે' એમ કહેવામાં આવે છે. અને બહુ પીડા થાય ત્યારે ફરીથી 'મૂકી દે' એમ અને બાળકની ભૂખ મટી ગઇ એમ જાણીને બસ કર તે પ્રમાણે પૂતનાએ કહયું.

પૂતનાની અંદર રહેલો દુષ્ટભાવ ગયો એટલે માતાઓ લૌકિક ભાષા બોલી. તેનો પ્રાણ ગયો છતાં ભગવાનનો સંબંધ તેને હતો. તેથી 'બોલતી' શબ્દથી કહે છે. ભગવાને બે હાથોથી દબાવીને તેથી પીડા નહી થઇ હોય એવી શંકા થાય તેથી ''સર્વ જીવોના મર્મમાં બહુ પીડા પામતી'' શબ્દો કહેલા છે. જીવનાં મર્મસ્થાનો ઘણા છે. ત્યાં મર્મ સ્થાનમાં પહાર કરવાથી જીવ જાય છે. આખાએ મર્મસ્થાનમાં ઘણી પીડા થતી હતી. ખરી રીતે તો 'અખિલ' 'સર્વ' એમ કહી મર્મમાં એમ એકવચન કહેલું છે. તેથી તે જીવનું વિશેષણ છે. પૂતના પોતાની અંદર જે બાળકોના જીવો લાવેલી અને પોતાના મર્મસ્થાનમાં રાખેલા તેથી ભગવાને તેમને પોતાની અંદર લાવવા માટે સ્તનને દબાવવાનું જ કર્યુ. તેથી બાળલીલાના રસનોં અનુભવ કરાવવાં માટીનું પણ ભક્ષણ કરાવ્યું તેથી મેં માટી ખાધી નથી એ ભગવાનનું વચન સત્ય જ હતું.

તે સમયે મર્મમાં પીડા થઇ તે ઘણી પીડાને લીધે તે બોલી શકી નહિ. આંખો ફાડીને, બે હાથ પગ આમતેમ પછાડતાં શરીર પરસેવાવાળું થયું અને તેણે રૂદન કર્યું એટલે મોટેથી અવાજ કર્યો. 'હ' પદથી આશ્ચર્ય બતાવે છે. તેમના વીર્યનું નિરૂપણ વાયુમાં પ્રવેશ કરી ભગવાને તે પ્રમાણે કર્યુ.

આંખો સાત્ત્વિક છે, હાથો અને પગો રાજસ છે અને શરીર તામસ્ છે. તેથી ત્રણે ગુણોએ પીડાનું નિરૂપણ કર્યુ છે. પ્રાણોએ બહાર નીકળતી વખતે માટો અવાજ કર્યો તે રૂદન હતું. પૂતનાએ ખેંચી રાખેલા પ્રાણને જ ભગવાને બહાર ખેંચી કાઢ્યો. (૧૧)

ભગવાનનું મહાત્મ્ય સારી રીતે પ્રત્યક્ષ થાય તે માંટે પ્રાણે કરેલા અવાજનું નીચેના શ્લોકથી કહે છે.

तस्याःस्वनेनातिगभीररंहसा साद्रिर्मही द्यौश्च चचाल सग्रहा ।
रसा दिशश्च प्रतिभेदिरे जनाः पेतुः क्षितौ वज्रनिपातशङ्कया ॥१२॥
निशाचरीत्थंव्यथितस्तना व्यसुर्व्यादाय केशांश्चरणौ भुजावपि ।
प्रसार्य गोष्ठे निजरूपमास्थिता वज्राहतो वृत्र इवापतन्नृप ॥१३॥

**શબ્દાર્થ :**

ઘણા ગંભીર વેગવાળા તેના અવાજથી પર્વતો સાથે પૃથ્વી અને ગ્રહો, આકાશ રસાતલો તથા દિશાઓ કાયા-રસાતલ અને દિશાઓમાં પડઘા પડયા માણસો વ્રજ પડવાની શંકાથી પૃથ્વી ઉપર પડી ગયાં (૧૨)

હે નૃપ ! રાક્ષસી એવી રીતે સ્તનમાં પીડા પામતાં મુખ ખુલ્લું કરી, કેશો, ચરણો અને ભુજાઓ પણ પ્રસારી, પોતાનું રૂપ ધારણ કરી, પ્રાણ રહીત થઇ વજ્રથી હણાયેલા વૃત્રની પેઠે નેસડામાં પડી. (૧૩)

**मर्मस्थाने** नितरां **पीड्यमाने** सति, निष्पीड्यमाना वा, वस्तुतस्त्वखिलेत्युक्त्वा मर्मणीत्येकवचनं यदुक्तं तेनाखिलपदं जीवविशेषणमेव, तथा च तया स्वस्मिन्नानीता ये बालकानां जीवास्ते स्वजीवमर्मस्थाने स्थापिताः सन्तीति तान् स्वस्मिन्नानेतुं भगवांस्तन्निष्पीडनमेव कृतवानित्यभिप्रेतोर्थः, बालकद्रोहाज्ज्ञायां भगवानेव निमित्तमिति तादृशानां स्वस्मिन्नानयनमावश्यकमिति तथा, अत एव बाललीलारसंताननुभावयन् मृत्स्नामप्यनुभावितवानत एव "नाहं भक्षितवानि" तिवचनं सत्यं, अत एव तस्या उरसो भगवत्क्रीडायोग्यतापि भक्तानां तत्र स्थितिरासीद्यतः, एत एव व्रतप्रसङ्गे च "वयस्यै" रितिपदेन वक्ष्यन्ते, तदातिव्यथया निवृत्तवाङ् **नेत्रे** विवृत्य विपरीततया प्रसार्य **चरणौ भुजौ** चेतस्ततः **क्षिपन्ती** नितरां **स्विन्नं** सम्पूर्णं **गात्रं** यस्यास्तादृशी सती **रुरोद,** उच्चैःशब्दं कृतवती, अतिबालकस्पर्श एवम्भाव आश्चर्यजनको भवतीति हेत्युक्तं,अनेनान्तःपीडा महती तस्याः सूचिता भगवतश्च पराक्रमः, आकर्षणात्मकवायौ प्रविष्ट एवं कृतवानिति वीर्यं निरूपितं, सात्त्विके नेत्रे हस्तपादौ राजसौ गात्रं तामसमिति त्रिगुणपीडा निरूपिता, रजो मध्यस्थमुभयसङ्गतं भवतीति द्वयं निरूपितं, निर्गमनसमये प्राणस्य महान् घोषो रोदनं तेनाकृष्ट एव प्राणो भगवताकृष्ट इति ज्ञापितम् ॥११॥

भगवतो माहात्म्यं श्रृङ्गग्राहिकया प्रदर्शयिष्यन् भगवदाकृष्यमाणप्राणकृतस्वनस्य माहात्म्यमाह **तस्याः स्वनेनेति,** शब्दस्त्वमूर्तो मूर्तकार्यं चेत् कुर्यात् तदालौकिकं भवति, चरणाद्याघातेन हि कम्पो भवति, शब्देनैव तथा जातमित्याह **मही द्यौश्च चचालेति,**

तत्तदधिष्ठातृदेवतानां भतित्वात् कम्प इति केचित्, पुरुषोत्तमस्य वीर्यमवताराणामपि वीर्यादाधिकमिति ज्ञापयितुं ब्रह्माण्डविग्रहस्य पुरुषस्यापि स्वनेन कम्पो जात इत्युच्यते, एकदैव सर्वत्र कम्पजनने हेतुरतिगभीररंहसेति, अत्यन्तगभीरमधस्तलविदारणसमर्थमुपरिस्थितमज्जनसमर्थं च रंहो वेगो यस्य तेन, पर्वतसहिता पृथिवी, ग्रहनक्षत्रादिसहिता द्यौः, चकारात् तदुपरितना लोकाः, पर्वतानां महत्त्वात् स्थिरत्वात् कम्पाभावमाशङ्क्याद्रिसहितेत्युक्तं, ग्रहाणां भचक्रे ध्रुवे प्रतिष्ठितानां चलनाभावमाशङ्क्य सग्रहेति, उभयोरुभयं वरप्राप्तं च "नक्षत्रविहिताहं चित्रविहिताह"मितिश्रुतेः, पातालदिशामसम्बन्धाद् दूरस्थितत्वाच्चलनाभावमाशङ्क्याह रसा दिशश्चेति तासामपि चलनं प्रतिस्वनजननं चाधिकं तत्रत्यानां तु न किञ्चिदवशिष्टमित्याह जनाः पेतुः क्षिताविति, ननु कम्प उपपत्तिरुक्ता देवताभयात् पुरुषभयाद्वेति जनानां विवेकधैर्यादियुक्तानां पाते को हेतुरितिचेत् तत्राह वज्रनिपातशङ्कयेति, वज्र एव पतितः क्वचित्, पतिष्यति वा तेन भयादेव पातः, विवेकेनापि पातः सम्भवति, उच्चैःस्थिते तस्य तेजोसहमानो वज्रस्तं मारयेदिति ॥१२॥

एवं स्वनकृतकार्येण वीर्यमाहात्म्यमुक्त्वा भगवदाकृष्टानां प्राणानां पुनरावृत्तिमाशङ्क्य तत् परिहरन् पूतनायाः सर्वजनीनं मरणमाह निशाचरीति, इत्थंव्यथितस्तना व्यसुर्भूत्वापतत्, निशाचरीति कठिनप्राणत्वं निरूपितं तादृश्याः शीघ्रं प्राणपरित्याग आश्चर्यहेतुर्भवति, राक्षसा व्यथां महतीमपि सहन्ते, तादृश्यपीत्थं व्यथितस्तना जाता, येन साङ्गे सम्पूर्ण एव शरीरे महान् क्षोभो जातः, ततः प्राणनपि-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** શબ્દ અમૂર્ત આકાર અને કદ વગરનો પદાર્થ છે. જો તે મૂર્તનું કામ કરે તો અલૌકિક કાર્ય થાય. ચરણના પ્રહારથી કંપ થાય પણ અહીં તો શબ્દ જ કંપ થયો એમ "પૃથ્વી અને આકાશ કંપ્યા" એમ કહેલું છે. અવતારોના વીર્ય કરતાં પણ પુરૂષોત્તમનું વીર્ય વધારે છે. એમ જણાવવા પૂતનાના અવાજથી બ્રહ્માંડ જેમનું શરીર છે તેવા પુરૂષને પણ કંપ થયો. એકજ સમયે બધે કંપ થયો તેનું કારણ "ઘણા જ ગંભીર વેગવાળા" શબ્દોથી કહેલું છે. ઘણો જ ગંભીર એટલે અધસ્તલ (પૃથ્વી નીચેના અતલને) ફાડી નાખનાર શક્તિવાળો અને ઉપર રહેલા લોકોને ભાગી નાખવા શક્તિવાળો વેગ જેનો છે તેવા અવાજથી પર્વત સહિત પૃથ્વી, ગ્રહો, નક્ષત્રો સહીત આકાશ 'ચ અને' શબ્દ યોજેલ હોવાથી આકાશપરના લોકો કંમ્પ્યા. પર્વતો મોટા અને સ્થિર હોય છે તેથી તે કંમ્પ્યા નહી હોય એવી શંકામાં તેથી "પર્વત સહીત પૃથ્વી" કહેલું છે. આકાશમાં ગ્રહો કંપે નહિ એવી શંકા થાય તેથી ગ્રહો સાથે કંમ્પ થયો એમ કહેલું છે. "હું નક્ષત્રોથી શણગારેલું હોઉં" એ શ્રુતિ પ્રમાણે બંનેને વરદાનમાં મળેલા છે રસાતલ અને દિશાઓને સંબંધ નહિ હોવાથી તેઓ કંપ્યા નહિ હોય એવી શંકા થાય તેથી 'રસાતલો તથા દિશાઓ' પણ કંપ્યા અને તેઓએ પડઘો પાડ્યો. એ તેમનું અધિક કાર્ય થયું. પૃથ્વી ઉપરના રહેવાસીઓનું તો કાંઇ પણ

બાકી રહ્યું નહિ એમ ''માણસો પૃથ્વી ઉપર પડી ગયાં'' શબ્દોથી કહેલું છે દેવતા ભય પામવાથી અથવા પુરૂષ ભય પામવાથી કંપ થયો એમ કંપ થવાનું કારણ કહેલું છે. છતાં વિવેક અને ધૈર્યવાળા પુરૂષો કેમ પડી ગયા ? એવી શંકામાં 'વજ્ર પડવાની શંકામાં' શબ્દ યોજેલ છે. તેઓએ માન્યું કે વજ્ર પડ્યું એવા ભયથી તેઓ પડી ગયા. વિવેકવાળો પડી જાય એ સંભવે છે. કારણ કે સ્થિતિ ઉંચી હોવાથી તેના તેજને સહન નહિ કરનાર વજ્ર તેને મારે એમ તે માને છે. (૧૨)

એમ પુતનાના અવાજે કરેલ કાર્યથી ભગવાનના મહાત્મ્ય જણાવી ભગવાને ખેંચી કાઢેલા પ્રાણો પાછા પૂતનામાં આવ્યા હશે એવી શંકા થાય તેનો નિરાસ કરતાં પૂતનાનું પ્રસિધ્ધ મૃત્યુ થયું તે નીચેના શ્લોકથી જણાવે છે.

એવી રીતે રાક્ષસી સ્તનમાં પીડા પામતાં તે પ્રાણરહિત થઇ પડી. રાક્ષસી શબ્દથી તે કઠણ પ્રાણવાળી હતી. તેવીનો પ્રાણત્યાગ તરત થાય તે આશ્ચર્યનું કારણ છે. રાક્ષસો ઘણી પીડાને પણ સહન કરે છે. તેવી રાક્ષસી પણ એવી રીતે સ્તનમાં પીડા પામી કે જેથી અંગોસહિત બધા શરીરમાં ભારે ક્ષોભ થયો. અને પ્રાણ તજ્યા. ''મુખ ખુલ્લું કરી, કેશો, ચરણો અને ભુજાઓ પણ પ્રસારી નેસડામાં એટલે અછાજતી ભૂમી ઉપર અને ભગવાનના સંબંધથી કૃતાર્થ થયેલી હોવાથી પોતાનું રૂપ ધારણ કરી પડી. વૃત્રની પેઠે એ દષ્ટાંત આપ્યું છે. તેનું સ્વરૂપ ઘણું સ્થૂલ અને બધાને પીડા કરનારૂં હતું. વૃત્ર પોતાની ઇચ્છાથી પણ પડે અને પછી ઉભો થાય તેથી વજ્ર થી હણાયેલા'' શબ્દ યોજેલ છે.

હે નૃપ ! એ સંબોધન તે મોટા પુરૂષ હોઇ વિશ્વાસ રાખે તે માટે છે.

મુખ ખૂલ્લું કરવું તે પ્રાણ ઉત્ક્રમણ કરે તે માટે ન હતી પરંતુ વાયુથી નાડીઓ ખેંચાવાથી એવી ચેષ્ટા થઈ હતી. દેહના આરંભમાં, મધ્યમાં અને અંતે દુઃખ થયું છે. એમ કહેવાથી કેશ, ચરણ અને ભુજાઓનું વર્ણન કરેલું છે. પૂતનાનો વધ થતાં ત્રણ લોક સ્વસ્થ થયાં. એ જણાવવા પોતાનું રાક્ષસનું રૂપ ધારણ કર્યુ. એવી રીતે અધ્યાત્મિક પૂતનાનું મરણ થયું. (૧૩)

કારિકા :૫) આ પહેલાના પાંચમા અધ્યાયમાં ગોકુલની લોકમાં સાધારણ સ્થિતિ નથી એમ જણાવેલું છે. અવિદ્યારૂપ પૂતના નાશ પામી માત્ર તેની ગંધ રહી. (૫)

કારિકા :-૬) હવે પૂતનાના મરણ પછી ગોકુલમાં નિરોધ સહેલાઇથી થશે. કારણ કે કૃષ્ણમાં આસક્તિ સાથે પ્રપંચની વિસ્મૃતિ છે. (૬)

એ પ્રમાણે પૂતનાનો વધ કહી ''કોઇ નમાલી સ્ત્રીનો સંહાર કર્યો'' એવી શંકા કાઢી નાખવા તેના મરણ પામેલા દેહની મોટાઇ નીચેના શ્લોકથી કહે છે.

पतमानोपि तद्देहस्त्रिगव्यूत्यन्तरद्रुमान् ।
चूर्णयामास राजेन्द्र महदासीत् तदद्भुतम् ॥१४॥

ईषामात्रोग्रदंष्ट्रास्यं गिरिकन्दरनासिकम् ।
गण्डशैलस्तनं रौद्रं प्रकीर्णारुणमूर्धजम् ॥१५॥
अन्धकूपगभीराक्षं पुलिनारोहभीषणम् ।
बद्धसेतुभुजोर्वङ्घ्रि शून्यतोयह्रदोदरम् ॥१६॥

**શબ્દાર્થ :**

હે રાજેન્દ્ર ! તેના દેહે પડતાં પડતાં પણ ત્રણ ગવ્યુતિનાં અંદરના વૃક્ષોને ભાંગી નાખ્યાં તે બહું અદભૂત થયું. (૧૪)

જેના મુખમાં હળના જેવડો દાંત હતો અને જેનું નાક પર્વતની ગુફા જેવું હતું. જેના સ્તનો મોટા ખડકો જેવા હતા જે ભયંકર હતું. જેના વાળ વીંખરાયેલા લાલ હતા. (૧૫)

જેમાં અંધકુવાના જેવી ઊંડી આંખો હતી. જે નદીના તટ જેવા કુલાઓથી ભંયકર હતું. જેના બે હાથો, બે સાથળો એ બે પગો બાંધેલા પુલો જેવા હતા અને જેનું ઉદર ધરા જેવું હતું. (૧૬)

त्यक्तवती, प्राणत्यागोपि वैकल्यात्, तदाह **व्यादाय मुखं केशांश्चरणौ भुजावपि प्रसार्य** गोष्ठेवीरवद्भूमावपि कृत्रिमरूपग्रहणकारणाभावाद् भगवत्सम्बन्धेन कृतार्थत्वान्निजरूपमा-**स्थितापतत्**, तस्याः स्वरूपमत्यन्तं स्थूलं सर्वोपद्रवकारीति दृष्टान्तेनाह **वृत्र इवेति**, वृत्रः स्वेच्छयापि पतति ततः पुनरुत्थानं भवेदिति **वज्राहत** इत्युक्तं, नृपेतिसम्बोधनं महत्त्वेन विश्वासार्थं, मुखव्यादानादिकं प्राणोत्क्रमणार्थं न भवति किन्तु नाडीनां वायुवशादाकर्षे तथा सर्वचेष्टा, मुखव्यादानेनैव देहक्लेशो निरूपितः, आदिमध्यावसानेषु क्लेशो जात इति वक्तुं **केशचरणभुजानां** ग्रहणं, **प्रसारणं** सत्त्वपरित्यागेन मुक्तिसूचकं, **निजरूपं** राक्षसं रूपं, यथा वृत्रे हते त्रयो लोकाः स्वस्थास्तथापूतनावधे जाता इति, एवमाध्यात्मिकपूतनाया मरणमुक्तं, आधिभौतिक्या भूमौ पातः ॥१३॥

साधारणस्थितिर्लोके पूर्वाध्याये निवारिता ।
अविद्यापूतना नष्टा गन्धमात्रावशेषिता ॥१॥
अतः परं निरोधस्तु गोकुले सुगमो भवेत् ।
प्रपञ्चविस्मृतिः सा हि कृष्णासक्तिसमन्विता ॥२॥

एवं पूतनाया वधमुक्त्वा काचित् स्त्र्यप्रयोजिका मारितेतिशङ्कां दूरीकर्तुं तस्या देहस्य मृतस्यापि महत्त्वमाह **पतमानोपीति, अपिशब्देन** कृत्रिमसामर्थ्ये ततोपि महद् रूपं भवतीति सूचितं, **त्रिगव्यूत्यन्तरद्रुमान्** क्रोशषट्कमध्यस्थितवृक्षांश्चूर्णयामासेतिभारस्थौल्यमुक्तं लम्बताप्युक्ता, भगवद्भुर्यस्य स्पष्टत्वात्, लोके तदेव **महदतमासीत्**, अलौकिकात्मनेपदप्रयोगेन तद्देहदाह एव तानि काष्ठान्युपयोक्ष्यन्त इति ज्ञाप्यत एतच्च भगवदिच्छयेति च, **गोकुलवासिनां गव्यूतिरेव** प्रसिद्धा,

त्रिगव्यूत्यधिको देशस्तैर्न दृष्ट इति तावदेवोक्तं, **राजेन्द्रेति,** इन्द्रेण **वृत्रवधः** कृत इति तन्नाम्ना सम्बोधनं विश्वासार्थम् ॥१४॥ तद्रूपमवयवशो वर्णयतीषेतिद्धाभ्यां, **ईषा** लाङ्गलदण्डश्चतुर्हस्तः, **ईषामात्रोग्रा दंष्ट्रा** यस्मिन्नास्ये, अनेन तत्र कृषीवलानां दण्डस्थानीया एव दंष्ट्रा जातेत्युक्तं, तादृशमास्यं यस्मिन् रूपे, **गिरेः**कन्दरप्राया **नासिका** यस्य, क्रीडास्थानं तज्जातमिति, **गण्डशैलाः** पर्वताच्च्युताः स्थूलाः पाषाणाः, **गण्डशैलाविव स्तनौ** यस्य **प्रकीर्णा अरुणवर्णा मूर्धजा** यस्य ॥१५॥ **अन्धकूपवद् गभीरे** अक्षिणी यस्य, **पुलिनवन्** नदीसैकतप्रदेशवदारोहस्थानं जघनभागस्तद् गुह्येन **भीषणं** भयानकं, **बद्धाः सेतव इव भुजावूरू अङ्घ्री** यस्य, **शून्यं तोयं** यस्मिन् तादृशह्रदवदुदरं यस्य, नव विशेषणानि प्राकृतगुणानां सर्वेषां समवायार्थानि, अविद्या हि नवद्या भीषिका ॥१६॥ अत एव तादृशावयवैर्बिभीषिका जातेत्याह **सन्तत्रसुरिति** सम्यक् **तत्रसुर्भीताः स्मेति** प्रसिद्धे, भगवत्सान्निध्याद् भयाभावमाशङ्क्य प्रमाणं कथयन्नाह **संवीक्ष्येति,** प्रथमत अज्ञानान्न तथा भयं सम्यग्दर्शने तु भयं जातमिति, **गोपा गोप्य** इति, तेषां मुग्धभावेन सम्यग्दर्शनप्राप्ति-र्निरूपिता, कलेवरं -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** 'અપિ' પણ શબ્દથી એમ સૂચવ્યું છે કે બનાવટી રૂપ કરવાનું સામર્થ્ય હતું. તેના દેહનો આકાર ઘણો મોટો હતો ત્રણ ગવ્યૂતિની અંદરના એટલે છ ગાઉની અંદર રહેલા વૃક્ષોને ભાગી નાખ્યાં. એમ તેની લંબાઇ અને વજન કહેલાં છે. ભગવાનનું વીર્ય તે સમયે અસ્પષ્ટ હોવાથી તે લોકમાં બહુ અદ્‌ભૂત થયું. 'ચૂર્ણયામાસ' ક્રિયાપદમાં અલૌકિક આત્માનેપદનું રૂપ યોજેલું હોવાથી એમ જણાવેલું છે. તે ભાગી ગયેલા વૃક્ષોના લાકડાનો ઉપયોગ તેના દેહ બાળવામાં જ થશે. ભગવાનની ઇચ્છાથી થશે. ગોકુલ નિવાસીઓમાં ગવ્યૂતિજ પ્રસિધ્ધ છે. ત્રણ ગવ્યૂતિ એટલે છ ગાઉથી વધારે કહેલ છે. ઇંદ્રે વ્રતનો વધ કરેલો તેથી તેના નામથી પડેલું 'રાજેન્દ્ર' એવું સંબોધન પરીક્ષિતને વિશ્વાસ આવે તે માટે કરેલું છે. (૧૪)

નીચેના બે શ્લોકથી તેના રૂપનું વર્ણન છે.

'ઈષા' એટલે હળનો ચાર હાથ લાંબો દાંડો. ભયંકર દાંત મુખમાં છે તેવું સ્વરૂપ તે પૂતનાનું કલેવર હતું. તેથી એમ કહેલું છે કે તેનો દાંત ત્યાંના ખેડુતોના હળનો દાંડો જ હતો. પર્વતનું ગુફા જેવું નાક હતું. ગંડશૈલ એટલે પર્વત ઉપરથી પડી ગયેલા મોટા ખડકો. ગંડશૈલોના જેવા બે સ્તનો જેનાં છે તેવું તે કલેવર હતું. વીંખરાયેલા લાલ રંગના વાળો જેવા છે. તેવું તેનું કલેવર હતું. (૧૫)

અંધકૂપના જેવી ઉંડી જેની આંખો હતી. પુલીન એટલે નદીના રેતીવાળો પ્રદેશ (તટ) તેના જેવો આરોહ એટલે કુલાનાં ભાગ જે કલેવર ભયંકર હતું. બાંધેલા પૂલોના જેવા બે હાથ, બે સાથળ અને બે પગો હતા તેવું તેનું કલેવર હતું. જેમાં જલ નથી તેવા ધરા

જેવું જેનું ઉદર હતું. એ પ્રમાણે કલેવરના નવ વિશેષણો સર્વે પ્રાકૃત ગુણો રહેલા હતા. કારણ કે અવિદ્યા નવ પ્રકારે ભય ઉત્પન્ન કરનારી હતી એવા અવયવોથી તે પૂતના ભય ઉત્પન્ન કરનારી થઇ તે હવે નીચેના શ્લોકથી કહે છે. (૧૬)

सन्तत्रसुः स्म तद् वीक्ष्य गोपा गोप्यः कलेवरम् ।
पूर्वं तु तन्निस्वनिताभिन्नहृत्कर्णमस्तकाः ॥१७॥
बालं च तस्या उरसि क्रीडन्तमकुतोभयम् ।
गोप्यस्तूर्णं समभ्येत्य जगृहुर्जातसम्भ्रमाः ॥१८॥
यशोदारोहिणीभ्यां ताः समं बालस्य सर्वतः ।
रक्षां विदधिरे सम्यग् गोपुच्छभ्रामणादिभिः ॥१९॥
गोमूत्रेण स्नापयित्वा पुनर्गोरजसार्भकम् ।
रक्षां चक्रुः सशकृता द्वादशाङ्गेषु नामभिः ॥२०॥



**શબ્દાર્થ :**

પહેલાં તો પુતનાના અવાજથી જેમનાં હદય, કાન અને માથાં ફાટી ગયાં હતા તેવા ગોપો અને ગોપીઓ તે કલેવરને બરાબર જોઈને ઘણા જ ભય પામ્યાં. (૧૭)

બાળક કૃષ્ણને તેની છાતી ઉપર નિર્ભય રહીને ક્રીડા કરતા જોઈને ગોપીઓએ ઝડપથી સમીપ આવી તેમને ઉપાડી લીધા અને મનમાં ભયભીત થઈ. (૧૮)

સારી રીતે ગાયનું પુચ્છ ફેરવીને ઉપાયોથી યશોદા અને રોહિણી સાથે તેઓએ બાળકની રક્ષા કરી. (૧૯)

બાળકને ગોમૂત્રથી અને ગોરજથી નવરાવી છાણ સહિત ગોરજથી બાર અંગોમાં ભગવાનના નામોથી રક્ષા કરી. (૨૦)

मृतशरीरं, नन्वेतावत्कालमदर्शनं कुतस्तत्राह **पूर्वमिति,** तस्या **निस्वनितेन** रोदनेन **भिन्नानि हृदयकर्णमस्तकानि** येषां,तामसभूयिष्ठत्वात् त्रिविधावयवाः सर्वत्र निरूप्यन्ते ॥१७॥ एवं तस्या रूपं सकाग्रं निरूप्य स्वापेक्षया भगवन्तमुत्कृष्टं दृष्टवन्त इति वक्तुं भगवन्तं पूतनाहृदये स्थितं वर्णयति **बालमिति,** एतावतीं पूतनां मारयिष्यन्नपि न स्थूलरूपं कृतवान्, अत एव कृष्णावतारचरित्रमत्यलौकिकं, अवस्थासाधनविरुद्धकार्यत्वात् चकाराद् **बालं** ददृशुः **पूतनां च,** चस्त्वर्थे वा स्वसमानधर्मव्यावृत्त्यर्थं, **तस्या उरसि क्रीडन्तमिति** सर्वेषां हृदयेन्तर्बहिरपि क्रीडतीति सूचितं, न हि तल्लोकदृष्ट्या क्रीडास्थानं भवति नापि मुग्धभावेन क्रीडा तथा सत्यपरिचितदर्शने भयाविष्कारं कुर्यात्, तत् तु नास्तीत्याहा**कुतोभयमिति,** "संवीक्ष्य तत्रसु" रिति पूर्वेणैव सम्बन्धः, दृष्टेत्येव वा, त्रासस्य भिन्नविषयत्वापत्तेः, कलेवरदर्शने त्रासः स्वविषयकः; भगवद्दर्शने तु भगवद्विषयकः ॥१७ १/२॥

इत्येवं दृष्ट्वा यत् कृतवत्यस्तदाह **गोप्य** इति, **गोपापेक्षया गोपीनां स्नेहः साहसं बाधिकमिति** ता एव ग्रहीतुं प्रवृत्ताः, अत एवाविचारेण **तूर्णमभ्येत्य जगृहुः**, भगवद्ग्रहणानन्तरं **जातसम्भ्रमा** जाताः पूतनादेहं दृष्ट्वा भगवत्सम्बन्धं च, महानयमुत्पात इति मनसि सञ्जातभया जाताः ॥१८॥ ततः स्वातन्त्र्येण किञ्चित् कर्तुमशक्ता यशोदारोहिणीभ्यां सहिता जाताः, यशोदारोहिण्योःस्त्रीप्रकृतिकत्वाद् **गोपीनामग्निकुमारत्वेनर्षित्वाद् गोपानां** तत्तदभिमानि-देवत्वात् तत्रापि केवलभगवदुपासकांना गोपसम्बन्धरहितत्वादुपायमन्त्रद्रष्टृत्वेन प्रसिद्धा इति **ता** इत्युक्तं, **यशोदारोहिणीभ्यां समं बालस्येति** वा सम्बन्धः, सहार्थे समशब्दः, समभित्यव्ययं, ननु भगवानयमिति ज्ञात्वां कथं रक्षां चक्रुस्तत्राह **बालस्ये**ति, यतो भगवान् बालभावं प्राप्तः, अतो यथान्य उपचारास्तथैतदपि कर्तव्यमित्यर्थः **सर्वत** इति, अन्तर्बहिः केनाप्यंशेन यथानिष्टसम्बन्धो न भवति तथा, **रक्षां** कर्मविशेषं मन्त्राभिमन्त्रणरूपं, **विदधिरे** कृतवत्यः, **सम्यगि**त्याधिदैविकप्रकारेण तत्तद्दैवतं तत्रतत्र **स्थापितवत्य** इत्यर्थः, आदौ स्थितस्य दैत्यसम्बन्धस्य परितो वा विद्यमानस्याधिभौतिकादित्रितयस्य निवृत्तिं **गोपुच्छभ्रामणादिभिः** कृतवत्यः, आधिभौतिकमनिष्टं तीर्थस्नानादिना गच्छति, **गवां पुच्छेषु तीर्थानि सन्ति,** तेषां भ्रामणे मन्त्रेण तत्रत्यानि तीर्थानि परितः स्थापितानि भवन्ति, **आदिशब्देन** मन्त्रध्याने अपरयोर्निवर्तके ॥१९॥ एवमेकप्रकारेण बाह्यतो रक्षा कृता लोकसिद्धा परम्परया प्राप्ता, आर्षज्ञानेनापि सिद्धां रक्षामाह **गोमूत्रेणेति,** बालकं तथैव **गोमूत्रेण स्नापयित्वा** पुनर्गवामागतानां सम्मुखं खुरोद्धू रजसा **स्नापयित्वा,** आर्द्रे शरीरे रजः सर्वत्र सम्बद्धं भवतीति **पुनःस्नापनं,** ननु कथं भगवति संस्काराः क्रियन्त इत्याशङ्क्याह**अर्भकमिति,** पूर्वं केवलमन्त्रेण कृता रक्षा इदानीं सद्रव्येणेति -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** સંતત્રસુઃ એટલે સારી રીતે ભય પામ્યાં, સમ શબ્દ એ વાત પ્રસિદ્ધ હતી એ જણાવવા યોજેલ છે. ભગવાન ''સમીપ હોવાથી ભય થયો નહિ હોય'' એવી શંકા થાય તેથી બરાબર જોઈને એમ પ્રમાણ કહીભય પામ્યા એમ કહેલ છે. બરાબર કલેવર જોયું એટલે ભય થયો. કલેવર એટલે મરણ પામેલ શરીર.

એટલા વખત સુધી કેમ ન જોયુ ? એવી શંકા થાય ત્યાં તેનો નિરાસ ઉત્તરાર્ધથી કરે છે. પહેલાં તો તેના અવાજથી તેઓના હૃદય, કાન અને માથાં ફાટી ગયાં હતાં. તે અવાજ તામસ હોવાથી ભયથી દુઃખી થયેલા ત્રણ પ્રકારના સાત્ત્વિક અવયવોનું નિરૂપણ કરેલું છે. (૧૭)

એવી રીતે રૂપનું કાર્ય સાથે નિરૂપણ કરી ગોપ અને ગોપીઓએ ભગવાનને ઉત્તમ જોયા તે વર્ણન કરે છે.

આટલી મોટી પૂતનાનો સંહાર કરવા માટે ભગવાને પોતાનું રૂપ મોટું ન કર્યું. તેથી જ વય અને સાધનથી વિરૂધ્ધ કાર્ય કરેલું હોવાથી શ્રીકૃષ્ણાવતારનું ચરિત્ર ઘણું જ અલૌકિક

છે. 'ચ''અને' શબ્દનો અર્થ એવો જ છે. તેઓએ બાળકને જોયો અને પૂતનાને જોઇ. ભગવાનમાં ત્રાસ નથી એમ દર્શાવવા 'તુ' 'તો' ના અર્થમાં યોજેલું છે. ''તેની છાતી ઉપર ક્રીડા કરતાં'' શબ્દોથી ભગવાન સર્વના હૃદયમાં અંદર અને બહાર ક્રીડા કરે છે. કારણ કે પૂતનાનું હૃદય લોકની દૃષ્ટિ પ્રમાણે ક્રીડા કરવાનું સ્થાન નથી. નિર્ભય રહીને શબ્દથી ભય વગર ક્રીડા કરતા હતા. બરાબર જોઈને ઘણો ભય પામ્યા. એટલે બાળકને તેની છાતી ઉપર ક્રીડા કરતા જોઈને ગોપીઓ ઝડપથી આવી અને ભગવાન બાળકનું શું થશે ? એવો ત્રાસ થયો. ગોપો કરતાં ગોપીઓનો સ્નેહ અથવા સાહસ વધારે હતાં. તેથી ગોપીઓ જ ભગવાનને લેવા પ્રવૃત્ત થઇ. તેથી તેમને વિચાર કર્યા વગર જ સમીપ આવી ઉપાડી લીધા ત્યાર બાદ તેઓ ભયભીત થઇ. આ મોટો ઉત્પાત થયો એમ તેમના મનમાં ભય ઉત્પન્ન થયો. (૧૮)

પછી તેઓએ યશોદા અને રોહિણી સાથે ભેગી થઇ ગોપીઓ અગ્નિકુમાર ઋષિઓ હતી. ગોપો તેમના અભિમાની દેવ હતા. તે ગોપીઓમાં જે ભગવાનની ઉપાસના કરનારી હતી. તેઓને ગોપોનો સંબધ ન હતો. તેથી તો મંત્રોના દ્રષ્ટા તરીકે પ્રસિધ્ધ હતી. આ ભગવાન છે. એમ જાણીને પણ તેઓએ રક્ષા કેમ કરી? એવી શંકામાં 'બાલકની' પદ યોજેલ છે. તેઓએ રક્ષા કરી કારણ કે ભગવાને બાલભાવ ધારણ કરેલો હતો. તેથી જેમ બીજા બાળકોના ઉપચારો કરવામાં આવતા હતા તેમ આ પણ કરવું જોઇએ એવો અર્થ છે. 'સર્વ રીતે' એટલે દેહની અંદર અને બહાર અનિષ્ટને સંબંધ ન થાય તેવી રીતે 'રક્ષા' એટલે મંત્રોથી આવાહન રૂપ કર્મ તેઓએ કર્યું. આધિદૈવિક પ્રકારથી તે તે દેવતાનું તે તે સ્થાનમાં સ્થાપન કર્યુ. ગાયનું પુચ્છ ફેરવીને આધિભૈતિક રીતે ઉપાય કરી દૂર કર્યું. આધિભૌતિક અનિષ્ટ તીર્થમાં સ્નાન કરવાથી જાય છે. ગાયના પુચ્છોમાં તીર્થો છે. આવી રીતે બહારની રક્ષા પરંપરાથી પ્રાપ્ત કરી. (૧૯)

ગોપીઓ ઋષિઓ હોવાથી પોતાના ઋષિ તરીકેના જ્ઞાનથી પણ સિધ્ધ કરેલી રક્ષા તેમને કરી તે હવે કહે છે.

બાળક શ્રીકૃષ્ણને ગોમૂત્રથી સ્નાન કરાવી ગાયોની સન્મુખ રાખી તેઓની પગની ખરીઓથી ઉડેલી રજથી સ્નાન કરાવ્યું. શરીર ભીનું હોય આખા શરીરે રજ ચોંટી જાય તેથી ફરીથી ગોરજથી સ્નાન કરાવ્યું.

ભગવાનને સંસ્કાર કેમ કરાવે છે ? એવી શંકા થાય તેથી 'બાળક' શબ્દ યોજેલ છે. પહેલાં મંત્રથી રક્ષા કરી અને હવે દ્રવ્યથી અને મંત્રથી રક્ષા કરે છે. છાણસહિત ગોરજથી રક્ષા કરી.

પુરૂષના શરીરમાં બાર અંગો હોય છે. લલાટ, બે બાહુ, હૃદય, નાભિ પાસેનો ભાગ, કંઠ, બે સ્કંધ, કેડ માથું અને બે સ્તનો. એમ બાર અંગો છે. તેમની રક્ષા નામોથી એટલે કેશવ,

નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન ત્રિવિક્રમ, વામન, શ્રીધર, ઋષિકેશ, પદ્મનાભ, દામોદર એ નામોથી કરી એવી રીતે અધ્યાત્મિક રક્ષાનું નિરૂપણ છે. (૨૦) ગોપીઓએ ત્રીજા પ્રકારની આધિદૈવિક રક્ષા કરી તે કહે છે.



गोप्यः संस्पृष्टसलिला अङ्गेषु करयोः पृथक् ।
न्यस्यात्मन्यथ बालस्य बीजैर्न्यासमकुर्वत ॥२१॥

अव्यादजोऽङ्घ्रिमणिमांस्तव जान्वथोरू यज्ञोच्युतः कटितटं जठरं हयास्यः ।
हृत् केशवस्त्वदुर ईश इनस्तु कण्ठं विष्णुर्भुजं मुखमुरुक्रम ईश्वरः कम् ॥२२॥

**શબ્દાર્થ :**

ગોપીઓએ સારી રીતે જલનો સ્પર્શ કરી પોતાના અંગો અને કરોમાં બીજનો જુદો જુદો ન્યાસ કરી પછી બાળકના અંગો અને કરોમાં બીજથી ન્યાસ કર્યો. (૨૧)

અજ ચરણનું રક્ષણ કરો. અણિમાન તમારા ઢીંચણોનું રક્ષણ કરો. યજ્ઞ સાથળનું, અચ્યુત કેડનું, હયાસ્ય ઉદરનું, કેશવ હૃદયનું, ઇશ તમારી છાતીનું ઈન કંઠનું, વિષ્ણુ ભૂજાનું, ઉરૂક્રમ મુંખનું અને ઇશ્વર મસ્તકનું રક્ષણ કરો. (૨૨)

रक्षायां विशेषः सशकृता गोरजसेति गोमयेन सहिता गोखुरमृत्तिका पुनरङ्गेषु स्थापिता, द्वादशाङ्गानि भवन्ति पुरुषे "द्वे सक्थ्या" वित्यादिश्रुतेः, स्मार्तानि वा, "ललाटं बाहुमूले च हृदयं नाभिपार्श्वकं कण्ठःस्कन्धौ कटिर्मूर्धा स्तनौ चेति विदुर्बुधाः", नामभिः केशवनारायणमाधवगोविन्दविष्णुमधुसूदनत्रिविक्रमवामनश्रीधरहृषीकेशपद्मनाभदामोदरेति ॥२०॥ एवमियं द्वितीया रक्षा निरूपिताध्यात्मिकी, आधिदैविकीमाह गोप्य इति, पूर्वं कर्तृकर्मणोरसंस्कारः, कर्मण एव मध्यमे, कर्तुरपि तृतीये, प्रथममात्मसंस्कारो द्विविधो निरूप्यते सम्यक्स्पृष्टसलिला इति, बहिः स्नानमन्तराचमनं चोक्तं, ततो बीजमन्त्रानेकादशात्मनि न्यासं कृतवत्यः, स्वस्मिन्नागतायां देवतायामन्यस्मिन् स्थापनमनुभवसाक्षिकं भवति, ततस्त्याजित आधिदैविको दोषः स्वात्मानं वा गृह्णीयाद् बलिष्ठदोषस्य त्याज्कग्राहकत्वाद्, "अग्निं वै जात" मित्यत्र तथोक्तेः, आत्मन्यपि द्विगुणारक्षा कृता करणकर्तृभेदेन, साक्षात्करणे कर्तरि च दोषसम्बन्धसम्भवात् तदाहाङ्गेषु वक्ष्यमाणेषूक्तेषु वा तैरेव नामाभिः करयोरिति, करतलकरपृष्ठाभ्यां सह दशाङ्गुलीषु दक्षिणाङ्गुष्ठमारभ्य वामाङ्गुष्ठपर्यन्तासु, पृथगिति करयोरेव वा सम्बध्यते, तेनाङ्गुलिचतुष्टये पर्वत्रये न्यासो भवति, "अङ्गुल्यङ्गुष्ठपर्वस्वि" तिवचनात् पृथगिति दशन्यासा वा निरूपिता मातृकान्यासादयः, एवमात्मनि न्यस्य सर्वदेवताधारभूताः सत्योथ भिन्नप्रकारेण देवताः सर्वाः बहिः स्थिता विधाय बालस्य भगवतोऽङ्गेषु बीजैरेकादशभिर्न्यासमकुर्वत कृतवत्यः ॥२१॥ बीजानि स्थानानि च गोप्यानीति भङ्ग्यन्तरेण देवताप्रार्थनारूपेण रक्षां स्तोत्ररूपां वदन्नाहाव्यादिति, भगवत एकादश रूपाणि मूलतः प्रसिद्धानि वैष्णवतन्त्रे अन्यानि तु न समर्थान्युपढौकनेनारोपितसामर्थ्यानि वा भवन्ति, तत्र प्रथममजो न जायत इत्यविकृतो मूलभूत

इति यावत् सोक्षरात्मको भवति, सोक्षरात्माजो **भगवतोङ्घ्रिमव्यात्**, अङ्घ्रिरयमाध्यात्मिकः, स त्वाधिदैविक इ''त्यन्तर्याम्यवतारादिरूपे पादत्वमस्ये''तिनिरूपणात्, ततः स एव सर्वोपास्यरूपो भवन् दुर्ज्ञेयत्वाद**णिमान्** भवति, बीजरूपाण्येतानि नामान्यविकृतानि भवन्ति, **जानुद्वयं सोव्यात्** स्थूलादग्रे सूक्ष्मभावात्, एतद् द्वयं प्रमेयबलेन रुपद्वयेन निरूपितं, प्रमाणबलेन पुनः पृथङ् निरूपयत्यथेति, अनेन भक्तिमार्गो ज्ञानमार्गश्च प्रमेयबलादेव सिध्यतीति ज्ञापितं, **यज्ञ ऊरू अव्यात्**, स हि प्रजननात्मकः, **अच्युतो** यज्ञस्यैवाधिदैविकं रूपं **कटितटमव्यात्**, स हि रक्षको न केनापि प्रकारेण च्युत इति, वेदानां यज्ञानां च नित्यताप्युक्ता, **हयास्यो जठरमव्यात्**, नष्टेषु वेदेषु रक्षणार्थमवतीर्णः, उदरं सर्वमेव जगत्, तच्च कर्मणा परिपाल्यत इति यज्ञे प्रादुर्भूत उक्तः, हृद् हृदयं **केशवोव्यात्** कश्चेशश्च केशौ तयोर्वं सुखं यस्मादिति, ब्रह्मशिवयोर्बुद्ध्यहङ्कारनियामकयोरपि सुखदातान्तर्यामो हृदयपरिपालको भूयात्, हृदयं स्तनयोर्मध्ये निम्नस्थानं, उरस्तूच्चस्थानं, स्तनादुपरि कण्ठादधस्त्वदुर **ईशोव्यात्** यस्त्वाधिदैविककालरूपो येन प्रकृतेर्गुणः क्षुब्धा भवन्ति, त्वदुर इति, उरसि लक्ष्मीरपि वर्तते, अतस्तद्व्यावृत्त्यर्थं त्वत्पदं, इनस्तु कण्ठं, तुशब्दो ब्रह्माण्डमध्यस्थितं वक्तुं बहिः स्थिताद् व्यावृत्तिमाह, **इनः** सूर्यान्तःस्थितो नारायणः स **कण्ठमव्यात्**, सरस्वतीस्थानं तत् त्रयीमयात्मकश्च सः, जगद्रक्षायां -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પહેલાં આધિભૈતિક રક્ષા કરી પછી અધ્યાત્મિક રક્ષા કહી તેમાં કર્મનો સંસ્કાર કર્યો. અહીં આધિદૈવિક રક્ષામાં કર્તાનો પણ સંસ્કાર કરે છે.

પહેલાં પોતાનો ગોપીઓનો બે પ્રકારનો સંસ્કાર કર્યો. તે ''સારી રીતે જલનો સ્પર્શ કરી'' શબ્દોથી નિરૂપણ કહેલું છે. તેમને બહારથી દેહના બહારના ભાગનું સ્નાન કર્યું અને અંદર માટે જલનું આચમન કર્યું. પછી તેમને અગીયાર બીજ મંત્રોનું પોતાનામાં સ્થાપન કર્યુ કારણ કે દેવતાં પોતાનામાં આવે ત્યારે દેવતાનું બીજામાં સ્થાપન પોતાનો અનુભવ હોય તેવું થાય છે. બીજામાં સારી રીતે સ્થાપન થયું એમ પોતાને ખાતરી થઇ શકે છે અથવા ''ઉત્પન્ન થયેલો અગ્નિ'' એ મંત્રમાં કહેલું છે કે કોઇનો સર્વથી બલવાન દોષ તજવામાં આવે ત્યારે તે દોષ તજાવનારને પકડે છે. તેથી તેમનાથી (ભગવાનમાંથી) કઢાવેલો આધિદૈવિક દોષ પોતાને કદાચ પકડે તેથી પોતાના બીજમંત્રોનું સ્થાપન કર્યુ.

ગોપીઓએ પણ આ કરણ અને કર્તાના ભેદથી બે પ્રકારની રક્ષા કરી. આ 'અંગોમાં' શબ્દથી કહેલ છે. કરોમાં એટલે હથેલીમાં જમણા હાથના અંગુઠાથી આરંભી ડાબા હાથના અંગુઠા સુધી દશ આંગળીઓમાં, એકવચન હોવાથી ચાર આંગળીઓનાં દરેકના ત્રણ પર્વમાં સ્થાપન થાય છે.

અથવા 'જુદાજુદા' શબ્દથી માતૃકાનું સ્થાપન વગેરે દશ સ્થાપન જુદાં જુદાં કહેલ છે. ગોપીઓએ એ પ્રમાણે પોતાના દેવતાઓનું સ્થાપન કરી પોતે બધા દેવતાઓના આધાર રૂપ થઈ પછી બાળકના અંગોમાં અગીયાર બીજોથી તેઓનું સ્થાપન કર્યું. (૨૧)

મંત્રો અને સ્થાપન સ્થાનો ગુપ્ત રાખવા યોગ્ય હોવાથી હવે દેવતાઓની પ્રાર્થના કરવાના રૂપથી સ્તોત્રરૂપ રક્ષા કહે છે.

વૈષ્ણવતંત્રમાં ભગવાનના અગિયાર રૂપો મૂલથી પ્રસિધ્ધ છે. બીજાં રૂપો શક્તિવાળા નથી.

આ અગિયાર રૂપોમાં પ્રથમ અજ છે. અજ એટલે જે જન્મતા નથી. એટલે વિકારરહિત મૂલરૂપ છે. તે અક્ષરરૂપ છે. તે અક્ષરરૂપ ભગવાન ચરણનું રક્ષણ કરો. આ ચરણ અધ્યાત્મિક છે. અંતર્યામીના અવતાર થાય ત્યારે આ ચરણ થાય છે. તેથી તે આધિદૈવિક છે. તે અજ જ ઉપાસના રૂપવાળા થતાં અણિમાન થાય છે. આ નામો બીજરૂપ હોવાથી વિકારવગરના છે. સ્થૂલ પછી સૂક્ષ્મભાવ થયેલ હોવાથી બે ઢીંચણોનું રક્ષણ કરો. 'અથ' વળી શબ્દથી પ્રમાણબલથી રક્ષાનું જુદુ નિરૂપણ કરે છે. ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ પ્રમેયબલથી સિધ્ધ થાય છે.

(૩) યજ્ઞ સાથળોનું રક્ષણ કરો. (૪) યજ્ઞનું આધિદૈવિક રૂપ અચ્યુત કેડનું રક્ષણ કરો. (૫)હયાસ્ય ઉદરનું રક્ષણ કરો. તેને વેદોની રક્ષા માટે અવતાર લીધેલો આખું જગત ભગવાનનું ઉદર છે. (૬) કેશવ હૃદયનું રક્ષણ કરો. 'ક અને ઈશ' તે કેશો તેઓનું 'વ' એટલે જેમનાથી સુખ છે તે કેશવ - બે સ્તનોની વચ્ચેનો ભાગ હૃદય છે. (૭) છાતીનો ઉભો ભાગ છે. સ્તનોની ઉપર અને કંઠની નીચે તમારી છાતીનું ઈશ રક્ષણ કરો. આ આધિદૈવિક કાલ રૂપ છે. 'તમારી છાતી' કહેલું છે. કારણ કે ભગવાનની છાતીમાં તો લક્ષ્મી પણ રહેલ છે. (૮) ઈન કંઠનું રક્ષણ કરો. ઈન એટલે સૂર્યની અંદર રહેલા નારાયણ તે ત્રણ વેદોરૂપ છે. (૯) બે ભુજાઓનું રક્ષણ કરો. (૧૦) ઉરૂક્રમ એટલે વામન મુખનું રક્ષણ કરો. (૧૧)ઈશ્વર મસ્તકનું રક્ષણ કરો. શ્વેત અને કૃષ્ણ એવા બે કેશો છે. તે મસ્તકનું રક્ષણ કરો. એ પ્રમાણે ચરણથી આરંભી મસ્તક સુધીના અવયવોની રક્ષાનું પ્રાર્થના વડે નિરૂપણ કર્યું. (૨૨)

હવે બહારની રક્ષા કરે છે.

**चक्र्यग्रतः सहगदो हरिरस्तु पश्चात् त्वत्पार्श्वयोर्धनुरसी मधुहाजनश्च ।**
**कोणेषु शङ्ख उरुगाय उपर्युपेन्द्रस्तार्क्ष्यः क्षितौ हलधरः पुरुषः समन्तात् ॥२३॥**

**इन्द्रियाणि हृषीकेशः प्राणान् नारायणोवतु ।**
**श्वेतद्वीपपतिश्चित्तं मनो योगेश्वरोवतु ॥२४॥**
**पृश्निगर्भस्तु ते बुद्धिमात्मानं भगवान् परः ।**
**क्रीडन्तं पातु गोविन्दः शयानं पातु माधवः ॥२५॥**

**શબ્દાર્થ :**

ચક્રી આગળ રક્ષણ કરો, ગદાધર હરિ પાછળ હો, તમારી બન્ને બાજુએ ધનુષ્યધારી મધુના સંહારક અને અસિધારી અજન રક્ષણ કરો. ખૂણાઓમાં શંખ ધારી ઉરૂગાય, ઉપર ઉપેન્દ્ર ગરૂડ, ભૂતલપર હલધર, અને સર્વ બાજુએ પુરૂષ તમારું રક્ષણ કરો. (૨૩)

હૃષિકેશ ઇંદ્રિયોનું રક્ષણ કરો. નારાયણ પ્રાણોનું રક્ષણ કરો, શ્વેતદ્વિપના પતિ ચિત્તનું રક્ષણ કરો, યોગેશ્વર મનનું રક્ષણ કરો. (૨૪)

પ્રદ્યુમ્ન તમારી બુધ્ધિનું રક્ષણ કરો. આત્માનું પર ભગવાન રક્ષણ કરો, ગોવિંદ રમતાનું રક્ષણ કરો, માધવ શયન કરેલાનું રક્ષણ કરો, (૨૫)

પુરૂષના જેટલા ભાગો બહાર હોય છે. તેનું રક્ષણ કરો. એવી પ્રાર્થના કરે છે.

स्थितः क्रियाशक्तिर्विष्णुर्भुजमव्यात् क्रिया भुजयोरेव प्रतिष्ठितेति, ततो भक्तबाधकत्वेन दैत्येषु समागतेषु तन्निवृत्त्यर्थं समागतो बलिबन्धनकर्तोरुक्रमो वामनो **मुखमव्यात्**, ततः **कं** शिर **ईश्वरोव्यात्**, यस्तु सङ्कर्षणरूपो "यस्य केशौ सितकृष्णौ" स शिरः प्रधानभूत इति शिरःपालनं युक्तमेव ॥२२॥ एवं पादादिशिरोन्तानां रक्षा प्रार्थनया निरूपिता, बाह्यतः परितो रक्षामाह **चक्र्यग्रत** इति, पुरुषस्य यावन्तो भागा बहिर्भवन्ति तेषु तत्र तत्र प्रयोजको रक्षत्विति प्रार्थयन्ति, **चक्री** चक्रपाणिश्चक्रं गृहीत्वाग्रे रक्षतु पूर्वभागं परिपालयतु, सहगदो गदाधरो गदासहितः **पश्चादव्यात्** पृष्ठभागं परिपालयतु, ननु महतः कथं पृष्ठभागपरिपालनमुच्यते तत्र प्रार्थनया हेतुमाह **हरिरस्त्विति**, स हि सर्वदुःखहर्ता, यथा वा प्रार्थनया गजेन्द्रमागत्योद्धृतवान् न तु वैमनस्यं विचारितवान् अत इदानीमपि प्रार्थनया पश्चाद्धरिः स्वयमस्तु स्थितः सन् पालयत्वित्यर्थः, **त्वत्पार्श्वयोर्दक्षिणवामर्धनुर्धरोसिधरश्च मधुसूदनोजनश्चाव्यात्**, दक्षिणपार्श्वे धनुर्गृहीत्वा राक्षसांस्तत्रत्यान् दूरादेव (**मधुहा**) मारयतु, **अजन** उत्तरपार्श्वे सर्वज्ञानिसेव्यः सर्वेषां जन्मादिसर्वदुःखनाशकोसिं गृहीत्वाविद्याछेदकोव्यात्, आयुधयोरपि स्वतः सामर्थ्यं द्योतयितुं भिन्नतया निरूपणं, चकारादुत्तरभागस्थिता हरिवर्षादिमूर्तयोपि पालयन्त्वित्युक्तं, **कोणेषु** चतुर्षु विदिक्षु **शङ्खं गृहीत्वोरुगायश्चावतु**, शब्दो हि स सर्वेषां दैत्यानां दर्पहन्ता "विष्णोर्मुखोत्थानिलपूरितस्ये" तिवाक्यात्, अत एव प्रत्येकं कोणेषु भिन्ना निरुक्ताः, सोप्युरुगाय उरुभिर्नारदादिभिर्गीयत इति, अत एकेनैव सर्वत्र रक्षा सम्भवति, **उपर्युपेन्द्रस्ताक्ष्योव्यात्**, गरुडारूढो मन्वन्तरावताररूपः, गरुडस्यापि रक्षकत्वं, उभावप्युपर्येव भवतः, **क्षितौ हलधरो** हलं गृहीत्वा सङ्कर्षणोधोभागे पालयतु, एवं प्रत्येकं रक्षामुक्त्वा सामान्यत आहुः **पुरुषः समन्तादिति**, **पुरुषो** नारायणः समन्तात् पालयतु, यस्योदरे सर्वे वर्तन्त इति स हि सर्वत्र तिष्ठति ॥२३॥ एवं बाह्यरक्षामुक्त्वाध्यात्मिकांशभूतानां प्राणादीनां रक्षामाहुरिन्द्रियाणीति, **हृषीकाणामिन्द्रियाणामेव** नियामकत्वेन स्थितः, 'अव्यादि'ति पूर्वेण सम्बन्धः, **इन्द्रियाणि** दश, चक्षुषश्चक्षूरूपत्वाद् भगवतः **प्राणान्**

**नारायणोवतु**, प्राणापानादयो दश प्राणाः, नारं जीवसमूहस्तदयति प्रेरयति प्रविशतीति वा, प्राणमूलकं हि सर्वमतो **नारायणात् प्राणरक्षा**, अन्तःकरणचतुष्टयस्य रक्षामाह **श्वेतद्वीपपतिर्वासुदेवः**, श्वेतद्वीपस्य शुद्धसत्त्वरूपत्वाच्चित्तरक्षकश्च स भवत्येव, अनिरुद्धो योगिभिः संराध्यः, अतो **योगीश्वरो मनोव्यात्**, योगशास्त्रं च मनोमूलकमेव ॥२४॥ **बुद्धिं प्रद्युम्नः** सर्ववंशकर्ता प्रथमं **पृश्निगर्भो** जात इति स एवावतु, आत्मानमहङ्कारं **भगवान् सङ्कर्षणोवतु** , स चास्मात् **परश्चतुर्मूर्तावुक्तः**, **आत्मानं** जीवरूपं च **परः** पुरुषोत्तमोव्यात् देहं च **भगवान्** सर्वनियामकोव्यादात्मानमेव वा **भगवानव्यादिति**, कृत्रिमभगवत्त्वव्यावृत्त्यर्थं **पर** इति, सर्वावस्थासु रक्षां प्रार्थयन्ति **क्रीडन्तं** बालकलीलया श्रृङ्ग्यग्न्यादिष्वपि गच्छन्तं **गोविन्दः पातु**, यस्तु सदा गवामिन्द्रो गुप्ततया रक्षकः, **शयानं माधवः पातु**, लक्ष्म्यास्तत्र प्रयोजकत्वात् ॥२५॥ **व्रजन्तं** शनैर्बाललीलया गच्छन्तं **वैकुण्ठः** पातु, स हि गतिदानार्थमेव वैकुण्ठं निर्माय -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ચક્રી એટલે ચક્ર જેના હાથમાં છે. તે રક્ષા કરો. ગદાસહિત એટલે ગદાધર પોતાની ગદા સાથે પાછળ રક્ષણ કરો. મોટાને પાછલા ભાગનું રક્ષણ કરવાનું કેમ કહે છે? એ શંકામાં 'હરિ હો' શબ્દથી કહેલ છે. તે હરિ બધાનું દુઃખ હરનાર છે. ગજેન્દ્રનો ઉદ્ધાર કર્યો પણ પોતાના શ્રમનો વિચાર કર્યો નહિ.

તમારી બંને બાજુએ ધર્નુધર મધુસૂદન અને અસિધારી અજન રક્ષણ કરો. 'ચ'અને શબ્દથી એમ કહેલું છે. કે ઉત્તર ભાગમાં રહેલી હરિવર્ય મૂર્તિઓ પણ રક્ષણ કરો. ખૂણાઓમાં એટલે ચાર દિશાઓની મધ્યમાં ઉરૂગાય શંખ ધારણ કરીને રક્ષણ કરો. તે શંખનો શબ્દ દૈત્યોના અહંકારનો નાશ કરનારો છે. ઉરૂગાય છે. એટલે નારદ જેવા પણ ઉત્તમ પુરૂષો ગાન કરે છે.

ઉપર ગરૂડ અને ઉપેન્દ્ર રક્ષણ કરો. ગરૂડ ઉપર બેઠેલા મન્વન્તરના અવતારરૂપ ઉપેન્દ્ર રક્ષણ કરો. ભૂતલ પર હલધર રક્ષણ કરો. નીચેના ભાગમાં સંકર્ષણ હલ ધારણ કરીને રક્ષણ કરો. એ પ્રમાણે ચારે બાજુથી રક્ષા કરી. ચારે બાજુએ પુરૂષ શબ્દથી સામાન્ય રક્ષા કહેલી છે. પુરૂષ એટલે નારાયણ તેમના ઉદરમાં બધા રહે છે. તે રક્ષા કરો. એ પ્રમાણે બહારથી રક્ષા કરી પછીના શ્લોકથી પ્રાણ વગેરેની રક્ષા કરે છે.

હૃષિકા એટલે ઇંદ્રિયો અને તેમને નિયમમાં રાખનાર, હૃષિકેશ ઇંદ્રિયોનું રક્ષણ કરો. ઇંદ્રિયો દશ છે. હૃષિકેશ ચક્ષુના ચક્ષુ હોવાથી ઇંદ્રિયોનું રક્ષણ કરો. નારાયણ ભગવાનના પ્રાણોનું રક્ષણ કરો. પ્રાણ, અપાન વગેરે દશ પ્રાણો છે. નાર એટલે જીવોનો સમૂહ તેને જે પ્રેરે છે તે નારાયણ પ્રાણીઓ બધા પ્રાણથી જીવે છે તેથી નારાયણથી પ્રાણથી રક્ષા થાય છે. (૨૪)

હવે ચાર અન્તઃકરણની રક્ષા કરે છે. (૧) શ્વેતદ્વીપ શુધ્ધ સત્ત્વરૂપ હોવાથી શ્વેતદ્વિપ પતિ વાસુદેવ છે. તે ચિત્તના રક્ષક છે. (૨) અનિરૂધ્ધ યોગીઓથી આરાધના કરવા યોગ્ય છે. તેથી યોગેશ્વર મનનું રક્ષણ કરો. યોગશાસ્ત્રનું મૂલ મન છે.

પ્રદ્યુમ્ન બુદ્ધિનું રક્ષણ કરો. તે પ્રથમ પૃશ્નિના ગર્ભમાંથી પ્રગટ થયેલ તેથી તેજ બુદ્ધિનું રક્ષણ કરો.

આત્માનું એટલે અંહકારનું ભગવાન સંકર્ષણ રક્ષણ કરો તે સંકર્ષણ આનાથી પર છે. અને ચર્તુમૂર્તિમાં કહેલ છે અથવા આત્મા એટલે જીવરૂપ બાળકનું પર એટલે પુરૂષોત્તમ રક્ષણ કરો. દેહનું સર્વને નિયમનમાં રાખનાર ભગવાન રક્ષણ કરો ભગવાનનું ભગવત્પણું ખોટું નથી એમ જણાવવા પર વિશેષણ યોજેલ છે.

હવે સર્વ અવસ્થામાં રક્ષાની પ્રાર્થના કરે છે. રમતાં એટલે બાળકની રમત કરતાં, પર્વત ઉપર, અગ્નિમાં વિગેરેમાં જતાં હોય ત્યારે ગોવિંદ રક્ષણ કરો. તે ગોવિંદ સદા ગાયોના ઇંદ્ર ગુપ્તપણાથી રક્ષણ કરનાર છે. શયન કરેલાનું માધવ રક્ષણ કરો. કારણ કે શયનમાં લક્ષ્મી પ્રયોજક છે. ફલ આપનાર છે. (૨૫)

व्रजन्तमव्याद् वैकुण्ठस्त्वासीनं त्वां श्रियः पतिः ।
भुञ्जानं यज्ञभुक् पातु सर्वग्रहभयङ्करः ॥२६॥
डाकिन्यो यातुधान्यश्च कूष्माण्डा येर्भकग्रहाः ।
भूतप्रेतपिशचाश्च यक्षरक्षोविनायकाः ॥२७॥
कोटरारेवतीज्येष्ठापूतनामातृकादयः ।
उन्मादा ये ह्यपस्मारा देहप्राणेन्द्रियद्रुहः ॥२८॥
स्वप्नदृष्टा महोत्पाता वृद्धबालग्रहाश्च ये ।
सर्वे नश्यन्तु ते विष्णोर्नामग्रहणभीरवः ॥२९॥



**શબ્દાર્થ :**

વૈકુંઠ ચાલતા તમારૂં રક્ષણ કરો, લક્ષ્મીના પતિ બેઠેલા તમને બધા ગ્રહોને ભય ઉત્પન્ન કરનાર યજ્ઞભોક્તા ભોજનકરતા તમારૂં રક્ષણ કરો. (૨૬)

ડાકણો અને યાતુધાનીઓ જે કૃષ્માંડો છે. તેઓ બાલગ્રહમાં, ભૂત, પ્રેત, પિશાચો, યક્ષો, રાક્ષસો અને વિનાયકો (૨૭) કોટરા, રેવતી, જયેષ્ઠા, પૂતના, માતાઓ વિગેરે જે ઉન્માદો અને અપસ્મારો છે, દેહ પ્રાણ, ઇંદ્રિયોને પીડા કરનારાઓ છે (૨૮) સ્વપ્નમાં દેખાતા, મોટા ઉત્પાતો કરનારા અને જે વૃદ્ધ અને બાળક બનાવનાર ગ્રહો છે. તે સર્વે તમો વિષ્ણુંનું નામ માત્ર લેવાથી ભય પામનારા પોતાની મેળે નાશી જાવ. (૨૯)

स्थितः, अनेन सर्वत्र पदस्थापने कोमलत्वादिसुखदो भवत्विति प्रार्थितं, **आसीनमुपविष्टं त्वां** लक्ष्मीपतिरवतु, स हि लक्ष्मीविवाहसमय उपविष्टो लक्ष्म्या वृतः, तादृशभावापन्नः सर्वसौभाग्ययुक्तो लक्ष्मीपतिरासीनमवतु, सर्वमेव जगद् भगवत्युपविश्य तिष्ठतीति, तदर्थमाह त्वामिति, एवं देहावस्थाचतुष्टयमुक्त्वा क्रियावस्थायामाह **भुञ्जानमिति,** स्तन्यं दुग्धादिकं वा स्वतश्चौर्यादिना वा, यज्ञभोक्ता विष्णुः पातु, भोजने क्रियायां कालफलनियामका ग्रहाः सन्ति, तैरवश्यं स्वकालोद्भवं फलं देयमित्याशङ्क्याह **सर्वग्रहभयङ्कर** इति, सर्वेषां **ग्रहाणां** कालक्रियाद्रव्यादिनियामकानां

नवग्रहाणां भयजनको भवति, अन्यथा यज्ञादीनां फलदातृत्वं न स्यात् तत्तत्कालफलमेव तेषां स्यात् अतो यदा यज्ञभोक्ता फलं प्रयच्छति तदा ग्रहा निवृत्ता भवन्ति, निवृत्तिरपि न वचनादिना किन्तु रूपमेव दृष्ट्वा भीता निवृत्ता भवन्ति, तत उक्तं भयङ्कर इति ॥२६॥

एवं सहजदोषाणां निवर्तकैर्निवृत्तिं प्रार्थयित्वागन्तुकान् दोषान् गणयन्त्यः स्वत एव तेषां भगवन्नामोच्चारणेनं निवृत्तिमाहुर्**डाकिन्य** इतित्रिभिः, एके महादेवसम्बन्धिनो दोषाः स्थूला अन्य आध्यात्मिका मध्यमास्ततोप्याधिभौतिका निकृष्टाः, स्वप्नादिष्वेव तेषां भयजनकत्वं, **डाकिन्यः** स्त्रिय एव दुष्टा दास्य इव पतिरहिताः सेनारूपाः, **यातुधान्यो** यक्षादिस्त्रियः, चकारात् तदवान्तरभेदाः, **कूष्माण्डादयः** पुरुषाः कुत्सितो य ऊष्मा तत्कृता **अण्डा** इव ये भवन्ति, **कूष्माण्डशब्दो** यौगिको दुष्टमहादेवगणवाचकः, प्रलये तेषां विनियोगः, रूढो लौकिकः, नैमित्तिको वैदिकः, अतो दोषगणनायां तदुभयव्यावृत्त्यर्थ **य** इत्युक्तं, **अर्भकग्रहा** अर्भकरूपा ग्रहाः, तेपि पिशाचविशेषाः, बालका एव भूत्वा सर्वान् गृह्णन्ति, **भूतप्रेतपिशाचाः** प्रसिद्धा **यक्षरक्षांसि** च **विनायका** विघ्नकर्तारः, ते सञ्छिन्नभिन्ना भवन्तीति तेषामधिपतिर्विनायक उक्तः, स तु न क्वापि स्वत आयातीति तन्निवृत्त्यर्थ **य** इत्यत्राप्यनुसन्धेयम् ॥२७॥ ततो हीनाः स्वतन्त्रस्त्रीरूपाः, **कोटरा** पूर्वदेशे "कुठारे"ति प्रसिद्धा, तथा **रेवती**, रेणुकेति केचित्, **ज्येष्ठा** दक्षिणदेशे प्रसिद्धा, पूतनेयमेव, अज्ञानात् कीर्तनं, वस्तुतस्त्वेते मन्त्रास्ते चे यादृशास्तादृशा एव कीर्तनीयाः, अन्यथा "मन्त्रो हीनः स्वरतो वर्णतो वे" तिवाक्यान्मन्त्रस्यान्यथात्वेन रक्षोपयोगित्वं न स्यात्, तेन तथाकीर्तनं तज्ज्ञानेपि, अत एवाप्रस्तुतस्यापि वृद्धग्रहस्य कीर्तनं, **मातृकाः** षोडश प्रसिद्धा, आदिशब्देन सर्वा एव ग्रामदेवताः, एतावत्यः स्त्रियः, **उन्मादादयः** पुरुषाः, उद्गतो **मादो** यैः, यतः प्राणिन उन्मत्ता भविन्त, य इतिरोगव्यावृत्त्यर्थ, **अपस्मारा** अपि बुद्धिभ्रंशहेतवः, यतो रोगरूपा अपि भवन्तीति **य** इति तेष्वपि ग्रहणं, उभयेषामुभयत्वं लोकसिद्धमिति तद्व्यावृत्तिर्युक्तैव, त्रिविधानन्यानाह **देहप्राणेन्द्रियद्रुह** इति, केचिद् देहद्रोहं कुर्वन्ति येन देहे निरन्तरं पीडा भवति तथा प्राणेषु येन क्षुधार्दिन भवतीन्द्रियाणां च स्त्रावबाधिर्यादि ॥२८॥ भौतिकानाह, **स्वप्नदृष्टाः** स्वप्न एव भयपलायनशिरश्छेदादिदर्शनहेतवो **महोत्पाताश्च**, तेषां लक्षणं स्वप्नाध्याये भवति **वृद्धबालग्रहाश्च** भवन्ति, नियतास्तेभगवदीयं भ्रामयन्त्येव, अतः पिशाचवद् -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ચાલતા એટલે ધીર ધીરે બાળકની લીલા કરતા જતા હો ત્યારે વૈકુંઠ રક્ષણ કરો. કારણ કે ગતિ (ચાલવાવી ક્રિયાનું) નું દાન કરવા માટે વૈકુંઠ બનાવીને રહેલા છે. આથી એવી પ્રાર્થના કરેલી છે કે જ્યાં જ્યાં બાળક ચરણ મૂકે તે સર્વ સ્થળે કોમળપણાથી વૈકુંઠ તેમને સુખ આપનાર થાઓ.

તમે બેઠેલા હો ત્યારે લક્ષ્મીના પતિ તમારૂં રક્ષણ કરો. કારણ કે લક્ષ્મીના વિવાહ સમયે તે બેઠેલા હતા ત્યારે લક્ષ્મી તેમને વરેલા બધું જગત બેસીને, સ્થિતિ કરીને રહેલું છે. તેથી 'ત્વાં' તમને કહેલું છે.

એ પ્રમાણે દેહની ચાર અવસ્થાની રમતાં, શયન કરતાં, ચાલતા અને બેઠેલા રક્ષા કરી.

ક્રિયા કરવાની અવસ્થાની રક્ષા ઉત્તરાર્ધથી કહે છે. ધાવણ દૂધ વિગેરે પીતા હો ત્યારે તમારૂં યજ્ઞભોક્તા વિષ્ણું રક્ષણ કરો. ભોજનની ક્રિયામાં કાલના ફલ આપનાર ગ્રહો હોય છે. પોતાના કાલથી ઉત્પન્ન થતું ફલ તેઓ જરૂર આપે જ એવી શંકા થાય ત્યાં "સર્વ ગ્રહોને ભય કરનાર" શબ્દો આપેલા છે. સર્વ ગ્રહોને એટલે કાલ, ક્રિયા, દ્રવ્યના નિયામક નવ ગ્રહોને ભય ઉત્પન્ન કરનાર યજ્ઞભોક્તા છે. જો તેમ ન હોય તો તે કાલનું ફલ જ તેઓથી થાય. જ્યારે યજ્ઞભોક્તા ફલનું દાન કરે છે ત્યારે ગ્રહો ખસી જાય છે. તેઓ ખસી જાય છે. તે પણ વચન વિગેરેથી ખસી જતા નથી પરંતુ યજ્ઞભોક્તાનું રૂપ જોઈને, ભય પામીને ખસી જાય છે. (૨૬)

એ માટે જે સહજ દોષોને મટાડનાર હતા તેઓથી મટે તે પ્રાર્થના કરી. હવે આગંતિક દોષોને ગણતાં તેઓ પોતાની મેળે ભગવાનના નામનો ઉચ્ચાર કરવાથી હટી જાય છે. તે નીચેના શ્લોકથી કહે છે.

મહાદેવના સંબધવાળા સ્થૂળ દોષો છે. બીજા આધ્યાત્મિક મધ્યમ દોષો છે અને હલકા આધિભૌતિક દોષો છે. તે આધિભૌતિક દોષો સ્વપ્ન વિગેરેમાં જ ભય કરે છે. ડાકણો-દાસીઓ પતિવગરની સ્ત્રીઓ છે. મહાદેવની સેનારૂપ છે. યાતુધાનીઓ યજ્ઞ વિગેરેની સ્ત્રીઓ છે. અહી 'ચ'અને શબ્દ છે. તેથી તેના પેટા ભેદોનો સમાવેશ છે. કૃષ્માંડ વિ. મહાદેવના સંબધવાળા પુરૂષો છે. ઇંડા જેવાજે હોય તે કુષ્માંડો તે મહાદેવનો દુષ્ટ ગણ છે. તેઓનો ઉપયોગ પ્રલય કરવામાં હોય છે.

બાલગ્રહો એટલે બાલકરૂપ ગ્રહો. તેઓ પણ પિશાચો છે અને બાળકો બની સર્વને પકડે છે. ભૂત, પ્રેત, પિશાચો પ્રસિધ્ધ છે.યક્ષો, રાક્ષસો પણ પ્રસિધ્ધ છે. વિનાયકો એટલે વિઘ્ન કરનારાઓ તેમનો ગણેશ અધિપતિ છે. તેઓ વિનાયકો છે.

કોટરા પૂર્વદેશમાં 'કુઠારા'નામથી પ્રસિધ્ધ છે. તેવી રેવતી છે. કેટલાક તેને રેણુંકા કહે છે. જયેષ્ટા દક્ષિણદેશમાં પ્રસિધ્ધ છે.પૂતના આ પોતે જ. આ બધા મંત્રો છે. અને તે બધા બરાબર ભણવામાં ન આવે તો મંત્રો રહેતા નથી. તેથી રક્ષા થતી નથી. માતાઓ સોળ પ્રસિધ્ધ છે. ઉન્માદો પુરૂષો છે. જેનાથી ગાંડપણ ઉત્પન્ન થાય છે. અપસ્મારો પણ બુધ્ધિનો નાશ કરનારા છે. દેહ, પ્રાણ અને ઇંદ્રીયોને પીડા કરનારાઓ એમ ત્રણ પ્રકારના દોષો કહેલા છે. કેટલાક દેહનો દ્રોહ કરે છે. કેટલાક પ્રાણનો દ્રોહ કરે છે. તેથી ભૂખ વિગેરે લાગતાં નથી. બીજાઓ ઇંદ્રિયોનો દ્રોહ કરે છે. ઇંદ્રિયોમાંથી લોહી વહે છે. અને બહેરાશ આવે છે.

હવે ભૌતિક દોષો કહે છે. સ્વપ્નમાં દેખાતા એટલે સ્વપ્નમાં ભય, પલાયન, શિરશ્છેદ જણાય, આ બધું સ્વપ્નના અધ્યાયમાં જણાવેલું છે.

વૃધ્ધ અથવા બાળક ગ્રહો હોય છે. ભગવદીય ન હોય તેમને ભમાવે છે. તેથી તે પિશાચની માફક અથવા ભ્રાંતની પેઠે વૃધ્ધ અથવા બાળક થઇ રહે છે. કાલરોગનો સમાવેશ ન થાય તે માટે અહીં 'જે' એમ કહેલ છે.

આ પ્રમાણે બધા દોષોને કહી. તે બધા અમારા વચનથી નાશી જાઓ એટલે હરી જાઓ. ''માત્ર નામ દેવાથી ભય પામનાર'' એવું વિશેષણ છે. તમારૂં વિષ્ણુનું નામ લેવાથી તે નાસી જાય છે. તો તમારી નજીક કેવી રીતે રહે ? તેથી અમે વચનથી જ તેમને નસાડીએ છે. (૨૯)

એવી રીતે ત્રણ પ્રકારથી રક્ષા ગોપીઓએ કરી તે પછી હવે કહે છે.



श्रीशुक उवाच ।

इतिप्रणयबद्धाभिर्गोपीभिः कृतरक्षणम् ।
पाययित्वा स्तनं माता सन्न्यवेशयदात्मजम् ॥३०॥
तावन् नन्दादयो गोपा मथुराया व्रजं गताः ।
विलोक्य पूतनादेहं बभूवुरतिविस्मिताः ॥३१॥
नूनं बतर्षिः सञ्जातो योगेशो वा समास सः ।
स एव दृष्टो ह्युत्पातो यथाहानकदुन्दुभिः ॥३२॥

**શબ્દાર્થ :**

એ પ્રકારે પ્રણયથી બંધાયેલી ગોપીઓએ રક્ષણ કરેલા પુત્રને માતાએ સ્તનનું પાન કરાવી પોઢાડયા. (૩૦)

તેટલામાં નંદ વિગેરે ગોપો મથુરાથી વ્રજ આવ્યા અને પુતનાનો દેહ જોઇને ઘણો વિસ્મય પામ્યા. (૩૧)

હા ! વસુદેવજી ખરેખર ઋષિ થયા છે. તે સારી રીતે યોગેશ થયા છે. કારણ કે આનકદુંદુભિ એ જે કહેલ તેજ ઉત્પાત આપણે જોયો. (૩૨)

भ्रान्तवद् वृद्धो बालश्च तिष्ठति, अत्रापि कालरोगव्यावृत्त्यर्थं य इति, एवं सर्वाननूद्य विनियोगमाहुः **सर्वइति**, उक्ता अनुक्ताश्च ते **सर्वेस्मद्वाक्यात्** स्वत एव **नश्यन्तु** पलायन्तां, तेषां निवृत्तौ नाधिकः प्रयास इति विशेषणमाह **नामग्रहणमात्रेणैव भीरव इति, विष्णोस्ते** तवैव **नामग्रहणेन** न ते तिष्ठन्ति कुतः पुनस्त्वत्समीप इत्यतोस्माभिर्वचनादेव निराक्रियन्ते ॥२९॥

एवं सर्वप्रकारेण त्रिविधामपि रक्षां कृतवत्यस्ततो यज्जातं तदाहेतीति, **प्रणयेन** स्नेहेन **बद्धाभिर्न** तु लौकिकन्यायेन **बद्धपदान्न** प्रेरणया नापि निवारितास्तिष्ठन्तीति ज्ञापितं, **गोपीभिरितिपुनर्वचनं** मध्ये ब्राह्मणादिशिक्षया कृतमितिव्यावृत्त्यर्थं, **कृतं रक्षणं** यस्य, रक्षाबन्धनादिकमपि कृतमिति ज्ञायते, पूतनास्तनपानेनाजीर्णशङ्कां व्यावर्तयति **पाययित्वा**

स्तनमिति, **माता यशोदा**, गोपिकादीनां भाव्यर्थज्ञानात् स्तनादानं, अनुपद्रवज्ञापकं च स्तनपानं, **आत्मजं पुत्रं**, **सन्न्यवेशयत्** सम्यक् पल्यङ्के **न्यवेशय**च्छायितवती ॥३०॥

एवं बुद्ध्युत्पादनादेतद् भगवच्चरित्रं निरोधरुपं च स्पष्टमेव, एवं पूतनावधं कृत्वाग्रिम-लीलासिद्धिचर्थमज्ञानशेषं चाभिमन्त्रणादिना सम्यग् जातमिति स्थापयित्वा पूतनाया मोक्षो जात इति ज्ञापनार्थमग्रिमचरित्रमारभते **तावदिति** यावदध्यायसमाप्ति, देहसौरभ्येण हि मुक्तेति ज्ञातव्यं, रूपदर्शनाद् भयं जायत इति गन्धाग्रहश्च, तद् दाहे स्पष्ट भवति, तद्दाहश्च प्रभुसाध्यः, अतो नन्दागमनमाह **तावदिति**, यावद् गोप्य एतावत् कृतवत्यस्तावत्काले जाते मथुरायां गता **नन्दादयः** पूर्वोक्त**गोपिकानां** पतयो गोपिकाप्राधान्यात् प्राधान्ये नोक्ताः, **मथुरायाः** सकाशाद् **व्रजं गताः**, शुकस्तत्रैव भगवति स्थित्वा वदतीति **गता** इत्युक्तवान्, तादृशं **पूतनादेहं विलोक्यातिविस्मिता** जाता लौकिकं न स्मृतवन्तः, अन्यथा तेषा निरोधो न स्यात्, बालक्रीडायां तेषामासक्तिर्न वक्तव्येति तदर्थं व्यापारान्तरं कर्तव्यमिति ॥३१॥ तेषामत्र प्रमाणपरतामाह **नूनमिति**, **बतेति** खेदे, वसुदेवो **नूनं ऋषिरेव** सञ्जातः, पूर्वं क्षत्रियः स्थित इदानी**मृषिर्जातः**, ऋषिवाक्यमेव हि प्रमाणं, ननु लौकिके ऋषिरप्रयोजकोन्यथा मन्त्राणां लौकिकत्वं स्यादत आह **योगेशो वा स** सम्यगासेति,योगेश्वराः सर्वं जानन्ति योगचक्षुषा,समिति सभायामपि ज्ञानात् **स वसुदेवः** प्रसिद्धत्वात्, तस्य तदुचिमिति नासम्भावना, तस्य वाक्यस्य संवादमनुवदन्ति स्वज्ञानदार्ढ्याय **यमुत्पातमानकदुन्दुभिराह स एवास्माभिर्दृष्ट** इति, **हीति** युक्तश्चायामर्थः, "तदुदितः स हि यो यदनन्तर" इतिन्यायाद् यादृच्छिकसंवादित्वं परिहरन्नाहा**नकदुन्दुभिरिति**, आनका दुन्दुभयश्च तस्य जन्मनि नेदुरतः प्रामाणिकमेव तस्य ज्ञानम् ॥३२॥ ततः सर्व एव व्यवहारसिद्ध्यर्थं तस्याः **कलेवरं परशुभिश्छित्त्वा** -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પ્રણય એટલે સ્નેહથી બંધાયેલી ગોપીઓ હતી. પરંતુ લૌકિકન્યાયથી બંધાયેલી નહીં. બંધાયેલી શબ્દથી કોઈની પ્રેરણાથી રક્ષા ન કરી હતી તેમ અટકાવવામાં આવે તો અટકે તેવી પણ ન હતી. છતાં મધ્યે બ્રહ્મણના ઉપદેશથી પણ રક્ષા કરી ન હતી. 'રક્ષણ કરેલા' એ શબ્દોથી ગોપીઓએ રક્ષાબંધન પણ કરેલું હતું. 'સ્તનનું પાન કરાવી' શબ્દો પૂતનાનું ધાવણ પીવાથી ભગવાનને અજીર્ણ થયું હશે એવી શંકા મટાડે છે. માતા યસોદાએ સ્તનપાન કરાવ્યું. તેથી ભગવાનને કોઈ ઉપદ્રવ થયો ન હતો. આત્મજને પુત્રને પોઢાવ્યા. આવી બુધ્ધિ યશોદા અને ગોપીઓમાં ઉત્પન્ન કરી તેથી આ ભગવાનનું ચરિત્ર છે. એ સ્પષ્ટ છે. (૩૦)

પૂતનાનો મોક્ષ થયો છે એમ તેના દેહની સુગંધથી જણાય છે. તેનું રૂપ જોઈને ભય થાય છે. તેથી તેની ગંધ કોઈ લે નહિ તે માટે પૂતનાને બાળવામાં આવે ત્યારે સ્પષ્ટ થાય તેથી નીચેના શ્લોકથી નંદજી આવે છે. જેટલા સમયમાં ગોપીઓએ આટલું રક્ષાનું કામ કર્યું. તેટલો સમય

ગયો એટલામાં મથુરા ગયેલા નંદ અને ગોપો વ્રજમાં આવ્યા. શુક ત્યાં ભગવાનમાં રહીને કહે છે. તેઓ પુતાનાનો આવો દેહ જોઈને બહુ વિસ્મય પામ્યા. તેમને લૌકિકનું સ્મરણ ન રહ્યું. જો લૌકિકનું સ્મરણ રહ્યું હોત તો તેમનો નિરોધ ન થાત. (૩૧)

બાળકની ક્રીડામાં નંદજી અને ગોપોની આસક્તિ કહેવી ના જોઈએ તે માટે તેઓ પ્રમાણપરાયણ છે તે કહે છે.

'વત્''હા' શબ્દ ખેદ બતાવનાર છે. ખરેખર વસુદેવ ઋષિજ થયા છે. પહેલાં ક્ષત્રિય હતા હવે ઋષિ થાયછે. કારણ કે ઋષિનું સત્ય જ હોય છે.

લૌકિક વિષયમાં ઋષિ નકામા છે. કારણ નહિ તો મંત્રો બધા નકામા થઈ જાય. એવી શંકા થાય ત્યાં કહેછે. તે ''સારી રીતે યોગેશ થયા છે.'' યોગેશો યોગરૂપી ચક્ષુથી સર્વ જાણે છે. 'તે' વસુદેવ તેમને તેનું જ્ઞાન હોય તે યોગ્ય જ છે. તેથી તેની સંભવાના નથી.

'જે ઉત્પાત આનકદુંદુભિએ કહયો તે આપણે જોયો' જે જેની પછી થયેલો છે. તે તેમાં કહેલ છે. તે 'હિ' કારણ શબ્દથી યોજેલો છે. અણધાર્યા ખબર આવ્યા ન હતા એમ જણાવવા 'આનકદુંદુભિ' કહેલ છે. તેમના જન્મ સમયે નોબતો અને દુંદુભિઓ વાગેલાં તેથી તેમનું જ્ઞાન સત્ય જ હતું. (૩૨)

कलेवरं परशुभिश्छित्त्वा ते तु व्रजौकसः ।
दूरे क्षिप्त्वावयवशो ददहुः काष्ठवेष्टितम् ॥३३॥
दह्यमानस्य देहस्य धूमश्चागरुसौरभः ।
उत्थितः कृष्णनिर्भुक्तसपद्याहतपाप्मनः ॥३४॥
पूतनालोकबालघ्नी राक्षसी रुधिराशना ।
जिघांसयापि हरये स्तनं दत्वाप सद्गतिम् ॥३५॥
किं पुनः श्रद्धया भक्तया कृष्णाय परमात्मने ।
यच्छन् प्रियतमं लोके रक्तास्तन्मातरो यथा ॥३६॥
पद्भ्यां भक्तहृदिस्थाभ्यां वन्द्याभ्यां लोकवन्दितैः ।
अङ्गं यस्याः समाक्रम्य भगवानपिबत् स्तनम् ॥३७॥
यातुधान्यापि सा स्वर्गमवाप जननीगतिम् ।
कृष्णभुक्तस्तनक्षीराः किमु गावो नु मातरः ॥३८॥
पयांसि यासामपिबत् पुत्रस्नेहस्नुतान्यलम् ।
भगवान् देवकीपुत्रः कैवल्याद्यखिलार्थदः ॥३९॥
तासामविरतं कृष्णे कुर्वतीनां सुतेक्षणम् ।
न पुनः कल्प्यते राजन् संसारोऽज्ञानसम्भवः ॥४०॥
कटधूमस्य सौरभ्यमवघ्राय व्रजौकसः ।
किमिदं कुत एवेति वदन्तो व्रजमाययुः ॥४१॥

**શબ્દાર્થ :**

તે વ્રજવાસીઓએ તે મડદાને કુહાડાથી કાપી અવયવ અવયવ દૂર કરી લાકડાથી ઢાંકી દઈ બાળ્યું (૩૩)

શ્રીકૃષ્ણે કરેલ ભોગથી તરતજ જેનાં સર્વ પાપો નાશ પામ્યાં હતાં તે બળતા મડદાનો ધુમાડો અગરની સુંગધવાળો ઉંચે ચઢ્યો. (૩૪)

હવે ધુમાડો નીકળતાં પછી શું થયું ? તે હવે કહે સ્મશાનના ધુમાડાની સુંગધને સુંઘીને આ શું છે ? આ ક્યાંથી ? એમ બોલતાં વ્રજવાસીઓ વ્રજમાં આવ્યા (૪૧)

छिंत्त्वावयवशो दूरे क्षिप्त्वा राशीकृत्य गन्धादिव्यावृत्त्यर्थं **काष्ठवेष्टितं** कृत्वा **निर्दहन्** (निरदहन्), जले क्षिप्ते राक्षसानां गतिर्दुर्ज्ञेयेति पुनर्जीवेत्, अदाहे वा खण्डशो नयेयुः पश्चाद् योजयेयुः, अतो दाह एवोचित इति तेषां बुद्धिस्तस्या मुक्तिज्ञापनाय भगवता तथा सम्पादितं, भस्मान्त एव मुक्तिरिति श्रुत्यभिप्रायः ॥३३॥ तस्या मुक्तिलक्षणमाह **दह्यमानस्य देहस्य** सम्बन्धी **धूमः**, काष्ठभ्रमव्यावृत्त्यर्थं तथोक्तं, चकारादङ्गारा अपि सोज्ज्वला दोहोपि धृतवज् ज्वलतीति ज्ञातव्यं अगरुजनितधूमवत् सौरभ्यं यस्य **सोगरुसौरभः** सर्वजनीनार्थ**मुत्थित** ऊर्ध्वगतः, ऊर्ध्वगमनमप्युत्तमगतिज्ञापकं, ननु दुष्टाया देहस्य कथं तथात्वमित्याशङ्क्य हेतुमाह **कृष्णनिर्भुक्तसपद्याहतपाप्मन** इति, यदैव **कृष्णेन** नितरां भुक्तं तस्याः स्तन्यं प्राणाश्च **कृष्णभुक्त एव सपदि** तस्मिन् **कृष्णमुक्तक्षण** इत्यर्थः, **सपदीत्यव्ययं**, कृष्णभुक्तस्य सपद्यप्यवहितः क्षणस्तस्मिन्नेवासमन्ताद् हतं नष्ट **पाप्म** यस्य देहस्य, आहतपाप्मा देहः ॥३४॥ ॥३५-४०॥ एवं देहधूमे निर्गते यदासीत् तदाह **कटधूमस्येति**, अत्र षट् श्लोका **विगीताः** सर्वत्र दृश्यन्ते **तेप्यध्यायत्रयवद्** व्याख्येयाः, स्पष्टत्वाद् वोपेक्ष्यन्ते **तन्मातरो** (३६) 'वसुदेवस्त्रिय' इति व्याख्यातारः,**कटस्थ प्रेतदाहस्थानस्य चितायाः** सम्बन्धिधूमस्य **सौरभ्यमवघ्राय व्रजौकसो** गोरक्षणार्थं कार्यान्तरार्थं वा दूरे गताः किमिदमाश्चर्यमिति व्याकुलाः समीचीनं गन्धमांघ्रायागरुर्ज्वलतीति ज्ञात्वा **कुत एवेतिवदन्तस्तत्तत्कार्यं** परित्यज्य **व्रजमेवाययुः**, अनेन व्रजस्थानां सर्वेषामेव प्रपञ्चविस्मृतिरुक्ता भगवदनुभावस्यान्तःप्रवेशश्च, येनान्तःस्थितः प्रपञ्चो निवर्तिष्यते, तामसः प्रपञ्चस्तामसी च पूतना, अतो युक्तं गन्धस्य प्रपञ्चनाशकत्वम् ॥४१॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** અવયવ અવયવ દૂર નાખી તેમનો ઢગલો કરી. ગંધ વિ. આવે નહિ તે માટે લાકડાથી ચારેબુજુથી ઢાંકી દઈ તેને બાળ્યું.

જો જલમાં મડદાને નાખે તો રાક્ષસોની ગતિ જાણી શકાય નહિ તે ફરી જીવિત થાય. જો તેને બાળે નહિ તો રાક્ષસો કડકે કડકે લઈ જાય પછી બધા કડકા ભેગા કરે અને પછી જીવતી થાય. તેથી તેને બાળવી જ યોગ્ય છે. પૂતનાને મુક્તિ મળી છે. એમ

જણાવવા ભગવાને તેમની બુધ્ધિ કરેલ છે. શ્રુતિનો અભિપ્રાય એવો છે કે મડદાની ભસ્મ થયા પછી જ મુક્તિ થાય. (૩૩)

પૂતનાને મુક્તિ મળે તે બતાવવા ચિન્હ કહે છે. બળતા દેહના સંબધવાળો ધુમાડો ઊંચે ચઢ્યો. ''બળતા દેહનો ધુમાડો'' એમ કહેલું છે. મૂળ શ્લોકમાં 'ચ અને' છે. તેનો દેહ ઘીની માફક બળતો હતો. અગરૂ એટલે અગરથી ઉત્પન્ન થયેલ ધુમાડાની સુંગધ હતી. સર્વ લોકોની જાણ માટે ઊંચે ચઢ્યો. તે પૂતનાની ઉત્તમ ગતિ જણાવવા કહેલ છે.

પૂતનાના દેહનું કેમ એવું થયું ? એવી શંકા થાય તેથી શ્રીકૃષ્ણે કરેલ ભોગથી તરત જ તેનાં બધા પાપો નાશ પામ્યાં હતાં. એવો અર્થ છે. 'સપદિ' 'તરતજ' અવ્યય છે. શ્રીકૃષ્ણે ભોગ કર્યો કે તે જ ક્ષણે તેનું પાપ નાશ પામ્યું તેથી ધુમાડો સુંગધવાળો ઊંચે ચઢે તેમાં આશ્ચર્ય નથી. (૩૪)

અહીં નીચેના શ્લોકથી આરંભી છ શ્લોકો ક્ષેપક છે. ત્રણ ક્ષેપક અધ્યાયો પેઠે તે બધા ક્ષેપક છે. તેમની ટીકા કરવામાં આવી નથી.

લોકોના બાલકોના સંહાર કરનારી, રૂધિરનું પાન કરનારી રાક્ષસી પૂતના મારી નાખવાની ઈચ્છાથી પણ હરિને સ્તનપાન કરાવી સદ્‌ગતિ પામી. (૩૫)

શ્રીકૃષ્ણની અનુરાગવાળી માતાઓ પેઠે જે શ્રીકૃષ્ણ પરમાત્માને શ્રધ્ધાથી અને ભક્તિથી, લોકમાં સર્વથી વધારે પ્રિય હોય તે આપે તેનું તો કહેવું જ શું ? તેને મોક્ષ મળે તેમાં શંકા જ શું હોય ? (૩૬)

ભક્તોના હૃદયમાં રહેતાં અને લોકોમાં પૂંજાયેલાઓએ પૂજવા યોગ્ય પોતાના બે ચરણોથી જેના અંગ ઉપર ચઢીને ભગવાને જેના સ્તનના ધાવણનું પાન કર્યું. તે રાક્ષસીને પણ માતાની ગતિ સ્વર્ગની પ્રાપ્તિ થઇ. તો પછી જેમના સ્તનનું દૂધ શ્રીકૃષ્ણે પીધેલું છે. તેવી ગાયો અને માતાઓનું તો કહેવું જ શું ? (૩૭-૩૮)

હે રાજન ! કૈવલ્ય (મોક્ષ) વિગેરે સર્વ પરમાર્થને આપનાર ભગવાન દેવકીપુત્રે, જેમનાં પુત્ર પરના સ્નેહને લીધે સ્ત્રવતા દૂધનું ખૂભ પીધેલાં છે. તેવી શ્રીકૃષ્ણ પર સદા પુત્ર દષ્ટિ રાખનારીઓને અજ્ઞાનથી ઉત્પન્ન થતો સંસાર ફરી સંભવતો નથી. (૩૯-૪૦)

કટ એટલે મરેલાને બાળવાનું સ્થાન. સ્મશાનના તેમાં રહેલી ચિતાની ધુમાડાની સુંગધથી વ્રજવાસીઓ આ શું આશ્ચર્ય ? એમ વ્યાકુલ થઈને સારી સુંગધ સૂંઘીને. આ બળે છે એમ જાણીને આ ક્યાંથી આવે છે ? એમ બોલતા બધું કામ મૂકી વ્રજમાં આવ્યા. આથી બધા વ્રજવાસીઓને પ્રપંચની વિસ્મૃતિ થઇ. તેમના દેહમાં ભગવાનનો પ્રવેશ કરેલો છે. એમ કહેલું છે. તેથી તેમનો પ્રપંચ મટી જશે. પ્રપચ તામસ છે અને પૂતના પણ તામસી હતી. તેથી તેની ગંધ પ્રપંચનો નાશ કરે તે યોગ્ય છે. (૪૧)

તેઓને વિસ્મય થયો તે નીચેના શ્લોકથી કહે છે.

ते तत्र वर्णितं गोपैः पूतनागमनादिकम् ।
श्रुत्वा तन्निधनं स्वस्ति शिशोरासन् सुविस्मिताः ॥४२॥
नन्दः स्वपुत्रमादाय प्रोष्यागत उदारधीः ।
मूर्ध्न्यवघ्राय परमां मुदं लेभे कुरुद्वह ॥४३॥
य एतत् पूतनामोक्षं कृष्णस्यार्भकमद्भुतम् ।
शृणुयाच्छ्रद्धया मर्त्यो गोविन्दे लभते गतिम् ॥४४॥



**શબ્દાર્થ :**

ગોપોએ વર્ણવેલું ત્યાં પૂતનાનું આગમન, તેનું મરણ બાળકની કુશલતા સાંભળીને તેઓ બહુ વિસ્મય પામ્યા. (૪૨)

હે કુરુણાવંશજ ! બહાર જઈ આવેલા ઉદાર બુધ્ધિવાળા નંદે પોતાના પુત્રને લઈને માથા ઉપર સુંઘીને ઘણો જ આનંદ પ્રાપ્ત કર્યો. (૪૩)

શ્રી કૃષ્ણનું બાલ્યના સંબંધવાળું. આ પૂતનના મોક્ષરૂપ અદ્ભૂત ચરિત્ર શ્રદ્ધાથી સાંભળે અને તેને સત્ય માને છે. તે ગોવિંદમાં મોક્ષ પ્રાપ્ત કરે છે. (૪૪)

तेषामपि निदानपरिज्ञाने विस्मय एव जात इत्याह **ते तत्रेति**, तत्र गोकुले **गोपैर्वर्णितं पूतनागमनादिकं श्रुत्वा**, आदिशब्देन स्तनदानादिप्रकारं **तन्निधनं** पूतनामरणं च **शिशोः स्वस्ति** कल्याणं त्रयं **श्रुत्वा**,अत्यन्त**विस्मिता** जाताः, सर्वेषामग्र आगमनमेवाश्चर्य, अकस्मान्मरणं, ततोपि तस्या महत्या भक्षको मृत्युर्बालं त्यक्तवानिति सुतरां विस्मयः ॥४२॥ नन्दस्य प्रोषितस्य पुत्राघ्राणं विहितमित्याजन्मदुर्लभं तदिदानीं कृतवानित्याह **नन्द** इति, आश्चर्ये जिज्ञासोत्पद्यते नटविद्यायां तथादर्शनात्, **स्वपुत्रं** बलभद्रव्यावृत्त्यर्थं, विहितत्वादादाय हस्ते गृहीत्वा, तथाकरणे हेतुः प्रोष्यागत इति, नूतनमिदं कर्म कृत्वा बहु देयमिति मनसि कृतवान् भगवते च नानाविधान्याभरणानि कृत्वा समानीतवांस्तदाहो**दारधीरिति**, उदारा धीर्यस्य तदानीमुत्पन्ना, सर्वापि बुद्धिरुदारा नन्दस्यापि मोक्षदात्री, तस्य तामवस्थां ये च भावयन्ति, **मूर्ध्न्युपघ्राणं** विहितं वात्सप्रेण सूक्तेन "दिवस्परी" त्यादिना, गन्धेन प्रपञ्चस्य नाशितत्वाद् भगवदाघ्राणे परमानन्दो हृदि जात इत्याह **परमां मुदमिति, कुरु** द्वहेतिसम्बोधनं समस्तोपाख्यानविश्वासार्थम् ॥४३॥ पूतनायां मोक्षं स्थापयितुं कैमुतिकन्यायेन तच्चरित्रश्रोतॄणामपि मोक्षादप्यधिकफलां भक्तिं फलत्वेनाह **य एतदिति, एतत् पूतनामोक्षं कृष्णस्यार्भकं** बाल्यसम्बन्धि चरित्रमद्भुतं लौकिकोपपत्तिरहितं, अनिष्टार्थं मारणमिष्टजनकमिति वा निशम्य **श्रद्धया** युक्तो भवति, **अमर्त्यो** वा भवति, देवभावं प्राप्नोति, देवा हि सत्ये प्रतिष्ठिताः, **सर्वथेदं** सत्यमिति मन्यते, स **गोविन्दे गतिं** मोक्षं रतिं वा **लभते**, इदमपि 'विगीत' मिति केचित् ॥४४॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ત્યાં એટલે ગોકુલમાં ગોપોએ પૂતનાનું આગમન વર્ણવેલું તે સાંભળીને તે પૂતનાનું મરણ અને બાળકની કુશળતા એ બધું સાંભળીને તેઓ બહુ વિસ્મય પામ્યા. પહેલાં તો પૂતનાનું આગમન જ આશ્ચર્ય કારક હતું. અને તેનું મરણ પણ આશ્ચર્યકારક હતું. વધારે વિસ્મય તો એ થયો કે તે મોટી રાક્ષસીએ બાળકનું કંઇ જ અનિષ્ટ કર્યું નહિ. (૪૨)

નંદજીએ બહારથી આવેલાએ જન્મમાં દુર્લભ એવું કાર્ય પુત્રને સૂંઘવું એ વેદમાં કહેલું હોવાથી તે સમયે કર્યું.

નરવિદ્યામાં આશ્ચર્ય અને જીજ્ઞાસા જાણવાની ઇચ્છા થાય છે. 'પોતાના પુત્રને' શબ્દોથી બલભદ્રનો સમાવેશ નથી. પુત્રને હાથથી પકડી સૂંઘ્યા. એમ કરવાનું કારણ બહાર જઇ આવેલા શબ્દોથી કહેલ છે. આ કર્મ કરીને બહુદાન આપવું જોઇએ એમ તેમને મનમાં વિચાર્યું. ભગવાન માટે ભાતભાતના આભૂષણો કરાવીને લાવ્યા હતા. એમ 'ઉદાર બુદ્ધિવાળા' શબ્દોથી જણાવે છે. તેમની આ બુદ્ધિ મોક્ષ આપનારી હતી. પુત્ર ઉપરનો પ્રેમ જણાવનાર વેદમંત્રમાં તેમને માથાથી સૂંઘવાનો વિધિ કહેલો છે. પૂતનાના દેહની ગંધથી પ્રપંચનો ભગવાને નાશ કરેલો છે. એટલે ભગવાનને માથા ઉપર સૂંઘતા નંદજીને હૃદયમાં બહુ આનંદ થયો. એમ 'ઘણો જ આનંદ' શબ્દથી કહેલું છે. હે કુરૂવંશજ ! એ સંબોધન વિશ્વાસ રહે માટે કહેલું છે. (૪૩)

પૂતનાનો મોક્ષ થયો છે એમ કૈમુતિકન્યાયથી (જે ચરિત્ર સાંભળવાથી પણ મોક્ષરૂપ ભક્તિફલ પ્રાપ્ત થાય છે.) તો તેનો મોક્ષ થયો એમાં આશ્ચર્ય શું ? તે કહે છે.

આ પૂતના મોક્ષરૂપ શ્રીકૃષ્ણનું બાળકપણાના સંબધવાળા અદ્ભૂત અથવા અવિદ્યાનો નાશ કરનારૂં અને ઇષ્ટને ઉત્પન્ન કરનારું ચરિત્ર સાંભળીને જે શ્રધ્ધાવાળો રહે અને દેવભાવ પ્રાપ્ત કરે. આ સર્વ પ્રકારે સત્ય છે એમ માને તે ગોવિંદમાં મોક્ષ અથવા ભક્તિ પ્રાપ્ત કરે છે. (૪૪)

**इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणेवान्तरप्रमाणप्रकरणे वीर्यापरनामधर्मनिरूपकद्वितीयाध्यायस्य स्कन्धादितः षष्ठाध्यायस्य विवरणम् ।**

**"દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય છઠ્ઠો તામસ પ્રમાણ પ્રકરણમાં વીર્યનું નિરૂપણ કર્યુ અધ્યાય સંપૂર્ણ"**

## ॥ दशमस्कन्धादितः सप्तमोध्यायः ॥

### ॥ श्रीराजोवाच ॥

पूतनासुपयःपानं भगवत्त्वाय यत् कृतम् ।
अलौकिकत्वज्ञानाय तत् षष्ठे विनिरूपितम् ॥१॥
ततोप्यलौकिकं लोके विशेषासक्तिबोधकम् ।
सप्तमे त्रिविधं प्राह शकटोत्पाटनादिकम् ॥२॥
उत्क्षेपणमवक्षेपः प्रसारणमितीर्यते ।
राजसानां तामसानां सात्त्विकानां च सङ्ग्रहे ॥३॥
सुप्तं चित्तमथोल्लास्य त्याजयित्वा च लौकिकान् ।
स्वासक्तिसिद्धये प्रीत्या दुःख कृतवान् क्वचित् ॥४॥
यशो हि सर्वगं चेत् स्यात् स्वासक्त्यैव च तद् भवेत् ।
यशोदानन्दयोरत्र निःप्रपञ्चो विधीयते ॥५॥
आनुषङ्गिकमन्येषां गोपानां सर्वदेहिनाम् ।
गोपीनामिति तत्राद्ये यशोदाया वितन्यते ॥६॥



पूर्वाध्याये आश्चर्योत्पादनेन प्रपञ्चविस्मृतिं कारयित्वा विशेषाकारेण यशोदायाः स्वासक्तिं वक्तुं मतान्तरे प्रपञ्चविस्मृतिमात्रस्यैव पुरुषार्थत्वात् तदासक्तिं न वक्ष्यतीत्याशङ्क्य राजा पृच्छति **येनयेनेति**त्रयेण,

सर्वं चरित्रं हितकृद् गुणकृच्च ततोधिकम् ।
तत्रापि स्नेहजनकं तद् वक्तव्यमितिस्थितिः ॥१॥

### કારિકાઓ ૧-૭

૧) પૂતનાના પ્રાણ તથા ધાવણનું પાન ભગવત્પણું જણાવવા માટે કર્યુ તેનાથી મડદાનો દાહ થતાં નીકળતી સુંગધ વગેરે ચરિત્રનાં અલૌકિકપણાનું જ્ઞાન થવા માટે હતું. તે બન્નેનું છઠ્ઠા અધ્યાયમાં નિરૂપણ કર્યુ. (૧)

૨) લોક માં તેનાથી પણ વિશેષ અલૌકિક ગણાતું -ભગવાનમાં વધારે આસકિત જણાવનારૂં ગાડાને ભાંગવારૂપ વિગેરે ત્રણ પ્રકારનું ભગવદ્ચરિત્ર સાતમા અધ્યાયમાં કહે છે. રાજસ, તામસ્ અને સાત્ત્વિક ભકતોના નિરોધ માટે છે.

૩) ઊંચે ફેંકવાનું, નીચે પછડાવાનું અને પહોળું કરવાનું એમ ત્રણ ચરિત્ર કહેવામાં આવે છે.

૪) પછી સૂતેલા ચિત્તનો ઉલ્લાસ કરીને લૌકિકનો ત્યાગ કરાવીને પોતાનામાં આસક્તિ કરાવવા પ્રીતિથી કોઈવાર ભગવાને દુઃખ પણ ઉભું કર્યુ.

૫) જો ચરિત્ર સર્વને પહોંચતું થાય તો તેનાથી યશ થાય અને તે પોતામાં ભગવાન પ્રત્યે આસક્તિ થવાથી જ થાય. યશોદા અને નંદનો પ્રપંચરહિત નિરોધ અહીં ભગવાનથી કરવામાં આવે છે.

૬) બીજા ગોપો, સર્વ પ્રાણીઓ અને ગોપીઓનો પ્રપંચભાવ ગૌણ કરેલો છે. તેમાં પહેલામાં યશોદાનો વિસ્તારથી કહેવામાં આવે છે.

ગયા પાંચમા અધ્યાયમાં આશ્ચર્ય ઉત્પન્ન કરીને પ્રપંચની વિસ્મૃતિ કરાવીને ભગવાને યશોદાની પોતામાં વિશેષ આસક્તિ ઉત્પન્ન કરી. પ્રપંચની વિસ્મૃતિ જ પુરૂષાર્થ છે. તેથી શુકદેવજી યશોદાની ભગવાનમાં આસક્તિ કહેશે નહિ. એવી શંકા થવાથી રાજા ત્રણ શ્લોકથી પ્રશ્ન પૂછે છે

૭) ભગવાનનું સર્વ ચરિત્ર હિત કરનારું છે અને ગુણ કરનારું અધિક છે. તેમાં સ્નેહ ઉત્પન્ન કરનારું અધિક છે. તે સ્નેહ ઉત્પન્ન કરનારું ચરિત્ર કહેવું જોઈએ.

येनयेनावतारेण भगवान हरिरीश्वरः ।
करोति कर्णरस्यानि चरितानि च नः प्रभो ॥१॥
यच्छृण्वतोपैत्यरतिर्वितृष्णा सत्त्वं च शुध्यत्यचिरेण पुंसः ।
भक्तिर्हरौ तत्पुरुषे च सख्यं तदेव हारं वद मन्यसे चेत् ॥२॥

**શબ્દાર્થ :**

હે પ્રભો ! જે જે અવતારથી ભગવાન હરિ ઈશ્વર ચરિત્રો કરે છે તે અમારા કર્ણને રસ ઉત્પન્ન કરનારાં છે. (૧)

જે સાંભળનારની અરતિ અને સંસારની સર્વ તૃષ્ણા જતાં રહે છે. પુરૂષનું સત્ત્વ તરત જ શુધ્ધ થાય છે. હરિમાં ભક્તિ અને તેમના સેવકો સાથે મિત્રતા થાય છે. તેજ આપ યોગ્ય માનો તો મનોહર થાય તેમ કહો. (૨)

आदौ सर्वमेव चरित्रं भगवतः सर्वोत्तममित्याह, **येनयेन** मत्स्यकूर्मादिमध्ये यानियानि **चरितानि करोति** तानि नः **कर्णरस्यानी**तिसम्बन्धः, कृष्णावतारचरित्र एव कस्यचित् प्रीतिपक्षे तद्गतो भेदो द्वेषापरपर्यायः सिध्येदिति तन्निवृत्त्यर्थमेतद् वक्तव्यं येनैवावतारेण करोतीति, अवतारपरत्वे लौकिकबुद्धिर्भगवति भविष्यतीति तत्रानादरश्च वक्तव्यंः, तदाह

वीप्सया, वस्तुस्तु **भगवान् करोति,** कृतौ प्रयोजनं **हरिरिति,** तथाविर्भाव उपपत्तिरीश्वर इति, इदानीन्तनानामस्माकं तथाभाग्याभावाद् दर्शनाभावेपि भवदादिप्रसादात् **कर्ण्यरस्यानि** भवन्ति, लोक उपनिबन्धनाभावशङ्कापि नास्तीत्याह **चरितानीति,** उपनिबद्धं कृत्यं **चरित्रं,** चकारात् महतां मुखादकस्मादप्युक्तं, **न** इति श्रोतृणां सर्वेषां **प्रभो** इतिसम्बोधनमन्तः- करणज्ञानार्थमन्यथाकथने दण्डकरणे सामर्थ्यार्थं च ॥१॥ यद्यपि साभिप्राये ज्ञाते सर्वमेव चरित्रमेतादृशगुणजनकं भवति तथाप्यापाततोपि यच्चरित्रं सर्वदोषनिवृत्तिपूर्वकं सर्वगुणदायकं भवति

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાનનું બધુ ચરિત્ર સર્વથી ઉત્તમ છે. એમ રાજા આરંભમાં કહે છે. જે જે **અવતારોમાં** મત્સ્ય, કૂર્મ **અવતારોમાં** જે જે ચરિત્રો ભગવાન કરે છે. તે અમારા કાનને રસ ઉત્પન્ન કરનારાં છે. એવો સંબધ છે. કોઇની પ્રીતિ શ્રીકૃષ્ણ અવતારમાં કરેલા ચરિત્રમાં જ હોય એવા વિષયમાં ભગવાનમાં થતા અવતારના ભેદનું નામ દ્વેષ છે. તેથી તેમ ન થાય તે માટે 'જે અવતારથી કરે છે' એમ કહેવું જોઇએ. એટલે ચરિત્ર કરનાર ભગવાન છે. અને તે અવતાર લઇ ચરિત્ર કરનાર કરે છે. તેથી ભગવાન લૌકિક છે એવી બુદ્ધિ થાય તેથી તેમાં અવતારમાં આદર રાખવો જોઇએ નહિ. એ 'યેન -જે' શબ્દ મૂકીને કહેલું છે. હરિ શબ્દથી તેનું પ્રયોજન કહેલું છે. તેથી દુઃખ હરનાર તરીકે પોતાનો આર્વિભાવ 'ઇશ્વર' શબ્દથી કહેલો છે. હમો આ સમયના લોકોનું ભાગ્ય નહિ હોવાથી હમને ભગવાનનું દર્શન થતું નથી તો પણ આ ચરિત્રો કર્ણને રસ ઉત્પન્ન કરનારાં થાય છે. મૂળ શ્લોકમાં 'च' શબ્દ છે. તે જણાવે છે કે તે સર્વ શ્રોતાઓને રસ ઉત્પન્ન કરનારું હોય છે. પ્રભો ! એવું સંબોધન રાજા શુકદેવજીને કહે છે.

ચરિત્ર સર્વ દોષો મટાડીને સર્વ ગુણો આપનારૂં થાય તે કહો એમ નીચેના શ્લોકથી કહે છે.

જે ચરિત્ર સાંભળનાર પુરૂષની ભગવાનના ચરિત્ર બાબત અણગમો હોય તે જતો રહે તે કહો. ભગવાનમા મહાત્મ્ય જ્યારે જાણવામાં આવે છે ત્યારે અણગમો જતો રહે છે.

આ ચરિત્ર સાંભળવામાં સંસાર બાધક છે એવું જ્ઞાન થતાં સંસાર સંબંધિ તૃષ્ણા બધી જતી રહે છે. તે કહો હવે ગુણ કહે છે. જે સાંભળનાર પુરૂષનું સત્ત્વ તરત જ શુધ્ધ થાય છે તે કહો. સત્ત્વ એટલે અન્તઃકરણ શુધ્ધ થાય છે. જેમ ભગવાનના મુખારવિંદમાં ત્રણ લોકનું વર્ણન શ્રવણ કરવાથી થયું. તેમ કામ, ક્રોધ વગેરે વાસના વગરના થાય છે.

જેમ ભગવાનને ઉલૂખલે બાંધવાના પ્રસંગે થયું તેમાં હરિમાં ભક્તિ થાય છે. અને જેમ યમલાર્જુન ભંગના પ્રસંગમાં થયું તેમ પુરૂષને ભગવાનના સેવકો સાથે મિત્રતા થાય છે. 'ચ અને' શબ્દથી તે બતાવેલ છે. તેવાં ચરિત્રો જે પ્રકારે મનોહર થાય તેમ કહો એવી રાજા પ્રાર્થના કરે છે. જો શુકદેવજી યોગ્ય માને તો તેવું ફલ મને પરીક્ષિતને પ્રાપ્ત થાઓ. એવી આપની કૃપા થાય તો કહો. એવી રીતે પાંચ પ્રકારે ચરિત્ર પૂછ્યું છે. તે શુકદેવજી તૃણાવર્તના વધથી આરંભે છે. તૃણાવર્તનો વધ આશ્ચર્યરૂપ છે. તે સાંભળવાથી ચરિત્ર સાંભળવાનો અણગમો જતો રહે છે. ભગવાનમાં બગાસુ ખાવાની લીલાથી તેમનાં મુખમાં બધા પદાર્થો હોવાથી સંસારમાંની તૃષ્ણા પણ જતી રહે છે. ભગવાનના નામો ધૂર્તતા વિગેરેનું શ્રવણ કરવાથી દેહ, અન્તઃકરણ, ઇન્દ્રિયો વગેરે શુધ્ધ થાય છે.

ઉલૂખલ સાથે ભગવાનને બાંધ્યા એ ચરિત્ર સાંભળવાથી ભગવાનમાં ભક્તિ થાય છે. અને ભગવાને યમલાર્જુનનો ભંગ કર્યો તેનાથી તેમના સેવકો સાથે સખ્ય થાય છે. (૨)

આ ઉપર જણાવેલાં પાંચ પ્રકારનાં ચરિત્રો આસક્તિ ઉત્પન્ન કરનારું એક ચરિત્ર છે. તે કહો.

अथान्यदपि कृष्णस्य तोकाचरितमद्भुतम् ।
मानुषं लोकमासाद्य तज्जातिमनुरुन्धतः ॥३॥



॥ श्रीशुक उवाच ॥

कदाचिदौत्थानिककौतुकाप्लवे जन्मर्क्षयोगे समवेतयोषिताम् ।
वादित्रगीतद्विजमन्त्रवाचकैश्चकार सूनोरभिषेचनं सती ॥४॥
नन्दस्य पत्नी कृतमज्जनादिकं विप्रैः कृतस्वस्त्ययनं सुपूजितैः ।
अन्नाज्यवासःस्त्रगभीष्टधेनुभिः सञ्जातनिद्राक्षमशीशयच्छनैः ॥५॥

**શબ્દાર્થ :**

આરંભમાં તરત જ મનુષ્ય લોકમાં આવીને તેમની જાતિને અનુસરતાં કહેલું શ્રીકૃષ્ણનું બીજુ પણ તેવું અદ્‌ભૂત બાલચરિત્ર કહો. (૩)

કોઈ એક સમયે જન્મનક્ષત્રનો યોગ હતો ત્યારે નિષ્ક્રમણ સંસ્કારના ઉત્સવના સ્નાનમાં એકત્ર થયેલી સ્ત્રીઓ મધ્યમાં યશોદાએ વાજીંત્રો, ગીતો તથા બ્રાહ્મણોના મંત્રોચ્ચાર સાથે પુત્રને અભિષેક કર્યો. (૪)

સ્નાન વિગેરે કરેલા અન્ન, ઘી, વસ્ત્રો, માલાઓ, માગેલા પદાર્થો અને ગાયોથી સારી રીતે પૂજાએલા બ્રાહ્મણોએ જેમનું સ્વસ્ત્યયન કરેલું છે અને જેમની આંખમાં નિંદ્રા આવી છે તેવા બાળકને નંદજીની પત્નીએ ધીરેથી પોઢાડયા. (૫)

तद् वक्तव्यमित्याह **यच्छ्रृण्वत** इति, **यच्चरित्रं श्रृण्वतः** पुरुषस्य भगवच्चरित्रविषयी **यारतिः सापैति** माहात्म्ये स्वोपकारे च ज्ञाते तथात्वं, विशेषेण संसारविषयिणी **तृष्णा चापैति** संसारस्य बाधकत्वे ज्ञाते, गुणदोषाभावरूपावेतौ साधारणौ दोषाभावरूपौ वा, गुणानाह **सत्त्वं च शुध्यति, अचिरेण** शीघ्रमेव, पुंसः स्वतन्त्रस्य, **सत्त्वमन्तः**करणं, **शुध्यति** कामक्रोधादिवासनारहितं भवति, ज्ञानात्मनः संसारातीतचरित्रे श्रुते यथा भगवतो मुखारविन्दे त्रैलोक्यवर्णनं, किञ्च **भक्तिर्हरौ** यथोलूखलबन्धने, **तत्पुरुषे** भगवत्सेवके **सख्यं** यथा यमलार्जुनभञ्जने, चकारात् तत्सेवकसेवकेपि, **तदेव** हारं मनोहारि यथा भवति तथा वदेतिप्रार्थना, **यदि मन्यस** इति, तादृशं फलमस्य सिध्यत्विति **यदि** तव कृपा, यथाधिकारेण बोधने मनोहारि भवति, एवं पञ्चविधं चरित्रं **पृष्टं,** तद् वक्ष्यति क्रमेण तृणावर्तवधादि, आश्चर्यरूपस्तृणावर्तवध इत्यरतिर्गच्छति, तृष्णा चं संसारेण गच्छति, भगवति सर्वसत्त्वात्, अन्तःकरणं देहेन्द्रियादिकमपि शुध्यति, भगवतो नामधौर्त्यादिश्रवणेन, उलूखलबन्धने भक्तिर्यमलार्जुनभङ्गे सख्यमिति ॥२॥ एतत्पञ्चविधात् पूर्वमपरमेकं कृष्णासक्तिजनकं साधारण्येन वक्तव्यमित्याहा**थान्यदपीति, अथेति** भिन्नप्रक्रमे, आदावेव वक्तव्यं, अनन्तरं शीघ्रमेव वक्तव्यं, **अन्यदपि** यथा बाल्ये पूतनावधः तथापि बाल्ये यच्चरित्रं, **कृष्णस्येति,** अवतारान्तरबाल्यचरित्रव्युदासः बाल्ये चरित्रसम्भवार्थं वा भगवतो नाम, **तोकाचरितं** तोकेनाचरितं, **तोक** उत्थानासमर्थः, तदप्यद्भुतमलौकिकं, लोके हेतुकल्पनारहितं, तत्रापि लौकिकभावेन कृतमित्याह **मानुषं लोकमासाद्येति,** मनुष्यलोकं भूमि **मानुषभावं चासाद्य** स्वीकृत्य **तज्जातिं** शिशोर्जातिलीला**मनुरुन्धतो** जातिलीलामानतिक्रम्य यथा गोपालशिशोः, तादृशं पूतनावधतुल्यमेकं वक्तव्यमितिप्रार्थना ॥३॥

शुकस्तादृशमेव शकटभङ्गलक्षणं चरित्रमाह **कदाचिदितिचतुर्दशभिः** सर्वेन्द्रियाणामन्तःकरणस्य च प्रीतिजनकं, आदावुत्सवमाह **कदाचिदिति, औत्थानिकं** कर्म निष्क्रमणात्मकं "चतुर्थे मासि निष्क्रमं" इति, तस्मिन्नेव दिवसे रोहिणीनक्षत्रं, औत्थानिकं कर्म कृत्वा तत्र **कौतुकाविष्टे** चित्ते जात उत्सवेन तत् कर्म कर्तव्यमिति विचिन्त्य तस्मिन् दिवसे **जन्मर्क्ष**स्यापि योगे सति **समवेतानां योषितां** सर्वस्त्रीणां मध्ये **तूर्यादिवादित्रै**र्नानाविध**गीतैः** स्त्रीकर्तृकैः पुरुषकर्तृकैश्च **द्विजानां** ब्राह्मणानां **मन्त्रवाचकैः** सह **सूनोः** पुत्रस्याभिषेचनं कलशस्थापनपूर्वकं ब्राह्मणैः क्रियमाणं मन्त्रवत्प्रोक्षणरूपं **चकार,** मङ्गलस्नानादिकं तु पूर्वमेव कृतमस्ति, प्रोक्षणसंस्कारेभ्युदयो भवति, यतः **सा सती** पतिव्रता पत्युस्तथेच्छेति, अन्यत्रोत्सवकरणाभावार्थं वा ॥४॥ एवं महोत्सवमुक्त्वा बालकविस्मरणार्थं बालकस्य पल्यङ्के स्थापनमाह **नन्दस्य पत्नीति, नन्दस्य पत्नी**

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જેમ બાળકની અવસ્થામાં પૂતનાનો વધ કર્યો તેવું બીજું પણ કહો. બીજા અવતારમાં બાલ્યાવસ્થામાં કરેલું ચરિત્ર કહેવાતું નથી. તે માટે 'શ્રીકૃષ્ણ' પદ મૂકેલું છે. બાલચરિત્ર એટલે બાળકે કરેલું ચરિત્ર. જે ઉઠવાને સમર્થ ન હોય તે બાલ. તે બાલે કરેલું ચરિત્ર પણ અદ્ભૂત એટલે અલૌકિક. લોકમાં જેનું કારણ ન જાણી શકાય અને જેની કલ્પના પણ ન થઇ શકે તેવું કહો. તે પણ લૌકિક ભાવથી કરેલું હોવું જોઇએ એમ 'મનુષ્યલોકમાં આવીને' શબ્દોથી કહેલું છે. મનુષ્ય લોક એટલે ભૂમી ઉપર આવીને મનુષ્યનો ભાવ સ્વીકારીને કરેલું ચરિત્ર કહો. એવી પ્રાર્થના કરેલી છે. (૩)

દશ ઇંદ્રિયો અને ચાર અન્તઃકરણની ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થાય તેવું ગાડાને ભાંગવારૂપ ચરિત્ર શુકદેવજી ચૌદ શ્લોકથી કહે છે.

પ્રથમ આ શ્લોકમાં ઉત્સવનું વર્ણન કરે છે. ઔત્થાનિક કર્મ એટલે ચોથા માસમાં નિષ્ક્રમણ સંસ્કાર કરવો એમ શાસ્ત્રમાં કહેલ છે. નિષ્ક્રમણ સંસ્કાર એટલે બાળકને બહાર ખુલ્લી હવામાં લઇ જવાનો સંસ્કાર તે દિવસે રોહિણી નક્ષત્ર હતું. તે કર્મ ઉત્સવથી કરવું એવું વિચારી તે દિવસે જન્મનો યોગ હોવાથી એકત્ર થયેલી બધી સ્ત્રીઓની મધ્યે વાજીંત્રો, ગીતો અને બ્રાહ્મણોએ કરેલા મંત્રોચ્ચારો સાથે યશોદાએ પુત્રનું અભિષેચન કર્યું. એટલે કલશ સ્થાપીને બ્રાહ્મણોએ મંત્રો સાથે સ્નાન કરાવવારૂપ સંસ્કાર કર્યો મંગલ સ્નાન તો પહેલેથી કહેલું હતુ. પ્રોક્ષણ સંસ્કાર કરવાથી આબાદી થાય છે. યશોદા સતી એટલે પતિવૃતા હતાં અને પતિનો અભ્યુદય ઇચ્છતાં હતાં. (૪)

એ પ્રમાણે મોટા ઉત્સવનું વર્ણન કરી બાળકનું વિસ્મરણ થાય તે માટે તેને પર્યંકમાં પોઢાડયા તે નીચેના શ્લોકથી કહે છે.

નંદજીની પત્ની નંદજીનું કાર્ય અવશ્ય કરે. જો તેમ ન હોય તો સત્કાર ન થાય નાતીલાઓને મન દુઃખ થાય તેથી સ્નાન વિગેરે કરેલા ભગવાનને આંખમાં નિદ્રા આવતાં તેમને પોઢાડ્યા. એવો સંબંધ છે આરંભમાં સ્ત્રીઓને બોલાવી, સ્નાન કરવાના સ્થાનને શણગારી, જાત જાતના ગીતો ગાતા તેલથી અને સુંગધી દ્રવ્યોથી સ્નાન કરાવી, આભૂષણો પહેરાવી. કસ્તૂરી ગોરોચનનું તિલક કરી, ધૂપ કરી, આભરણોથી શણગારી, પછી વિપ્રોએ સ્વસ્ત્યન એટલે રક્ષાબંધન વિગેરે કરેલું છે. તેવા ભગવાનને પોઢાડયા પછી બ્રાહ્મણોને દાન કરી, આશીર્વાદો લઇ, બાળકને આંખમાં નિદ્રા આવી છે એમ માની યસોદાએ પોઢાડયા અન્ન એટલે ચોખા, ઘી, માલા, વસ્ત્રો, માગેલા પદાર્થો અને ગાયો એ બધા પદાર્થોથી બ્રાહ્મણોની પૂજા કરી

તેમને દાનમાં આપ્યા. તે બ્રહ્મણોની જ્ઞાનશક્તિનો સંકોચ કરવા ભગવાનની આંખમાં નિદ્ર આવી. જો તેમ ન થયું હોત તો તેઓ આશિષો ન આપત. યશોદાએ ધીરેથી ન જાગે તેમ પોઢાડયા. (૫)

બ્રાહ્મણોની પ્રીતિ ચાર પ્રકારથી થાય છે. (૧) પ્રથમ ઘી સહિત ભોજન (૨) વસ્ત્રોથી (૩) માગેલા પદાર્થોથી (૪) વૈદિક કર્મ થઇ શકે તે માટે ગાયો આપવાથી. એ પ્રમાણે ચાર પ્રકારે પૂજાયેલા અન્તઃકરણપૂર્વક સ્વસત્યન કરે છે. પછી ભગવાનની આંખમાં નિદ્રા ભરાય છે. (૫)

ભગવાન આંખમાં નિદ્રા લાવ્યા એટલે બધા બર્હિમુખ થયા એમ નીચેના શ્લોકથી કહે છે.

**औत्थानिकौत्सुक्यमना मनस्विनी समागतान् पूजयती व्रजौकसः ।**
**नैवाश्रृणोद् वै रुदितं सुतस्य सा रुदन् स्तनार्थी चरणावुदक्षिपत् ॥६॥**



**શબ્દાર્થ :**

ઔત્થાનિક સંસ્કારમાં ઉત્સુક મનવાળી, અભિમાનવાળી, આવેલા વ્રજવાસીઓને પૂજતી, યશોદાએ પુત્રનું રૂદન ન સાંભળ્યું. સ્તનની ઇચ્છાવાળા રડતા બાળકે બે ચરણો ઊંચા કર્યા. (૬)

नन्दकार्यमवश्यं करोति, अन्यथा तदभावे ज्ञातीनां वैमनस्यं स्यात्, अतः **कृतमज्जनादिकं** भगवन्तं **सञ्जातनिद्राक्षं शयनं** कारितवतीतिसम्बन्धः, आदौ स्त्रीणामाकारणं कृत्वा स्नानस्थानमलङ्कृत्य नानाविधगीतैस्तैलेन नानाविधसुगन्धद्रव्यैः स्नानं कारयित्वाभरणानि परिधाप्य कस्तूरीगोरोचनादितिलकं दत्वा धूपादिना चार्द्रतां दूरीकृत्य सर्वाभरणभूषितं विधाय तदनन्तरं **विप्रैः कृतस्वस्त्ययनं** कृतं रक्षाबन्धनादिकं यस्य तादृशं, तेभ्यो ब्राह्मणेभ्यो बहु दत्वा सन्तुष्टानामाशिषं, गृहीत्वा श्रान्ताभिनयेन कृते **सञ्जातनिद्राक्षं** मन्यमानां **शयनं** कारितवती, **अन्नमोदनः**, **आज्यं** घृतं, **स्त्रङ्** माला, **वासो** वस्त्राणि, **अभीष्टं** प्रार्थितं, **धेनवश्च**, तैः सर्वैरेव पूजिता ब्राह्मणाः, तेषां ब्राह्मणानां ज्ञानशक्तिसङ्कोचार्थ **सञ्जातनिद्राक्षम्**, अन्यथाशिषो न प्रयुञ्जीरन्, **शनैरिति**, यथा निद्राभङ्गो न भवति तथा हस्तलाघवेन, ब्राह्मणानां प्रीतिश्चतुर्विधा भवति, आदौ साज्यभोजनेन, पश्चाद् वस्त्रैः, उभाभ्यां स्वयं पूर्णा भूत्वैहिके यावदपेक्षितं तत् प्रार्थयन्ति, ततो वैदिककर्मसिद्ध्यर्थं धेनवश्च, एवं चतुर्भिः पूजिताः, लौकिकख्यापनार्थं मालया च, पूजिता अन्तःकरणपूर्वकं स्वस्त्ययनं कुर्वन्ति, तेषां यथा परमार्थसर्वदृष्टिस्तिरोहिता भवति तथा सम्यङ् निद्रा ॥५॥ एवं कृते

प्रसङ्गात् सर्वेषामेव बहिर्मुखता **जातेत्याहौत्थानिकौत्सुक्यमना** इति, ब्राह्मणार्थे **निमीलने** कृते भगवतो ज्ञानशक्तेर्निमीलितत्वाल्लौकिकप्राबल्यं, अथापि प्रपञ्चात् पूर्वाध्यायाभ्यां निरोधस्योक्तत्वान्नात्यन्तं लौकिके **यशोदाया** बुद्धिः किन्तु भगवत्सम्बन्धिलौकिके, तदाहौत्थानिके कर्मणि शोभार्थं यदौत्सुक्यमुत्सुकता लौकिकाभिनिवेशस्तत्रैव **मनो** यस्या इति, भगवत्सम्बन्धस्य गौणत्वात् प्रवाहस्य बलिष्ठत्वाद् भगवदंशमपि परित्यज्य लौकिकसम्भावनार्थमभिमानवती च जातेत्याह **मनस्विनीति**, एवं बाह्याभ्यन्तरभेदेन तस्या बहिर्मुखत्वं जातं, स्वकार्यमपि कृतवतीत्याह **समागतान् पूजयतीति**, ये लौकिकव्यवहारेण सम्यगागतास्तान् **पूजयती** (पूजयन्ती), मालाकुङ्कुमोपहारैर्बालाः पुरुषाः स्त्रियश्च सर्वे पूजिता इति पुल्लिङ्गनिर्देशः, ते चेत् सन्तो भवेयुः सर्वथा भगवदीयास्तथापि न दोषः स्यादिति तद्व्यावृत्त्यर्थमाह **व्रजौकस** इति, व्रज एव तामस **ओकः** स्थानं येषामिति तामसभूयिष्ठ एव स्थिता न तौ पदवीमारोढुमर्हन्ति, भगवांस्तु निरोधार्थमेव समागत इति लौकिकप्रकारेणैव प्रपञ्चविस्मरणपूर्वकं स्वासक्तिं करिष्यन् रोदनं कृतवान् मदीया अप्येवं बहिर्मुखा जायन्त इति च ज्ञापयितुं, कल्पान्तरे ज्ञानशक्तितिरोभावे तस्मिन् शकटे दैत्य कश्चिदाविष्टः स नेतुं समागत इति तन्निवृत्त्यर्थं **रोदनं** शकटाक्षेपश्चेत्याहुः, अत एव ब्रह्माण्डपुराणे "शकटासुरखण्डन" इतिभगवन्नाम, अत्र तु शकटमात्रं तद्धर्माभिनिवेशो वा, साधारणधर्माणां परित्यागासम्भवात् एवं सर्वभावेन बहिर्मुखत्वे भगवता प्रबोध्यमानापि प्रकारं न गृहीतवतीत्याह **नैवाश्रृणोदिति**, **एवकारेण** श्रवणसम्भावनापि निवारिता, ननु श्रुत्वैव कार्यव्यग्रोपेक्षां कृतवतीति कथं न कल्प्यते तत्राह **वै** निश्चयेन, अन्यथा चित्तमर्धमप्यत्रागतं भवेत् तदाधिकरोदनेनापि समागच्छेत्, अतस्तन्निषेध एव, **सुतस्य रुदितं** श्रुतं न विलम्बं सम्पादयति, तत्रापि **सा** महता कष्टेन प्राप्तपुत्रा, अश्रवणे वा हेतुः पूर्वोक्तन्यायेन बहिर्मुखेति तदा भगवान् **रोदनमात्रेण** कार्यसिद्धिं ज्ञात्वा **रुदन्नेव स्तनार्थी** सन् **चरणावूर्ध्वमुदक्षिपत्**, यथा बालकाश्चरणावूर्ध्वघर्षणेन प्रसारयन्ति, वाक्यापेक्षया कृतेः प्रबलत्वात् तथाकरणं, अनेन भगवान् मनसैव निरोधं कथं न कृतवानिति परिहृतं -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાનની જ્ઞાનશક્તિ બંધ થતાં. લૌકિકની પ્રબળતા થઇ. યશોદાની બુધ્ધિ લૌકિકમાં ન હતી પણ ભગવાનના સંબંધવાળા લૌકિક કાર્યમાં હતી. તે 'મનવાળી' શબ્દથી કહેલ છે. યશોદાનો ભગવાનનો સંબંધ ગૌણ થયો અને લૌકિક બળવાન થયો અને બધાને આવકાર આપવાવાળી અભિમાવાળી થઇ એવી રીતે બહારના અને અંદરના ભેદથી તે બે પ્રકારે બર્હિમુખ થઇ આવેલી વ્રજવાસીઓને પૂજતી શબ્દોથી કહેલું છે.

માલા, કુંકમ, ભેટો વિગેરેથી બધાની પૂજા કરેલી હોવાથી તેઓ ભગવદીયો ન હતા પણ વ્રજવાસીઓ હતા એમ શબ્દથી કહેલ છે. તેઓ તામસ હતા. વ્રજમાં રહેતા હતા.

ભગવાનતો નિરોધ કરવા માટે પધાર્યા હતા. તેથી લૌકિક રીતે પ્રપંચનું વિસ્મરણ કરાવી પોતાનામાં આસક્તિ કરવા અને મારા ભક્તો પણ બહિર્મુખ થાય છે. એમ જણાવવા રડયા.

બીજા કલ્પમાં ભગવાનની જ્ઞાનશક્તિનો તિરોભાવ થતાં કોઈ દૈત્યનો ગાડામાં આવેશ થયો. તે પોતાને લઇ જવા આવે છે તે માટે ભગવાને રુદન કર્યું અને ગાડાને દૂર ફેંકી દીધું.

યશોદાએ રુદન ન સાંભળ્યું એ 'રુદન ન જં સાંભળ્યું'એ' શબ્દોથીકહે છે. વૈ શબ્દથી નિશ્ચયપૂર્વક રુદન ન સાંભળ્યું એ બતાવે છે જો તેમ ન હોત તો ચિત્ત અડધું પણ ભગવાન પ્રતિ થાત અને ફરી વધારે રુદન થતાં તેની પાસે જાત તેથી તે રુદન સાંભળ્યુ ન હતું એમ કહેલ છે. રુદન સાંભળવામાં આવે તો પુત્રને લેવામાં વિલંબ થતો નથી. યશોદાને ઘણા કષ્ટથી પુત્રની પ્રાપ્તિ થઇ હતી. તેથી તેને રૂદન ન સાંભળ્યુ એમ તે શબ્દથી કહેલું છે. માત્ર રૂદન કરવાથી કાર્ય સિદ્ધ થશે નહિ એમ જાણી ભગવાને રડતાં રડતાં જ સ્તનની ઇચ્છાવાળા થઇ તેમ પોતાના બે ચરણો ઊંચા કર્યા. વાણી કરતાં કાર્ય ઘણું બલવાળું હોવાથી ભગવાને તેમ કર્યું ભગવાને મનથી નિરોધ કેમ ન કર્યો ? એવી શંકા થાય આથી મટી જાય છે. માત્ર ક્રિયા કરી હોત, રુદન ન કર્યું હોત તો તેમાં ક્રિયા કરી શ્રમ લીધો એવી બધાની બુધ્ધિ થાત. અને ગાડું ભાંગત તોપણ ભગવાને શ્રમવગર કર્મ કર્યુ એમ ગણાત આથી રુદનથી માતા નહિ આવવાથી બાળકો ઊંચા પગ કરે છે. તેમ ચરણો ઊંચા કરવાથી તે ગાડાનો ભંગ થયો. આથી ભગવાને મનથી નિરોધ કેમ ન કરે ? તે ભગવાને પોતાના અર્થે કરેલો છે. જો તેમ ન હોત તો બીજાના માટે નિરોધ આગળ કહેવામાં આવશે. તેનાથી પાંચ પર્વવાળી અવિદ્યાનો નાશ થાય છે. તેથી અહીં કરેલ નિરોધ વ્યર્થ થાય. તેનું પ્રયોજન ''સ્તનની ઇચ્છાવાળા હોવાપણું'' છે. પોતાના માટે ઉત્પન્ન થયેલું પોતાના સેવકો માટે ઉપયોગમાં આવે તે આવશકય છે. ભગવાને માત્ર સ્તનની ઇચ્છાજ કરી છે. તેના પાનની ઇચ્છા કરી નથી. આગળ માટી ખાવાના પ્રસંગે 'મે ખાધીનથી' ભગવાન પોતે જ કહેશે. તેથી ભગવાને પૂતનાનું સ્તનપાન કર્યું ત્યારે જેટલા પૂતનાએ ભક્ષણ કરેલા બાળકો અહીં ભગવાનમાં આવ્યા. તેઓને પોષણ પ્રાપ્ત થાય તે માટે સ્તનની અપેક્ષા હતી તે બાળકોનું દુષ્ટપણું પૂતનાના ઉપર ક્રોધ કર્યો તેથી જ નાશ પામ્યું. તેઓને પોતાની સમાન કરવા પોતાની ભોગ્ય ગોપીકાઓના દર્શન માટે, દોષ રહિત થાય તે માટે ગોપીકાઓમાં તેઓનું સમારોપણ કરવા તેમને જ્ઞાનનો ઉપદેશ આપવા

પોતાનું ઉચ્છિષ્ટ દોષરહિત ધાવણ પ્રથમ તેઓને આપે છે. તેઓ બહું પીડાયેલા હતા એટલે ભગવાને સ્તન માટે ઈચ્છા કરી. ભક્તિથી જ તેઓનો મોક્ષ થયો તે જણાવવા બે ચરણોને ઉછાળવાની ક્રિયા કરેલી છે. ચરણ શબ્દ દ્વિવચનમાં છે. (૬)

ગાડાની નીચે છાંયડો રહે તે માટે પથારીમાં ભગવાનને પોઢાડયા હતા. જો તું નિરોધમાં અંગિકાર ન કરે (મારામાં મન ન રાખે) તો તેં કરેલ છાંયડો પણ મારે જોઈતો નથી એમ જણાવવા ભગવાને ગાડું ઉડાડી મૂક્યું તે હવે કહે છે.



अधःशयानस्य शिशोरथानःप्रवालमृद्वङ्घ्रिहतं व्यवर्तत ।
विध्वस्तनानारसकुप्यभाजनं व्यत्यस्तचक्राक्षविभिन्नकूबरम् ॥७॥

**શબ્દાર્થ :**

પછી નીચે પોઢેલા બાળકના ઘણા નાના કુમળા ચરણની લાત થી પેલુ ગાડું ઊંધું પડ્યું. જેની અંદરના ભાત ભાતના રસ ભરેલાં ચામડાનાં પાત્રો ભાગી ગયાં. તેના ચક્રો અને ધરી વિખરાઈ ગયાં .(૭)

केवलक्रियायां क्रियाबुद्धिः स्यात् शकटभङ्गेप्यक्लिष्टकारित्वं न स्यात्, एवं कृते त्वानुषङ्गिकं जातमिति न क्लिष्टं, पूर्वं रोदनं यशोदाया बहिर्मुखत्वज्ञापनायान्यथा मनसैव कथं न कुर्यात्? अयं च निरोधः स्वार्थः, अन्यथा पञ्चानां परार्थानामग्रे वक्ष्यमाणत्वात् पञ्चपर्वाविद्या तेनैव नाश्यत इति व्यर्थमेतत् स्यात्, तच्च स्वप्रयोजनं **स्तनार्थित्वं**, स्वार्थमुत्पन्नस्य स्वनियोगावश्यकत्वज्ञापनाय स्तनमेवापेक्षते न तु पानं, तदग्रे वक्ष्यति स्वयमेव "नाहं भक्षितवा" निति मृत्प्रसङ्गे, अतः पूतनास्तनपानसमये यावन्तो बालास्तद्भक्षिता अत्र समागतास्तेषामन्नार्थमवश्यं स्तनापेक्षा, दुष्टत्वं पूतनासम्बन्धिक्रोधेनैव नाशितं, तान् स्वसमानत्वेन सम्पादयितुं स्वभोग्यगोपिकादर्शनदोषाभावार्थं तानेव तासु समारोपयितुं ज्ञानं चोपदेष्टुं प्रथमं स्वकीयमेव सर्वथा निर्दुष्टं तेभ्योददति, ते च बहवः पीडिता भवन्ति, अतः स्तनेर्थित्वं, भक्त्यैव तेषां निस्तारो जात इति ख्यापयितुं **चरण**योर्व्यापार उक्तः, अवतारविषयिणी भक्तिरतिपुष्टेति ज्ञापयितुं द्विवचनम् ॥६॥ एवं कृते यज् जातं तदाहाधः-**शयानस्येति**, अधस्तादवलम्बे शकटस्य पृष्ठभागाधः पल्यङ्के शायितो भगवान् छायार्थं, यदि निरोधो नाङ्गीक्रियते तर्हि भवत्कृता छायापि मास्तिवति ज्ञापयितुं शकटाक्षेप इतिज्ञापयत्यधःशयानस्येति, शिशोरित्युत्थाना समर्थस्य, तथाबुद्धिः सम्पादितेति नान्यथा करणं, भगवतो भिन्नतया सम्बन्धित्वेन निरूपणं चरणस्यैव माहात्म्यज्ञापनार्थ, **अनः** शकटं, **अल्पकप्रवालमृद्वङ्घ्रिहतं** सद् **व्यवर्तत** विपरीततया पतितं तद्गतानां कार्याणां नाशस्त्वग्रे

वक्ष्यते, सकार्यस्यानसो भङ्गो जातः, पूतनायां तु भगवत ओष्ठद्वयसम्बन्धो हस्तद्वयसम्बन्धश्च जात इति तदपेक्षयाधिकमाहात्म्यज्ञापनार्थमल्पसम्बन्धो वक्तव्यः, अत एव विचारक्रमेणैतानि चरित्राणि गृहीतानि, तदुक्तं द्वितीयस्कन्धविवरणे, अत्यन्तमल्पावल्पकौ प्रवालापेक्षयापि मृदू, अल्पको वा प्रवालो नूतनाम्रपत्रमत्यारक्तं तदपेक्षयापि मृदु भगवच्चरणारविन्दं तथैवारक्तमूर्ध्वरेखायुक्तं च, तादृशाङ्घ्रिभ्यामङ्घ्रिणा वा हतमल्पं ताडितं सच् चलनेप्ययोग्यं विपरीततया पतितं, मारणसमये चरणस्य महत्त्वं जातं भविष्यतीतिशङ्काव्युदासाय प्रवालतुल्यतया वर्णितं, मृदुत्वमात्रे दृष्टान्तो मा भवत्वित्याकृतावपि समानमिति वक्तुरल्पकता निरूपिता, तदपेक्षयापि मुदुत्वकथनं शकटादेःप्रत्युत सुखजनकमिति ज्ञापयितुं ''पदा शकटोपवृत्त''इतिविचार एकमेव पदं गृहीतमत्र तु **चरणावित्युक्तं**, समासे सन्दिग्धत्वात् कारणतैकस्यैव युक्तेत्यङ्घ्रिणा हतमितिसमासः, अतोवस्थासाधनवैपरीत्यं कार्ये निरूपितं, भाराक्रान्तमनो चालयितुं न शक्यमिति ख्यापयितुं विशेषणद्वयमाह बाह्याभ्यन्तरभेदेन **विध्वस्तेति, विशेषेण** ध्वस्तान्यधःपतितानि **नानाविधरसयुक्तानि** घृतमधुगुडदधिन-वनीतदियुक्तानि **कुप्यभाजनानि** चर्मणा निर्मितानि रसस्थापनार्थं, कुप्यानि तस्मिन् देशे प्रसिद्धानि, अनेन तेषां स्थापनमपि भगवतो न सम्मतं सर्वनिधेर्भगवत एव विद्यमानत्वात्, **भाजनपदेन** तान्येव व्यवहारपात्राणीति ज्ञापितं, एवं शकटस्थितानां सर्वेषामधःपात्त उक्तः, न हि भगवदुपरि रसान्तरं स्थातुं शक्नेति, अतो भक्तेरल्पांशेनापि ते सर्वे निराकृताः, भिन्नरसवान् भगवदुपरि स्थितः स्वरूपतोपि नष्ट इत्याह **व्यत्यस्तचक्राक्षविभिन्नकूबरमिति, व्यत्यस्ते** इतस्ततः पतिते **चक्रे** तन्मध्ये स्थितो**क्षोपि** लोहमय इतस्ततः पतितो यस्य विशेषेण भिन्नं कूबरमग्रिमभागो लम्बो यस्य, **व्यत्यस्तचक्राक्षं** च तद् **विभिन्नकूबरं** च, संसारकालचक्र उभयसङ्ग्राहकश्चाहङ्कारो विशेषेणात्यन्तमस्तं गतो भवति, भक्तयेकदेशेनापि क्रियाशक्तेर्महत्त्वात् -

## ભાવાર્થ:

**સુબોધિનીજી :** બાળક એટલે ઉઠવાને પણ શક્તિવગરનો ભગવાને બધામાં પોતે બાળક છે. તેવી બુધ્ધિ કરેલી તેનાથી વિરૂધ્ધ કાંઇ ન કર્યુ. 'અનઃ' એટલે ગાડું નાના પ્રવાલથી પણ કુમળા ચરણથી અથડાયેલું ઊંધું પડી ગયું. તેનાં અંગો ભાંગી ગયાં તે આગળ કહેશે. પૂતનાને તો ભગવાનના બે હોઠોના અને હાથના સ્પર્શનો સંબંધ થયો હતો. તેના વધ કરતાં પણ વધારે મહાત્મ્ય જણાવવા તેનાથી ઓછો સંબંધ કહેવો જોઇએ. પ્રવાલ એટલે કુમળુ આંબાનું તાજુ ફૂટેલું પાદડું તેનાથી પણ કોમળ ભગવાનનું ચરણાવિંદ હતું. તેની ઠોકર વાગતાં તે ઊંધું પડી ગયું.

પ્રવાલનું દષ્ટાંત માત્ર કોમલતામાં નથી અને આકૃતિમાં પણ ચરણ તેના સરખો છે એમ કહેવા તેને ઘણો નાનો કહેલ છે. 'ચરણથી ગાડું ઊંધું નાખ્યું' તેમાં એક ચરણ છે. જ્યારે અહીં તો બે ચરણો કહેલા છે. અવસ્થામાં ત્રણ માસનું બાળક કહેલ છે.

ભારભરેલું ગાડું ખસેડી શકાય એમ ન હતું. તેમાં ભાત ભાતના રસવાળાં ઘી, મધ, ગોળ, દહીં, માખણ વિ. ભરેલા પાત્રો એટલે રસ ભરવાનાં ચામડાનાં પાત્રો તે દેશમાં પ્રસિધ્ધ છે. એ પ્રમાણે ગાડામાં રહેલાં સર્વ નીચે પડયાં એમ કહયું. કારણ કે ભગવાનની ઉપર બીજો કોઇ રસ રહી શકતો નથી તેથી ભક્તિના થોડા અંશથી ચરણથી જ બધાનો નાશ થયો.

રસવાળા ગાડાનો નાશ થયો. અહીં તહીં પડેલા વિખારાઇ ગયેલા બે ચકો, તેની મધ્યમાં રહેલો લોઢાનો ધરો પણ અહીં તહીં પડેલો વળી તેની ઉપરનો ભાગ તુટી ગયેલો સંસારના કાલરૂપી બે ચકો અને તેને પકડી રાખનાર ધરી. અહંકાર ભકિતના એક ભાગથી ઘણો અસ્ત થયેલો બન્યો. ક્રિયાશક્તિ ઘણી હોવાથી આમ થાય તે યોગ્ય જ છે. ઊંઘ ઊંચુ સ્થાન છે તે ઊંચુ સ્થાન કાલરૂપથી સારી રીતે તુટી જાય કારણ કે સ્વભાવથી ઉંચા હોય તેવા પણ ભગવાનથી વિરૂધ્ધ ધર્મોનો ભક્તિના અંશથી નાશ થાય છે. તેથી ભગવાને તે ઘરને ફેંકી દીધું. (૭)

પછી લૌકિકનો નાશ થતાં ભગવાનમાં બધાની આસક્તિ થઇ તે નીચેના શ્લોકથી કહે છે.

दृष्ट्वा यशोदाप्रमुखा व्रजस्त्रिय औत्थानिके कर्मणि याः समागताः ।
नन्दादयश्चाद्भुतदर्शनाकुलाः कथं स्वयं वै शकटं विपर्यगात् ॥८॥
ऊचुरव्यवसितमतीन् गोपान् गोपीश्च बालकाः ।
रुदतानेन पादेन क्षिप्तमेतन्न संशयः ॥९॥
न ते श्रद्दधिरे गोपा बालभाषितमप्युत ।
अप्रमेयं बलं तस्य बालकस्य न ते विदुः ॥१०॥



**શબ્દાર્થ :**

યશોદા જેઓમાં મુખ્ય હતી અને જેઓ ઔત્થાનિક કર્મ માટે આવેલી તેવી વ્રજસ્ત્રીઓ અને અદ્ભૂત કાર્યના દર્શનથી આકુલ થયેલા નંદજી વિગેરે ગાડું પોતાની મેળે કેમ ઉંધુ પડયું ? એમ વિચારવા લાગ્યા. (૮)

જેમની બુધ્ધિએ કોઇ નિર્ણય કર્યો નથી તેવા ગોપો અને ગોપીઓને બાલકોએ કહયું કે આણે બાળકે રડતાં આ ગાડાને ચરણથી ફેક્યું તેમાં સંશય નથી. (૯)

તે ગોપોએ બાળકના વચનમાં પણ શ્રધ્ધા રાખી નહિ કારણ કે તે બાળકનું પ્રમેય બલ જાણતા ન હતા. (૧૦)

तथात्वमुचितमेव, कूबरमुच्चस्थानमप्यस्तीति **कूबरं तद् विशेषेण** कालात्मकेन **भिन्नं** भवत्येव, स्वभावत उच्चा अपि भगवद्विरुद्धधर्मा **भक्तयंशेन नश्यन्तीति**, अनेन भगवांस्तद्गृहमेव दूरीकृतवानित्युक्तम् ॥७॥ तदा लौकिकनाशात् तन्नाशद्वारा तत्कर्तरि भगवत्यभिनिविष्टा इति वक्तुं प्रथमतस्सर्वेषां तन्नाशचित्तत्वमाह दृष्ट्वेति, दूरे पतितमन एव **दृष्ट्वा** न तु भगवन्तं तत्सम्बन्धं वा, स्त्रीषु यशोदा मुख्या पुरुषेषुनन्दः, गोपिकानां ज्ञानं भविष्यतीति तद्व्यावृत्त्यर्थमाह **व्रजस्त्रिय** इति, तथापि "मुख्ये कार्यसम्प्रत्यय" इतिन्यायेन गोपिका एव व्रजस्त्रियो भविष्यन्तीत्याशङ्क्याउ**त्थानिके कर्मणि याः समागता** इति, यशोदायाः साधारण्ये प्रवेशान्मुख्या अपि साधारण एवाभिनिविष्टा नन्दादयो**प्यौत्थानिकं** कर्मेति कृत्वा गृह एव स्थिताः, अन्यतोपि समागता अन्ये चकारेणोक्ताः, स्त्रीणामपेक्षया**द्भुतदर्शनेनाकुला** जाताः, किं जातं किं भविष्यतीति शकटपाते सर्वे हेतुं विचारयन्तीत्याह **कथमिति**, स्वयमेव बलीवर्दाद्याघातव्यतिरेकेणैव **वै** निश्चयेन **स्वयमेव शकटं विपर्यगात्** विपर्ययं प्राप्तवद विपरीततया परितश्च भिन्नतया शकलतश्चागाद् कथं तावद्दूरे पतितमित्यर्थः ॥८॥ भगवत्यत्यन्तमसम्भावना तेनान्योक्तेपि निमित्ते तेषां विश्वासो न जात इत्याह **द्वाभ्यामूचुरिति**, ननु विपरीतभावनायुक्तेभ्यो न वक्तव्यमितिसिद्धान्तात् कथमुक्तवन्त इत्याशङ्क्याह **बालका** इति, ज्ञानवन्तोपि विवेकरहिताः परस्वभावाधिकारादिकं न विचारितवन्तः तर्हि कथं ज्ञानवत्त्वमित्याशङ्क्य तेषां श्रोतॄणां विपरीतज्ञानं स्वभावदोषश्च नास्तीत्याहा**व्यवसितमतीन् गोपान् गोपीश्चेति, न व्यवसिता** निश्चयं प्राप्ता मतिर्येषां, उपायान्वेषणपरा एव न तु विपरीततया किञ्चिन्निश्चितवन्तस्तथा सति न वक्तव्याः स्युः, **गोपा गोप्य** इति स्वभावतो दोषाभावो गोरक्षणधर्मपातिव्रत्यधर्मश्चोक्तः, चकारात् तादृशा एव ब्राह्मणाः, अन्येपि, उपायान्वेषणेपृष्टेनापि वक्तव्यमित्यनेन **बालकेन रुदतैतदनः पादेन क्षिप्तं** नास्त्यत्र **संशयः**, न हि दृष्टेनुपपन्नं नाम व्याघातात् दृष्टानुसारिण्येव कल्पना च कर्तव्या, अतः संशयाभाव इति बालाभिप्रायः, रोदनं निमित्तमिति नास्यापि दोषः, कर्तृकरणयोरसम्भावनया नाङ्गीकृतवन्तः ॥९॥ प्रत्यक्षमेतत् प्रत्यक्षमूलकं च वाक्यं तर्कविरुद्धं नाङ्गीकर्तव्यमिति, तदाह **न ते श्रद्दधिरे गोपा** इति, गोप्यस्तु मध्यस्था जाताः, **त** इति बहिर्मुखाः, ज्ञानं तु जातं, अत्यन्तासत्यप्यर्थे शब्दाज् ज्ञानोत्पत्तिसम्भवात्, अतो ज्ञातवन्तो न तु श्रद्दधिरे, यतो **गोपा** अलौकिकज्ञानरहिताः, हेत्वन्तरमप्याह **बालभाषितमप्युतेति**, बाला भ्रमाददृष्टमपि वदन्ति, भूतादिना तथा कृते क्षिप्तेपि पादोन्यथासिद्धः करणत्वेन ज्ञात इति, बालास्तु भगवत्परा भगवत्सामर्थ्यं भूताद्यभावं च दृष्टवन्तः, अन्यैस्तु तद्दर्शनाभावात्

स्वप्रतीतिसिद्धमेवाङ्गीक्रियत इति, अश्रद्धायां हेतुमाहाप्रमेयमिति, **बालकस्य बलं न ते विदुः**, यद्यपि बलं न प्रत्यक्षं तथापि कार्येणानुमीयते, स्वस्मिन् कार्यकरणभावस्य प्रत्यक्षसिद्धत्वात् यद्ययं बलिष्ठः स्यात् स्वयमप्यन्तत उत्तिष्ठेत् कार्यान्तरं वा कुर्याद् रोदनं च न कुर्यात् , अतो नैयायकवदिदानीन्तनमीमांसकवद् वा भ्रान्ता बलं न विदुरित्यर्थः, तत्र हेतुर**प्रमेयमिति**, न तेषां दोषो नापि तर्कस्य, किन्तु तस्य **बालकस्य** बलमेवाप्रमेयं प्रमातुमयोग्य "मलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजये" दिति तु न तेषां बुद्धिः, अलौकिकत्वनिश्चयाभावात् सन्देहस्त्वनेन जातः, जिज्ञासोत्पादिका तु पूतना, वसुदेववाक्यपूतने च सन्देहोत्पादिके, यद्यपि बालका अलौकिकं जानन्तीत्यपि न जानन्ति तथापि मुख्येनैव चरितार्थत्वादेकमेवोक्तम् ॥१०॥



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** બધા ભગવાનને અગર ગાડાને જોયા વગર વિચારવા લાગ્યા. યશોદા અને નંદ મુખ્ય હતા. ગોપીકાઓને જ્ઞાન થવાનું છે તેથીતેઓ ત્યાં વિચાર કરવામાં ન હતાં. તે બતાવવા વ્રજસ્ત્રીઓ કહેલું છે. છતાં ગોપીકાઓ જ વ્રજસ્ત્રીઓ હશે એવી શંકા થાય તેથી 'જેઓ ઔત્થાનિક કર્મ માટે આવેલી એમ કહેલું છે.'

નંદજી વિગેરે ઔત્થાનિક કર્મ હોવાને લીધે ઘેર જ રહેલા ચ અને શબ્દથી બહારથી આવેલા ગોપોનો પણ સમાવેશ કરેલો છે. સ્ત્રીઓ કરતાં તેઓ વધારે વ્યાકુલ થયા. શું થયું ? શું થશે ? એમ ગાડું ભાગી ગયું તેનું કારણ બધા વિચારે છે. ગાડું એની મેળે કેમ ઊંધુ પડયું ? એ શબ્દોથી કહે છે 'વૈ' એટલે નિશ્ચય ગાડું પોતાની મેળે ઊંધું પડયું અને સર્વ તરફથી ભાંગી કડકા થઇ ગયું અને આટલે બધે દૂર પડયું ? એવો અર્થ છે. (૮)

ગાડાને ઊંધું પાડવાનું કારણ ભગવાન છે એમ કહયું તોપણ તેઓને તેમાં વિશ્વાસ આવ્યો નહિ તે હવે કહે છે.

જેઓ વિરૂધ્ધ વિચારવાળા હોય તેઓને ભગવાનની કથા કહેવી જોઇએ નહિ એવો સિધ્ધાંત હોવા છતાં તેઓ બાલકોએ ગોપો અને ગોપીઓને કેમ કહ્યું ? એવી શંકા થાય તેથી 'બાલકો' પદ યોજેલું છે. તેઓને ગાડું કોણે ભાગ્યું તેનું જ્ઞાન હતું. છતાં તેઓ બાળક હોવાથી વિવેક વિનાના હતા. ત્યારે તેઓને જ્ઞાન કેવી રીતે થયું ? એવી શંકા થાય તેથી તેઓના શ્રોતાઓને ઊંધું કેવી રીતે થયું ? એવી શંકા થાય તેથી તેઓના શ્રોતાઓને ઊંધું જ્ઞાન ન હતું અને તેમના સ્વભાવનો દોષ ન હતો એમ "જેમની બુધ્ધિએ કાંઇ નિર્ણય કર્યો નથી" એ શબ્દોથી કહેલું છે. તેઓ ગાડું શાથી ઊંધું પડયુ તેનો ઉપાય શોધ્યા જ કરતા હતા. પણ નિર્ણય આવ્યો નહિ.

બ્રાહ્મણો સંસ્કાર કરાવવા આવેલા તે અને બીજાઓ પણ સ્વભાવના દોષ વગરના અને નિશ્ચિય વિનાના હતા. તેઓ ઉપાયો શોધતા હતા. ત્યારે જેને પૂછે નહિ તેને કહેવું

જોઇએ નહિ. તેથી બાળકે રડતાં આ ગાડાને ચરણથી ફેક્યું. આમાં સંશય નથી. કારણ કે જોએલું હોય તેમાં અયોગ્યતા માનીને તે પ્રત્યક્ષ અને અનુમાનનો વિરોધ થાય તેમાં અયોગ્યતા નથી. જે જોયેલું હોય તેને અનુસરે તેવી જ કલ્પના કરવી જોઇએ અને વિરૂધ્ધ કલ્પના કરવી જોઇએ નહિ. એમ કરવાનું નિમિત્ત કારણ રુદન હતું. આ બાલકે કહેલી વાતમાં બાળકકર્તા અને ચરણથી આ કાર્ય થઇ શકે એમ નથી એટલે એ વાતનો સ્વીકાર કર્યો નહિ. (૯)

આ ભગવાનનું કાર્ય બાળકોને પ્રત્યક્ષ હતું અને તે વાક્ય તર્કથી વિરૂધ્ધ હોય તો તેનો અંગીકાર કરવો જોઇએ નહિ એમ હવે નીચેના શ્લોકથી કહે છે.

ગોપીઓ તો મધ્યસ્થ થઇ. તેઓ શબ્દથી ગોપો બહિર્મુખ છે. જ્ઞાન તેમને બાળકોના વચનથી થયું કારણ કે પદાર્થનું જ્ઞાન શબ્દથી થાય છે. તેથી તેઓએ તે જાણ્યું પરંતુ તેમાં શ્રદ્ધા રાખી નહિ કારણ કે તે ગોપો અલૌકિક જ્ઞાન વગરના હતા.

બાલકો તો ભગવાનને પરાયણ હતા અને તેમને ભગવાનનું સામર્થ્ય તેમજ ભૂતો વગેરે ન હતા તે જોયેલું હતું. બીજાઓએ તે જોયેલું નહિ હોવાથી બાળકોના વચનમાં અશ્રદ્ધાનું કારણ 'અપ્રમેય' શબ્દથી કહેલું છે. ભગવાનનું બલ તેઓ જાણતા ન હતા. આ કાર્યથી તે બલનું અનુમાન થાય છે. જો આ બાલક સર્વથી બલવાન હોત, પોતે ઉઠતા હોત, રડતા ન હોત તો તેમણે ગાડુ ફેક્યું એમ માનત. તેથી નૈયાયિક પેઠે તે ગોપો ભ્રાંત હોવાથી તેમને ભગવાનનું બલ જાણ્યું નહિ. એ 'અપ્રમેય' શબ્દથી કહેલ છે. તેમાં ન જાણવામાં તેમનો દોષ ન હતો. પરંતુ તે બાળકનું બલજ અપ્રમેય એટલે માપી શકાય નહિ તેવું હતું. જે ભાવો અલૌકિક છે. તેઓને તર્કથી યોજવા નહિ. આથી સંશય થયો. જો કે બાલકો અલૌકિક જાણે છે. એમ પણ ગોપો જાણતા ન હતા. (૧૦)

પછી વધારે વિચાર કર્યા સિવાય લૌકિકમાંજ પ્રવૃત થયા. એમ નીચેના શ્લોકથી કહે છે.

रुदन्तं सुतमादाय यशोदा ग्रहशङ्किता ।
कृतस्वस्त्ययनं विप्रैः सूक्तैः स्तनमपाययत् ॥११॥
पूर्ववत् स्थापितं गोपैर्बलिभिः सपरिच्छदम् ।
विप्रा हुत्वार्चयाञ्चक्रुर्दध्यक्षतकुशाम्बुभिः ॥१२॥
ये सूयानृतदम्भेर्ष्याहिंसामानविवर्जिताः ।
न तेषां सत्यशीलानामाशिषो विफलाः कृताः ॥१३॥

**શબ્દાર્થ :**

રૂદન કરતા અને વિપ્રોએ જેમનનું સ્વસ્ત્યપન કરેલું છે. તેવા પુત્રને લઈને, ગ્રહની શંકાવાળી યશોદાએ સ્તનપાન કરાવ્યું. (૧૧)

વિપ્રોએ હોમ કરી, બળવાન ગોપોએ પરિચ્છદ સાથે પહેલાંની પેઠે સ્થાપન કરી ગાડાની દહીં, અક્ષત, કુશથી પુંજા કરી. (૧૨)

જેઓ અસૂયા, અનૃત, દંભ, ઈર્ષા, હિંસા અને માનરહિત છે તેવા સત્યશીલવાળાઓની આશિષ ફલરહિત હોતી નથી. (૧૩)

ततोत्यन्तमविचार्य लौकिक एव प्रवृत्त इत्याह **रुदन्त**मित्यादिसप्तभिः, चतुष्टयमत्र कर्तव्यमुत्पातोयमिति रोदनप्रतीकारो ग्रहकृतोपद्रवस्य बालकानिष्टस्य निवृत्तिः शकटस्थापनं शकटसम्बन्ध्युत्पातपरिहारश्च, वस्तुवस्तु द्वयमेव कर्तव्यं रोदनप्रतिकारः शकटस्थापनं च, तथा सति लौकिकबुद्धिर्दृढा भविष्यतीति तन्निवृत्त्यर्थं भगवदिच्छयोत्पन्नभ्रमस्य वर्णनं भगवच्चरित्रत्वाय, तत्रादौ भगवद्विषयकं द्वयमाह, तेषामज्ञानस्थापनार्थं भग्नेपि शकटे रोदनं, ग्रहसम्भावनायामपि सुतत्वाद्ग्रहणं, **यशोदे**ति लौकिकबुद्धिनिपुणेति ग्रहशङ्कासम्भावना, कश्चिद् बालग्रहादिस्तत्र प्रविष्टो रोदनं कारयतीतिसम्भावना, अतः शीघ्रं स्तनं न दत्तवती किन्त्वभिज्ञैर्ब्राह्मणैः **कृतं स्वस्त्ययनं** यस्य रक्षाबन्धनाभिमन्त्रादिकं स्वस्त्ययनं सुष्टूक्तं येषां वचनं प्रमाणमतस्ते रक्षां कृत्वा तद्गतदोषादर्शनात् सुष्टूक्तवन्तः, ततः **स्तनमपाययत्** ॥११॥ एवं भगवति द्वयमुक्त्वा शकटे द्वयमाह षड्भिर्भगवद्गुणैरेवानिष्टानिवृत्तेः, **पूर्ववदिति**, यथा तस्यानसः संस्थानं पूर्वमासीद् यथा वा कुप्यस्थितिस्तदाह **पूर्ववदेव गोपैः स्थापितमिति**, बलिभिरिति तस्य महत्त्वमुक्तं, **परिच्छदादि**सहितं, तस्य परितो भागा एव **परिच्छदाः**, अथवा पूजार्थं **परिच्छदं** वा सम्पादितवन्तः, तादृशं शकटमेव शकटाधिष्ठात्रीं देवतां तत्रावाह्य **विप्रा**स्तदभिज्ञा विशेषेण रिक्तपूरणसमर्थाः, प्रथमतोनिष्टनिवृत्त्यर्थं सामान्यतो **होमं** कृत्वाज्येन व्याहृतिभिः सर्वत्र निवृत्ते सामान्यहोमः पश्चात् तच्छकट**मर्चयाञ्चक्रुर्दधिमिश्रिता अक्षतास्तस्य** परितः स्थापिताः कुङ्कुमाक्षता इव **कुश**सहितानि प्रोक्षणजलानि च, ब्राह्मणैः क्रियमाणं समन्त्रकमेव भवति ॥१२॥ एवं सामान्यत उभयोः प्रतीकार उक्तः, यशोदाप्रेरणयैवैतदुभयं जातं, नन्दस्तु विशेषाकारेण द्वयमेकत्र स्थापयित्वा शान्तिं कृतवानित्याह **येसूयानृते**तिचतुर्भिः, नन्दस्यादौ ब्राह्मणेषु वैशिष्ट्यबुद्धिस्ततः शकटे समारोप्यभिषेकस्ततः स्वस्तिवाचनादिपूर्वकं होमो दानं च, एवं कृतस्य वैयर्थ्याभावसाधनं च **पञ्चमे** वक्ष्यति, तत्रादौ ब्राह्मणेषु महत्त्वबुद्धिर्जातेत्याह य इति, ब्राह्मणे चेदलौकिकी बुद्धिस्तद्वाक्याद् भगवत्यप्यग्रे भविष्यतीति सूचितं, ब्राह्मणाः स्वभावत उत्तम अविकृतब्रह्मस्वरूपा दोषषट्केन तु ते प्राकृता

भवन्ति, भगवति तु षड् गुणा अधिकाः, निर्दुष्टो ब्राह्मणो धर्मी भगवांश्चैकस्तुल्यो वा, अतो यथा भगवद्विचारितं सत्यमेव भवति तथा ब्राह्मणोक्तमपि सत्यं भवति कृतं तु सर्वेषां पूर्वाविरोधि, तत्र ब्राह्मणेषु षड् दोषास्तत्सामर्थ्यप्रतिबन्धकास्तद्रहितास्तु निर्दुष्टास्तान् दोषान् वर्जनार्थं गणयति, कामक्रोधलोभा दोषा अप्यवस्थाविषयभेदेनैव दोषा भवन्तीति ते न गणिताः, तत्कार्यभूता एव -



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** અહીં ચાર કાર્ય કરવાના છે. (૧) આ ઉત્પાત છે એમ માનીને બાળકને રડતાં બંધ કરવાનું (૨) બાળકના અનિષ્ટ ગ્રહે કરેલ ઉપદ્રવનું નિવારણ (૩) ગાડાનું પહેલાં જેવું સ્થાપન (૪) ગાડાના ઉત્પાતનો પરિહાર દૂર કરવો તેના ખરી રીતે તો બેજ કાર્ય કરવાનાં છે. બાળકને રડતાં બંધ કરવાનું અને ગાડાનું સ્થાપન.

એમ આ ચાર કાર્ય કરવામાં આવે ત્યારે લૌકિક બુધ્ધિ દઢ થશે તે મટાડવા આ ભગવાનનું ચરિત્ર હોવાથી તેમની ઇચ્છાથી ઉત્પન્ન થયેલો ભ્રમ છે તે જણાવે છે. તેથી આરંભમાં ભગવાનના સંબંધી બે કાર્ય કહે છે. (૧) તેઓના અજ્ઞાનનું સ્થાપન કરવા ગાડુ ભાંગી જવા છતાં રુદન (૨) ગ્રહોની સંભાવના હોવા છતાં ભગવાન પુત્ર હોવાથી યશોદાએ કહેલું ગ્રહણ. તેઓ લૌકિક બુધ્ધિમાં નિપૂણ હતા તેથી તેમને ગ્રહની શંકાનો વિચાર કર્યો. કોઇ બાલગ્રહ બાળક-ભગવાનમાં પ્રવેશી રડાવે છે. તેવો વિચાર થયો તેથી તરત જ સ્તન આવ્યું. ધવડાવ્યા નહિ પણ ભગવાનને સ્વસ્ત્યયન કર્યા પછી ધવડાવ્યાં. સ્વસ્ત્યયન એટલે રક્ષા બાંધવી. મંત્રોથી પવિત્ર કરવું. સૂક્ત એટલે સારી રીતે કહેલું. તેથી બ્રાહ્મણોએ રક્ષા કરી તેમનામાં કોઇ દોષ નહિ જણાતા સારાં વચન કહયાં પછી યશોદાએ સ્તનપાન કરાવ્યું. (૧૧)

એ પ્રમાણે ભગવાન સંબંધિ બે કાર્ય કહી નીચેના છ શ્લોકથી ગાડા સંબંધી બે કાર્ય કહે છે. ભગવાનના છ ગુણોથી અનિષ્ટ જતું રહે છે.

જેવી તે ગાડાની પહેલી સ્થિતિ હતી તેવી કહી એવું ''પહેલાંની પેઠે સ્થાપન કર્યુ'' શબ્દોથી કહે છે. પરિચ્છદ સાથે. તેના આગળ પાછળના ભાગો જ પરિચ્છદ એટલે પૈડાં, ધરો વગેરે પૂજા કરવા. ગાડાની અધિષ્ઠાત્રી દેવતાનું તેમાં આવાહન કરી બ્રાહ્મણોએ અનિષ્ટ દૂર કરવા, સામાન્ય હોમ કરી પૂજા કરી ઘીથી અને વ્યાહૃતિ ભૂર ભુવઃ સ્વઃ શબ્દોથી હોમ કરવામાં આવે છે. પછી દહિ ભેળવેલા ચોખા કંકુવાળા કરી અક્ષત પેઠે નાખ્યા અને કુશવાળા મંત્રોથી જલ છાંટ્યા-બ્રાહ્મણો મંત્રો સહિત બધું કરે છે. (૧૨)

આ બંને ઉપાયો યશોદાની પ્રેરણાથી થયા. નંદજીએ તો શાંતિ કરાવી.

આરંભમાં નંદજીની બ્રાહ્મણોમાં મોટાપણાની બુદ્ધિ થઇ તે કહે છે.

જો બ્રાહ્મણોમાં અલૌકિક બુદ્ધિ હોય તો તેમના વચનથી ભવિષ્યમાં ભગવાનમાં પણ તેવી બુદ્ધિ થશે એમ સૂચવ્યું છે.

બ્રાહ્મણો સ્વભાવથી ઉત્તમ છે. વિકારરહિત બ્રહ્મસ્વરૂપવાળા છે. પરંતુ છ દોષોથી તેઓ પ્રાકૃત થાય છે.

ભગવાનમાં તો છ ગુણ છે. દોષરહિત બ્રાહ્મણ અને ધર્મી ભગવાન એક છે. તેથી બ્રાહ્મણનું કરેલું સત્ય હોય છે. બ્રાહ્મણના છ દોષો તેઓનું સામર્થ્ય રોકાનારાં છે. કામ ક્રોધ લોભ અને અસૂયા વગેરે દોષો છે. (૧) અસૂયા અદેખાઇ એ મુખ્ય દોષ છે. (૨) અનૃત (અસત્ય) વાણીનો દોષ છે. (૩) દંભ જો કારણ ન હોય તો કાર્ય પણ ન હોય તો દંભ થાય છે. (૪) ઈર્ષા બીજાની ઈર્ષા કરવી. (૫) હિંસા એટલે મારવું. (૬) અભિમાન આ છ દોષોથી પ્રાણીનો નાશ થાય છે. આ બધા દોષો મન અને વાણી અને કાયાના છે. આ દોષરહિત બ્રાહ્મણો હોય છે. ત્યારે તેમણે આપેલી આશિષો ફલવાળી થાય છે.

તેમાં બ્રાહ્મણોને પ્રકૃતિનો સંબંધ છે. તેથી કાયા, વાણી અને મનના દોષો મટી ગયા હોય તો પણ સ્વભાવનો દોષ રહેવાથી, દોષ રહિત કેવી રીતે કહેવાય ? તેવી શંકામાં 'સત્યશીલવાળા' શબ્દ યોજેલ છે. આવા બ્રાહ્મણો બ્રહ્મ જાણનારા હોય છે. એમ જણાવવા કહેલું છે. તેથી આ ઉત્પાતો હશે તો પણ બ્રાહ્મણોના વચનથી મટી જશે. એમ જાણી નંદજીએ બાળકને ગાડા ઉપર પધરાવી અભિષેક કરાવ્યો તે કહે છે.

इति बालकमानीय सामग्र्यजुरुपाकृतैः ।
जलैः पवित्रौषधिभिरभिषिच्य द्विजोत्तमैः ॥१४॥
वाचयित्वा स्वस्त्ययनं नन्दगोपः समाहितः ।
हुत्वा चाग्निं द्विजातिभ्यः प्रादादन्नं महागुणम् ॥१५॥
गावः सर्वगुणोपेता वासःस्त्रक्रुक्ममालिनीः ।
आत्मजाभ्युदयार्थाय प्रादात् ते चान्वयुञ्जत ॥१६॥
विप्रा मन्त्रविदो युक्तास्तैर्याः प्रोक्तास्तथाशिषः ।
ता निःफला भविष्यन्ति न कदाचिदपि स्फुटम् ॥१७॥

**શબ્દાર્થ :**

તેથી બાળકને લાવીને ઉત્તમ બ્રાહ્મણોએ સામવેદ, ઋગ્વેદ, યજુર્વેદના મંત્રોથી તૈયાર કરેલાં અને પવિત્ર ઔષધવાળા જલોથી અભિષેક કરી, સ્વસ્ત્યન વંચાવી સાવધાન થયેલા નંદજીએ અગ્નિમાં હોમ કરી બ્રાહ્મણોને બહુ ગુણવાળું અન્ન આપ્યું. જમાડયા. (૧૪-૧૫)

નંદજીએ બ્રાહ્મણોને વસ્ત્રો, માલાઓ અને સુવર્ણની માલાઓવાળી ગાયો પુત્રની ઉન્નતિ માટે આપી અને તેઓએ પછી આશિષો આપી. (૧૬)

વિપ્રો મંત્ર જાણનારા અને યોગ્ય હોય છે તેઓએ જે આશિષો કહેલી હોય તે કોઇ પણ સમયે નિષ્ફળ જશે નહિ એ નિશ્ચિત છે. (૧૭)

सर्वावस्थासु सर्वविषयो ये दोषास्ते दोषा इति षड् गण्यन्ते, **असूया** मुख्यो दोषः, अदुष्टे दोषारोपणात्, अयं बाह्यविषयको दोषः, **अनृतं** वाचनिको मिथ्याभाषणरूपः, **दम्भः**, परस्य स्वोत्कर्षख्यापकचेष्टादिः,"निमित्ताभावे तु नैमित्तिकाभावे " श्चेत् तदा दम्भः **ईर्ष्या** परगुणानामसहनेन दोषचिन्तनं मानसं, ततो **हिंसा** मारणं, तस्मिन्नपि सम्पन्ने **मानो**भिमानः, एकमेकेनैव त्रिदोषेण प्राणी नष्टो भवति किम्पुनर्द्वयेन ? असूयानृते दम्भहिंसे ईर्ष्यामानौ वाक्कायमनसामेत एव दोषाः, **एतद्विवर्जिताश्चेत् तेषामाशिषो न विफलाः कृता** भवन्ति, विफलकर्तारस्तु निवृत्ता इति, ननु प्रकृतिसम्बन्धो वर्तत इति कायवाङ्मनोदोषनिवृत्तावपि स्वभावदोषस्य विद्यमानत्वात् कथं निर्दुष्टतेत्याशङ्क्याह **सत्यशीलानामिति**, सत्यमेव शीलं स्वाभाविको धर्मो येषां, यद् भगवतः सत्यरूपमुक्तं तदेव तेषां स्वभावः सत्यव्रतादिः, एतादृशा ब्राह्मणा ब्रह्मविदः, **तेषामिति** पुनरनुसन्धानं वाक्यसमये दोषाभाववत्त्वज्ञापनार्थम् ॥१३॥ अत उत्पातेषु सत्स्वपि तेषां वाक्यान्निवृत्ता भविष्यन्तीति ज्ञात्वा बालकं शकटे समारोप्याभिषेकं कारितवानित्याहेतीति, स्वयं यशोदा हस्ताद् गृहीत्वा तत्र शकटनिकटे **समानीय** वेदत्रयविद्भिर्ब्राह्मणैः **सामर्ग्यजुस्त्रिविधैरपि मन्त्रैरूपाकृतैरुप** समीप आसमन्तात् कृतैर्मन्त्रैरलोकिकत्वेनोत्पादित**जलैः पवित्रा औषधयो येषु** शतावर्यादयस्तादृशैः, **पवित्रैरनुपहतैर्जलैरभिषिच्य** स्नानं कारयित्वा मार्जयित्वा च ॥१४॥ ततो भगवन्तमलङ्कृत्य स्वस्तिपुण्याहवाचनादिकं कारयित्वा स्वयं **नन्दगोप** उपविश्य स्वयमपि **समाहितः** सावधानो भूत्वा ब्राह्मणसन्निधाने **होमं** कृत्वा **ब्राह्मणाग्रावपि** होमं कृतवांस्तदाह **द्विजातिभ्यः प्रादादन्नमिति, महागुणं** बहुव्यञ्जनसहितं भोजितवानित्यर्थः ॥१५॥ तदा दक्षिणा गावः **सर्वगुणोपेता** बहुदोग्ध्यः सुन्दर्यः साध्व्यश्च, गवामलङ्कारार्थं **वासः** स्त्रङ्

माला रुक्ममयाः सुवर्णमय्यो मालाश्च, सर्वालङ्करणयुक्ता गावो दत्ता इत्यर्थः, प्रयोजनमाहात्मजाभ्युदयार्थयिति, आत्मजस्य भगवतोभ्युदयोभिवृद्धिः स एव तस्यार्थः प्रयोजनं, अयमर्थशब्दोर्थान्तरव्युदासार्थः, ते **चान्वयुञ्जत,** अनु पश्चात् प्राप्त्यनन्तरमाशिषोयुञ्जत योजितवन्तः, न केवलमुक्तवन्तः ॥१६॥ ननु कथमेवं ज्ञायते तत्राह **विप्रा** इति, प्रथमतो विप्रा विशेषेण पूरका निर्दुष्टास्तदैव तेषां विशेषपूरकत्वं भवति, तत्रापि **मन्त्रविद** ऋषयस्तत्रापि **युक्ताः** सत्कर्मकर्तारः, एवं गुणत्रययुक्तैर्या **आशिषः प्रोक्तास्ताः कदाचिदपि निष्फला न भविष्यन्ति, स्फुटं** सत्यं, अतस्तैर्योजनं युक्तमेव ॥१७॥

एवमेकं चरित्रं यशोदानन्दयोः भगवत्परतासाधकं निरूप्य पृष्टानां पञ्चानां मध्ये प्रथमस्योत्तरत्वेनोपाख्यानामारभत **एकदेत्यष्टादशभिः** ।

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** નંદજીએ ભગવાનને યશોદાની પાસેથી લઈને ગાડા પાસે પધરાવી, ત્રણ વેદો જાણનાર બ્રાહ્મણો પાસે સામવેદ, ઋગ્વેદ, યર્જુવેદના મંત્રોથી અને શતાવરી વગેરે પવિત્ર ઔષધિઓ જેમાં નાખેલી તેવા પવિત્ર જલોથી અભિષેક કરીને, સ્નાન કરાવીને, લૂછી નાખીને પછી ભગવાનને આભૂષણ પહેરાવીને આ પુણ્ય દિવસ છે વગેરે વાંચન કરાવીને નંદજીએ પોતે ત્યાં બેસી બ્રાહ્મણોની સમીપ હોમ કરી પછી બ્રાહ્મણોને અન્ન આપ્યું. જમાડ્યાં સારી રીતે જમાડયાં. (૧૪-૧૫)

પછી નંદજીએ દક્ષિણા આપી. બહુ દૂધ આપનારી અને સુંદર અને ભલી ગાયો આપી. તેમને શણગારવા માટે માલાઓ અને સુવર્ણ માલાઓ આપી.

'પુત્રની ઉન્નતિ માટે' શબ્દોથી દાનનું પ્રયોજન કહેલું છે. ભગવાનનો અભ્યુદય એટલે ઉન્નતિ. 'અર્થ' શબ્દ એજ પ્રયોજન સૂચવનારો છે. પણ બ્રાહ્મણોએ આશિષો યોજી માત્ર કહી નહિ પણ યોજી. (૧૬)

આશિષો યોજી એમ કેમ જણાય ? એવી શંકામાં વિપ્રો દોષ વગરના અને આશિષો પુરનારા હતા તેઓ મંત્રો જાણનારા ઋષિઓ હતા અને યુકત એટલે સત્કર્મ કરનારા હતા. એવી રીતે તેમને જે આશિષો કહેલી હોય તે કોઇ પણ સમયે નિષ્ફળ જશે નહિ એ સ્ફુટ એટલે સત્ય જ છે. (૧૭)

**યશોદા અને નંદજીની ભગવાનમાં આસક્તિ ઉત્પન્ન કરનાર ચરિત્રનું નિરૂપણ કરી પાંચ ચરિત્રો રાજાએ પૂંછેલાં તે પૈકી પહેલાના ઉત્તર તરીકે અઢાર શ્લોકથી આરંભ કરે છે.**

एकदा रोहमारुढं लालयन्ती सुतं सती ॥
गरिमाणं शिशोर्वोढुं न सेहे गिरिकूटवत् ॥१८॥
भूमौ निधाय तं गोपी विस्मिता भारपीडिता ॥
महापुरुषमादध्यौ जगतामास कर्मसु ॥१९॥



**શબ્દાર્થ :**

એક સમયે ખોળામાં બેઠેલા પુત્રનું લાલન કરતી સતી પર્વતના સમૂહ પેઠે બાળકનો ભાર સહન કરી શકી નહિ. (૧૮)

તે ભાર સહન ન કરી શકી એટલે ભૂમી ઉપર પધારાવ્યા. વિસ્મય પામેલી અને ભારથી પીડાયેલી ગોપીએ તેને ભૂમી ઉપર પધરાવી જગતોના મહાપુરૂષનો વિચાર કર્યો અને કામમાં લાગી. (૧૯)

वाचिकं कायिकं चोक्तं मानसं तूच्यतेधुना ।
अन्यथाज्ञानतः सर्वं करोतीति भविष्यति ॥१॥
लौकिकेनापि भावेन यावत् कृष्णैकतानता ।
तावन्नूतनकृत्यानि न करोति हरिः स्वयम् ॥२॥
वर्षेण तु परावृत्तिर्धर्माणां भवतीति हि ।
अतो वर्षान्तरे कृत्यं तृणावर्तगतं कृतम् ॥३॥
देहबुद्धिर्भगवति निवृत्ता चेन्निवर्तते ।
तत्पराणां देहमतिः सजातीयाविशेषतः ॥४॥

अष्टादशविद्यास्वपि भगवतो देहो नास्तीति ज्ञापयितुमेकदैव गुरुत्वं लघुत्वं चोच्यते,

पूतनावधमारभ्य कंसो जानाति गोकुले ।
हरिरस्ति जगद्वन्द्यो मम हन्तेति सर्वथा ॥५॥
तमानेतुं तृणावर्तं ततः प्रेषितवान् स्वयम् ।
त्रयो ह्यत्यन्तबलिनः सर्वकार्यविचक्षणाः ॥६॥
तृणावर्तो बकः केशी तत्राप्याद्यो महान् स्मृतः ।
तृणवत् सकलं विश्वमावर्तयति सर्वथा ॥७॥
तृणावर्तस्ततः प्रोक्तस्तमादौ प्राहिणोत् ततः ॥७ १/२॥

કારિકા :-૮ વાચિક અને કાયિક કહ્યું હવે માનસિક કહેવામાં આવે છે. પોતાના અન્યથા જ્ઞાનથી સર્વ કરે છે. એમ જણાય છે.

કારિકા :-૯ લૌકિક ભાવથી પણ જ્યાં સુધી શ્રીકૃષ્ણમાં એકતાનતા હોય છે. ત્યાં સુધી હરિ પોતે નવીન કૃત્ય કરતા નથી.

કારિકા :-૧૦ એક વર્ષ તો ધર્મોની પરાવૃતિ (ફરીથી આવવું તે) થાય છે. તેથી તૃણાવર્ત સંબંધિ લીલા બીજા વર્ષમાં કરેલી છે.

કારિકા :-૧૧ જો ભગવાનમાં દેહબુધ્ધિ છે (ભગવાનનો દેહ પ્રાકૃત છે એવી બુધ્ધિ) મટી જાય તો તે ભગવાનના ભક્તોની દેહ મતિને (દેહ આત્મા છે એવી મતિને) પોતાની જાતની હોવાથી મટાડે છે.

કારિકા :-૧૨ પૂતનાના વધથી આરંભી કંસ સર્વથા જાણે છે કે જગતે વંદન કરવા યોગ્ય અને મને હણનાર હરિ ગોકુલમાં છે.

કારિકા :-૧૩ કંસે પોતે તેને લઈ આવવાને મથુરાથી તૃણાવર્તને મોકલ્યો કારણ કે સર્વ કાર્યમાં ત્રણ તૃણાવર્ત, બક અને કેશી બહુ જ બળવાન હતા.

કારિકા :-૧૪ તૃણાવર્ત, બક અને કેશી તેમાં પહેલો તૃણાવર્ત મોટો ગણાવેલો આખા વિશ્વને તણખલાં પેઠે તે ભમાવતો તેથી તેને તૃણાવર્ત કહેતા. તેથી તે આરંભમાં મોકલ્યો.

भगवान् सर्वज्ञः, तृणावर्तं मथुरातः प्रचलितं ज्ञात्वा गुरुपदार्थं जनयतीति स्वयमेव गुरुर्जातः, तत्र यशोदाया गुरुत्वज्ञानं भवत्विति तस्यास्ततो व्युदासार्थं च तस्या अङ्क उपविष्टः स्तनं पिबन्नेव गुरुर्जातस्तद् भगवतः सहजं गुरुत्वं तदानीमाविर्भूतं, तद् गुरुत्वं **यशोदा** ज्ञातवतीत्याह**ैकदेति**, कालविशेषस्तत्राज्ञातोनिश्चित **रोहमङ्कमारूढ**मारुह्योपविष्टं, स्वयमेव **लालयन्ती** कुन्तलानि प्रसारयन्ती मुखचुम्बनादिना भगवतो हासं जनयन्ती जाता, **सुते** हि तत् कर्तव्यं, **सतीति** तस्यास्तथाभाग्ये हेतुभूतो धर्म उक्तः, लौकिकभावेनैव स्नेहादि करोतीति तन्निवृत्त्यर्थ गुरौ जाते **शिशोर्गरिमाणं वोढुं न सेहे** न शक्ता, **गिरिकूटवद्** गिरिसमूहमिव यथा भूमिरप्येकत्र पर्वतकोटीनां समुदायं न सहते, इयमप्यदितिराधिदैविकरूपापि **न सेह** **इति** वक्तुं दृष्टान्तः,अन्यथायुक्तो दृष्टान्तो नोक्तः स्यात्, क्रमेण भगवान् गुरुर्जात इति न तस्या भङ्ग ॥१८॥ अत एव यावच्छक्यं गृहीत्वाशक्ये भूमौ स्थापितवतीत्याह **भूमौ निधायेति,** तं भगवन्तं,भूमौ स्थापने हेतुभूतस्याविवेकस्य निधानमाह **गोपीति,** यद्यपि महती तथापि **गोपभार्या,** स्थापनान्तरं भारं स्मृत्वा **विस्मिता,** ननु पुत्रगुरुत्वं मातुः सुखदं भवतीति कथं विस्मय इति चेत् तत्राह **भारपीडितेति,** भारेण पीडिता, अलौकिकोयं भारः पीडाजनकत्वाद्, अतो **विस्मिता,** अग्रे भीतापि भविष्यतीति क्रमेण माहात्म्यज्ञानात् तदा किं कर्तव्यमिति विचार्योत्पातशङ्कया **महापुरुषं** पुरुषोत्तमं **दध्यौ** ध्यातवती,

सर्वानिष्टानिवृत्त्यर्थ **महापुरुष** एवायमिति वा ध्यातवती **जगतां** ब्रह्माण्डकोटीनामपि मध्ये स्वामिनं, अयं सर्वजगतां **महापुरुष** इति, सतीतिपदाद् गुरुत्वेन पुरुषान्तरं ज्ञात्वा व्रतक्षतिभयभीतेव परमपुरुषं सर्वेषामेव भर्तारं ज्ञातवती, आसमन्ताद् **दध्याविति** भवत्ययं न वेति ध्यानं प्रतीत्यर्थं, ततो भगवन्तं ज्ञात्वा तस्य परिचर्यार्थं **स्नानादिकर्मस्वास,** तत्तत्कार्याणि कर्तुमारब्धवतीत्यर्थः, अन्यथा क्षणवियोगे प्राणा एव गच्छेयुः, समागतमस्तु मोहयिष्यतीति न काप्यनुपपत्तिः, लालनफलमानुषङ्गिकं ज्ञानमिती च, अज्ञानाद् वा जगतो भर्तारं भगवन्तं ध्यात्वा गृहकर्मसु गतेति, उभयोराद्यः साधीयान् ॥१९॥



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાન સર્વજ્ઞ છે. તૃણાવર્ત મથુરાથી તેને લઇ જવા નીકળ્યો એ જાણીને ભારે પદાર્થને તે લઇ જઇ શકે નહિ તેથી પોતે ભારે થયા યશોદાને ભારેપણાનું જ્ઞાન થાય અને તે યશોદાજી અહીંથી જતા રહે તે માટે તેના ખોળામાં બેઠેલા ભગવાને સ્તનપાન કરતાં જ ભારે થયા. તે ભગવાનનું સહજ કુદરતી ભારેપણું તે સમયે જણાયું 'રોહ' એટલે ખોળો. ખોળામાં બેઠેલા પુત્રનું યશોદાજી લાલન કરતી હતી. એટલે તેના વાળ પસારતાં તેમના મુખનું ચુંબન કરીને ભગવાનને હાસ્ય ઉત્પન્ન કરતા હતા. 'સતી' શબ્દથી યશોદાના ભાગ્યનું કારણ કહેલ છે. યશોદા લૌકિક ભાવથી જ સ્નેહ કરતી હતી. તેથી તે ભાવ દૂર કરવા ભગવાન ભારે થયા ત્યારે તે ગિરિકૂટ એટલે પર્વતોના સમૂહ પેઠે તેણે સહન ન કર્યો. જેમ ભૂમી પણ એક સ્થળે કરોડો પર્વતના જથ્થાનો ભાર સહન કરતી નથી તેમ યશોદા પણ આધિદૈવિક અદિતિરૂપ હોવા છતાં પણ ભાર સહન કરી શકી નહીં. ભગવાન ધીરે ધીરે ભારવાળા થતા ગયા. તેથી તેનો નાશ થયો નહિ. (૧૮)

તેમને એટલે ભગવાનને ભૂમી ઉપર પધારવાના કારણભૂત તે ધામ હતું એમ 'ગોપી' શબ્દથી કહે છે. યશોદા મોટી હતી છતાં તે ગોપની ભાર્યા હતી. જમીન ઉપર પધરાવ્યા પછી તે ભારનું સ્મરણ કરી વિસ્મય પામી પુત્રનો ભાર તો માતાને સુખ આપનારો હોય છે. તેથી વિસ્મય કેમ થયો ? એવી શંકા થાય ત્યાં 'ભારથી પીડાયેલી' શબ્દ યોજેલ છે. આ ભાર અલૌકિક છે. તેથી તે વિસ્મય પામી. હવે શું કરવું ? એવો વિચાર કરી ઉત્પાત થવાની શંકાથી મહાપુરૂષનું એટલે પુરૂષોત્તમનું ધ્યાન ધર્યું. સર્વ જગતના મહાપુરૂષ આજ છે એમ વિચાર્યુ. સતી પદ હોવાથી પોતાના વ્રતનો ભંગ થાય તેવા ભયથી ભારને લીધે બીજો પુરૂષ હશે એમ માની ભયથી આને પોતાના પતિ જાણ્યા. અને તેનું ધ્યાન ધર્યુ. આ ભગવાન છે એમ જાણી તેમની પરિચર્યા કરવા માટે સ્નાન વિગેરે કર્મમાં લાગી. જો તેમ ન હોય તો ભગવાનની પરિચર્યાના કર્મમાં લાગે નહિ તો તેમનાથી એક ક્ષણનો વિયોગ થતાં

પ્રાણ જતા રહે ભગવાન સમીપ આવીને મોહ તો કરશે અને લાલનું ફલ આનુંષંગિક છે તેથી કોઇ પણ પ્રકારની અયોગ્યતા રહેશે નહિ. એ પ્રમાણે માતા જતા રહે તો તૃણાવર્ત ત્યાં આવ્યો એમ નીચેના શ્લોકથી કહે છે.(૧૯)



दैत्यो नाम्ना तृणावर्तः कंसभृत्यः प्रणोदितः ॥
चक्रवातस्वरूपेण जहारासीनमर्भकम् ॥२०॥
गोकुलं सर्वमावृण्वन् मुष्णंश्चक्षूंषि रेणुभिः ॥
पूरयन् सुमहाघोरं शब्देन प्रदिशो दिशः ॥२१॥
मुहूर्तमभवद् गोष्ठं रजसा तमसावृतम् ॥
सुतं यशोदा नापश्यत् स्वयं न्यस्तवती यतः ॥२२॥

**શબ્દાર્થ :**

કંસનો ભૃત્ય (તેને મોકલેલો) તૃણાવર્ત નામનો દૈત્ય ચક્રવાત સ્વરૂપથી બેઠેલા બાળકને લઇ ગયો. (૨૦)

તે તૃણાવર્ત જેને માયારૂપ ભગવાનની ઉપાસના કરેલી તે મહાત્મ્ય પાંચ શ્લોકથી કહે છે.

બધા ગોકુલને ઢાંકી દેતા ચક્ષુઓ ધૂળથી હરિ લેતા દશ દિશાઓને ઘોર અવાજથી પુરી દેતાં તે બાળકને લઇ ગયો. (૨૧)

નેસડો એક મુહૂર્તસુધી ધૂળે કરેલા અંધકારથી છવાઇ ગયો. જ્યાં યશોદાએ પોતે પુત્રને પધરાવ્યા હતા ત્યાં તેમને જોયા નહિ. (૨૨)

एवं मातरि निर्गतायां तृणावर्तः समागत इत्याह, दैत्य इति जात्यैव क्रूर उक्तो नाम्नैव तृणावर्त इतिमाहात्म्यमप्रतीकारे हेतुः, **कंसभृत्य** इत्यवश्यानिष्टकर्तृत्वज्ञापकं, **प्रणोदित** इति तेनैव कंसेन प्रकर्षेण प्रेरितः, एवं चतुर्भिर्धर्मैस्तस्य महत्त्वमुक्तं तन्निराकरणे भगवन्माहात्म्यज्ञापनार्थं, **दैत्यत्वेन** देवविरोधित्वं **नाम्ना** महाबलत्वं **भृत्यत्वेन** स्वधर्मो वचनं ततोप्यावश्यक, सत्त्वरजस्तमोगुणानां प्रत्येकसमुदायभेदेन विरोधित्वं चोक्तं तं तृणवद् भगवान् निराकरिष्यतीति चतुर्विधपुरुषार्थबाधकत्वेनोक्तस्तादृशः सर्ववञ्चनार्थं कृत्रिमवेषं कृत्वा **जहारेत्याह चक्रवातस्वरूपेणेति, चक्रस्वरूपो वाताश्चक्रवातः,** चक्रवाते स्वरूपं यस्य, परितश्चक्रवातं कृत्वा वायुरायातीति भ्रममुत्पाद्य तत्सङ्ग एव लघुदेह उपविष्टं भगवन्तं निधिमिव **जहार,** ननु महत्त्वात् कथं **जहारेत्याशङ्क्याहार्भकमिति,** वेगवशान्महाबलः स्वोपास्यभगवद्बलाद् भगवन्तं जहार, सहजबले उत्थातुमेव न शक्नुयात्, अत एव

भगवानक्लिष्टकर्मा ॥२०॥ तस्य तृणावर्तस्योपासितमायारूपस्य भगवन्माहात्म्यमाह **पञ्चभिः**, अविद्यारूपस्तेषामिति,

अयोग्यतादर्शने हि हरेश्चादर्शनं ततः । सर्वाज्ञानं ततः स्वस्मिन् यशोदास्नेह एव च ॥१॥

गोपिकानां तथा स्नेहः पञ्चपर्वाणि लौकिकात् ॥

प्रथमतो ज्ञानं तत्कृतं वक्तव्यं, ज्ञानेंशत्रयं वेद्यांश इन्द्रियांशोन्तःकरणांशश्चेति त्रयाणामपि तत्कृतदोषसम्बन्धमाह, स हि न तूष्णीं जहार किन्तु **गोकुलं सर्वमावृण्वन्नन्धकारेण** वेष्टयन्, तमोगुणकार्यमेतत्, रजोगुणकार्यमाह **मुष्णन् चक्षूंषि रेणुभिरिति**, सर्वेषां दृष्टिः पांसुभिः कृत्वा हृता, देवतात्वात् सा दृष्टिस्तेन च गृहीता स पश्यति ते न पश्यन्तीति, न तु केवलं तिरोहिता, **अन्तःकरणे वैयग्र्यं** चोत्पादयतीत्याह **पूरयन्निति, सुमहाघोरं** यथा भवति तथा शब्देन दश **दिशः** पूरयन् यथा कुसूले धान्यं निर्बन्धेनापि पूर्यत एवं यथा सर्वदिक्षु भयमुत्पद्येत तथा शब्दं पूरितवान्, आधिदैविकादित्रयस्यापि भयमुत्पादयितुं पदत्रयं **सुमहाघोरमिति, प्रदिश** इति प्रकृष्टा दिशो देवसम्बन्धिन्यः, अनेन देवपक्षपातिनामेव भयं न दैत्यपक्षपातिनामित्युक्तम् ॥२१॥ ततो भगवद्दर्शनमाह **मुहूर्तमिति**, बहिःस्थितानां गोकुलदर्शनमपि न जातं, बहिर्मुखानां भगवद्दर्शनं कथं भविष्यतीति वदन् दृष्टान्तपूर्वकमाह, **मुहूर्तं** घटिकाद्वयं, **गोष्ठं** सर्वमेव गोकुलं रजसा पांसुना **तमसा** तमोरूपेण रजोजनिततमसा **वावृतमासीत्**, ततोन्तःस्थितं भगवन्तं **यशोदापि नापश्यत्, सुतबुद्धिश्च** जाता, ननु भगवद्दर्शनं सर्वेषामेव दुर्लभं किमाश्चर्यं **यशोदा** नापश्यदिति तत्राह **स्वयं न्यस्तवती यतः**, यतः **स्वयमेव** तत्र **न्यस्तवती** स्थापितवती, स्वस्थापितं स्वयं द्रष्टुमुचितमेव तथाप्य -

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** તે દૈત્ય હોવાથી ક્રૂર હતો. નામથી તૃણાવર્ત હતો. કંસનો ભૃત્ય એટલે નોકર હતો અને અનિષ્ટ કરનારો હતો. મોકલેલો હતો. એમ ચાર ધર્મોથી તેની મોટાઇ કહેલી છે. તે દૈત્ય હોવાથી દેવોનો વિરોધી હતો. બહુ બલવાન હતો. કંસનો નોકર હોવાથી ભગવાનને લઇ જવો એ તેનો ધર્મ હતો. કંસની આજ્ઞા પાળવી તે ધર્મ હતો. સત્ત્વ, રજ અને તમ,ના ગુણોને ભગવાન તણખલાની માફક નાશ કરશે. તૃણાવર્ત બનાવટી વેશ ધારણ કરી ભગવાનને લઇ ગયો. એમ 'ચક્રવાત સ્વરૂપથી' જણાવેલ છે. ચક્ર એટલે કુંડાળું અને વાત એટલે વાયુ ચક્રવાત કહેવાય છે. તેથી વાયુની સાથે જ નાના દેહમાં પ્રવેશ કરી ભગવાનને નિધિની પેઠે લઇ ગયો.

ભગવાન મોટા હોઈ તેને કેવી રીતે લઈ ગયો ? એવી શંકા થાય તેથી 'બાલકને' પદ મૂકેલ છે. ઘણો વેગવાન તૃણાવર્ત પોતાના બલથી ભગવાનને લઈ ગયો. ભગવાને પોતાનું સહજ બલ પ્રગટ કર્યુ હોત તો તે ઉઠાવી શકત નહિ તેથી ભગવાન કલેશ વિના કર્મ કરનાર છે. (૨૦)

કારિકા :-૧૫ દર્શનની અયોગ્યતા, હરિનું અદર્શન, સર્વનું અજ્ઞાન ભગવાનમાં યશોદાનો સ્નેહ, ગોપિકાઓનો સ્નેહ એ બધું લૌકિક હોવાથી એ અવિદ્યાનાં પાંચ પર્વ કહેલાં છે.

પહેલાં તેણે કરેલું અજ્ઞાન કહેવાનું. જેનું જ્ઞાન થવાનું છે તે અંશ ઈંદ્રિયઅંશ અને અન્તઃકરણ અંશ એવા જ્ઞાનના ત્રણ ભાગ છે. તે ભગવાનને શાંતિથી લઈ ગયો નહિ પણ સમસ્ત ગોકુલને ઢાંકી દેતાં, અંધકારથી ઢાંકી દઈને લઈ ગયો. એ તમો ગુણનું કાર્ય છે. ''ચક્ષુઓ ધૂળથી હરી લેતાં'' એ રજો ગુણનું કાર્ય છે. બધાની દષ્ટિ ધૂળ વડે હરિ લીધી. તે બધાને જોતો હતો. પણ ગોકુલવાસીઓ તેને જોઈ શકતા ન હતા. અન્તઃકરણમાં દુઃખ કરતો હતો.

જેમ કોઠારમાં અનાજ ઠાંસી ઠાંસીને ભરવામાં આવે તેવી રીતે તે બધી દિશાઓમાં ભય ઉત્પન્ન થયો પણ દૈત્યોના પક્ષપાતીઓને ભય થયો નહિ. (૨૧)

નીચેના શ્લોકમાં ભગવાનનું દર્શન થયું નહિ તે કહે છે.

ગોકુલ બહાર હતા તેમને પણ ગોકુલનું દર્શન થયું નહિ. બહિર્મુખ હોય તેમને ભગવાનનું દર્શન કેમ થાય ? એ દષ્ટાંત આપી ભગવાનનું દર્શન થયું નહિ. મુહૂર્ત એટલે બે ઘડી (૪૮ મિનિટ) નેસડામાં એટલે ગોકુલ રજ એટલે ધૂળ તમઃ એટલે અંધકાર ભગવાનને યશોદાએ જોયા નહિ.

ભગવાનનું દર્શન તો બધાને દુર્લભ છે. તો યશોદાને ભગવાનનું દર્શન ન થયું તેમાં શું આશ્ચર્ય ? તેમાં કહે છે કે પોતે બાળકને પધરાવ્યા હતા. તો તેમને દર્શન થાય તે યોગ્યજ છે. છતાં દર્શન ન થયાં તે આશ્ચર્ય છે. 'પોતે પધરાવેલા' શબ્દ યોજેલા છે. (૨૨)

ભગવાનને જોવામાં ન આવતાં બધુંએ દેખાતું બંધ થયું.

नापश्यत् कश्चनात्मानं परं चापि विमोहितः ॥
तृणावर्तविसृष्टाभिः शर्कराभिरुपद्रुतः ॥२३॥

इति खरपवनचक्रपांशुवर्षे सुतपदवीमबलाविलक्ष्य माता ॥
अतिकरुणमनुस्मरन्त्यशोचद् भुवि पतितामृतवत्सका यथा गौः ॥२४॥

रुदितमनुनिशम्य तत्र गोप्यो भृशमनुतप्तधियोश्रुपूर्णमुख्यः ॥
रुरुदुरनुपलभ्य नन्दसूनुं पवन उपारतपांशुवर्षवेगे ॥२५॥
तृणावर्तः शान्तरयो वात्यारूपधरो हरन् ॥
कृष्णं नभोगतो गन्तुं नाशक्रोद् भूरिभारभृत् ॥२६॥

**શબ્દાર્થ :**

બહુ મોહ પામેલા અને તૃણાવર્તે બહુ ઉડાડેલી કાંકરીઓથી ઘણા પીડાયેલા કોઈએ પણ પોતાને તથા બીજાને જોયા નહિ. (૨૩)

એમ સખત પવનવાળું ચક્ર જેનું છે તેવા તૃણાવર્તે કરેલી ધૂળની વૃષ્ટિમાં અબળા માતાએ પુત્રનો માર્ગ નહિ જોવાથી ઘણી દયાજનક રીતે તેમને સંભારતા શોક કર્યો. અને જેમ મરેલાં વાછરડાવાળી ગાય પડે તેમ ભૂમી ઉપર પડી.(૨૪)

ત્યાં રુદન પછી સાંભળીને ઘણી મુંઝાઇ ગયેલી મતિવાળી અને આંસુઓથી ભરાયેલી ગોપીઓ નંદજીનો પુત્ર નહિ મળતાં રડવા લાગી. ત્યારે ધૂળનો વેગ બંધ થયો છે. તેવો પવન થયો. (૨૫)

તે પવન થયો ત્યારે તુણાવર્તનો વેગપણ શાંત થયો. શાંતવેગવાળા તૃણાવર્તે વાવાઝોડામાં પોતાનું રૂપ ધારણ કર્યુ અને શ્રીકૃષ્ણને લઇ જતાં આકાશમાં ગયેલા તે ઘણો ભાર ઉપાડનાર હોવાથી જઇ શક્યો નહિ. (૨૬)

दर्शनमाश्चर्यं, **यत** इति सप्तम्यर्थे वा, **स्वयं न्यस्तवतीति** भ्रमाभावः ॥२२॥ यथा भगवति विदिते सर्वं विदितं भवत्येवं भगवत्यविदिते सर्वमेवाविदितं जातमित्याह नापश्यदिति, **को**ऽ**प्यात्मानं** स्वदेहं परं परदेहं **च नापश्यत्** चकाराद् घटपटादिकं च, शब्दादिनापि प्रतीतिर्न जातेत्याह **विमोहित** इति, विशेषेण मोहितः, किञ्चाज्ञानकार्यमपि प्राप्तवानित्याह, **तृणावर्तेन** विशेषेण **सृष्टाभिः शर्कराभिर्विशेषेणोपद्रुतः** पीडितः, तामसपीडैवाज्ञानकार्यम् ॥२३॥ एवमज्ञानं सकार्यं निरूप्य तदपगमार्थं यशोदाया गोपिकानां च भगवति प्रेमातिशयमाह भिन्नवृत्तेन द्वाभ्यां, तत्र गोपिकायां भगवति पुत्रत्वेन स्नेहातिशयमाहेतीति, एवं तृणावर्तकृत उपद्रवे जात इत्येतावति सति, **खरः पवनो** यस्य **चक्रस्य** स **खरपवनचक्रस्तृणावर्तस्तस्य पांशुवृष्टिभिः** कृत्वा **वर्षासु मार्गानिव सुतपदवीं** पुत्रमार्गमितस्ततः पर्यटन्त्यप्यविलक्ष्य ध्वजवज्राङ्कुशाम्भोजचिह्नैरपि चिह्नितां भूमिमदृष्ट्वा **माता** सर्वथा स्नेहाधिकरणं क्वचिद् भगवानात्मानं विहाय गत इति भगवतः कृपोत्पादनार्थ**मतिकरुणं** यथा भवति तथा**नुस्मरन्त्यशोचदा**त्मानं शोचितवत्यकृतार्थाहमिति, ततो भगवद्विरहाद् भुवि

पतिता जाता, क्रियाशक्तिर्लुप्ता, ज्ञानशक्तिरपि लुप्तेति वदन् मूर्छिता जातेति दृष्टान्तेनाह **मृतवत्सका यथा** गौरिति, गौरज्ञानजन्तुस्तत्रापि वत्से गतेतिविवेकाभावान्मूर्छिता भवत्येव, **अमृतवत्सकेति** मृतवत्सका तु मृतमाघ्राय निवृत्तैव भवति, नष्टवत्सैव तथा भवति ॥२४॥ एवं यशोदायाः परमस्नेहेन मूर्छापर्यन्तमवस्था निरूपिता, गोपिकानामाह **रुदितमिति, अनुनिशम्येति, गोप्यः** स्वयमेव ज्ञानसम्पन्ना भगवति नीयमाने रोदनं कुर्वन्त्यः स्वरोदनं श्रृण्वन्त्योन्यरोदनमपि श्रुतवत्य इत्यनुनिशम्येत्युक्तं, **तत्र** भगवद्गृहे **गोप्यो** भगवदीयाः भृशमत्यर्थमनुतप्ता धीर्यासामस्माभिस्तत्र भगवन्तं गृहीत्वां कथं न स्थितमित्यनुतापयुक्ताः स्वबुद्धिदोषं स्मरन्त्यो **भृशं तप्ता** अश्रुप्रोञ्छनेप्यशक्ता **अश्रुपूर्णमुख्यो** जाताः, अश्रुभिः **पूर्णं** मुखं यासामिति, स्वयं तत्र गृहे गत्वा नन्दसूनुमनुपलभ्य रोदनेपि लौकिकदोषनिवृत्त्यर्थं **प्रभुपुत्रमनुपलभ्य** सर्वाः संहत्य रुरुदुः, एवं रोदने क्रियमाणे देवतान्तर्हिता, तस्यामन्तर्हितायां **पवनोप्युपारतः पांशुवर्षस्य वेगो** यस्य तादृशो जातस्तस्मिन् ॥२५॥ तथा जाते तृणावर्तोपि शान्तवेगो जात इत्याह **तृणावर्त** इति, प्राप्ते भगवति नयन एव सामर्थ्यस्य व्यापृतत्वात् पूर्वं **वात्यायां रूपधरो** भूत्वा **हरन्नाकाशं** गतः **कृष्णं** हरन् गन्तुं **नाशक्नोत्**, **उच्चैर्गमन** एव देवतावशाद् बलं जातं न तिर्यग्गमने, तत्र हेतु**र्भूरिभारभृदिति**, स्वसामर्थ्यापेक्षयाप्यधिकं भारं बिभ्रत् ॥२६॥ ततोशक्तौ यत् कृतवांस्तदाह तमश्मानमिति, तं भगवन्तं बालकं सूक्ष्मरूपमतिगरिष्ठमश्मानं हीरकं नीलमणिं वा मन्यमानो जातस्तत्र हेतु**रात्मनो गुरुमत्तयेति**, आत्मनोप्यतिबलिष्ठस्यापि **गुरुमत्तयाशक्य**गौरवेण कृत्वाश्मानं **मन्यमानो** -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** કોઈએ પણ પોતાના આત્મા એટલે દેહને અને પરને એટલે બીજાના દેહને જોયા નહિ. 'ચ'અને શબ્દ છે. તેનો અર્થ ઘટ અને પટને જોયા નહિ. શબ્દથી પણ જ્ઞાન થયું નહિ તે 'બહુ મોહ પામેલા' શબ્દોથી કહેલ છે. તૃણાવર્તે બહુ ''ઉડાડેલી કોકરીઓથી ઘણા પીડાયેલા'' શબ્દોથી અજ્ઞાનનું ફલ પણ મળ્યું એમ કહેલું છે. તામસ પીડા એજ અજ્ઞાનનું ફલ છે. (૨૩)

એ પ્રમાણે અજ્ઞાનનું ફલ નિરૂપણ કરી. યશોદા અને ગોપીઓનો ભગવાન માટે અતિશય પ્રેમ હતો તે કહે છે.

જેના ચક્રનો પવન સખત હતો તે પવનચક્ર એટલે તુણાવર્ત. તેને કરેલી ધૂળની વૃષ્ટિને લીધે અહીં તહીં ભટકતાં પણ જેમ વર્ષાઋતુમાં માર્ગો જોવામાં ન આવે તેમ પુત્રનો માર્ગ ન જોવાથી. તેને ધજા, વજ , અંકુશ તથા કમળના ચિન્હોથી અંકાએલી ભૂમીને નહિ જોવાથી. માતાને ભગવાન મને ત્યજીને ક્યાંક જતા રહયા. એમ માની પોતાની ઉપર

ભગવાનની કૃપા ઉત્પન્ન કરવા ઘણી દયા ઉપજે તેવી રીતે તેમને સંભારતા હું અભાગણી છું. એમ માની શોક કર્યો.

પછી ભગવાનના વિરહથી ભૂમી ઉપર પડી તેથી તેની ક્રિયાશક્તિ જતી રહી. જેમ મરેલાં વાછરડાંવાળી ગાય પડે એમ દષ્ટાંત આપેલ છે. તેથી તે મૂર્છા પામી એમ કહેલ છે. (૨૪)

નીચેના શ્લોકથી ગોપીકાઓની અવસ્થાનું નિરૂપણ છે.

ગોપીઓ પોતે જ્ઞાનવાળી હતી. તેથી ભગવાનને તૃણાવર્ત લઇ જતો હતો ત્યારે રૂદન કરતાં કરતાં, પોતાનું રુદન સાભળતાં બીજાનું રુદન પણ તેમણે સાંભળ્યું. તેથી 'પછી સાંભળીને' એમ કહેલું છે. તેઓની મતી ઘણી મુંઝાયેલી છે તેમને આપણે ભગવાનને પકડી રાખીને કેમ ન રહયા? એવો તેમને પશ્ચાતાપ થયો. અને દુ:ખી થઇ અને આંસુઓ લુછવા પણ અશક્ત થવાથી આંસુઓથી ભરાયેલ મુખવાળી થઇ. પોતે ત્યાં ઘરમાં જઈને નંદજીના પુત્ર નહિ મળતાં બધી ભેગી થઇ રડવા લાગી. એવી રીતે રુદન થતાં દષ્ટિ ઢંકાઇ ગઇ એટલે તે ઢંકાતા પવન પણ જેનો ધૂળના વરસાદનો વેગ બંધ થયો છે. તેવો થયો. (૨૫)

ભગવાન તેને પ્રાપ્ત થયા એટલે તેની શક્તિ તેમને લઇ જવામાં રોકાયેલી હોવાથી વાવાઝોડામાં પોતાનું રૂપ ધારણ કર્યુ. તે આકાશમાં ગયો પણ શ્રીકૃષ્ણને લઈને જઇ શક્યો નહિ. તેને નીચે જવાનું બલ પ્રાપ્ત થયું પણ આગળ જવાનું બલ પ્રાપ્ત થયું નહિ. 'ઘણો ભાર ઉપાડનાર' શબ્દોથી કહેલ છે. તેથી તે જઇ શક્યો નહિ. (૨૬)



પણ લઇ જવાની શક્તિ નહિ હોવાથી તેને જે કર્યુ તે કહે છે.

तमश्मानं मन्यमान आत्मनो गुरुमत्तया ॥
गले गृहीत उत्सृष्टुं नाशक्नोदम्दुतार्भकम् ॥२७॥
गलग्रहणनिश्चेष्टो दैत्यो निर्गतलोचनः ।
अव्यक्तरावो न्यपतत् सहबालो व्यसुर्व्रजे ॥२८॥
तमन्तरिक्षात् पतितं शिलायां विशीर्णसर्वावयवं करालम् ।
पुरं यथा रुद्रशरेण विद्धं स्त्रियो रुदन्त्यो ददृशुः समेताः ॥२९॥
आदाय मात्रे प्रतिहृत्य विस्मिताः कृष्णं च तस्योपरि लम्बमानम् ।
तं स्वस्तिमन्तं पुरुषादनीतं विहायसा मृत्युमुखात् प्रमुक्तम् ॥३०॥

**શબ્દાર્થ :**

પોતાથી (પોતે ઉપાડી ન શકે તેટલા) ભારવાળા હોવાથી તેમને પથ્થર માનતાં ગળે પકડાયેલ હોવાથી બાળકને મૂકી દઇ શક્યો નહિ. (૨૭)

ગળે પકડવાથી ચેષ્ટારહિત થયેલા દૈત્યના લોચનો નીકળી ગયાં અને અસ્પષ્ટ અવાજવાળો થઇ પ્રાણરહિત થઇ વ્રજમાં બાળક સાથે પડયો. (૨૮)

રૂદ્રના બાણથી વિંધાયેલા પૂરની પેઠે જેના અવયવોના ટુકડા થઇ ગયા છે. તેવા તૃણાવર્તને અંતરિક્ષમાંથી શિલા ઉપર પડેલો સ્ત્રીઓએ જોયો અને એકઠી થઇ. (૨૯)

તેની ઉપર રહેલા શ્રીકૃષ્ણ જેમને આકાશમાર્ગે રાક્ષસ લઇ ગયો હતો અને જે મૃત્યુના મુખમાંથી છૂટયા હતા અને કુશળ હતા તેમને લઇ માતાને સોંપી સ્ત્રીઓ વિસ્મય પામી. (૩૦)

जातः, तत उत्स्त्रक्ष्यामीति विचार्य भगवता **गले गृहीतस्सन्नुत्स्त्रष्टुमपि नाशक्नोत्**, ननु हस्तौ मोचयित्वा कथं न त्यक्तवानित्याहाद्भुतार्भकमिति, **अद्भुतोलौकिकः**, त्याजने क्रियमाणे सम्बन्धो भवति, विपरीता हि भगवल्लीला, प्राप्तव्य इत्युक्ते न प्राप्नोति त्यज्यत इत्युक्ते न त्यक्तो भवति ॥२७॥ तदा भगवान् यत् कृतवांस्तदाह **गलग्रहणेति**, उच्चस्थाने बालकस्वभावख्यापक इव गलं गृह्णाति भगवान्, देहेन प्राणैः सह त्यक्तव्यः, तत्प्रियत्वस्यैव देहादौ समारोपणात् तस्मिन् विद्यमाने भगवान् न त्यक्तो भवति, हस्ते गृहीत्वा त्यजन्निव तदा **गलग्रहणेन निश्चेष्टो** जात इति, तदा भगवान् दयया त्यक्ष्यतीत्याशङ्क्याह **दैत्य** इति, अत एवातिनिःपीडनेन **निर्गते लोचने यस्य**, शब्देनापि भयं जनयिष्यामीति विचार्य ततोपि पीडितो**व्यक्तरावो** जातः, **न व्यक्तो रावः** शब्दो यस्य, तदा **विवशः** सन् हृदयस्थितबालक एव **व्रजमध्ये न्यपतत्**, न हि गोकुलसर्वस्वं कश्चिदन्यत्र नेतुं शक्तः, **नितरामपतदिति** सर्वाङ्गे भूमिसम्बन्ध उक्तः ॥२८॥ तदा मायायां गतायां पतन् सर्वजनीनो जात इत्याह **तमन्तरिक्षात्** पतितमिति, **अन्तरिक्षाद्** दूरादाकाशान् निरालम्बाच्छिलायां **पतितं** भगवदासक्ताः **स्त्रियो** ददृशुरितिसम्बन्धः, व्रजमध्ये महान् पाषाणो भवति यत्र स्थितो नन्दः सर्वमेव दोहमनुसन्धत्ते, सा **शिला** ब्रह्मपुत्रीव स्थिता दैत्यघातिनी, अत एव **विशीर्णाः सर्वेवयवा** यस्य, मृतोपि सर्वेषां भयानकः किं पुनर्जीवन्नित्याह **करालमिति, करालः क्रूरो** भगवता मारणीयत्वे हेतुः, **पुरं यथा रुद्रशरेण विद्धमिति,** सर्वोपद्रवकारीणि पुराणि त्रैलोक्या अतिपीडिता अतः सर्वदेवप्रार्थनया भगवांस्तं मारितवान् नो चेददृश्य एव भवेत् न तु गच्छेत्, विकलस्यापि मारणे हेतू **रुद्रशरेण** स्वेनैव **नारायणेन विद्धमिति**, न हि दुष्टेषु वधक्रियया व्याप्तेषु दयोचिता, **त्रिपुरं यथा शरेण विद्धमेव** परिभ्रमत् पतति तथा **पतितं रुदन्त्यो** रोदनं विस्मृत्याश्चर्याद् **ददृशुः**, यथास्थानस्थिता अपि **तदा समेताश्च** जातः ॥२९॥ तथाभूता यत् कृतवत्यस्तदाहादायेति, तस्योपरि लम्बमानं **भगवन्तमादाय मात्रे प्रतिहृत्य समर्प्य** स्तनपानादिना स्वस्थं ज्ञात्वा **विस्मिता** जाताः **परमाश्चर्यं** प्राप्तवत्यः, राक्षसस्पर्शे

सहजदोषजनकेपि दोषस्पर्शाभावात्, अपहतपाप्मन् एवैतत् सम्भवति, अपहतपाप्मत्व-निश्चयाभावाद् विस्मयः किञ्च विस्मयान्तरेपि हेतुमाहुः **कृष्णं च तस्योपरि लम्बमानमिति,** वायुर्लघुःकृष्णः पूर्वं गुरुरनुभूतो लघुरधस्तात् पतितो विशीर्णो भगवांस्तु तस्योपरिभागे तमस्पृष्ट्वैव पत्रपाषाणाविव पाषाणे पतिते पत्रं **तदुपरि लम्बमानं** शनैः शनैरायाति तद्वन् मध्यत एवादायेतिसम्बन्धः, अत **आदायैव च विस्मिताः, प्रतिहृय च विस्मिताः,** चकारात् पतितं दैत्यमपि दृष्ट्वा **विस्मिताः,** भगवन्तमभीतं दृष्ट्वा वा, एवमान्तरालैकिकदोषाभावद् विस्मयत्रयमुक्तं, बाह्यलौकिकदोषाभावाद् विस्मयत्रयमाह **पुरुषादनीतं विहायसा मृत्युमुखात् प्रमुक्तमिति,** पुरुषादा राक्षसाः पुरुषमेवादन्तीति -



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** નાના રૂપવાળા બાળકને ઘણા ભારવાળો પથ્થર, હીરો, નિલમણી તે માનવા લાગ્યો ''પોતાથી ભારવાળા હોવાથી'' શબ્દોથી તેનું કારણ કહેલુ છે. ઘણો ભારવાળો હોવાથી તેને તે પથ્થર માનવા લાગ્યો. પછી મૂકી દઉં એમ વિચારી ભગવાને તેને ગળેથી પકડેલો હોઈ મૂકી દઈ શક્યો નહિ.

હાથ છોડાવી દઈ કેમ મૂકી દીધા નહિ ? એવી શંકા થાય તેથી 'અદ્‌ભૂત બાળક' શબ્દ યોજેલ છે. અદ્‌ભૂત એટલે અલૌકિક ભગવાનની લીલા વિપરિત છે. પ્રાપ્ત કરવા જોઈએ પણ પ્રાપ્ત થતા નથી. તજુ છું. એમ કહેતા તજાતા નથી. (૨૭)

હવે ભગવાને જે કર્યુ તે કહે છે.

ભગવાને આકાશમાં તેનું ગળું પકડયું. પોતાના પ્રાણવાળા દેહથી જ તૃણાવર્તે ભગવાનને છૂટા કરવા જોઈએ. પણ તૃણાવર્તે ભગવાનના પ્રિયપણાનું દેહમાં સારી રીતે આરોપણ કરેલું હોવાથી તે પ્રિયપણું જ્યાં સુધી રહે ત્યાં સુધી જેમ હાથથી પકડી રાખતાં છૂટી પડતા ન હોય તેમ ભગવાન છૂટા પડે નહિ. તેથી ગળેથી પકડેલ હોવાથી ચેષ્ટા રહિત થયો. દૈત્ય છે. તેથી ગળું દબાવવાથી જેના લોચનો બહાર નીકળી ગયા છે તેવો તે થયો. અસ્પષ્ટ અવાજવાળો થયો. પછી મરણ પામી જેના હૃદય ઉપર બાળક રહેલ છે. તેવાં વ્રજ માં પડયો કારણ કે ગોકુલમાં ભગવાનને કોઈ બીજે લઈ જવા શક્તિમાન નથી. સંપૂર્ણ રીતે પડયો એટલે આખા શરીરને ભૂમીનો સંબધ થયો. (૨૮)

પછી માયા જતી રહેતાં તે પડતો બધાને દેખાયો તે કહે છે.

અંતરિક્ષમાંથી પથ્થર પર પડેલો તેને ભગવાનમાં આસક્તિવાળી સ્ત્રીઓએ જોયો એવો સંબધ છે. વ્રજમાં મોટો પથ્થર હતો. જ્યાં રહી નંદજી ગાયો દોહવાનું કામ કરે

છે. તે બ્રહ્મપુત્રી જેવી શિલા દૈત્યોનો નાશ કરનારી રહેલી છે. તેથી તે શિલા ઉપર પડવાથી તેના સર્વ અવયવોના કડકા થઇ ગયેલા છે. તેવો તે થયો. મરેલો પણ ભંયકર હતો. જીવતો તો કહેવાનું શું ? ક્રૂર શબ્દ વાપર્યો છે.

'રુદ્રના બાણથી વિંધાયેલા પુરની પેઠે' નો અર્થ પુરો વગેરે ઉપદ્રવ કરનારાં હતાં એટલે ભગવાને બધા દેવોની પ્રાર્થનાથી તેને માર્યો. તેમ ન કર્યુ હોત તો તે અદશ્ય જ રહેત. અને વ્રજમાંથી જાત નહિ. વધની ક્રિયામાં રચ્યા પચ્યા રહેલા દુષ્ટો તરફ દયા કરવી યોગ્ય નથી. તૃણાવર્તને રડતી સ્ત્રીઓએ રડવાનું ભૂલી જઈ આશ્ચર્યથી જોયો. તે પોતાની જગ્યાએથી બધી એકઠી થઇ. (૨૯)

તેઓ સ્ત્રીઓએ જે કર્યુ તે કહે છે.

તૃણાવર્ત ઉપર રહેલા ભગવાનને, માતાને સોંપીને સ્તનપાનથી સંતોષી તેઓ વિસ્મય પામી. અને ઘણું આશ્ચર્ય થયું. રાક્ષસનો સ્પર્શ થવા છતાં તેમને દોષનો સ્પર્શ થયો નહિ. આવું તો જે પાપરહિત હોય તેનેજ સંભવે પણ ભગવાન પાપરહિત ન હતા. એવો ત્યાં સુધી નિર્ણય થયો ન હતો તેથી તેઓ વિસ્મય પામ્યા. તૃણાવર્તે વાવાઝોડાનું રૂપ લીધેલું અને તે વાયુ હલકો છે. અને શ્રીકૃષ્ણ ભારે છે. એવો પહેલાં અનુભવ થયેલો હલકો પદાર્થ નીચે પડી નાશ પામ્યો અને ભગવાન તો તેના ઉપરના ભાગ પર તેને સ્પર્શ કર્યા વગર જ પાંદડુ અને પથ્થરની માફક રહ્યા હતા. પથ્થર પડે છે. ત્યારે પાંદડુ તેના ઉપર રહેલું ધીરે ધીરે નીચે આવે છે. એટલે ભગવાનને મધ્યમાંથી અધ્ધરજ લઇને માતાને સોંપ્યો 'ચ 'અને' શબ્દ હોવાથી દૈત્યને જોઈને પણ વિસ્મય પામી. એટલે આ ત્રણ વિસ્મયો કહયા છે. જેમને ''આકાશ માર્ગે રાક્ષસ લઇ ગયો હતો અને જે મૃત્યુના મુખમાંથી છુટયા હતા'' શબ્દોથી બહારના લૌકિક દોષ નહિ હોવાથી ત્રણ વિસ્મયો કહેલા છે.

પુરૂષને રાક્ષસ લઇ જાય એટલે અવશ્ય તેને ખાઇ જાય આકાશ માર્ગે લઇ ગયેલો આકાશમાં ઊંચે મુકી દે તો પણ દુઃખ થાય આમાંથી છૂટવાનો કોઇ સંભવ જ ન હતો કારણ કે તે બંને મૃત્યુરૂપ હતા.

''મૃત્યુના મુખમાંથી છૂટયા હતા'' શબ્દોથી કહેલ છે. મૃત્યુના મુખને પ્રાપ્ત કરી પોતાની ઇચ્છાથી મૃત્યુને મારીને તેમાંથી છૂટયા. મૃત્યુ દૈત્યમાં રહેલું હતું. અને મૃત્યુનું મુખ આકાશમાં હતું. એ પ્રમાણે ત્રણે પ્રકારના મૃત્યુમાંથી ભગવાન છૂટયા. એ ત્રણ આશ્ચર્યો હતાં. ભગવાન કુશળ હતા અને તેમની શોભા, હર્ષ કોઇ પણ રીતે ઓછાં થયાં ન હતાં. (૩૦)

એવી રીતે સ્ત્રીઓ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ હતી તેમને પ્રપંચનું વિસ્મરણ થવાથી ભગવાનમાં આસક્તિ થવાથી તેઓ એ પરમાનંદ પ્રાપ્ત કર્યો તે હવે કહે છે.

गोप्यश्च गोपाः किल नन्दमुख्या लब्ध्वार्भकं प्रापुरतीव मोदम् ॥३१॥
समेत्य चैकत्र कृताशिषोमला विचारयामासुरुपायमत्र ॥३२॥
अहो बतात्यद्भुतमेष रक्षसा बालो निवृत्तिं गमितोभ्यगात् पुनः ।
हिंस्त्रः स्वपापेन विहिंसितः खलः साधुः समत्वेन भयाद् विमुच्यते ॥३३॥

**શબ્દાર્થ :**

ગોપીઓ અને નંદ મુખ્ય હતા તેવા ગોપો ખરેખર બાળકને પ્રાપ્ત કરીને ઘણો જ આનંદ પામ્યા. (૩૧)

જેમને આશિષો આપેલા છે તેવા દોષરહિત એક સ્થળે ભેગા થઈ એના ઉપાયનો વિચાર કરવા માંડ્યો. (૩૨)

આ બાળકને રાક્ષસે ઘણે દૂર લઈ જઈ તે બાળક પાછા પધાર્યા એ ખરેખર ! ઘણું અદ્ભૂત થયું. ખલ હિંસા કરનારો પોતાના પાપે મર્યો અને આ ભલા સમ હોવાથી ભયથી મુક્ત થયા. (૩૩)

तेन शरीरोपघातोवयवोपघातो वावश्यम्भावी, प्रमादाद् विगलितस्यापि तथेत्याह **विहायसेति,** आकाशमार्ग उच्चैस्त्यक्तोपि खेदं प्राप्नोति न चानयोरन्यथापि सम्भवो यतो नियतमृत्युरूपावेतौ, तथापि सर्वथा सम्बन्धाभावे कदाचिदुर्वीरितोपि भवेत् तदपि नास्तीत्याह **मृत्युमुखात् प्रमुक्तं,** ल्यबलोपे पञ्चमी, **मृत्युमुखं** प्राप्य स्वेच्छया प्रकर्षेण मृत्युं मारयित्वा स्वयं मुक्तं मृत्युर्दैत्ये स्थितो मुखमाकाशे, एवं त्रिविधादपि **मृत्योर्मुक्त** इति लौकिकाश्चर्याणि, एतादृशोपि **स्वस्तिमान्** कल्याणवान् शोभा हर्षो वा केनाप्यंशेन न न्यून इति ॥३०॥ एवं तासामाश्चर्याभिनिवेशमुक्त्वा प्रपञ्चे विस्मृते भगवदासक्त्या परमानन्दं च प्राप्तवत्य इत्याह **गोप्यश्चेति,** गोप्यश्चकारादन्यस्त्रियोपि **गोपा** अप्यर्भकं **लब्ध्वा प्रमोदं प्रापुः,** तेषां विस्मयस्यानुक्तत्वात् प्रपञ्चविस्मरणाभावे प्रकृष्टो मोदो न सम्भवतीति युक्त्यभावेपि प्रमाणस्य बलिष्ठत्वाज्जात एवेति **किलेत्याह,** उपपत्तिं चाह **नन्द एव मुख्यो** येषामिति, मुख्ये प्रपञ्चविस्मरणस्य सिद्धत्वात् परमानन्द उचितः, तदाहा**र्भकं** बालकं **लब्ध्वा,** अवस्थापि परमानन्दजनिका, **अतीव मोदं** परमानन्दं प्रापुः ॥३१॥ **अर्धमात्रमत्र पतितं यत्र** सम्बन्धो निरूपितो भवति, सर्वा गोप्यो गोपा यशोदानन्दमुख्या एकत्रोपविश्य विमर्षं कृतवन्तस्तं विमर्षमाहाहो इतिद्वाभ्यां, **समेत्य चैकत्र कृताशिषोमला विचारयामासुरुपायमत्र,** एवमर्थः सखण्डो भवति ॥३२॥ भगवतो नयनमारभ्य स्वस्त्यागमनपर्यन्तं यत् किञ्चित् कृत्यं तत् **सर्वमहो** आश्चर्यं, नात्रोपपत्तिः काचित् सम्भवति, आश्चर्यमपि लोके प्रसिद्धं भवति यथा नटविद्यायां मायायां स्वप्ने च, ततोप्येतदधिकमित्याहात्यद्भुतमिति, मायायां प्रदर्शनमात्रमिति, जातं त्वद्भुतं यत् पुनः

क्षणान्तरेन्यथा न भवति, ततोपि यत् कदाचिदपि न जातं क्वचिदपि तदत्यन्तमद्भुतं, तत् स्वस्यात्यन्तमनिष्टमिति तत् स्मृत्वा बतेत्याहुः, **एष** इत्यक्षताव्याहतत्वं प्रत्यक्षेण प्रदर्शितं, विपरीतहेतुः सुदृढो जात इत्याह **रक्षसा क्रूरेण बालो**तिसूक्ष्म **इतो** निवृत्तिंगमितो दूरे नीतोन्येन नीतः स्वयमागत इत्याश्चर्यं बालत्वात्, तत्रापि **रक्षसा, निवृत्ति**पदेन क्रियानिष्पत्तिरपि सूचिता, एवं सति पुनरागमने कोपपत्तिरितिशङ्कायामाहुर्हिंस्त्र इति, हिंस्त्रो मारको राक्षसः **स्वपापेनैव विहिंसितः**, मृत्युस्तत्र तिष्ठत्येवान्यमारणार्थं स तु पापपुरःसरमेव प्रवर्तते, अतःपूर्वं बहूनां वधानां कृतत्वात् स्वाधारे पापमस्ति, अपापे विषये चेत् प्रयुक्तस्तमगृहीत्वा व्याघुट्यागच्छन् स्वाश्रयमेव गृह्णातीति हिंस्त्रः **स्वपापेन विहिंसितो** भवति, किञ्च मृत्युरत्यन्तं दुष्ट आश्रये न तिष्ठति, अतोपि हेतोस्तं भक्षितवानित्याह **खल** इति, खलः पिशुनः, न तो दुष्टोस्ति जगति कश्चित्, विषये पापाभावमाहुः **साधुः समत्वेन भयाद् विमुच्यत** इति अपहतपाप्मरूपं ब्रह्मैव, तस्यापि बहूनि रूपाणि सन्ति, तत्रापि यत् समं रूपं तत् सर्वदोषरहितं भवति, ''निर्दोषं हि समं ब्रह्म'' तिवाक्यात्, यः सर्वत्र समदृष्टिः स दोषाभावान्न हन्यते, यस्तु **साधुः** स समदृष्टिरेव भवति, अतोयं बालकोपि समदृष्टिः साधुर्भवितुमर्हति, अतः **साधुरयं समत्वेन भया**दुपस्थिताद् **वि**शेषेण **मुच्यते**, एतावता कृत्रिमभगवत्त्वं ज्ञातमिति, एवं ज्ञाननिष्ठैर्निर्णयः कृतः ॥३३॥ कर्मनिष्ठानां निर्णयमाह **किं नस्तपश्चीर्णमिति**, पूर्वजन्मन्यस्माभिः सर्वैरेव किञ्चित् तपश्चीर्णं येन तपसैतादृशो बालको निधिरूपोस्माकं स्थाने तिष्ठति, एवं राजसानां सिद्धान्तः, सात्त्विकानामाहा**धोक्षजार्चनमिति,** न हि तपसालौकिकं प्राप्यते, अयं च बालको लोकोत्तरोतोयं -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગોપીઓએ અને 'ચ'અને' શબ્દ હોવાથી બીજી સ્ત્રીઓએ પરમાનંદ પ્રાપ્ત કર્યો. ગોપો પણ બાળકને પ્રાપ્ત કરીને આનંદ પામ્યા. 'કિલ' ખરેખર શબ્દથી તેઓને આનંદ થાય એવું સંભવતુ નથી આ તર્ક નથી છતાં પ્રમાણવાળું સાધન ભગવાનની પ્રાપ્તિ બળવાન હોવાથી તેમને આનંદ થયો જ. 'નંદ જેમાં મુખ્ય હતા.' શબ્દોથી તેમને આનંદ થયા તે વિષયમાં યોગ્યતા કહેલી છે. નંદમાં પ્રપચનું વિસ્મરણ સિધ્ધ થયેલું હોવાથી તેમને પરમાનંદ પ્રાપ્ત થાય તે યોગ્ય છે. તેથી બાળકને પ્રાપ્ત કરીને ઘણો આનંદ પ્રાપ્ત કર્યો એમ કહેલું છે.(૩૧)

અહીં અર્ધ શ્લોક રહી ગયેલ છે. ગોપીઓ જેમાં યશોદા મુખ્ય હતાં અને ગોપોમાં નંદજી મુખ્ય હતા તેઓએ એક સ્થલે બેસી વિચાર કર્યો. તે બે શ્લોકથી પછીથી કહેવાશે. જેમને આશિષો આપેલી છે. તેઓએ ભેગા થઇ ઉપાયનો વિચાર કરવા માંડયો. (૩૨)

ભગવાનને રાક્ષસ લઇ ગયો ત્યાંથી આરંભી પાછા પધાર્યા ત્યાં સુધીનું જે કાંઇ કૃત્ય થયું તે બધું આશ્ચર્ય થયું. તેની યોગ્યતા સંભવતી નથી. આશ્ચર્ય પણ લોકમાં પ્રસિધ્ધ થાય છે. જેમ કે નટની વિદ્યામાં, માયામાં અથવા સ્વપ્નમાં તેનાથી ઘણું મોટું આશ્ચર્ય હતું. માયામાં તો માત્ર ચમત્કાર જ દર્શાવવામાં આવે છે. ત્યારે અદ્‌ભૂત કહેવાય છે. આ બાળકને ઇજા વિનાના તથા ભય વગરના પ્રત્યક્ષ દર્શાવે છે. ક્રૂર રાક્ષસ ઘણા બાળકોને અહીંથી ઘણે દૂર લઇ ગયો ને અહીં તો ભગવાન પાછા પધાર્યા એ આશ્ચર્ય છે. કારણ કે તે બાળક છે.

એમ થયું ત્યારે તે પાછા કેવી રીતે પધાર્યા ? એવી શંકામાં ઉત્તરાર્ધ યોજેલ છે. હિંસા કરનાર રાક્ષસ પોતાના પાપે મૂઓ. મૃત્યુ પાપની પાછળ પાછળ જ જાય છે. તૃણાવર્તમા પાપ હતું. જો મૃત્યુને પાપરહિત જીવ તરફ યોજવામાં આવે તો તેનું ગ્રહણ કર્યા સિવાય તે ફરીને પાછું આવે છે, અને પોતાના આશ્રયમાં હોય તેને જ પકડે છે. તેથી હિંસા કરનારની પોતાના પાપે હિંસા થાય છે. ખલ એટલે નીચ -તેનાથી વધારે દુષ્ટ કાંઇ હોતો નથી.

'ભલા સમ હોવાથી ભયથી મુક્ત થયા' શબ્દોથી બાળકમાં પાપ ન હતું. જેનામાં પાપ ન જ હોય તેવું બ્રહ્મ જ છે. તે બ્રહ્મના ઘણા રૂપો હોય છે. છતાં જે રૂપ સમ હોય છે એટલે સર્વને સમાન ગણનારૂં હોય છે તે દોષ વગરનું હોય છે. બ્રહ્મ દોષરહિત અને સમ છે. એવું શાસ્ત્રનું વચન છે. જે બધામાં સમદષ્ટિ રાખે છે. તેનામાં દોષ નહિ હોવાથી તે મરતો નથી. તે ભલો સાધુ હોય છે. આ બાળક પણ ભલો સાધુ છે. એમ જ્ઞાનમાં નિષ્ઠાવાળા સ્ત્રી પુરુષોએ નિર્ણય કર્યો (૩૩)

નીચેના શ્લોકમાં કર્મમાં જેમના નિષ્ઠા હતી તે કહે છે.

किं नस्तपश्चीर्णमधोक्षजार्चनं पूर्तेष्टदत्तमुत भूतसौहृदम् ।
यत् सम्परेतः पुनरेव बालको दिष्ट्या स्वबन्धून् प्रणयन्नुपस्थितः ॥३४॥

दृष्ट्वाद्भुतानि बहुशो नन्दगोपो बृहद्वने ।
वसुदेववचो भूयो मानयामास विस्मितः ॥३५॥
एकदार्भकमादाय स्वाङ्कमारोप्य भामिनी ।
प्रस्नुतं पाययामास स्तनं स्नेहपरिप्लुता ॥३६॥



**શબ્દાર્થ :**

આપણે શું તપ કહેલું છે અથવા અધોક્ષજનું પૂજન કરેલું છે અથવા યજ્ઞ કર્યા કે દાન આપેલું છે અથવા પ્રાણીઓ સાથે મિત્રતા રાખેલ છે કે જેથી મરણ પામેલ બાળક ફરીથી જ ભાગ્યથી પોતાના બંધુઓને પ્રસિધ્ધ કરતા પાછા આવ્યા. (૩૪)

બૃહદ્વનમાં વારંવાર અદ્‌ભૂત કર્મ જોઈને નંદગોપે વસુદેવનું વચન ફરીથી માન્ય રાખ્યું અને વિસ્મય પામ્યા. વારંવાર અદ્‌ભૂતો જોઈને વસુદેવનું વચન માન્ય કર્યુ. (૩૫)

એક સમયે ભામિનીએ બાળકને લઈને પોતાના ખોળામાં બેસાડીને સ્નેહથી તરબોળ થઈ પ્રેમથી સ્તનપાન ધાવણ પાવા માંડયું. (૩૬)

विष्णुप्रसादादेव प्राप्यते, **विष्णुश्च पूजितः प्रसन्नो भवति,** तत्रापि साधारणरूपेण पूजितः साधारणमेव फलं प्रयच्छति, अस्माभिरस्त्वलौकिकप्रकारेण पूजितस्तदाहाधोक्षजेति, **अधोक्षजं** ज्ञानं यस्मात्, शास्त्रदृष्ट्या शोधितैरर्चनं नेन्द्रियबलकार्यं, तामसानां निर्णयमाह **पूर्तेष्टदत्तमिति, पूर्तं** खातादि, **इष्टं** यागादि, **दत्तं** तुलापुरुषदानादि, लौकिकप्रकारा एते, अतिबहिर्मुखानामेष निर्णयः, अन्तर्मुखानामाहोत **भूतसौहृदमिति,** सर्वेषु **भूतेषु** भगवानस्तीति तेषु दानमानादिभिः **सौहृदं** कर्तव्यं, तत् केवलं ज्ञानमार्गे प्रविशति तद्व्यावृत्त्यर्थमुतेत्युक्तं, **भूतसौहृदमपि** पूर्वोक्तेन सह लोकवत् सर्वाण्येव कर्माणि कुर्वन् लोकसौहृदमपि करोति तस्येदं फलमित्यन्तर्मुखानां कर्मिणा सिद्धान्तः, एवं कल्पनायां हेतुमाह यदिति, कर्मिणां लौकित्वादमङ्गलवचनं लोकोक्त्या न निन्दितं, **पुनरेव पूर्ववत्, बालकोपि दिष्ट्या** स्वभाग्येनापि स्वगृहे **स्वबन्धून** स्वस्य पित्रादीन् **प्रकर्षेण नयन्** सर्वलोकप्रसिद्धान् **कुर्वन् उपस्थित इति यत्** ॥३४॥ एवं सर्वेषां निर्णय उक्तः, नन्दस्तूत्पातसम्भवे हेत्वन्तरं ज्ञातवान् नान्य इति विशेषमाह **दृष्ट्वेति, बहुशोद्भुतानि दृष्ट्वा वसुदेववचो मानयामासे**तिसम्बन्धः, पूतनाशकटतृणावर्तास्त्रयः प्रसिद्धाः, अन्येप्येवंविधाः शतशः, सर्वाण्येवा**द्भुतानि** रसान्तर्विस्मारकाणि, **नन्दगोप** इति सम्पूर्णं नाम ज्ञानक्रियासमन्वितमनाश्चर्ये हेतुः परमैश्वर्यपरिज्ञानात् **बृहद्वन** एवैतज्जायत इति **भूयो वसुदेववचो मानयामास,** स हि ज्ञान एव महत्त्वं मन्यते न तु क्रियायां, भाव्यर्थस्यैव तादृशत्वात्, किमाश्चर्यं यद्यत्यलौकिकं स्यात् पूर्वं कैरपि न ज्ञायते ज्योतिःशास्त्रादौ न प्रसिद्धमिति तस्य ज्ञानमेव स्मृत्वा **विस्मितश्च** जातः ॥३५॥

**एवमेकमुपाख्यानं पञ्चानां मध्ये निरूपितं, द्वितीयमाहैकदेतिचतुर्भिः ।**
**भक्तिर्ज्ञानं तथा पूर्णं विस्मयश्च ततः परम् । जातो लौकिकभावस्य दृढत्वादिति रूप्यते ॥१॥**

आदौ स्वतन्त्रा पूतना निवर्तिता ततः परतन्त्रोपि शकटस्ततः सर्वमारकः, हेत्वन्तरं च न प्रदर्शितं, तथाप्यसम्भावनाया दृढत्वान्न दृढा भगवत्यासक्तिर्भविष्यतीत्यसम्भावनानिवृत्त्यर्थं स्वस्मिन् भगवत्येव तादृशं रूपं प्रदर्शितवान् भगवान्, स्वधर्मनिष्ठधर्मपरिज्ञाने भक्तिरेव हेतुरिति प्रथमतो **भक्तिमाह, एकदा** गृहकार्यादिवैयग्र्याभावदशायां भगवदेकप्रवणचित्तदशायां

वा, **अर्भकं** बालकं कलवाक्यं वर्षाधिकं, आदाय क्रीडन्तं बलात् स्वयं गृहीत्वा, स्यस्याङ्कं समारोप्य सर्वोत्तममासनं दत्वा **भामिनी** परसौभाग्यवती, सर्वाभरणभूषितं च विधाय, **भामिनी** भामयुक्ता च, तेन भगिन्या अपि सौभाग्यं द्योतितं, एवं परम्परासौभाग्यवती स्वतः कर्मवशाच्चोत्तमा, प्रकर्षेण **स्नुतं** स्नेहवशान्निर्गतं **स्नेहेन** च परिप्लुतान्तर्बहिर्व्याप्ता जातस्नेहकार्या च **स्तनं पाययामास**, 'प्रयतात्मत्वं भामिनीपदेनोक्तं, प्रशब्देन 'भक्त्युपहृत'त्वमुक्तं स्नेहपरिप्लवाद् भक्तयादानमुक्तं, अन्तःस्थितबाला-नामल्पतृप्तत्वात् स्वतोपानं, अपेक्षाया अपि विद्यमानत्वादन्यप्रेरणया पानं, अत एव भगवतो न सर्वपानं, अधिकपाने बालानामुपद्रवो भवतीति, प्रयोजककर्तृव्यापारनिवृत्त्यर्थं भक्तिप्रवणां कृत्वा स्वधर्मं दर्शितवान् "ये यथा मा प्रपद्यन्त" इति न्यायेन भक्त्युद्गततद्धर्मं गृहीत्वा कृपया फलरूपं स्वधर्मज्ञानं सम्पादयति ॥३६॥



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગયા ભવમાં આપણે બધાએ તપ કરેલું અને તે તપથી આવો નિધિરૂપ બાળક આપણા સ્થાનમાં રહેલો છે. 'વિષ્ણુનું પૂજન કરેલું' તે સાત્વિકોનો સિદ્ધાંત છે. આ બાળક લોકથી પર છે. તેથી વિષ્ણુની કૃપાથી જ તેમની પ્રાપ્તિ થાય. જો સાધારણ રૂપથી તેમની પૂજા કરવામાં આવે તો સાધારણ ફલ આપે છે. એમ અધોક્ષજ શબ્દથી કહેલ છે.

ઇંદ્રિયોથી થયેલ જ્ઞાન હલકું છે. પૂજન ઇંદ્રિયોના બલનું કાર્ય નથી. તામસોનો નિર્ણય છે.

યજ્ઞો અને દાન આપે. સુર્વણ, રૂપ વગેરે તોળીને દાનમાં આપે તે દાન વિગેરે બધા લૌકિક પ્રકારો છે. આ નિર્ણય બહિર્મુખોનો છે. અન્તર્મુખ ભગવાનમાં જેનું ચિત્ત હતું તેઓનો નિર્ણય 'પ્રાણીઓ સાથે મિત્રતા રાખેલ' શબ્દોથી કહેલ છે. કર્મ સાથે લોકોની મિત્રતા પણ કરે છે. તેનું આ ફલ છે એવો કર્મમાર્ગીઓનો સિદ્ધાંત છે. એ પ્રમાણે સર્વનો નિર્ણય કહયો. નંદજીએ તો ઉત્પાતનું બીજુ પણ કારણ જાણ્યું. બીજા કોઇએ જાણ્યું ન હતું એમ નીચેના શ્લોકથી કહે છે.

પૂતના, શકટ (ગાડુ) તૃણાવર્ત ત્રણના ઉત્પાતો પ્રસિદ્ધ છે. બીજા પણ ઉત્પાતો અદ્ભૂત હતા પણ રસનું વિસ્મરણ કરાવનારા હતા. નંદ ગોપને ભગવાનના ઐશ્વર્યનું સારી રીતે જ્ઞાન હતું. તેમને આશ્ચર્ય થતું ન હતું.

બૃહદ્વનમાં આ બધું થાય છે. તેથી વસુદેવનું વચન ફરીથી માન્ય કર્યુ. વસુદેવનું જ્ઞાન અલૌકિક હોય તો તેમાં શું આશ્ચર્ય ? પહેલા કોઇએ પણ આ જાણ્યું ન હતું.

જયોતિષશાસ્ત્રમાં પણ પ્રસિધ્ધ નથી. તેથી વસુદેવના જ્ઞાનનું સ્મરણ કરીને નંદજી વિસ્મય પામ્યા. (૩૫)

એ પ્રમાણે પૂછેલા પાંચ ઉપાખ્યાનમાંથી એક જ કહયું હવે ચાર શ્લોકથી કહે છે.

કારિકા :-૧૭ ભક્તિ, જ્ઞાન, પૂર્ણ જ્ઞાન અને લૌકિક ભાવ દઢ હોવાથી વિસ્મય થયો એવું નિરૂપણ કરવામાં આવે છે. આરંભમાં સ્વતંત્ર પૂતનાને પૂરી કરી પછી પરતંત્ર શકટને પણ પૂરું કયું અને તૃણાવર્તને પૂરો કર્યો. અને તેમના વિનાશનું બીજુ કંઇ કારણ હતું નહિ. ભગવાન આવાને મારી શકે છે એ અસંભાવના દઢ હોવાથી ભગવાને આવું રૂપ દેખાડ્યું.

ભગવાનની અંદર રહેલા ધર્મનું સારી રીતે જ્ઞાન થાય તેનું કારણ ભક્તિ છે. તેથી અહીં યશોદાની ભક્તિ કહે છે. એક સમયે જયારે ઘરના કામની ચિંતા ન હતી અને ભગવાનમાં ચિત્ત પરોવાયેલું હતું તેવા સમયે એક વર્ષના બાળકને લઈને તેઓ રમતા હતા ત્યાંથી ઉપાડી, પોતાના ખોળામાં બેસાડી, સર્વથી ઉત્તમ આસન આપી ભામિનીએ (યશોદાએ) બાળકને આભૂષણોથી શણગારી સ્તનપાન કરાવ્યું. ભામિની એટલે બનેવીવાળી યશોદાએ સ્નેહથી તરબોળ થઇ, શરીરને અંદર અને બહાર સ્નેહથી વ્યાપ્ત થઇ, સ્નેહથી નીકળતું ધાવણ પાવા માંડ્યું 'પ્રસ્તુતમ્'માં પ્ર શબ્દ છે તે ધાવણ ભક્તિથી આવેલું છે એમ દર્શાવે છે ભગવાનની અંદર રહેલા બાળકોને થોડી તૃપ્તિ થયેલી હોવાથી પોતે પાન કરાત નથી. તેઓને ધાવણની જરૂર હોવાથી યશોદાની પ્રેરણાથી ભગવાન સ્તનનુંપાન કરે છે. ભગવાન બધા ધાવણનું પાન કરતા નથી કારણ કે વધારે ધાવણનું પાન કરે તો તેમની અંદર રહેલા બાળકોને ઉપદ્રવ થાય. તેથી યશોદાની પાન કરાવવાની પ્રવૃત્તિ બંધ રહે તે માટે ભક્તિ પરાયણ કરીને પોતાના ધર્મનું દર્શન કરાવ્યું. ''જેઓ મને જેવી રીતે ભજે છે. તેઓને હું તેવી રીતે ભજું છું.'' એ ન્યાય પ્રમાણે ભક્તિથી નીકળેલા યશોદાના ધાવણનું ગ્રહણ કરી, કૃપાથી ફલરૂપ પોતાનો ધર્મ તેને પ્રાપ્ત કરાવે છે. (૩૬)

તેથા ધવડાવવાનો આગ્રહ પડતો મૂકી, આનંદમાં મગ્ન થયેલી માતાએ ભગવાને દેખાડેલો તેમનો ધર્મ જોયો. તે કહે છે.

पीतप्रायस्य जननी सा तस्य रुचिरस्मितम् ।
मुखं लालयती राजन् जृम्भतो ददृशे त्विदम् ॥३७॥
खं रोदसी ज्योतिरनीकमाशाः सूर्येन्दुवह्निश्वसनाम्बुधींश्च ।
द्वीपान्नगांस्तद्दुहितॄर्वनानि भूतानि यानि स्थिरजङ्गमानि ॥३८॥

सा वीक्ष्य विश्वं सहसा राजन् सञ्जातवेपथुः ।
सम्मील्य मृगशावाक्षी नेत्रे आसीत् सुविस्मिता ॥३९॥

**શબ્દાર્થ :**

હે રાજન ! લગભગ થોડું ઘણું ધાવેલાતેના સ્મિતવાળા મુખને લાડ કરતી તે જનનીએ ભગવાને બગાસું ખાતાં જોયું. (૩૭)

આકાશ, સ્વર્ગ, પૃથ્વી, જયોતિઓના સમૂહ સૂર્ય, ચંદ્ર, દિશાઓ, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વિપો, પર્વતો તેમની દિકરીઓ, વનો અને જે સ્થિર અને જંગમ પ્રાણીઓ છે તે જોયું. (૩૮)

હે રાજન્ ! વિશ્વને એકાએક જોઇ તેમને કંપ થયો. મૃગના બચ્ચાના જેવા ચક્ષુવાળા તેમને ચક્ષુઓ બંધ કર્યા અને બહુ વિસ્મય પામ્યા. (૩૯)

अतो दानाभिनिवेशं परित्यज्य कौतुकाभिनिविष्टा भगवद्धर्मपरा प्रदर्शितं धर्मं दृष्टवतीत्याह **पीतप्रायस्येति,** सर्वात्मना भगवता न पीतमेव, आपाततः, पीतं, तथाकरणे हेतु**र्जननीति,** जननबुद्धिः स्वेनैवोत्पादितेतिभगवच्चरित्रं, सा पूर्वोक्तभक्तियुक्ता, कार्यार्थं भक्तेः पुनरनुसन्धानं कार्यदशायां सद्भावज्ञापनाय, **तस्येति** निरोधार्थमागतस्य, **रुचिरं स्मितं** यस्य मुखस्य, मोहसहितं स्नेहं जनयतीति परमसौन्दर्यं भावयन्ती **तादृशं मुखं लालयन्ती** जाता, राजन्निति सम्बोधनं राजलीलायामस्यानुभवः सिद्ध इत्यग्रे वक्ष्यमाणस्यापूर्वत्वात् सावधानतया स्थातव्यमितिज्ञापनार्थं, अग्निवायू ज्ञानक्रियारूपे ते यशोदायां योजयितुं **जृम्भा** भगवतः, अन्यथा द्रष्टुं सा न शक्नुयात्, भिन्नं जगत् मायिकं वा तत्र दृष्टवतीतिपक्षं व्यावर्तयितुं **तुशब्दः,** इदं जगङ्**जृम्भतो** भगवतोर्थान्मुखद्वारा भगवति ददृशे, इदं ब्रह्माण्डमात्रस्यैव प्रदर्शनं, अग्रे सम्यगधिकारे सिद्धे सर्वस्यापि प्रदर्शनं वक्ष्यति ॥३७॥

''द्युभ्वाद्यायतनं स्वशब्दा'' दित्यधिकरणे प्रपञ्चाधारत्वे ब्रह्मत्वं सिद्धं तदचिन्त्यानन्तशक्तिमति सर्वं सम्भविष्यतीत्याश्चर्यं विहाय भगवत्परं चित्तं भवति, तत्र दृष्टं भ्रमव्यावृत्त्यर्थं गणयति **खमिति,** आदौ खमाकाशं विस्तीर्णं, ततो **रोदसी** द्यावापृथिव्यौ तत् तु तदाधारं, तथा **ज्योतिरनीकं** ज्योतिश्चक्रं द्यावापृथिव्याधारं, दश दिशस्तत एव विभक्ताः **सूर्येन्दुवह्न्यस्त्रिविधं** ज्योतिः, **श्वसनो** वायुः, **अम्बुधयः** समुद्राः, भूम्याकाशावुक्तावेव, एवं पञ्च भूतान्युक्तानि, भूमिभेदा **द्वीपादयो**लौकिकज्ञानार्थं सप्त **द्वीपाः, नगाः** पर्वतास्तद्व्यावर्तकास्तदवान्तरज्ञानहेतवः, **तद्दुहितरो** नद्यः, **वनानि** तदवान्तरभेदा अल्पीयांसोपि, ततोपि सूक्ष्मा दृष्टा इत्याह **भूतानीति, यानि** प्रसिद्धान्यपि यथा कल्पवृक्षा

यथा वा नारदादयो ब्रह्मादयो वा, आधाराधेयभावस्तु तस्या न प्रतीतोकस्माज्जृम्भानन्तरमेव सर्वं दृष्टम् ॥३८॥ अग्नीषोमात्मकत्वाच्च **जगतोद्यापि** तस्यास्तथाधिकारो न जात इत्यधिकारार्थं प्रदर्श्य पुनर्नेत्रनिमीलने तत् तिरोहितं कृत्वा विस्मयाविष्टैव भगवता कृतेत्याह **सा वीक्ष्येति, विश्व** तया पूर्वं श्रुतमिदानीं दृष्टं,सहसा गमनादिारणव्यतिरेकेणैव, न जानाति भगवता द्वयं सम्पादितमिति, तस्माज्जजृम्भ्यमानादग्नीषोमौ निरक्रामता''मितिश्रुतेः, तिरोभावप्रस्तावात् सिद्धवत्कारेणोक्तं, सहसेत्यकस्मात्, तस्मिन् दृष्टे सम्यग् जातो **वेपथुः** कम्पो यस्यास्ततः समोचीनमेव विश्वमधिकाराभावाद् भयानकं जातं, ततो नेत्रे **सम्मील्य** तत्र स्वभावो हेतुर्बलिष्ठ इति दृष्टान्तमिवाह **मृगशाववदक्षिणी** यस्याः, **मृग** एव भीरुस्ततोपि **शावो** बालकः, सौन्दर्यं चाक्ष्णोर्निरूपितं भगवद्दर्शनयोग्यत्वाय, ततोन्तःकरणे विस्मय एवोत्पन्न इत्याह **सुविस्मितासीदिति,** सुतरां **विस्मितासीत्,** पूर्वं कार्यदर्शनापेक्षयापि कारणे दृष्टेधिको विस्मयो जात इत्यर्थः ।

पूतनासुपयःपाता बालदुःखनिवारकः । प्रपञ्चस्मृतिहन्ता च गोकुले राजते हरिः ॥१॥
स्वासक्त्यर्थं शकटभित् तृणावर्तविनाशकः। सामर्थ्यज्ञापनार्थाय विश्वाधारः प्रसीदतु ॥२॥३९॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાને ધરાઈને ધાવણ પીધું જ નહિ પણ ભગવાન થોડું ઘણું ધાવ્યા એમ 'જનની' શબ્દથી કહેલ છે. મેં આમને જન્મ આપ્યો છે એવી યશોદાની બુધ્ધિ ભગવાને જ ઉત્પન્ન કરેલી. એ ભગવાનનું ચરિત્ર છે. તેમનામાં નિરોધ કરવા પધારેલા ભગવાને જેનું સ્મિત રૂચિર છે, તેવા મુખને લાડ કરાવવા માંડયા. પરમ સૌંદર્યની ભાવના કરી તેવા મુખને લાડ કરતા હતા. રાજલીલામાં પણ આનો અનુભવ થયેલો છે. હે રાજન! એ સંબોધન પરીક્ષિત સાવધાન રહે માટે છે.

અગ્નિ અને વાયુ અનુક્રમે જ્ઞાનરૂપ અને ક્રિયારૂપ છે. તેઓને યશોદામાં યોજવા ભગવાને બગાસું ખાધું. જો તેમ ન કર્યુ હોત તો યશોદા જોઈ શકત નહિ. યશોદાએ માયાથી ઉત્પન્ન થયેલું જગત ભગવાનના મુખમાં જોયું હશે એ કલ્પના ખોટી કરવા 'તુ' તો શબ્દ યોજેલ છે. આ જગત ભગવાને બગાસું ખાતા યશોદાએ મુખદ્વારા જોયું. અહીં ભગવાને બ્રહ્માંડનું જ દર્શન કરાવેલું છે. આકાશ, ભૂમી વિ. સ્થાન બ્રહ્મ છે એ અધિકરણમાં પ્રપંચનો જગતનો જે આધાર હોય તે બ્રહ્મ છે. એમ સિદ્ધ થયું છે. તે બધું ભગવાનમાં સંભવે છે. આથી ચિત્ત ભગવાનમાં આસક્ત થાય છે. ભ્રમ ન હતો તે જણાવવા યશોદાએ જે જોયું તે કહે છે.

આકાશ, પછી રોદસી એટલે સ્વર્ગ, પૃથ્વી તે આકાશ સ્વર્ગ અને પૃથ્વીનો આધાર છે. પછી જ્યોતિઓના સમૂહ, જુદી પડેલી દશ દિશાઓ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ તે ત્રણ

પ્રકારનું તેજ વાયુ, સમુદ્રો, ભૂમી, આકાશ એ પ્રમાણે પાંચ મહાભૂતો, સાત દ્વિપો, પર્વતો તેમની દિકરીઓ નદીઓ, વનો અને પ્રાણીઓ જોયા.

આ બધાના આધાર ભગવાન છે. અને એ બધા ભગવાનમાં રહેલા છે. તે ભગવાને બગાસું ખાધું ત્યારે યશોદાએ જોયું. (૩૮)

હજી તેમનો યશોદાનો અધિકાર થયેલો નહિ હોવાથી અધિકાર થાય તે માટે જગત દેખાડી તેમને ચક્ષુઓ બંધ કર્યા ત્યારે ફરીથી તેને જગતને તિરોહિત કરી ભગવાને તેને વિસ્મયવાળાં કર્યા તે હવે કહે છે.

તેમને પહેલાં વિશ્વનું શ્રવણ જ કરેલું હમણાં તેમણે જોયું. હવે ભગવાન જગતનો મુખમાંથી તિરોભાવ કરે છે. એમ કહેવાનું હોવાથી બગાસુ ખાતાં તેમાંથી (વૃતમાંથી) અગ્નિ અને સોમ નીકળ્યાં. એ શ્રૃતિ પ્રમાણે જગત તૈયાર બનાવેલું હોય એમ કહેલું છે. તે જગત જોવાથી યશોદાને કંપ થયો અને અધિકાર નહિ હોવાથી ભય ઉત્પન્ન કરનારું થયું. પછી ચક્ષુઓ બંધ કર્યા. કારણ કે સ્વભાવ બધાથી બલવાન છે. એ દષ્ટાંતથી કહે છે મૃગના બચ્ચાનાં જેવા ચક્ષુઓ યશોદાનાં હતાં મૃગ બીકણ હોય છે. એટલે તેનું બચ્ચું પણ બીકણ જ હોય છે. એમ યશોદાના ચક્ષુઓ ભગવાનનાં દર્શન કરવા યોગ્ય છે. એમ જણાવવા ચક્ષુઓમાં સૌંદર્યનું નિરૂપણ કર્યુ છે. પછી અન્તઃકરણમાં વિસ્મય ઉત્પન્ન થયો. એમ બહુ વિસ્મય પામ્યાં એમ શબ્દોથી કહેલું છે.

કારિકા :-૧૮ પૂતના પ્રાણરૂપી ધાવણનું પાન કરનાર બાલકોના દુઃખને મટાડનાર અને પ્રપંચના સ્મરણનો નાશ કરનાર હરિ ગોકુલમાં બિરાજે છે. ૧૮

કારિકા :-૧૯ પોતાનામાં આસક્તિ ઉત્પન્ન કરવા માટે, ગાડાને ભાંગી નાખનાર અને તૃણાવર્તનો નાશ કરનાર પોતાનું સામર્થ્ય જણાવવા માટે વિશ્વના આધાર હરિ પ્રસન્ન થાઓ. (૧૯)

इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणेऽवान्तरप्रमाणप्रकरणे यशोनिरूपकतृतीयाध्यायस्य स्कन्धादितः सप्तमाध्यायस्य विवरणम् ॥७॥

**"દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય સાતમો**
**તામસ પ્રકરણના પ્રમેય પ્રકરણમાં યશનું નિરૂપણ**
**સાતમાં અધ્યાયમાં સંપૂર્ણ"**



▼▼▼▼▼▼

## दशम स्कन्धादितोष्टमोध्याय: ॥

येनैव तु चरित्रेण सत्त्वं शुध्यति सर्वथा । सर्वस्य मूलं यद्यस्मात् तदष्टम उदीर्यते ॥१॥
नामान्यग्रे शोधकानि ततो रूपाण्यनेकश:। ज्ञानं भक्तिश्च भाग्यं च पञ्चार्था: सर्वशोधका: ॥२॥
संस्कृतान्येव नामानि शोधकानीति संस्कृति:। स्वच्छालीलाविशिष्टं हि रूपमानन्दभावत: ॥३॥
अन्येच्छया कृतान्यत्र चरित्राणि ततोन्यथा। ज्ञानं प्रत्यक्षतो दृष्टं माहात्म्यज्ञानपूर्वकम् ॥४॥
स्नेहश्चालौकिके तद्वद् हेतुश्च महतां कृपा। पूर्वस्मिन् हृदये सिद्धे स्वत एवाग्रिमं भवेत् ॥५॥

तत्राङ्गं द्वितयं प्रोक्तं गुरुर्दु:सङ्गवर्जनम् ॥५१/२॥

## "દશમ સ્કંધ પૂવાર્ધ" અધ્યાય આઠમો

### કારિકાઓ ૧ થી ૫

૧) સર્વનું મૂળ સત્ત્વ છે. તેથી જે ચરિત્રથી સત્ત્વ સર્વ પ્રકારે શુધ્ધ થાય તે ચરિત્ર આઠમાં અધ્યાયમાં કહેવામાં આવે છે. (૧)

૨) પ્રથમ નામો શુધ્ધ કરનારાં છે. અનેક રીતે રૂપો શુધ્ધ કરનારાં છે જ્ઞાન અને ભક્તિ અને ભાગ્ય એ પાંચે પદાર્થો સત્ત્વને શુધ્ધ કરનારાં છે. (૨)

૩) સંસ્કાર કરેલાં નામો જ શુધ્ધ કરનારાં છે. તેથી સંસ્કાર કરેલો છે. ભગવાને પોતાની ઈચ્છાથી કરેલી લીલાવાળું રૂપ છે. આનંદ સ્વરૂપ હોવાથી શુધ્ધ કરનારૂં હોય છે. (૩)

૪) બીજાની ઈચ્છાથી જે ચરિત્રો કરેલાં તેથી અહીં કહેલાં ચરિત્રો જુદાં પ્રકારના છે. ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન થયા પછીનું ભગવાનનું જ્ઞાન શુદ્ધિ કરનારૂં પ્રત્યક્ષ જણાયેલું છે. (૪)

૫) તેજ પ્રમાણે અલૌકિક ભગવાનમાં સ્નેહ શુધ્ધ કરનાર છે. અને મોટાઓની કૃપા તેનું કારણ છે. પહેલું હૃદયમાં સિદ્ધ થતાં આગળનું પોતાની મેળે થાય છે. (૫)

૫ ૧/૨) તેના બે અંગો કહેલાં છે ગુરૂ અને દુ:સંગનો ત્યાગ
નિરોધમાં ભગવાનમાં આસક્તિ થાય અને સર્વના અન્ત:કરણની શુધ્ધિ થાય તે માટે એકવીસ શ્લોકથી નામોત્સવ કહે છે.

॥ श्रीशुक उवाच ॥

गर्ग: पुरोहितो राजन् यदूनां सुमहातपा: ।
व्रजं जगाम नन्दस्य वसुदेवप्रणोदित: ॥१॥
तं दृष्ट्वा परमप्रीत: प्रत्युत्थाय कृताञ्जलि: ।
आनर्चाधोक्षजधिया प्रणिपातपुरस्सरम् ॥२॥

सूपविष्टं कृतातिथ्यं गिरा सूनृतया मुनिम् ।
नन्दयित्वाब्रवीद ब्रह्मन् पूर्णस्य करवाम किम् ॥३॥

**શબ્દાર્થ :**

હે રાજન ! યદુઓના પુરોહિત ગર્ગ ઘણા તપસ્વી હતા. વસુદેવે મોકલેલ ગર્ગ નંદજીના વ્રજમાં ગયા. (૧)

નંદજીએ તેમને જોઈને, ઘણા પ્રસન્ન થઈને, ઉભા થઈને બે હાથ જોડીને, પહેલાં પ્રણિપાત કરીને તેમની પૂજા કરી. (૨)

સારી રીતે બેઠેલા જેમને આતિથ્ય કરેલું છે તેવા મુનીને સુનૃતા વાણીથી પ્રસન્ન કરીને હે બ્રહ્મન ! આપ પૂર્ણને અમે શું કરીએ ? એમ કહ્યું. (૩)

निरोधे भगवदासक्तिसिद्ध्यर्थमन्तःकरणशुद्ध्यर्थं च भगवतो नामकरणोत्सवमाह **गर्ग** इत्येकविंशत्या, चिरकालोत्पन्नोसंस्कृत एव तिष्ठत्विति स्वतो नामाकरणं चिरकालातिक्रमश्च तथैवभगवत्प्रेरणात् कालस्य निमित्तत्वाभावान्न कोपि दोषस्तज् ज्ञात्वा वसुदेवः स्वपुरोहितं प्रेषयामास क्षत्रियाणां पुरोधसैव संस्काराः क्रियन्त इति वसुदेवश्चात्मानमाधिदैविकवसुदेवं नन्दे स्थापितवान्, तेन बलभद्रभगवतोरविशेषेण पुत्रत्वज्ञानादिकं न दोषाय, भयनिवृत्त्यर्थ बोधनं चापेक्षितं प्रसङ्गात्, अन्यथा प्राकृतानामलौकिकबुद्धिरपि बाधिकातो नामकरणहेतुभूतो **गर्गः** समागत इत्याह **गर्ग** इति, **राजन्नि**तिसम्बोधनं गुप्तचर्या राजपरिज्ञातेति ज्ञापनार्थं, **यदूनां पुरोहितो** वंशस्यैव स्वत एव हितकारी, तेनान्तःकरणशुद्धिरुक्ता, महानुभावत्वमाह **सुमहातपा** इति, सुमहत् तपो यस्य सः, अकस्मात् कार्यसिद्धिं मुहूर्तं ज्ञात्वा **नन्दस्य व्रजं जगाम**, अन्यत्र स्थितः शुको वदति, पितुराज्ञाव्यतिरेकेण पुत्रसंस्कारो न कर्तव्य इति तदर्थमाह **वसुदेवेन प्रकर्षेण चोदितः** प्रेरितः ॥१॥ आगतस्य पुरस्कारमाह **तं दृष्ट्वे**ति, आकाङ्क्षितपदार्थदर्शनात् **परमप्रीतिः**, **प्रत्युत्थानं** धर्मनिष्ठताज्ञापनार्थं, **कृताञ्जलि**र्विनीतस्तेनान्तःकरणशुद्धिरुक्ता, अतिथिरयमित्यत्र भगवत्पूजां कृतवानित्याहा**नर्चेति**, अतिथिबुद्ध्यापि पूज्यते हरिबुद्ध्याप्यतिथि "रातिथ्येन तु विप्राग्र्य" इतिवाक्यात्, तदाहा**घोक्षजधियेति**, चतुर्भुजं भगवन्तं ज्ञात्वानर्चां कृतवान्, तत्रापि भक्तिमार्गानुसारेणेत्याह **प्रणिपातपुरःसरमिति**, **प्रणिपातो** पराधदूरीकरणं, तद् दासस्यैव नित्यसेवकस्य सम्भवति नान्यस्य ॥२॥ एतदेवपुरःसरमग्रे यथा भवति तथा प्रार्थनां वक्तुं किञ्चिदुक्तवानित्याह **सूपविष्टमिति**, सुष्टु गमनक्लेशाभावेन वैयग्र्यं परित्यज्योपविष्टं, स्वकृत्यमाह **कृतमातिथ्यं** यस्मै यस्मिन्निति

वा, अतिथेर्हितं भोजनान्तं कर्म तद् गृहस्थकर्तव्यं, भक्तिमार्गानुसारेण पूजितत्वादस्मिन् स्नेहेधिके जाते गद्गदया वाण्याब्रवीत्, येन स सर्वमेव -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** નંદજીએ લાંબા સમયે ઉત્પન્ન થયેલ પુત્ર સંસ્કાર વગર ભલે રહે એવા વિચારથી પોતે નામ પાડયા નહિ. ઘણો સમય થઇ ગયો. કાંઇ પણ દોષ થયો નહિ. આ વૃત્તાંત જાણીને વસુદેવે પોતાના પુરોહિતને બોલાવ્યા કારણ કે ક્ષત્રીઓ પુરોહિત મારફતે સંસ્કારો કરે છે. વસુદેવે પોતાનું આધિદૈવિક વસુદેવનું નંદજીમાં સ્થાપન કરેલું છે

નંદજી બલભદ્રને અને ભગવાનને સરખી રીતે પુત્ર જાણે તેમાં કોઇ દોષ નથી. વળી નંદજીને ભગવાન વસુદેવનો પુત્ર છે. એ બોધ કરાવવાની પણ જરૂર હતી. જો તેમ ન કરે તો 'આ અલૌકિક છે' એવી બુધ્ધિ પણ દુઃખ આપે તેથી ગર્ગ નામ પાડવા વ્રજમાં ગયા. છુપી રીતે કામ કરવાની પધ્ધતિ રાજાઓની જાણીતી છે. એ જણાવવા હે રાજન ! એવું સંબોધન કહેલું છે. ગર્ગ યદુઓના પુરોહિત ઘણાં જ તપસ્વી મોટા પ્રભાવવાળા હતાં. ઘણું જ તપ છે. જેનું તે તપસ્વી એક મુહૂર્ત એકાએક જાણી નંદના વ્રજમાં ગયા. પિતાની આજ્ઞા વગર પુત્રનો સંસ્કાર કરવો જોઇએ નહિ તેથી પિતાની આજ્ઞા હતી ''વાસુદેવ મોકલેલા'' શબ્દથી યોજેલ છે વસુદેવે પ્રેરણા કરેલી તેથી તે વ્રજમાં ગયા. (૧)

જેના દર્શનની આકાંક્ષા હતી તેના દર્શનથી નંદજીને ઘણી પ્રીતિ થઇ. તે ઉભા થયા, બે હાથ જોડી, તેમની નમ્રતા અને અન્તઃકરણની શુધ્ધિ બતાવી, પૂજા કરી એમ વિષ્ણુબુધ્ધિથી પૂજા કરી અતિથિની અતિથિ બુધ્ધિથી પણ પૂજા થાય છે. પણ હરિબુધ્ધિથી પૂજા કરી તેમને ચારભુજાવાળા ભગવાન જાણી તેમની પૂજા કરી 'પહેલાં પ્રણિપાત કરીને ' શબ્દોથી ભક્તિમાર્ગ પ્રમાણે પૂજા કરી. પ્રણિપાત કરવો એટલે અપરાધ દૂર કરાવવા દાસભાવે નિત્ય સેવક હોય તેનામાં જ સંભવે. બીજામાં સંભવ નહિ. તે પ્રાણપત પ્રથમ થાય તેમ કર્યું. (૨) નંદજીએ પ્રાર્થના માટે કંઇક કહયું તે કહે છે.

સારી રીતે બેઠેલા જેમને જેમના પ્રતિ આતિથ્ય કહેલું છે શબ્દથી નંદજીનું કૃત્ય કહેલું છે. ભોજન સુધીનું કર્મ આતિથ્ય છે. ગંગાચાર્યની ભક્તિમાર્ગ પ્રમાણે પૂજા કરેલી હોવાથી અધિક સ્નેહ થતાં નંદજીએ ગદ્‌ગદ્ વાણીથી કહયું. તેઓ ભગવાનના નામાકરણમાં બધાએ સમાર્થ્યનો ઉપયોગ કરે. 'મુનિ' શબ્દ કપટ નથી તે જણાવે છે.

બીજામાં ભગવદ બુધ્ધિ રાખીને સ્તોત્ર કરવામાં આવે તો તેમનામાં ન હોય તેવા ગુણોનું આરોપણ થાય તેથી તેવું નથી તે જણાવવા 'મુનિ' કહેલ છે.

સુનૃતા વાણીથી સ્તોત્રથી પ્રસન્ન કરીને સંતોષ પામેલા છે. એમ જાણીને બ્રાહ્મણને 'બ્રહ્મન' એવું સંબોધન જણાવાય છે. આ 'બ્રહ્મન' શબ્દનો અર્થ પરબ્રહ્મ છે. 'આપ પૂર્ણને હમે શું કરીએ' એમ કહેલું છે. બ્રહ્મ મોટુ હોવાથી અને પોષણ કરનારું હોવાથી દશે દિશાઓમાં પ્રસરેલું છે. અમે શું કરીએ ? એમ કહેલું છે. કારણ કે દેહ, ઈંદ્રિય અને અન્તઃકરણ ખામીવાળા હોવાથી તેઓમાં ઉપકાર કરી શકાય. પણ જે બ્રહ્મ થયેલા છે તેઓને તેમનો દેહ, ઇંદ્રિય અને અન્તઃકરણનો અધ્યાસ નહિ હોવાથી તેમનો ઉપકાર કરવામાં આવે તેનું પ્રયોજન હોતું નથી. (૩)



નીચેના શ્લોકમાં તમે કહ્યા વગર જ ઉપકાર કરો છો તે કહે છે.

> महद्विचलनं नृणां गृहिणो दीनचेतसाम् ।
> निःश्रेयसाय भगवन् कल्पते नान्यथा क्वचित् ॥४॥
> ज्योतिषामयनं साक्षात् यत् तज् ज्ञानमतीन्द्रियम् ।
> प्रणीतं भवता येन पुमान् वेद परावरम् ॥५॥
> त्वं हि ब्रह्मविदां श्रेष्ठः संस्कारान् कर्तुमर्हसि ।
> बालयोरनयोर्नृणां जन्मना ब्राह्मणो गुरुः ॥६॥

**શબ્દાર્થ :**

હે ભગવન ! મહપુરૂષોનું ગમન દીન ચિત્તવાળા ગૃહસ્થી માણસોના નિઃશ્રેયસ માટે હોય છે. બીજું કોઈ પણ પ્રયોજન હોતું નથી. (૪)

શ્લોકાર્થ :-૫ સાક્ષાત જ્યોતિઓનું અયન જે અતીન્દ્રિય જ્ઞાન છે તે આપે રચેલું છે તેનાથી પુરૂષ પર અને અવરને જાણે છે. (૫)

આપ બ્રહ્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ હોવાથી, આ બે બાળકોના સંસ્કારો કરવા યોગ્ય છો. બ્રાહ્મણ જન્મથી માણસોના ગુરૂ છે. (૬)

सामर्थ्यं विनियुञ्ज्यात्, कापटयाभावायाह **मुनिमिति**, स हि सर्वज्ञस्तदैव सर्वं जानाति, अन्यत्र भगवद्बुद्ध्या स्तोत्रं क्रियाणमारोपितविषयं भवतीति तन्निवृत्त्यर्थमाह **सूनृतयेति** स्तोत्रेण, **नन्दयित्वा** सन्तुष्टं ज्ञात्वाब्रवीत्, ब्रह्मन्निति सम्बोधनं ब्राह्मणस्य तत्तपरमोत्कर्षख्यापनं, अयं ब्रह्मशब्दः परब्रह्मवाचक इति ख्यापयितुं **पूर्णस्य करवाम** किमित्याह, "बृहत्वाद् बृंहणत्वाद् ब्रह्म" दश दिक्षु किर्मीरितमिह तादृशस्यान्यैः कर्तव्य उपकारे देशाभावात् कृत्रिमस्य हीनत्वात् तत्रापि सदृशस्याज्ञानात् किं करवाम ? देहेन्द्रियान्तःकरणानां न्यूनत्वात् तवोपकार कर्तुं शक्यते, ब्रह्मभूततदध्यासनिवृत्तेस्तत्र कृतं न प्रयोजनाय भवतीति ॥३॥ एतावतास्माभिः कोप्युकारः कर्तुं न शक्य इतत्युक्तं, त्वया

त्वनुक्तमेव कियत इत्याह महद्विचलनमिति, **महान्तः** स्वतः कार्याभावान्न कुत्रापि गच्छन्ति **तादृशाश्चेद्** गच्छन्ति परोपकारार्थमेव गच्छन्तीति ज्ञातव्यं, **विशेषेण चलनं** ग्रामान्तरगमनं न तु स्नानाद्यर्थं, तत्र परार्थे विचार्यमाणे यस्यैव गृहे गच्छन्ति तस्यैव कार्यं साधयन्तीति निश्चीयते, अन्यथा **गृहासक्तचित्तानां** वृद्धानां तत्रापि परम दुःखेन पीडितानां **दीनचेतसां** गृहे न गच्छेयुस्तेषां च मुख्यं प्रयोजन तद्दुःखनिवृत्तिस्ततः परमानन्दावाप्तिरिति, अतो **निःश्रेयसायैव गमनं,** तादृशफलदाने सामर्थ्यं **भगवन्निति,** यद्यपि तेन प्रार्थयन्ति तथापि गमनमेव तथा कल्पते, अन्यथा एतत्फलानुद्देशे क्वचिदपि देशे गमनं न कल्पते ॥४॥ एवं ब्रह्मवित्त्वेन परोपकारैककार्यत्वेन च स्तुत्वा सर्वज्ञतामुपपाद्य तत्सार्वज्ञ्यं यथान्येषामब्रह्मविदामपि भवति तथोपायं कृतवानिति स्तौति **ज्योतिषामयन**मिति, अनेनान्यस्यापि तत्तत्पदार्थरहितस्यापि तत्तत्पदार्थकरणसामर्थ्यं द्योतितं ग्रहादिबलाहितस्यापि तद्बलजनकत्वं, **ज्योतिषां** सूर्यादीना**मयनं** स्थानमिदमित्यतया यस्मिन् क्षणे यो ग्रहो यत्र वर्तते तस्य ज्ञानं यस्मात् तज् **ज्योतिषामयनं** ज्योतिःशास्त्रं, अलुक्समासः, **ज्योतिषां** सम्बन्धि **वायनं** ज्ञानं यस्मात्, तत्रापि सामान्यतो ग्रन्थकर्तारः सुगमाः परोपजीवकाः, त्वं तु ब्रह्मसूर्यवत् **साक्षात्**कर्ता, तत्रापि यत् प्रसिद्धं सर्ववाद्यप्रतिपन्नं तादृशमेव **तत्** त्वदुक्तं तच्छास्त्रं केवलं **ज्ञानमेव** ब्रह्मस्वरूपं "यस्मिन् विदिते सर्वमिदं विदितं भवतीति," तच्च ज्ञानरूपं शास्त्रमतीन्द्रिय-मिन्द्रियागोचरमन्यस्य बुद्धिगम्यमपि न भवति गुरूपदेशव्यतिरेकेणैतादृशं शास्त्रं **भवता प्रणीतं येन** शास्त्रेण कृत्वा **पुमान् पराबरं वेद,** भूत भविष्यद् **वेद परं** स्वापेक्षया पुरुषोत्तमपर्यन्तं, **अवरं** परमाणुपर्यन्तम् ॥५॥ अतः सर्वज्ञो भवान् ब्राह्मणोत्तमोत्तमःष अतःपुत्रयोः संस्कारान् कर्तुमर्हसीत्याह त्वं हीति, ब्रह्मविदेव ब्राह्मणः स हि सर्वज्ञः, त्वं तु **ब्रह्मविदामपि श्रेष्ठो**न्यस्यापि ज्ञानोत्पादने यत्नकरणात्, अतो **बालयोरनयोः संस्कारान् कर्तुमर्हसि** यथैकं नामकरणं तथान्यान्यपि कर्माणि विद्याभाग्यफलकानि संस्कारत्वेनाप्युक्तानि जातेष्ट्यादीन्येन्द्रांबार्हस्पत्यादीनि चान्यानि च प्रसिद्धानि, लोके साम्प्रतं लुप्तानि, उभावप्येतावसंस्कृतौ, ननु गुरुणा पुरोहितेन कर्तव्यं न तु येनकेनचिदिति चेत् तत्राह **जन्मना ब्राह्मणो गुरुरिति,** उत्पत्तिमात्रेण सर्वोपि-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** મોટા પુરૂષોને પોતાનું કાંઇ કાર્ય નહિ હોવાથી પોતે ક્યાંય જતા નથી. ગમન એટલે પરગામ જવું નહિ કે સ્નાન માટે જવું. જેને ઘેર જાય છે તેનું જ કાર્ય તે કરે છે. તેમ ન હોય તો ઘરમાં જેઓનું ચિત્ત આસક્ત છે અને દુઃખથી પીડાતા દીન

ચિત્તવાળા, છે. તેઓને ઘેર તેઓ ન જાય પણ ત્યાં જવાનું પ્રયોજન તેમનાં દુઃખ દૂર કરવાનું છે. પછી તેમને પરમાનંદ પ્રાપ્ત કરાવવાનું હોય છે. તેથી નિઃશ્રેયસ માટે જ જાય છે. હે ભગવન ! શબ્દ ફલ આપવાનું સામર્થ્ય ગર્ગનું સૂચવે છે ઘરબારીઓ તે આને આવું ફલ આપવા પ્રાર્થના કરતા નથી છતાં તેમનું પધરાવવું તે પ્રમાણે કરનારું હોય છે. તેમ ન હોય તો આવા ફલના ઉદ્દેશ વગર કોઇ પણ દેશમાં જવાનું બને નહિ. (૪)

ગર્ગની સ્તુતિ કરી તે સર્વજ્ઞ છે એમ જણાવી. બીજાઓ જેમને બ્રહ્મ જાણતા નથી તેઓ પણ જે રીતે સર્વજ્ઞપણું પ્રાપ્ત કરે તેવો ઉપાય આપે કર્યો છે. હવે સ્તુતિ કરે છે.

બીજો જે જુદા જુદા પદાર્થ રહિત હોય તે પણ તે પદાર્થને કરવાને સમર્થ થાય. જે ગ્રહો બલવગરના હોય તે પણ તેવું બલ ઉત્પન્ન કરી શકે છે.

જ્યોતિઓ એટલે સૂર્ય વિગેરેનું અયન એટલે સ્થાન જે ક્ષણે જે ગ્રહ જે ઠેકાણે હોય તેનું આ આવું છે તેવું જ્ઞાન જેનાથી થાય તે જ્યોતિોનું અયન એટલે જ્યોતિશાસ્ત્ર ગંર્ગાચાર્ય તો બ્રહ્મા અને સૂર્યની માફક શાસ્ત્રને રચનારા છે. જે જાણવાથી આ સર્વ જણાયેલું જણાય છે. તેવું બ્રહ્મ સ્વરૂપ જ્ઞાન જ તે છે. અને તે જ્ઞાનપૂર્ણ શાસ્ત્ર અતીન્દ્રિય એટલે ઇંદ્રિયોથી જાણી ન શકાય તેવું, ગુરૂ ઉપદેશ વિના બીજાની બુધ્ધિથી જાણી ન શકાય તેવું શાસ્ત્ર આપે રચેલું છે જે શાસ્ત્રથી પુરૂષ પર એટલે ભવિષ્યમાં થવાનું અને અવર એટલે ભૂતકાળમાં થઇ ગયેલું જાણે છે. અથવા પર એટલે ઉત્તમ પુરૂપોત્તમ સુધી અને અવર એટલે પરમાણું સુધીના પદાર્થો જાણે છે. (૫)

આપ સર્વજ્ઞ છો અને ઉત્તમ છો તેથી આપ બે પુત્રોના સંસ્કાર કરવા યોગ્ય છો તે કહે છે.

બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ કહેવાય તે સર્વજ્ઞ છે. આપ તો બ્રહ્મ જાણનારાઓમાં પણ ઉત્તમ છે તેથી આ તે બાળકોના સંસ્કાર કરવા આપ યોગ્ય જ છો જેમ નામકરણ સંસ્કાર છે તેમાં વિદ્યા અને ભાગ્ય જેઓના ફલ છે. તેવા બીજા પણ કર્મો. જાતેષ્ટિ અથવા ઐાન્દ્રાબાર્હસ્પત્ય વિગેરે બીજા કર્મો જે પ્રસિધ્ધ છે. પણ આ સમયમાં લોકમાં કરવામાં આવતો નથી. તે સંસ્કાર તરીકે લીધેલા છે. આ બાળકો સંસ્કાર કર્યા વગરના છે. સંસ્કાર તો ગુરૂ અથવા પુરોહિતે કરવો જોઇએ. હરકોઇ માણસ તે કરી શકે નહિ. એવી શંકા થાય. તેથી બ્રાહ્મણ જન્મથી ગુરૂ છે એમ કહેલું છે. તેથી આપ ગુરૂ છો અને આપે સંસ્કાર અવશ્ય કરવો જોઇએ. (૬)

આ સંસ્કાર કરવાનું કાર્ય ગુપ્ત રીતે કરવાનું છે જો સીધી રીતે નંદજીને કહેવામાં આવે તો તે ગામડીઓ હોવાથી માનશે નહિ. તેથી જે અમે મોટેથી યજ્ઞથી કરીએ છીએ તે અમારૂં ''કર્મ અસુરો અને પાપીઓ પ્રાપ્ત કરે છે. તેમ જે ધીરા અવાજે યજ્ઞ કરીએ છીએ તે અમારૂં કર્મ અસુરો અને પાપીઓ પામતા નથી. ''એ શ્રુતિ પ્રમાણે વૈદિક કર્મનું અસુરોને જ્ઞાન થાય તે યોગ્ય નથી. તેથી ગર્ગ ત્રણ શ્લોકથી નંદજીને ભય ઉત્પન્ન કરે છે.

॥ गर्ग उवाच ॥

यदूनामहमाचार्यः ख्यातश्च भुवि सर्वतः ।
सुतं मया संस्कृत ते मन्यते देवकीसुतम् ॥७॥
कंसः पापमतिः सख्यं तव चानकदुन्दुभेः ।
देवक्या अष्टमो गर्भो न स्त्रीभवितुमर्हति ॥८॥
इति सञ्चिन्तयञ् च्छ्रुत्वा देवकीदारिकावचः ।
यदि हन्ता गताशङ्कस्तर्हि तन्नोनयो भवेत् ॥९॥

॥ श्रीनन्द उवाच ॥

अलक्षितोस्मिन् रहसि मामकैरपि गोव्रजम् ।
कुरु द्विजातिसंस्कारं स्वस्तिवाचनपूर्वकम् ॥१०॥

**શબ્દાર્થ :**

હું યદુઓનો આચાર્ય છું. ભૂતલ ઉપર બધે પ્રસિધ્ધ છું. મેં સંસ્કાર કહેલા તમારા પુત્રને કંસ દેવકીનો પુત્ર માને છે. (૭)

કંસ પાપબુધ્ધિવાળો છે. તમારે અને વસુદેવને મૈત્રી છે. દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી હોવાનું સંભવતું નથી. (૮)

એમ વિચારતાં દેવકીની પુત્રીનું વચન લક્ષમાં લઈને શંકારહિત થઈ જો તે મારશે તો એ આપણને પીડા કરશે. (૯)

આ ગાયોના નેસડામાં મારા ગોપોથી પણ જણાયા વિના એકાંતમાં સ્વસ્તિવાચન કરી દ્વિજાતિના સંસ્કાર કરો. (૧૦) કારિકાઃ- ૬ હરિનું તત્ત્વ જણાવવામાં આવેલું પણ અધિક સ્નેહને લીધે જાણવામાં આવતું નથી. તેથી નિરોધ કરવો જોઈએ તેમાં શાસ્ત્ર નિરર્થક છે.

ब्राह्मणो गुरुर्भवति, अतो भवानपि गुरुरित्यवश्यं कर्तव्यम् ॥६॥ तत्र गर्गो गुप्ततयैतत् कर्तव्यमिति साक्षात् तथोक्ते ग्रामीणत्वान्न मंस्यत इति वैदिके कर्मण्यसुराणां ज्ञानमयुक्तमिति "यद्वेदमुचैर्यज्ञेन चराम तन्नोसुराःपाप्मानुविदन्त्युपांशूपसदाचराम तथा नोसुराः पाप्मा नानुवेत्स्यन्ती" तिश्रुतेः, तथापि यावल्लौकिकभयं नोच्येत तावन्न निवर्तत इतिभयमुत्पादयति त्रिभिर्यदूनामिति, सर्वज्ञानां वचनं सर्वतोमुखं भवति सर्वं स्पष्टं वदन्ति च न वदन्ति च, उच्यमानमप्यनुक्तमिव भवति, "द्रव्यसंस्कारविरोधे द्रव्यं बलीय" इतिन्यायेनोच्चैः क्रियमाणे द्रव्यविरोधो भवति, विरोधे कारणं कंसः, तस्यापि

**देवकीपुत्रः**, मया कृतः संस्कारो देवकीपुत्रत्वं ख्यापयतीत्याहाहं **सर्वेषामेव यदूनां** यदुवंशोद्भवानामा**चार्यः** संस्कारकर्ता नान्येषां, तत्रापि **भुवि सर्वतः** ख्यातो **मदीयाः** सर्व एव धर्माः सर्वेषां प्रसिद्धा भवन्ति, अतोत्रागमनमपि प्रसिद्धमेव, ततःकिम् ? अत आह **ते सुतं मया संस्कृतं कंसो देवकीसुतमेव मन्यते**, निर्धारितोयमर्थः ॥७॥ यादवान्यस्य मया संस्कारो न क्रियत इति मन्यतां को दोष इति चेत् तत्राह **कंसः पापमतिरिति**, स हि मारकोतो देवकीपुत्रत्वज्ञानमनिष्टजनकं, नन्वत्र देवकीपुत्रस्य कः प्रसङ्गः ? तत्राह **सख्यं तव चानकदुन्दभेरिति**, अतः सखिगृहेष्टमः पुत्रः स्थापितोयमितिमन्यते, चकारोर्थविशेषख्यापकः, सोपि दुष्टस्तव च सख्यमित्युभयोः सम्बन्धित्वज्ञापनाय षष्ठ्यौ, ननु देवकीगर्भः स्त्रीरूपस्तेव दृष्ट एव कथं सन्देह इति चेत् तत्राह **देवक्या अष्टमो गर्भः** स्वमारकत्वेन श्रुतः **स्त्री भवितुं नार्हति** ॥८॥ कथमियं स्त्रीति **सञ्चिन्तयन्** कंसो मारयेदितिसम्बन्धः, शङ्कायां कारणान्तरमप्यस्तीत्याह **श्रुत्वा देवकीदारिकावच इति, देवक्या दारिका** बालिका तस्या वचः "किं मया हतया मन्द जातः खलु तवान्तकृ"दिति, अतोस्या आकाशवाण्याश्चैकार्थे विचार्यमाणे देवक्याः पुत्रो रात्रावत्रानीय वसुदेवेन स्थापितस्तव च कन्या तत्र नीतेति फलति तदापीतिसम्भावनाया-मागताशङ्कः सन् **हन्ता** हनिष्यति, तथा सति **नोस्माकं महाननयः** स्यात्, अतस्तव पुत्रस्य संस्कारो मया प्रसिद्धतया न कर्तव्य इति फलितम् ॥९॥ नन्दस्तस्य प्रतीकारमाहालक्षित इति ।

ज्ञापितं च हरेस्तत्त्वं स्नेहाधिक्यान्न बुध्यते । अतो निरोधः कर्तव्यः शास्त्रं तत्राप्रयोजकम् ॥१॥ **अस्मिन्** गोष्ठे गुप्तस्थाने **मामकैरप्यलक्षितो**नुमानेनाप्यज्ञातः सन् **द्विजातिसंस्कारं कुरु**, अनेनेयं वार्ताप्येकान्त एव कृतेति ज्ञायते, गवां व्रजे न कश्चिदभिज्ञो नागरिकवद्, गवां बुद्ध्या तुल्या एव सम्भवन्ति, मामकानां स्वरूपं मया ज्ञायत इति तेषामज्ञानं साधनीयं, एतेनान्ये व्याख्याताः-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** સર્વજ્ઞોની વાણી સ્પષ્ટ નથી અને સ્પષ્ટ છે. દ્રવ્ય અને સંસ્કારનો વિરોધ હોય ત્યારે દ્રવ્ય બલવાન છે. એ ન્યાયે નામ સંસ્કાર જો મોટેથી કરવામાં આવે તો તેથી દ્રવ્યનો વિરોધ થાય છે. તેનું કારણ કંસ છે. અને તેનું કારણ દેવકી પુત્ર છે એટલે જો હું સંસ્કાર કરીશ તો તેથી તે દેવકીપુત્ર છે એમ પ્રસિદ્ધ થશે. હું બધા યદુઓનો આચાર્ય છું. બીજાનો સંસ્કાર કરનારો નથી. હું ભૂતળ ઉપર પ્રસિદ્ધ છું. તેથી હું અહીં આવ્યો છું. તે પણ પ્રસિદ્ધ છે.

તો પણ શું ? એવી શંકા થાય. તેથી કહે છે કે મેં સંસ્કાર કરેલા તમારા પુત્રને કંસ દેવકીજીનો પુત્ર માનશે.

યાદવ સિવાય બીજા કોઇનો સંસ્કાર હું કરતો નથી. કંસ પાપ બુદ્ધિવાળો છે. તેથી તે આ ભગવાન દેવકીપુત્ર જાણે તેથી અનિષ્ટ થાય. (૮)

દેવકીના પુત્રનો અહીં કયો સંબંધ છે? એવી શંકા થાય ત્યાં તમારે અને વસુદેવને મૈત્રી છે. તેથી આ આઠમો પુત્રને વસુદેવે મિત્રને ત્યાં મૂકેલા છે એમ કંસ માનશે. કંસ પણ દુષ્ટ છે. દેવકીનો ગર્ભ સ્ત્રીરૂપ હતો તેને કંસે જોએલ છે તેથી તેને સંદેહ કેમ થાય ? તે શંકામાં દેવકીનો આઠમો ગર્ભ કંસને માનનારો છે. તેથી તે સ્ત્રી હોવાનું સંભવતું નથી.

દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી હોવાનું સંભવતું નથી છતાં તે સ્ત્રી કેમ હતી ? એમ વિચારતા કંસ મારશે એવો સંબધ છે.

દેવકીતો પુત્રી એટલે બાળકીનું વચન હે મંદ મને મારવાથી શું ? તને મારનારો ખરેખર જન્મ્યો છે એવું વચન લક્ષમાં લેશે તેથી આ બાળકીની વાણી અને આકાશવાણીના એક અર્થનો વિચાર કરતાં એમ સિધ્ધ થશે કે દેવકીના પુત્રને રાતે લાવીને વસુદેવે અહીં રાખ્યા અને તારી દીકરીને ત્યાં લઇ ગયા. 'અપિ' શબ્દથી સંભાવના છે. (૯)

આ દેવકીના પુત્ર છે એમ શંકારહિત થઈને મારશે તો આપને બહુ મોટી પીડા થશે. તેથી તારા પુત્રનો સંસ્કાર મારે પ્રસિધ્ધ રીતે કરવો જોઇએ નહિ.

નીચેના શ્લોકમાં નંદજી ઉપાય કહે છે.

આ નેસડો જે છુપું સ્થાન છે તેમાં મારા ગોપોથી પણ જણાયા વિના દ્વિજાતિ સંસ્કાર કરો. આથી એમ જણાય છે કે નંદજી અને ગર્ગાચાર્યની વાતચીત પણ એકાંતમાં જ કરવામાં આવી હતી. શહેરીઓની પેઠે ગાયોના નેસડામાં કોઇ હોશિયાર માણસ હોતો નથી. બુધ્ધિમાં બળદોના સરખાજ ત્યાં હોવાનું સંભવે છે. મારા ગોપોનું સ્વરૂપ હું જાણું છું. તેથી તેઓ ન જાણે તેમ સંસ્કાર કરવાનું છે. દ્વિજાતિના સંસ્કાર મંત્રોથી કરવામાં આવે છે. બીજાઓના મંત્રવગર કરવામાં આવે છે. તેથી આ બાળકોના સંસ્કાર મંત્રોદ્વારા કરવાના છે. ઉત્સવના પ્રધાનપણાથી કરવાના નથી. મંગલ જરૂરી છે. એમ વિચારી મંગલ પણ વૈદિક કરવાનું છે એમ સ્વસ્તિવાચન શબ્દ કહે છે.

સ્વસ્તિવાચન એટલે આ મંગલ દિવસ છે એવા મંત્ર કહેવા. મંગલ દિવસ ક્ષેમ કુશલતા સ્વસ્તિ અને આબાદી એ ત્રણે ત્રણ ત્રણવાર કહેવામાં આવે તે સ્વસ્તિવાચન તે બધા કર્મોમાં જરૂરી કહેવામાં આવે તે સ્વસ્તિવાચન તે બધા કર્મોમાં જરૂરી છે. (૧૦)

એ પ્રમાણે નંદજીએ કહ્યું અને પોતાએ ઇચ્છેલું સિધ્ધ થયું તેથી ગર્ગાચાર્યે તે નામકરણ કર્યું તે હવે કહે છે.

॥ श्रीशुक उवाच ॥

एवं सम्प्रार्थितो विप्रः स्वचिकीर्षितमेव तत् ।
चकार नामकरणं गूढो रहसि बालयोः ॥११॥

॥ गर्ग उवाच ॥

अयं वै रोहिणीपुत्रो रमयन् सुहृदो गुणैः ।
आख्यास्यते राम इति बलाधिक्याद् बलं विदुः ॥१२॥
यदूनामपृथग्भावात् सङ्कर्षणमुशन्त्युत ॥१३॥
आसन् वर्णास्त्रयो ह्यस्य गृह्णतोनुयुगं तनूः ।
शुल्को रक्तस्तथा पीत इदानीं कृष्णतां गतः ॥१४॥

**શબ્દાર્થ :**

એ પ્રમાણે પ્રાર્થના કહેલા વિપ્રે ગુઢ રહી એકાંતમાં પોતાનું ઇચ્છેલું જ તે બે બાળકનું નામકરણ કર્યું. (૧૧)

એ નિશ્ચય રોહિણીપુત્ર પોતાના ગુણોથી સુહૃદોને આનંદ કરાવતો હોવથી 'રામ' એમ કહેવાશે. અને બલના અધિકપણાથી તેને બલ માનેલો છે. (૧૨)

યદુઓની જુદાઇ નહિ હોવાથી આને સંકર્ષણ પણ કહે છે. ગર્ભને ખેંચલો હોવાથી તે સકંર્ષણ કહેવાશે. (૧૩)

યુગે યુગે દેહ ધારણ કરનાર આ શ્રીકૃષ્ણના શ્વેત, લાલ અને પીળો એવા ત્રણ વર્ણો થયાં. હમણાં તે કૃષ્ણ થયા છે. (૧૪)

द्विजातीनां मन्त्रवत्संस्कारो भवति, अन्येषाममन्त्रकं, अतो मन्त्रप्राधान्येनैव कर्तव्यं नोत्सवप्राधान्येन तदाह **द्विजातिसंस्कारमिति**, मङ्गलमावश्यकमिति विचार्य मङ्गलमपि वैदिकमेव कर्तव्यमित्याह **स्वस्तिवाचनपूर्वकमिति, स्वस्तिवाचनं** पुण्याहवाचनं, पुण्याहः स्वस्त्यृद्धयस्त्रिस्त्रिरुक्ताः **स्वस्तिवाचनं**, तत् सर्वकर्मस्वावश्यकम् ॥१०॥ एवमुक्ते स्वाभिलषितं सिद्धमिति कृतवानित्याहैवं **स प्रार्थित** इति, ज्ञातेपि लोके प्रतीकारं करिष्यमीति तस्याभिप्राय इति ज्ञापयितुं **विप्र** इति शीघ्रं च तस्य कर्तव्यमिति पुरोहितत्वात् **स्वस्य चिकीर्षितमेव तन् नामकरणं** कर्म प्रसिद्धमिति वा सर्वत्र, **गूढः** स्वयमपि गुप्तः सन् वेशान्तरेण यावत् तत्र तिष्ठति, **रहस्ये**कान्ते, उभयोरपि नामकरणमुभयोरनुगुणमुहूर्ते, **बालयो**रिति केशाभिप्रायो वा ॥११॥ ज्येष्ठानुक्रमेण नामकरणं कुर्वन्नादौ ज्येष्ठस्य नामत्रयमाहायमिति **सार्धेन**, वस्तुतो ब्रह्मण्यन्यवहार्ये स्वरूपतो नामाभावात् सङ्केताभावाद् गुणयोगादेव नामानि भवन्ति, उभावत्र पुत्रौ

वसुदेवस्य, तत्रैको मातृनाम्नापरः पितृनाम्ना, प्रथमं गुप्ततया मातृनाम्ना नामाहायं वै निश्चयेन **रोहिणीपुत्रोतो रौहिणेय** इत्युक्तो भवति, **रोहिण्यामा**विर्भूतस्यावेश इति च, वै निश्चयेनेति यशोदायाः पुत्रत्वे सन्देह इति ज्ञापितं, यदि भगवान् **प्राकृतः** केनाप्यंशेन भवेत् तदा याशोदेयो दैवकेय इतिनाम भवेद् यथा रौहिणेय इति तस्मादयमेव **वै** निश्चयेन रोहिणीपुत्रः, किञ्च योनिकृतसम्बन्धाध्यासोप्यस्य दृढ इत्याह **रमयन् सुहृदो गुणैरिति**, सुहृदः सर्वानेव सम्बन्धिनो **गुणैः** स्वसामर्थ्यैः पालनपोषणप्रीणनादिभी **रमयन् लोके राम इत्याख्यास्यते, गुणैः** सुस्वभावादिभिर्वा, अयं च बलिष्ठो भविष्यति तथा ग्रहदर्शनादित्यन्यबुद्धिः, अतो बलाधिक्याद् बलरूपमेवैनं **विदुः** ॥१२॥ भगवदाज्ञया मायाकृतमपि कर्मास्मिँल्लोके प्रसिद्धं भवत्विति **"गर्भसङ्कर्षणात् सङ्कर्षण"** इतिभगवद्वचनाद् देवगृह्यत्वात् तल् लोके न वक्तव्यमिति प्रकारान्तरेण **सङ्कर्षणव्युत्पत्तिमाह यदूनामिति, यदूनां** मध्येस्य न **पृथग्भावोस्ति** सर्वत्रात्मबुद्धिरेव, अत एव भगवता मातृद्वयमस्य सम्पादितं भिन्नमातृसुतेषु वैराभावज्ञापनार्थं, अतो भगवत्कृतं संवदतीति नात्यन्तं दोषोपि, **यदूनां** वास्मिन् **पृथग्भावो** नास्तीति सम्यक् सर्वेषामा**कर्षण**माकारणं यस्मिन्निति **सङ्कर्षणमुशन्ति** वदन्ति, **उतापि**, अनेन **सङ्कर्षण**पदादर्थान्तरं मुख्यमस्तीति ज्ञापितम् ॥१३॥ चतुर्मूर्तेर्भगवतश्चत्वारि नामानि वक्तव्यानि तत्र द्वयमाह द्वयं तु गुप्ततया नेकभेदभिन्नं वक्ष्यति चतुष्टस्य च द्वये प्रवेशश्च, तत्रादौ कृष्णोयमिति नाम वक्तव्यं, तत्र भगवन्नाम कथमस्येतिशङ्कां वारयन् वर्णपरत्वेन सत्यं वदन्नाहासन्निति, अय**मनुयुगं तनूर्गृह्णाति**, अन्यथा **युगमेव** न स्यात्, भगवान् जगच्चेतिद्वयं **युगशब्देनोच्यते**, तत्रैकश्चेन्नाविर्भवेदेकमेव स्यान् न तु **युगलं**, धात्वर्थोपयोगो द्वयोरेव, अतो भगवतावश्य**मनुयुगम**वतारः कर्तव्यस्तत्र युगधर्मख्यापनार्थं रूपं च तथा कर्तव्यं, अन्यथा लोकानां प्रतीतिर्न -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** લોકમાં આ નામકરણ કાર્ય જણાઈ જશે. તો પણ તેનો ઉપાય હું કરીશ એવો તેમનો ગર્ગાચાર્યનો અભિપ્રાય હતો. એ માટે 'વિપ્ર' પદ યોજેલું છે. ગર્ગાચાર્ય પુરોહિત હોવાથી 'તે' નામકરણ તેમનું ઇચ્છેલું હતું. આ કાર્યમાં તે છુપા હતા. પોતે પણ ત્યાં જ્યાં સુધી રહ્યા ત્યાં સુધી બીજો વેશ લઈ છુપા રહી કાર્ય કર્યુ. તે એકાંતમાં કર્યું. અનુકૂળ મુહૂર્તમાં તે બાળકોનું નામકરણ કર્યું. (૧૧)

મોટી વયના અનુક્રમ પ્રમાણે નામકરણ કરતાં પ્રથમ મોટા પુત્રના ત્રણ નામો કહે છે. ખરી રીતે બ્રહ્મનો વ્યવહાર થઈ શકતો નથી તેથી સ્વરૂપથી તેનું નામ હોતુ નથી. પણ ગુણોના યોગથી નામો થાય છે. અહીં બંને વસુદેવના પુત્રો છે. તેમાં એક બલભદ્ર

માતાના નામથી અને શ્રીકૃષ્ણ પિતાના નામથી સર્વત્ર પ્રસિદ્ધ છે. તેથી પ્રથમ માતાના નામથી નામ કહે છે. આ નિશ્ચય રોહિણીનો પુત્ર છે. અને વાસુદેવનો આવેશ આમાં છે. તેથી ''રૌહિણેય'' કહેવાય છે. 'તે' નિશ્ચય પદ યોજેલું છે. તેથી શ્રીકૃષ્ણ યશોદા પુત્ર હોવાનું સંદેહ છે. જો ભગવાન શ્રીકૃષ્ણ કાંઇપણ અંશથી પ્રાકૃત હોત તો જેમ બલભદ્રનું ''રૌહિણીક''નામ છે. તેમ તેમનું 'યાશોદે' 'દૈવકેય' એવું નામ હોત. પણ તેવા નામ નથી. તેથી આ બલભદ્ર નિશ્ચયથી રોહિણી પુત્ર છે. 'સુહૃદોને આનંદ કરાવતો' શબ્દોથી બલભદ્રમાં માતાની યોનિના સંબંધનો અધ્યાસ પણ દઢ છે. આ લોકમાં રામ એમ કહેવાશે. અથવા ગુણોથી સુહૃદોને આનંદ કરાવતા 'રામ' એમ કહેવાશે. આ બધામાં બલવાન થશે કારણ કે તેના ગ્રહો તેવા દેખાય છે. તેથી બલમાં અધિક હોવાથી બલરૂપ-બલરામ માનેલા છે. ભગવાનની આજ્ઞાથી માયાએ જેકાર્ય કરેલ તે પણ આ લોકમાં પ્રસિદ્ધ થાઓ એવા હેતુથી અર્ધો શ્લોક કહેલો છે. (૧૨)

તે દેવગુહ્ય વચન હોવાથી લોકમાં કહેવું જોઇએ નહિ તેથી સંકર્ષણ શબ્દથી વ્યુત્પત્તિ જુદી રીતે કહે છે. જુદા જુદા માતાના પુત્રોમાં વૈર નથી એમ જણાવવા ભગવાને બલભદ્રને બે માતાઓ કરેલી તેથી ગર્ગે જે કર્યુ તેજ અહીં કહે છે. તેથી તેમાં બહુ દોષ નથી. અથવા યદુઓને આ બલભદ્રમાં જુદાઇ નથી એટલે બધા યદુઓનું સારી રીતે આકર્ષણ જેનામાં છે. તે સંકર્ષણ. સંકર્ષણ પદનો અર્થ જે કહેલો તે મુખ્ય છે. એમ જણાવેલું છે. (૧૩)

ચાર મૂર્તિવાળા ભગવાનના ચાર નામો કહેવાં જોઇએ તેમાં બે નામો કહે છે અને બે નામો ગુપ્ત રીતે કહેશે. તેમાં આરંભમાં આ ''શ્રીકૃષ્ણ છે.'' એવું નામ કહેવું જોઇએ તે નામ કહેવામાં આમનું ભગવાનનું નામ કેમ છે ? એવી શંકામાં નીચેના શ્લોકથી તે નામ કહે છે.

આ શ્રીકૃષ્ણ યુગે યુગે દેહ ધારણ કરે છે. જો તેમ દેહ ધારણ ન કરે તો યુગ જ ન થાય. યુગ શબ્દથી ભગવાન અને જગત એ બે કહેવાય છે. તેમાંથી જો એકનો આર્વિભાવ ન થાય તો એકજ રહે પણ યુગલ જોડી ન રહે. યુજ્ ધાતુનો અર્થ જે હોય તેનેજ લાગુ પડે છે. તેથી ભગવાને યુગે યુગે અવતાર લેવો જોઇએ. અને યુગના ધર્મો જણાવવા તેવું રૂપ ધારણ કરવું જોઇએ.

શ્વેત, લાલ અને પીળો એવા 'ત્રણ વર્ણો એમના થયા' એ શબ્દોથી કહેલ છે. ભવિષ્યમાં કલિયુગ થશે. તેથી હમણાં તે કૃષ્ણ થયેલ છે. એટલે શ્યામ રંગવાળા થયા.

કલિએ ભગવાનને શ્યામ કરેલા નથી પણ પોતે જ શ્યામ થયા છે. કારણ કે તે સર્વત્ર છે અને સર્વનો તેમાં સમન્વય છે. તેથી તે પરબ્રહ્મ છે એમ કહેલું છે. કારણ કે કૃષ્ શબ્દ સત્તાવાચક છે. અને 'ણ' આનંદદાયક છે. તેથી બેનું ઐક્ય પરબ્રહ્મ કૃષ્ણ કહેવાય છે.

એવી કૃષ્ણ શબ્દની વ્યત્પત્તિ છે. તે સદાય કૃષ્ણ છે. તો પણ હમણાં જેમને કોઈને આશ્રય નથી તેવા પ્રાકૃત જીવોમાં પણ પોતાનું સ્વરૂપાત્મક સત્ત્વ પ્રગટ કરી તેઓને સ્વરૂપાનંદનું દાન કરે છે. તેથી હમણાં કૃષ્ણપણું પ્રગટ કર્યું છે એવો અર્થ છે. સંકર્ષણરૂપ અને પુરૂષોત્તમરૂપ પણ છે એમ કહેલું છે. (૧૪)

નીચેના શ્લોકથી બીજુ નામ કહે છે.

प्रागयं वसुदेवस्य क्वचिज् जातस्तवात्मजः ।
वासुदेव इति श्रीमानभिज्ञाः सम्प्रचक्षते ॥१५॥
बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ॥१६॥



**શબ્દાર્થ :**

પહેલાં કોઈ સ્થળે તમારા આ પુત્ર વસુદેવથી ઉત્પન્ન થતાં તે લક્ષ્મીવાળા હોવાથી જાણકારો તેમને વાસુદેવ કહે છે. (૧૫)

તમારા પુત્રના ગુણો અને કર્મોને અનુરૂપ નામો અને રૂપો ઘણાં છે. તેમને હું જાણું છું. માણસો જાણતા નથી. (૧૬)

स्यात्, तदाह **शुल्को रक्तस्तथा पीत इति त्रयो वर्णा अस्यासन्**, अग्रे च कलिर्भविष्यति तत **इदानीं कृष्णतां गतः कृष्णवर्णं** प्राप्तवानित्यर्थः, एवं **कृष्णत्वं** न प्राप्तवत् किन्त्वयमेव **कृष्णत्वं** प्राप्तः सर्वगतत्वात् सर्वसमन्वयाच्च, अनेन परब्रह्मतोक्तैव "कृषिर्भूवाचकः **शब्दोणश्च निर्वृतिवाचक: । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयत"** इतिनिर्वचनात् यद्यपि सदैव **कृष्णस्तथापि** प्राकृतसत्त्वस्याप्यनाश्रयेषु स्वस्वरूपात्मक-सत्त्वप्रकटनात् तादृशेष्वपि स्वरूपानन्ददानादिदानीमेव **कृष्णत्वं** प्रकटितवानित्यर्थः, एतद्गोपनाय शब्दच्छलेन वर्णक्रममुक्तवान्, तेनायं सङ्कर्षरूपोप्युक्तः कालानुगुणत्वात्, पुरुषोत्तमरूपोप्युक्तः सर्वसमन्वयात् ॥१४॥ नामान्तरमाह **प्रागयमिति, क्वचिद्** देशविशेषे **प्राक्** त्वद्गृहागमनात् पूर्वमेव **वसुदेवस्य** पुत्रो **जातो वसुदेवस्येति तवेति** च सामानाधिकरण्यादाधिदैविकस्य **वसुदेवस्य तवात्मजो जात** इत्युक्तं भवति, अनेन प्रद्युम्नताप्युक्ता, वसुदेवे शुद्धसत्त्वआविर्भावादनिरुद्धता च, वस्तुतस्त्वयं **तवात्मजः क्वचिद् वसुदेवस्य जात** इति तस्य बुद्धिः, वासुदेवत्वे हेतुः **श्रीमानिति,** लक्ष्मीपतिरयमित्यर्थः, इमं गूढाभिप्रायम**भिज्ञा** एतज्ज्ञातारोभितोस्य **स्वरूपं** ये जानन्ति "यावान् यश्चास्मि यादृश" इति अत एव सम्यक्त्वेन प्रकर्षेण च **चक्षते** ॥१५॥ एवं नामद्वयमुक्त्वा गुणयोगादयमनन्तनामेति

सर्वशास्त्रेषु तानि नामानि स्वत एव ज्ञातव्यानीत्यतिदिशति **बहूनीति, बहून्यसङ्ख्यातानि नामानि रूपाणि च**, अन्यथा क्रियायां निवृत्तायां तन्नाम न स्यात् पाचकपाठकवत्, रूपं चेत् तादृशं भिन्नं भवति तदा क्वचिद् गुणयोगात् प्रवृत्तरूपे नामावश्यकत्वाद् गवादिवत् सर्वदा भगवति **चकारा**न्नामरूपयोः क्रियायाश्च नित्यत्वं प्रतिपादयति **सन्तीति**, तेन भगवान् **गोवर्धनमुद्धरन्** सर्वदा वर्तत इति गोवर्धनोद्धरणधीरः क्रियानामभ्यां सहितो गोवर्द्धनोद्धरणरूपः सर्वदा वर्ततेद्यापि **प्रतिकृत्यनुभवो भक्तानामतो**नन्तान्येव रूपाणि **नामानि चास्यैव कृष्णस्य** भगवतः, तदाह **सुतस्य त इति**, अन्यथा तस्य भ्रमो भवेत्, **वसुदेवस्य** विद्यमानत्वान् न वाक्यं बाधितार्थं, स्तुत्यर्थमननुरूपाण्यपि कदाचिद् भवन्तीति तद्व्यावृत्त्यर्थमाह **गुणकर्मानुरूपाणीति, गुणानामौ**दार्यादीनां **कर्मणां** कालीयदमनादीनां चालौकिकानां, **नामान्यप्यलौकिकानि** भवन्तीति **गुणकर्मानुरुपाणि तानि रूपाणि नामानि चालौकिकत्वेनाहमेव वेद नो जनाः**, व्यवहरन्त्युच्चारयन्ति च तथापि विचाराभावान्न जानन्ति, **यतो जना** जननादिभावधर्मयुक्ताः क्लिष्टा इत्यर्थः, विचारस्तु क्रियायामनित्यतायां रूपे वा काला-दिपरिणामेन प्रतिक्षणमन्यभावे तत्सम्बन्धेन प्राप्तं नामान्यदान्यस्मिन् वा सम्बन्धरहितत्वाद् वाचकमेव न भवेत्, ततो निरर्थकानि नामानि न फलन्ति, नाप्यन्तःकरणं शोधयन्ति, अतः स्वरूपाज्ञानेन केवलमुच्चारितानि रूपसम्बन्धाभावात् स्वतोप्यलौकिकत्वाज्ञानादग्न्युच्चारणे दाहाभाववद् भगवन नामोच्चारणेपि न प्रपञ्चनिवृत्तिः, **नामानि** च वर्णात्मकत्वेनैव ज्ञातानि पुरुषं जगच्च **नामयन्त्यु**च्चारयितुरग्रे **वश्यतया** स्थापयन्तीति **नामानि** रूपवन् नामरूपस्यापि भगवतो **रूपाणि**, यथा भगवद्रूपं प्राकृततुल्यं प्रतीयते ग्राहकदोषादेवं **नामान्यपि** लौकिकानां ग्राहकदोषादेव लौकिकवर्णयुक्तानीव प्रतीयन्ते, वस्तुतस्त्वखण्डान्येव तथा ज्ञानपूर्वकं शुद्धभावेन वस्तुतत्त्वे ज्ञात एव तद्बुद्ध्योच्चारितानि, न तु लोकसिद्धानुवादकरूपाणि, नामानि सर्वपुरुषार्थानि फलन्ति नान्यथेतिसिद्धान्ततो लोकन्यायेनोच्चारयितरि फलाभावे दोषसम्बन्धे वा न काप्यनुपपत्तिः,

## ભાવાર્થ :

**સુબોધિનીજી:** આ વસુદેવના પુત્ર થયેલા-વસુદેવના અને તમારા એ બે એકજ વિભક્તિમાં યોજેલા હોવાથી આ શ્રીકૃષ્ણ આધિદૈવિક વસુદેવના પુત્ર થયા. આથી આ પ્રદ્યુમ્ન છે અને વસુદેવમાં શુધ્ધ સત્ત્વનો આવિર્ભાવ હોવાથી આ અનિરૂધ્ધ છે. એમ કહેવાયું આ તમારા પુત્ર કોઈ સ્થળે વસુદેવથી ઉત્પન્ન થયેલા આ વાસુદેવ કહેવાય છે. કારણ કે તે લક્ષ્મીવાળા છે. તે લક્ષ્મીના પતિ છે. આ સ્વરૂપને જાણનારા

જેટલો જે અને હું જેવો છું એવું સ્વરૂપ જાણે છે. તેથી વાસુદેવ કહે છે. એ પ્રમાણે કૃષ્ણના બે નામો કહી, ગુણોના યુગથી તેના અનન્ત નામો છે તેથી સર્વ શાસ્ત્રોમાં તે નામો પોતાની મેળે જાણી લેવાં તે હવે કહે છે. (૧૫)

આ શ્રીકૃષ્ણનાં નામો ન ગણી શકાય એવાં બહુ છે. જો એમ ન હોય તો પાચક (રસાઈઓ) અને પાઠક (પાઠવાંચનાર) નામો ક્રિયા બંધ પડતાં તે નામ રહે નહિ, પણ જો તેનું રૂપ જુદું હોય તો કોઈ સ્થળે તે ગુણનો યોગ થતાં તે પ્રવૃત્ત થાય. દરેક રૂપનું નામ અવશ્ય હોવું જોઈએ. તેથી ગાય વિ. નામો પેઠે તે નામો સદા હોય. મૂળમાં 'ચ અને' શબ્દ છે. તે ભગવાનના નામ, રૂપ અને ક્રિયા નિત્ય છે એમ સિદ્ધ કરે છે. તેથી ભગવાન ગોવર્ધનને ઉપાડી રાખતાં સદા રહેલા છે. તેથી તે 'ગોવર્ધનોદ્ધરણધીર' છે. એટલે ગોર્વધને ઉપાડી રાખવાની ક્રિયા અને ગૌર્વધનધરણધીર એ નામ અને ભગવાનનું રૂપ સદા વિદ્યમાન છે.

હાલ પણ ભક્તોને એવા સ્વરૂપનો અનુભવ થાય છે. તેથી આ શ્રીકૃષ્ણનાં નામો અનંત છે. એમ 'તમારા પુત્રના' શબ્દોથી કહે છે.

કોઈવાર સ્તુતિ કરવા માટે ગુણ અને કર્મને અનુરૂપ ન હોય તેવાં પણ નામો હોય છે. તેવાં અહીં નથી તે જણાવવા 'ગુણો અને કર્મોને અનુરૂપ' શબ્દ યોજેલ છે.

ભગવાનની ઉદારતા અને કાલીયદમન કર્મો અલૌકિક છે. તેથી નામો પણ અલૌકિક છે. એ અલૌકિક છે તે હું ગર્ગાચાર્ય જાણું છું. માણસો જાણતા નથી. તેઓ નામોનો વ્યવહારમાં ઉપયોગ કરે છે. અને ઉચ્ચારણ કરે છે. છતાં વિચાર કરેલ નથી. તેથી તેમને જાણતા નથી. કારણ કે તેઓ 'જનો' એટલે જન્મ લેવાના ભાવ અને ધર્મવાળા હોઈ દુઃખી છે. જો ભગવાનની ક્રિયા અનિત્ય હોય અને રૂપમાં કાલ વિ. ફેરફાર થતો હોય તો ક્ષણે ક્ષણે તે બદલાય, એનાથી જે નામ પડે તે બીજા સમયે અને બીજા કોઈ પદાર્થ સાથે સંબધ નહિ હોવાથી અર્થ વગરનું જ થાય. તેથી અર્થવગરનાં નામો ફલ ન આપે. અન્તઃકરણને શુદ્ધ પણ ન કરે. તેથી ભગવાનના સ્વરૂપના જ્ઞાન વગર ભગવાનના નામો ઉચ્ચારવામાં આવે તો તે નામોને ભગવાનના સ્વરૂપનો સંબંધ નહિ હોવાથી અને તે નામો અલૌકિક છે. એવું ઉચ્ચારણને પોતાને પણ જ્ઞાન ન હોવાથી, જેમ અગ્નિ શબ્દનો ઉચ્ચાર કરવાથી દઝાતુ નથી તેમ ભગવાનનાં નામોને ઉચ્ચાર કરવાથી પણ પ્રપંચ મટતો નથી. ભગવાનના નામો પુરૂષ અને જગતને નમાવે છે એટલે ઉચ્ચાર કરનારની આગળ તેને વશ રાખે છે. ભગવાનના રૂપ પેઠે ભગવાનના નામો પણ નામરૂપ ભગવાનના રૂપો છે. જેમ ભગવાનનું રૂપ તેને ગ્રહણ કરનારાના દોષથી પ્રાકૃત જેવું જણાય છે. તેમ લૌકિક પુરૂષના ગ્રહણ કરનારાના દોષથી પ્રાકૃત જેવું જણાય છે, તેમ લૌકિક પુરૂષના ગ્રહણ કરનારા દોષથી ભગવાનનાં નામો પણ લૌકિક જણાય છે.

પરંતુ વસ્તુતઃ અખંડ જ છે. ભગવાનનું રૂપ આ નામ જણાવે છે એમ સમજીને ઉચ્ચારેલાં નામો સર્વ પુરૂષાર્થ આપે છે. બીજી રીતે ઉચ્ચારેલા નામો આપતાં નથી. એવો સિદ્ધાંત છે. વારંવાર લીધેલું નામ પોતાના આધિદૈવિકયુક્ત થઈને જ કોઈવાર ફલ આપે છે.

કાલ વિ. ભગવાનના નામનું મહાત્મ્ય જાણતા તેનો ઉચ્ચાર કરનારને છોડી દે છે. ભગવાનના નામ જેવું લૌકિક નામ પણ ભગવાનના નામના જેવું હોવાથી સારૂપ્ય લીધે ફલ આપનાર થાય છે. અને મોક્ષ આપે છે. તેથી અજામીલનું ઉપખ્યાન છે. અજામીલ વૈકુંઠમાં જાત તેથી નામ માત્ર ઉપાય જણાવનારાં છે. તેમને હું જાણું છું. માણસો જાણતા નથી.

ઉપાસના કરવા યોગ્ય અને અન્તઃકરણને શુધ્ધ કરનારાં ભગવાનના અનંત નામો છે. તે ભગવાનના રૂપની તે અવસ્થાનું સ્મરણ કરી તે નામ લેવું એવા હેતુથી કહેલા છે. તેમ ન હોય તો રૂપનું કથન નકામું ગણાય આ ચાર શ્લોકથી ભગવાનના ગુણો અને કર્મો કહે છે. (૧૬)

एष वः श्रेय आधास्यद् गोपगोकुलनन्दनः ।
अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ ॥१७॥
पुरानेन व्रजपते साधवो दस्युपीडिताः ।
अराजके रक्ष्यमाणा जिग्युर्दस्यून समेधिताः ॥१८॥



**શબ્દાર્થ :**

આ તમારા શ્રેયનું પોષણ કરતાં ગોપ અને ગોકુલને આનંદ આપનાર થશે. આનાથી તમો બધા સંકટોને સહેલાઈથી તરશો. (૧૭)

હે વ્રજપતિ ! પહેલાં લુંટારાઓથી પીડાયેલા સાધુઓએ રાજા વગરના પ્રદેશમાં કોઈથી નહિ રક્ષાતાં આમનાથી બલવન થઈ લૂટારાઓને જીત્યા હતા. (૧૮)

एतस्यैव तारतम्येन चित्तशुद्ध्यतिशयो नाम्ना भवति, अन्यथा त्वावृत्तं स्वाधिदैविक-सहितमेवेति कदाचित् फलति यद्याधिदैविकोद्बोधपर्यन्तमावर्तेत, कालादीनां तु नाममाहात्म्यज्ञानादुच्चारयितुः परित्यागः, अनुगुणत्वात् सारूप्येण साधकमिति लौकिकस्यापि प्रवर्तनापरत्वेन मोक्षदातृत्वमित्यजामिलोपाख्यानस्यापि न वैयर्थ्यं, अन्यथा तत एव वैकुण्ठे गमनं स्यात्, अत उपायपरत्वमेव लौकिकस्य, तस्मात् सूक्तं तान्यहं वेद नो जना इति, अनेनानन्तान्येव नामान्युक्तान्युपास्यरूपाणि चान्तःकरण-शोधकानि, तदवस्थां भगवद्रूपस्य स्मृत्वा तन्नाम ग्राह्यमिति, अन्यथा नामप्रसङ्गे रूपकथनं

व्यर्थं स्यात् ॥१६॥ ज्योतिःशास्त्राभिज्ञत्वाद् रूपनामज्ञानार्थं भगवतो गुणकर्माण्याह चतुर्भिस्तत्रादौ द्वयेन कर्माण्याहैष व इति, **एष भगवान्** परिदृश्यमानो **वो** युष्माञ् **श्रेय आधास्यद्** धृतवान् पोषितवान् वा **पूतना**सुपयःपानादिकं यद् भगवता कृतं तद् भवतां **श्रेयोनिमित्तं**, अविद्या हि पञ्चपर्वा सा नाशिता शकटः संसारात्मको भञ्जितोविद्याकार्यरूपो मोहात्मकश्च **तृणावर्तो** मारितः, एवं **त्रिदोषदूरीकरणेन** ज्ञानोत्पादनेन **चासमन्ताच्छ्रेयोधास्यत्**, स्वयं सर्वपुरुषार्थरूपोपि दोषवशाद् ग्रहीतुमन्यैर्न शक्यत इति दोषदूरीकरणद्वारा **श्रेयोधारकत्वं**, किञ्च न केवलं सकृद् दत्तवान् किन्तु धृत्वैव तिष्ठति, अतोग्रेपि दास्यति यावता च भवद्भिः परमश्रेयो गृहीतो (गृहीतं) भविष्यति तावत् करिष्यतीत्याकारः, भूते लृङ्, तेन सिद्धं भवतां **श्रेय** इत्युक्तं, अनेन भवद्रक्षार्थं बहूनि कर्माणि करिष्यतीति कर्माण्युक्तानि, एवं दोषाभावार्थं करिष्यमाणानि कृतानि कर्माणि चोक्त्वा, परमानन्ददायकान्यपि कर्माणि करिष्यतीत्याह **गोपगोकुलनन्दन** इति गोपान् **गोकुलं** च **नन्द**यतीति, **गोप**शब्देन गोप्योपि गृहीताः, **गोकुल**शब्देन तत्सम्बन्धिनश्च यावन्तस्तदुपजीवकाः, उभयविधानप्यानन्दयिष्यतीतिक्रीडा तत्प्रातिघातवधश्चोक्तः, ननु त्वया कंसो ज्ञात्वा मारयिष्यतीति भयं जनितं तत्र का गतिरिति चेत् तत्राहानेनेति, **अनेन** भगवता **सर्वाण्येव दुर्गाणि** सङ्कटस्थानानि कंसोपद्रवरूपाणि सर्वाणि **यूयमञ्जसानायासेन सर्व एत तरिष्यथ**, अतः कंसादिभयमपि न कर्तव्यं, इदं तु वसुदेवस्यास्माकं चोपद्रवो भविष्यतीत्युक्तं न तु भवतामितिभावः ॥१७॥ एवं सर्वदुःखनिवृत्तिपूर्वकसर्वपुरुषार्थसिद्धिरस्माद् भवतामित्युक्तं, अतोस्य चिन्ता नास्तीत्युक्तमेव मोक्षोप्यस्माद् भविष्यतीति वक्तुं तदर्थमिन्द्रियजयमपि वक्तुं पूर्वोक्तेपि प्रमाणमाह **पुरानेनेति**, हे **व्रजपते**, **अनेन** भगवता कृत्वा **दस्युपीडिता** अपि **साधवःसमेधिताः** सन्तो **दस्यूञ्** जिग्युः क्षुद्रोपद्रवोपि चोरवत् कंसादिभिः कर्तुं न शक्यो यतोस्य स्वभावकृतिरेव तादृशी, **व्रजपत** इतिसम्बोधनं सर्वस्यापि **व्रजस्य** यथासुखं विहरणयुक्तस्य सर्वतः कुशलं भविष्यतीति ज्ञापयति, तेन यत्र क्वपि स्थातव्यं न चिन्तेतिभावः,पुरेतिवचनात् सदातनोयं न तु त्वद्गृहेधुनावतीर्ण इति ज्ञापितं, **अनेने**ति न तस्यावतारः किन्त्वयमेव, सम्बोधनं तु ज्ञानाभावज्ञापकं, **दस्यवो** रावणादयः 'त्रसद्दस्यु'पदे तथा निर्वचनस्योक्तत्वात् "यस्यामिमे षण् नरदेवदस्यव" इति भवाटव्यामेन्द्रियाणि चोक्तानि कंसोपि तृणावर्तादिप्रेषणाद् दस्युः, नन्वनेन दस्यवो मारिता इत्यत्र किं प्रमाणम्? तत्राह **साधव** इति, यद्यन्तःकरणास्थितचोरान् बहिःस्थितांश्च न मारयेत् तदा **साधव** एव न भवेयुः, विशेषाकारेणापि मारयतीत्याह

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** આ જેમનાં દર્શન થાય છે. તે ભગવાન તમારૂં શ્રેય ધારણ કરતાં ગોપ અને ગોકુલને આનંદ આપનારા થશે. પૂતનાના પ્રાણરૂપ ધાવણનું પાન વિગેરે જે કર્મ ભગવાને કર્યું, તે તમારા ભલા માટે કર્યું. તે પૂતના પંચપર્વા અવિદ્યા હતી તેનો નાશ થયો.

(૨) સંસારરૂપ ગાડુ શકટાસુર. તેને ભગવાને ભાગી નાખ્યું.

(૩) મોહરૂપ તૃણાવર્તને ભગવાને માર્યો.



એમ ત્રિદોષ કર્મને મટાડીને જ્ઞાન ઉત્પન્ન કરી. તમારું શ્રેય તેમને ધારણ કર્યું.

તમારા રક્ષણ માટે ઘણા કર્મો કરશે.

એ પ્રમાણે દોષો દૂર થાય તે માટે ભગવાન ભવિષ્યમાં જે કર્મો કરશે અને પરમઆનંદ આપનારા કર્મો પણ કરશે. એ ''ગોપ અને ગોકુલને આનંદ આપનાર'' શબ્દોથી સમાવેશ થાય છે.

કંસ જાણશે તો મારશે એવો ભય ગર્ગાચાર્યે ઉત્પન્ન કર્યો એનું શું ? એવી શંકામાં ઉત્તરાર્ધ યોજેલું છે.

કંસે કરેલ ઉપદ્રવરૂપ સંકટો તમે બધાએ સહેલાઇથી કાંઇ પણ પ્રયાસ વિના તરશો.

મેં જે ઉપદ્રવનું કહેલું તે વસુદેવ અને મને ઉપદ્રવ થશે. એમ કહેલું છે. પણ તમને ઉપદ્રવ થશે એવું કહેલું નથી. આથી આમને ચિંતા નથી એમ કહેવાયું જ છે. (૧૭)

મોક્ષ પણ આમનાથી થશે અને ઇંદ્રિયોનો જય પણ થશે એમ કહેવા નીચેના શ્લોકથી કહે છે.

હે વ્રજપતિ ! લૂંટારાઓથી પીડાયેલા હોવા છતાં આ ભગવાનને લીધે સાધુઓએ બળવાન થઇ લૂંટારાઓને જીત્યા હતા. આમનું સ્વભાવિક કર્મજ એવું છે.

હે વ્રજપતિ ! સંબોધન આખાય વ્રજનું બધા તરફથી કુશલ થશે એમ જણાવે છે. એટલે તમારે ગમે ત્યાં રહેવું તેમાં કાંઇ ચિંતા નથી.

આ ભગવાન નિત્ય છે. હાલ તમારે ત્યાં અવતર્યા છે. એવું નથી. પણ અવતાર ન હતા તેવું કર્મ સાધુઓએ લૂંટરાઓને જીત્યા તે બતાવે છે. કંસે તૃણાવર્તને મોકલેલ એટલે તે પણ લૂંટારો જ હતો.

આજ ભગવાને લુંટારાઓને મારેલા એમાં પ્રમાણ શું ? એવી શંકામાં 'સાધુઓ' પદ યોજેલું છે.

જો ભગવાને અન્તઃકરણના ચોરોને અને બહાર રહેલા ચોરોને માર્યા ન હોત તો સાધુઓ જ ન હોત. તેથી ''લૂંટારાઓથી પીડાયેલા'' શબ્દ યોજેલ છે.

ભગવાને તેમને બલવાન કર્યા. તેમ નંદજીપણ બલવાન થઇ પોતે જ લૂંટારાઓને જીતશો.

એવી રીતે બધા દોષોને મટાડનારાં, સુખ ઉત્પન્ન કરનારાં અને સામર્થ્ય ઉત્પન્ન કરનારાં એમ ત્રણ કર્મોનું નિરૂપણ કર્યુ. પહેલાં રાજાઓ હતા છતાં સાધુઓને દુષ્ટોએ કેવી રીતે ઉપદ્રવ કર્યો ? એવી શંકા થાય તેથી 'રાજા વગરના પ્રદેશો' પદ યોજેલ છે. બધા રાજાઓને પરશુરામે હણ્યા હતા. અને સદ્ગુણોને કાળે હણ્યા હતા. તેથી નંદજીએ પણ કંસની દરકાર મૂકી દઇ સ્વતંત્ર રીતે રહેવું એ ગુણો કહે છે. (૧૮)

य एतस्मिन् महाभागाः प्रीतिं कुर्वन्ति मानवाः ।
नारयोभिभवन्त्येतान् विष्णुपक्षानिवासुराः ॥१९॥
तस्मान् नन्दात्मजोयं ते नारायणसमो गुणैः ।
श्रिया कीर्त्यानुभावेन गोपायस्व समाहितः ॥२०॥



**શબ્દાર્થ :**

જેમ વિષ્ણુના પક્ષપાતવાળાઓનો અસુરો પરાભવ કરતાં નથી. તેમ મહાભાગ્યવાળા માનવો ભગવાનમાં પ્રીતિ કરે છે. તેવા આમનો શત્રુઓ પરાભવ કરતા નથી. (૧૯)

હે નંદજી ! આ તમારો પુત્ર ગુણોથી તથા શોભા, કીર્તિ અને પ્રભાવથી નારાયણની સમાન છે. સાવધાન રહી તેમનું રક્ષણ કરો. (૨૦)

**दस्युपीडिता** इति, दस्युभिरुपहतधनाः, पुनः **समेधितास्**तथैव कृतास्ततोप्यधिकाश्च, ततो **जिग्युः** स्वयमेव तान् जितवन्तः, अतो भवन्तोप्यनेन **समेधिताः** स्वयमेव **दस्यून्** जेष्यन्ति, एवं भगवतस्त्रिविधानि कर्माणि निरूपितानि सर्वदोषनाशकानि सर्वसुखजनकानि सर्वसामर्थ्यजनकानीति, ननु कथं साधूनां दुष्टोपद्रवः पूर्वं राज्ञां विद्यमानत्वात् तत्राहाराजक इति, न विद्यन्ते राजानो यस्मिन्, देशे, परशुरामेण सर्वे हताः कालेन च विवेकादयोत **एवारक्ष्यमाणा** रक्षकापेक्षामपि न कृतवन्तः, अतः कंसापेक्षां परित्यज्य स्वतन्त्रतया राजवत् स्थातव्यमित्युपदेशोप्युक्तः ॥१८॥ एवं कर्माण्युक्त्वा गुणानाह य **एतस्मिन्निति**, गुणास्त्वनुभावरूपाः **क्रिया** नापेक्षन्ते, ये **महाभागा एतस्मिन्** भगवति **प्रीतिं** स्नेहं **कुर्वन्ति तानरयो नाभिभवन्ति**, स्वत एव तर्हि सर्व एव कथं प्रीतिं न कुर्वन्तीत्याशङ्क्य भगवत्प्रीतौ स्वरूपयोग्यता सहकारियोग्यता चापेक्ष्यत इत्याह **मानवा** मनोर्जाताः सद्धर्मरूपा धर्मार्थ एवोत्पन्ना इति स्वरूपयोग्यानां "मन्वन्तराणि सद्धर्म" इतिवाक्यात्, **महाभागा** इति "जन्मान्तरसहस्त्रेषु तपोध्यान-

समाधिभिः नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायत" इति वाक्यात् परमभाग्येनैव **प्रीतिर्जायते, प्रीतिमिति** सर्वदैकविधप्रीतिकरणार्थमेकवचनं पटवद् वृद्ध्यर्थं वा खण्डशःकरणाभावार्थं वा हेतुस्तूक्त एव, **य** इतिप्रसिद्धितया तेषां निर्देशः, भवन्तस्त इति प्रतिनिर्देशार्थः, **एतान्** परिदृश्यमानान् **गोकु**लस्थान्, नन्वन्तर्यामिप्रेरणेनैव ते न बाधन्ते, अवश्यं चैतद् वक्तव्यं, भक्तिस्त्वन्तर्यामिप्रेरणार्था, ततो नानेन प्रकारेण भगवद्गुणा उक्ता भविष्यन्तीत्याशङ्क्याह **विष्णुपक्षानिवासुरा** इति, **विष्णुःपक्षे** पक्षपाते येषां विष्णुरेषां रक्षक इति येषु ज्ञानमतः स्वकृतिवैयर्थ्यशङ्कयासुरा न बाधन्ते, अन्तर्यामी तेषां नान्यथाप्रेरक आसुराणामासुरभावेनैव प्रेरणनियमात् अतो विशेषाकारेणैव पालयिष्यतीति सर्वजनीनत्वात्, अम्बरीषादिचरित्रे तथा प्रसिद्धेः, अस्य प्रीतेरेषोनुभावः, गुणास्त एव ये सानुभावाः परम्परयाप्यनुभावं सम्पादयन्ति, अनेन साक्षाद्गुणा अनन्ता एव वक्तुमशक्या इति सूचितम् ॥१९॥ एवं गुणे प्रदर्शनमात्रमुक्त्वा विशेषाकारेण वदन्नुपसंहारमिषेण रक्षामुपदिशति **तस्मा**दिति, यस्मादयं महानुभावः पूर्वोक्तकर्मालौकिकस्**तस्मात्**, हे **नन्द** सर्वानन्दकारिन् त्वन्नामसार्थकत्वाय चैनं पालयेतिभावः, **अयं ते कुमारो गुणैः** कृत्वा **नारायणसमो नारायणस्य समः**, त्रिविधोपि नारायणोक्षरं पुरुषोतन्र्यामी च, **गुणैरेव** कृत्वा **तत्समः**, कर्माणि त्वधिकानि, **अनुभावश्च**, नराज्जातानीतिपक्षे यावन्तो जीवगणाः सृष्टावुत्पन्नास्ते सर्वे भगवद्गुणख्यापकास्तावद्**गुण**प्रसिद्ध्यै तावद्रूपो जात इति, **द्वितीयपुरुषस्य** तु विशेषेण स्वसम्बन्धयोग्यजीवराशिपरिग्रहात् स्वतुल्यतामापादयितुं स्वभावनिवर्तकाः सानुभावा **गुणा** उक्ताः,तृतीयपुरुषे त्वन्तर्यामिणि जीववश्य इव तदधीनत्वेन तस्य सर्वकार्यप्रेरक इति भक्तिजनका असाधारणा **गुणा** उक्ताः, त्रिविधा अपि भगवति कृष्णे सन्तीति **गुणैः** कृत्वा **नारायण**समानः, धर्मान्तरैरपि **नारायणसम**तामाह **श्रिया कीर्त्यानुभावे**नेति, ब्रह्माण्डमध्ये **नारायण**त्रयं यो **वैकुण्ठे लक्ष्मीसहितो** यः **सूर्यमण्डले सर्ववेदसहितो** यो भूमौ **सर्वब्राह्मणेषु यज्ञनारायणस्तत्सदृशोपि**, यथा सर्वजगज्जनन्या अक्षरानन्दरूपाया सर्वशोभानिधानरूपाया य एतत्रयकर्ता, लक्ष्म्या जगज्जनकत्वं तस्या अपि परमानन्दः सर्वशोभारूपाया अपि शोभा, यथा व्यापिवैकुण्ठस्थो -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાનના ગુણો પોતેજ પ્રભાવરૂપ છે. તેથી ક્રિયાની અપેક્ષા રાખતા નથી. જે મહાભાગ્યવાળાઓ આ ભગવાનમાં સ્નેહ કરે છે. તેમનો શત્રુઓ પરાભવ કરતા નથી. તો બધા ભગવાનમાં પ્રીતિ કેમ કરતાં નથી ? તેથી ભગવાનમાં પ્રીતિ

કરવા માટે (૧) સ્વરૂપની યોગ્યતા અને સહકારીની યોગ્યતા જરૂરી છે. માનવો મનુથી ઉત્પન્ન થયેલા સહધર્મરૂપ છે. તેઓ ધર્મ માટે જ ઉત્પન્ન થયેલા હોવાથી ભગવાનમાં પ્રીતિ કરવા યોગ્ય જ છે.

પહેલાના હજારો જન્મના તપ, ધ્યાન અને સમાધિથી જે માણસોના પાપોનો નાશ-ક્ષય થયેલ હોય તેમની શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય છે.

સદા એકજ પ્રકારની પ્રીતિ રાખવી જોઇએ. પણ વસ્ત્રની પેઠે તે વધવી જોઇએ 'તેવા આમનો' એટલે ગોકુલવાસીઓનો. શત્રુના અન્તર્યામી પ્રેરણા કરે તેથી જ શત્રુઓ પરાભવ કરતા નથી. ભક્તિ તો અન્તર્યામીને પ્રેરણા કરવા પુરતી જ છે. તેથી ભગવાનના ગુણો જણાવી શકાશે નહિ એટલે વિષ્ણુ પક્ષપાતવાળાનો અસુરો પરાભવ કરતા નથી. એમ કહેલું છે.

અસુરોના અન્તર્યામી તેઓને આસુરભાવથી જ પ્રેરણા કરે એવો નિયમ હોવાથી બીજી રીતે પરાભવ કરવા પ્રેરણા આપતા નથી.

અંબરીષના ચરિત્રમાં એમ પ્રસિદ્ધ હોવાથી અસુરો તેઓનો પરાભવ કરતો નથી.

ભગવાનમાં પ્રીતિ હોવાનો આ પ્રભાવ છે. ગુણો તેજ ગણાય- ભગવાનના સાક્ષાત ગુણો અનંત છે તે વર્ણવી શકાય તેવા નથી. (૧૯)

નીચેના શ્લોકમાં ઉપસંહારમાં ભગવાનની રક્ષાનો ઉપદેશ છે.

આ ભગવાન અલૌકિક અને પ્રભાવશાળી છે. તેથી હે નંદ ! તમારૂં નામ સાર્થક થાય તે માટે પણ આમનું ભગવાનનું પાલન કરો એવો ભાવ છે. આ તમારો કુમાર ગુણોને લીધે નારાયણ સમાન છે.

નારાયણ પણ ત્રણ પ્રકારનાં છે. (૧) અક્ષર (૨) પુરૂષ (૩) અંતર્યામી. ગુણોને લીધે જ તમારો પુત્ર નારાયણની સમાન છે. તેમના કર્મ અને પ્રભાવ નારાયણ કરતાં પણ અધિક છે. નરમાંથી ઉત્પન્ન થયેલ નાર તે અયન છે. જેનું તે નારાયણ એવો અર્થ લેતાં સૃષ્ટિમાં જેટલા જીવો છે. તે બધા ભગવાનના ગુણો જણાવનાર છે. તેથી ભગવાન પણ તેવા રૂપવાળા થયેલા છે.

બીજા પુરૂષે પોતાના સંબંધને યોગ્ય જીવોનો પરિગ્રહ કરેલો હોવાથી તેઓના સ્વભાવને મટાડનાર ગુણો તેઓના પ્રભાવ સાથે કહેલા છે.

ત્રીજો પુરૂષ અર્ન્તયામી જાણે જીવને વશ હોય તેમ તેને આધીન થઇને તેના બધા કાર્યોને પ્રેરે છે.

આ ત્રણે પ્રકારના ગુણો શ્રીકૃષ્ણમાં છે. તેથી ગુણોની બાબતમાં તે નારાયણની સમાન છે. બીજા ધર્મો શોભા, કીર્તિ અને પ્રભાવથી પણ નારાયણની સમાન છે.

બ્રહ્માંડમાં ત્રણ નારાયણ છે. (૧) લક્ષ્મી સહિત વૈકુંઠમાં બિરાજે છે. (૨) સૂર્ય મંડલમાં સર્વ વેદોસહિત બિરાજે છે. (૩) ભૂમી ઉપર બ્રાહ્મણોમાં યજ્ઞ નારાયણ રૂપે બિરાજે છે. ભગવાન કૃષ્ણ આ ત્રણે જેવા છે.

જેમ લક્ષ્મીજી સર્વ જગતની માતા, અક્ષરાનંદરૂપ સર્વ શોભાના ધામરૂપ છે આ ત્રણે ગુણો નારાયણ કહે છે. વ્યાપિવૈકુંઠમાં રહેલા ભગવાન લક્ષ્મીજીને જગત ઉત્પન્ન કરનારાં બનાવે છે. અને પરમાનંદ આપે છે. અને શોભા કરે છે. જેમ તે લક્ષ્મીજી માટે આટલું કરે છે. તેમ શ્રીકૃષ્ણ પણ આટલું કહે છે.

(૪) જેમ સૂર્યના મંડલમાં રહેલા નારાયણ સર્વ લોકોમાં કીર્તિ સ્થાપે છે. તેવી જ શ્રીકૃષ્ણની કીર્તિ છે.

આ સૂર્ય ઉગ્યો ન હોય ત્યાં સુધી કમળ ખીલતું નથી. કીર્તિ સૂર્યમાં રહેલી છે. સૂર્યથી જ અજ્ઞાનરૂપી દુઃખો દૂર થાય છે. અને સુખ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણની કીર્તિ પણ તેવી જ છે. જ્યારથી તેમનો ઉદય થયો ત્યારથી ભાગવત વિ. ગ્રંથોમાં સૂર્યની પેઠે પ્રકાશે છે.

૩ જેમ યજ્ઞો આધિદૈવિક હોઈ સર્વ કાર્યો કરે છે. અને દૂરથી પોતાનું મહાત્મ્ય બતાવે છે. તેમ શ્રીકૃષ્ણ પણ મોટા પ્રભાવવાળા છે. શ્રીકૃષ્ણ પોતાના છ ગુણોથી છ નારાયણોની સમાન છે.

એ પ્રમાણે ભગવાનના ગુણો કહીને શ્રીકૃષ્ણ નિધિ જેવા છે. એમ સિદ્ધ કરી 'સાવધાન થઈ રક્ષણ કરો' ઉપદેશ આપે છે. તમારે ક્યાંય જવું નહી અને તેમને ક્યાંય લઈ જવા નહિ અને સાવધાન થઈ રક્ષણ કરવું.

આટલું કહી ગર્ગાચાર્ય ગયા. હવે નીચેના શ્લોકથી કહે છે. (૨૦)



॥ श्रीशुक उवाच ॥

इत्यात्मानं समादिश्य गर्गे च स्वगृहं गते ।
नन्दः प्रमुदितो मेन आत्मानं पूर्णमाशिषाम् ॥२१॥
कालेन व्रजता तात गोकुले रामकेशवौ ।
जानुभ्यां सहपाणिभ्यां रिङ्गमाणौ विजह्रतुः ॥२२॥

**શબ્દાર્થ :**

એ પ્રમાણે પોતાને સારી રીતે ઉપદેશ આપી અને ગર્ગ પોતાને ઘેર ગયા ત્યારે આનંદ પામેલા નંદજીએ પોતાને બધી કામનાઓથી પૂર્ણ માન્યા. (૨૧)

થોડો સમય જતાં ગોકુલમાં રામ અને કેશવ બન્ને હાથોસાથે ઢીંચણોથી ભાંખડીયા ચાલતા રમવા લાગ્યા. (૨૨)

भगवान् लक्ष्म्या एतावत् करोति एवं कृष्णोपि करोति, यथा सवितृमण्डलस्थः कीर्तिं स्थापयति सर्वलोकेषु "न ह्यस्मिन्नुदिते दिनकरे सकलं कमलायते भुवन"मितिवाक्यात् कीर्तिः सूर्ये प्रतिष्ठिता यतः सर्वेषां स्वत एव शीताज्ञानादिसर्वदुःखनिवृत्तिः सर्वसुखं च भवत्येवं कृष्णकीर्तिरपि, यतः प्रभृत्युदितस्ततः प्रभृति सूर्यवदेव भागवतादिषु प्रकाशते, यथा यज्ञा आधिदैविकाः सर्वेषां सर्वकार्यकर्तारो दूरादेव माहात्म्यज्ञापकास्तया महानुभावो भगवान्, एवं षड्भिर्नारायणैस्तुल्यो भगवान् कृष्णो **गुणैः** षड्गुणैः, **श्रिया कीर्त्यानुभावेन च** तस्यैव विवरणं, एवं भगवद्गुणानुक्त्वा **चकारेण** "सत्यं शौच" मित्यादिप्रथमस्कन्धोक्तगुणानपि सङ्गुह्य परमनिधानत्वेनोपपाद्य सावधानान्तःकरणो भूत्वा प्रपञ्चविस्मरणेन **गोपयस्वे**त्युपदिशति **गोपायस्व समहित** इति, एतावता सर्वथावेक्षा कर्तव्या न क्वापि गन्तव्यं न नेय इत्युक्तम् ॥२०॥ एतावदुक्त्वा गते यज्जातं तदाहेतीति, आत्मानं नन्दं भगवन्तं वा सम्यगादिश्योपादिश्य, **गर्गे स्वगृहं मथुरां गते नन्दस्तद्वाक्यात् प्रमुदितः** सन्नाशिषामाशीर्भिः **पूर्णमात्मानं मेन** इतिसम्बन्धः, स्वस्यायोग्यत्वेन महतो ज्ञानान्न भीतो जातो नाप्ययं पुत्रो न भवतीति ज्ञात्वा दुःखितो जातो येनकेनापि प्रकारेण प्राप्तत्वाद् **गर्गोक्तं** प्रमाणमिति ज्ञापयितुं कृष्णो भगवानात्मेति **नन्दश्च** कृतार्थ इतित्रयं ज्ञापयितुमात्मपदं, सम्यगुपदेशो नास्मिन् शङ्का कर्तव्या नाप्यन्यस्माद् भयं सम्यग् रक्षणीयश्चेत्यादेश आज्ञा, अन्यथा गर्गोपि क्रुध्येदिति, एतावदुपदेशं कृत्वा नामकरणं च गर्गे गच्छति यदि कंसो मध्ये व्यसनं कुर्यात् तदापि चित्तस्वास्थ्यं न भवतीति **गर्गे स्वगृहं गत** इत्युक्तं, चकाराद् बालकयोः स्वस्मिन्नप्यन्येषु वा तत्र स्थितेष्वत्यन्तरङ्गेषु स्वगृहं गतेषु **गोकुलेपि** गर्गकर्मणोः प्राकट्याभावार्थं, तदा नन्दः सार्थकनामा भविष्यामीति प्रकर्षेण **मुदितः** प्राप्तमहानिधिः, **आशिषां** सर्वकामितपदार्था-नामन्येषां च पूरणार्थं पूर्णपरमातिशयकाष्ठां प्राप्तं **मेने**, स्वमनस्येव तथा ज्ञातवान् ॥२१॥

एवं नामचरित्रमुपपाद्य रूपचरित्रं वक्तुं भगवद्गतिः कालरूपेति तस्मिन्नेवाधिदैविके गच्छति सति भगवद्गतिरित्याह **कालेनेति**दशभिः, दशधा भगवद्रूपमत्र वक्ष्यतेवान्तरानन्तभेदयुक्तं,

गतौ गतिविशेषे च भूमौ रूपद्वयं हरेः । यशोदायां तथा रूपमुपविष्टं त्रिधा मतम् ॥१॥
अन्याश्रितं स्वतश्चैव कथञ्चित् सर्वथा तथा । उत्थितं तु त्रिधा रूपं युक्तं त्रिविधलीलया ॥२॥
बालकैर्मुग्धलीलाद्या धार्ष्ट्यधौर्त्यसमन्विते । निर्गुणावस्थरूपे च ज्ञापिते तु ततः परम् ॥३॥
सात्त्विकादिविभेदेन तत्तद्धृदयगामिनि । तांस्तांस्तु क्रमशो भावान् दूरीकृत्यान्तिमे स्थिरा ॥४॥
यशोदार्थमियं लीला प्रसङ्गादन्यगामिनी । यदैव ता गृहे व्यग्रास्तदैवं दशधा हरिः ॥५॥

तत्रादावुपविष्टस्य हरेरल्पचलनात्मिकां गतिलीलामाह **कालेनेति**, स्वतो व्रजता कालेन कृत्वाल्पेनैव **गोकुले** तत्रापि **यशोदाया** अङ्गणे **रामकेशवावुभावपि** नामकरणेन भगवदावेशाद् भगवन्तौ योगिध्येयो ब्रह्मादिवन्द्यश्च **रामकेशवौ**, मत्वर्थीयो वप्रत्ययश्चात्र सौन्दर्यार्थं परिगृह्यते, वस्तुतस्तु लौकिक एव **केशव**शब्दस्तद्धितान्तः,



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગર્ગાચાર્ય નંદજી અને ભગવાનને સારી રીતે ઉપદેશ આપીને ઘેર મથુરાં ગયાં. ત્યારે નંદજીએ પોતાને આશિષોથી પૂર્ણ માન્યા. એવો વાક્યનો સંબંધ છે. ભગવાનને સાચવવાની પોતાની અયોગ્યતાને લીધે મહાન ભગવાનના જ્ઞાનથી નંદજી ભય ન પામ્યા. અને તે બાળક પુત્ર નથી એમ જાણીને દુઃખી પણ ન થયા. ગર્ગાચાર્યે કહેલા મુજબ શ્રીકૃષ્ણ ભગવાન છે અને સર્વના આત્મા છે. અને નંદજી કૃતાર્થ થયા છે. એમ જણાવવા 'આત્માનં' પદ યોજેલું છે. 'સારી રીતે ઉપદેશ' શબ્દોથી આ ભગવાન વિશે શંકા કરવી નહિ. બીજા કોઈથી ભય રાખવો નહિ અને ભગવાનનું સારી રીતે રક્ષણ કરવું તેવો આદેશ છે. ગર્ગાચાર્ય પોતાને ઘેર જતા હોય ત્યારે રસ્તામાં કંસ કાંઇ દુઃખ દે તો નંદજીના ચિત્તને સ્વસ્થતા રહે નહિ તેથી 'ગર્ગ પોતાને ઘેર ગયા ત્યારે' એમ કહેલું છે. મૂલમાં 'ચ'અને' શબ્દ છે. એ બતાવે છે કે ગર્ગાચાર્યનું ગોકુલમાં આવવું અને નામકરણ કરવું એ પ્રગટ ન થાય તે માટે બધા નંદજી અને ભક્તો તે બધા પોતાને ઘેર ગયા. નંદજી ત્યારે બહુ આનંદ પામ્યા. કારણ કે મોટા નિધિ ભગવાન પ્રાપ્ત કર્યા હતા. તેમને પોતાના મનમાં અતિશય કાષ્ઠા સ્થિતિએ પહોંચેલા છે એમ માન્યું (૨૧)

એ પ્રમાણે નામકરણનું નિરૂપણ કરી, ભગવાનના રૂપ ચરિત્ર કહેવા માટે ભગવાનની ગતિ કાલરૂપ હોવાથી તે આધિદૈવિક કાલ જતો રહયો ત્યારે ભગવાનની ગતિ થઇ. તે હવે કહે છે.

અહીં આ શ્લોકો દશ છે તેમાં દશ પ્રકારનું રૂપ શુકદેવ કહેશે.

ગતિને લીધે અને અમુક પ્રકારની ગતિને લીધે, એવા બે હરિના રૂપો ભૂમી ઉપર કહ્યા યશોદા ઉપર બિરાજેલું એમ ત્રણ પ્રકારથી ભગવાનનું બેઠેલું રૂપ કહયું.

કારિકા :-(૮ ½ )અન્યનો આશ્રય કરી રહેલું, સ્વતંત્રતાથી લીલા કરતું. સર્વ પ્રકારે સ્વતંત્રતાથી લીલા કરતું એમ ત્રણ પ્રકારની લીલાવાળું ભગવાનના ઉભા રહેલા રૂપનું નિરૂપણ કર્યું. (૮½)

કારિકા :-૯½ પહેલાં બાળકો સાથે મુગ્ધલીલાવાળુંરૂપ, ધૃષ્ટતાવાળું રૂપ, ધૂર્તપણાવાળું રૂપ, નિર્ગુણ અવસ્થાવાળું રૂપ જણાવેલું છે. (૯½)

કારિકા :-(૧૦½ )ભગવાનનું રૂપ સાત્ત્વિક ભેદોથી જુદા જુદા પ્રકારના જીવોના હૃદયમાં પ્રવેશ કરનાર થઈ તેઓના ક્રમથી જુદા જુદા ભાવોને દૂર કરે છે. તેથી છેવટના નિર્ગુણરૂપમાં તેઓના હૃદયની સ્થિતિ સ્થિર થાય છે. (૧૦½ )

કારિકા :-(૧૧½ ) આ લીલા ભગવાને યશોદા માટે કરેલી પણ પ્રસંગથી બીજાઓને પણ પ્રાપ્ત થાય છે. જ્યારે તેઓ ઘરમાં વ્યગ્ર હોય છે. ત્યારે હરિ આવી રીતે દશ પ્રકારના રૂપ ધારણ કરે છે.

ભાવાર્થ :- તે પૈકી આરંભમાં બેઠેલા હરિની ચલનરૂપ ગતિની લીલા આ શ્લોકમાં કહે છે. પોતાની મેળે જતા કાલને લીધે થોડા જ કાલમાં ગોકુલમાં અને તેમાં પણ યશોદાના આંગણાંમાં રામ અને કૃષ્ણ બન્ને નામકરણ થવાથી ભગવાનનો આવેશ થવાથી યોગીઓ જેમનું ધ્યાન કરે છે, બ્રહ્મા વિ. જેમને વંદન કરે છે. તેવા રામ અને કેશવ ભાંખડીયા ચાલતા રમવા લાગ્યા. ખરેખર ! કેશવ શબ્દ લૌકિક છે પણ તે ભગવાનના અર્થમાં વપરાયેલો નથી. 'ક' એટલે બ્રહ્મ અને ઈશ એટલે શંકર એ બેને વ એટલે સુખ જેનાથી થાય છે તે કેશવ. તે બહું નાના મોટા હોવા છતાં ભાંખડીયા ચાલવાની વયમાં રહેલા હોવાથી તેમની ગતિ ભગવાનની ગતી હોવાથી સરખી છે. કારણ કે ભગવાનની હાજરીમાં જ બલભદ્ર નામકરણ દ્વારા ભગવાનનો આવેશ થતાં તે ચાલતા થયા એટલે ક્રિડા કરવા લાગ્યા એવો અર્થ છે.

કારિકા :-૧૨ દૈત્યોનું મર્દન કરવા માટે વિષ્ણુએ ઢીંચણોથી ચાલવા માંડયું કારણ કે બલિ દૈત્યોનો પતિ હોવાથી પોતે તેઓનું નિવારણ કરતો ન હતો. ૧૨

બેઠેલા હોય તે વળીને ચાલે અને તે બે ચરણોને આધીન હોય તેથી ઢીંચણોથી ચાલવા લાગ્યા એમ કહેલું છે. થોડા ચાલતાં વચ્ચે ભૂમી ઉપર શયન પણ કરતા હતા વળી ફરી ઉઠી ચાલતા હતાં. એવી રીતે ક્ષણમાં બેઠેલા અને ક્ષણમાં ચાલતાં એવા ભગવાનના રૂપનું ધ્યાન કરવું. આ ભગવાનની પ્રથમ ગતિ પુષ્ટ થતી હતી આ પછીના શ્લોકમાં કહેલી ગતિ પર્યંત રહી એમ જાણવું કારણ કે પાછળનું શરૂ થાય ત્યારે પહેલાનું પુરૂં થાય એ ન્યાય સિદ્ધ છે. (૨૨)

तावङ्घ्रियुग्ममनुकृष्य सरीसृपन्तौ घोषप्रघोषरुचिरं व्रजकर्दमेषु ।
तन्नादहृष्टमनसावनुसृत्य लोकं मुग्धप्रभीतवदुपेयतुरन्ति मात्रोः ॥२३॥

**શબ્દાર્થ :**

તેઓ નાના મોટા અવાજથી સુંદર લાગે એવી રીતે વ્રજના કાદવવાળી ભૂમીમાં પોતાના બેને ચરણો ખેંચી ઉતાવળે ચાલતા અને અવાજથી મનમાં આનંદ પામતા, લોકને અનુસરતા ભોળા અને ભય પામેલા પેઠે માતાની પાસે નજીક આવતા હતા. (૨૩)

न तु भगवद्वाचकः, केशयोर्वं सुखं यस्मादित्यर्थे प्रत्ययापेक्षाभावात्, उभयोर्न्यूनाधिकभावेपि वयसि स्थितयो : समाना गतिः, भगवत्सन्निधाने नामद्वारा सम्बन्धानन्तरमेव भगवत्त्वमत उभौ **जानुभ्यां सहपाणिभ्यां रिङ्गमाणौ** जातौ शनैस्तदान्योन्यं **विजह्रतुर्विहारं** कृतवन्तौ क्रीडां कृतवन्तावित्यर्थः ।

जानुभ्यां गमनं विष्णोर्दैत्यानां मर्दनाय हि । बलिर्दैत्यपतिर्भूत्वा न निवारयति स्वतः ॥१॥

उपविष्टयोर्नम्रीभूतयोर्गमनं पदाधीनमेवेति **जानुभ्यामेव** गमनमुच्यते, **पाण्योस्तु सहभावः**, तत्र प्रतिष्ठाभावात्, सम्पूर्णेनापि शरीरेण **रिङ्गमाणाविति** जानुभ्यां सह रिङ्गमाणाविति सहपदप्रयोगः, अनेन मध्येल्पचलनेपि भूमौ शयानावेव भवतः पुनरुत्थाने च तथा, एवं रूपाणि भगवतः सहस्राणि ध्येयानि हसद्रूपाणि क्षणमुपविष्टानि क्षणं प्रचलितानि च ॥२२॥ इयं प्रथमगतिरुत्तरश्लोकोक्तगितिपर्यन्तमनुसन्धेयोत्तरोत्तरपुष्टा, उत्तरस्यादिना पूर्वावसानस्य न्यायसिद्धत्वात्, द्वितीयमाह **तावङ्घ्रीति**, गतिविलासा अत्र निरूप्यन्ते, प्रथमतोलसवलितगतिः, **तावुभावपि**, एको भगवानिति न वैलक्षण्यं, **जानुभ्यामेव** गच्छन्तौ मध्येमध्ये जानुपीडामिव भावयन्तौ, **अङ्घ्रियुग्ममनुकृष्य** पादाग्रमधोमुखं कृत्वा जानुपर्यन्तं भूमिष्ठं विधाय शनैराकृष्य प्रश्चाच्छीघ्रं **सरीसृपन्तौ** द्रुतं गच्छन्तौ भवतः, तथा गमने हेतुमाह **घोषप्रघोषरुचिरमिति**, **घोषः** शब्दः**प्रकृष्टो** घोषस्ताभ्यां रुचिरं यथा भवति तथा प्रथमं गच्छन्तौ नूपुरक्षुद्रघण्टिकादीनां वादनमाकर्णयन्ताविव शब्दे दत्तकर्णौ शब्दगतिं विचारयन्तावङ्घ्रियुग्ममनुकृष्य शनैश्चलितौ, स शब्दः किं स्वाभरणादेव जायतेन्यस्मादिति वेति विचारयितुं गतेः शैघ्र्यं कुरुतः, तदा **प्रघोषो** भवति, तस्यापि विचारार्थं पुनः स्थितौ भवतः, **तदा प्रघोषेण रुचिरं यथा** भवति तथा **सरीसृपन्तौ** भवतः, पुनरेवं **घोषप्रघोषाभ्यां** बहुधा गतितरतमभावं प्राप्तौ **व्रजकर्दमेषु** गतौ भूमिदेहसम्बन्धकृतशब्दवैलक्षण्यग्रहणाय, तत्रापि चेच्छब्द आभरणानामेव नान्यस्येति **तन्नादहृष्टमनसौ** जातौ, अस्मद्गत्या तदनुगामी शब्दोपि रुचिरो भवतीत्येवं बहुधावृत्तिर्मनःपरितोषार्था, अनेन भगवान् चरित्रं कृत्वा तत्प्रतिपादकं च वाक्यं विधायोभयोर्योग्यतायां सन्माननं वक्तुः श्रोतुश्च करोतीति लक्ष्यते, एवं तयोरेव परस्परं गतिलीलामुक्त्वान्यानुरोधेनापि गतिलीलामाहानुसृत्य **लोकमिति**, यं कश्चित् स्त्रियं पुरुषं वा गच्छन्तमनुगच्छन्तौ गन्तव्यमेवेति कथमन्यथायं गच्छेदिति **कियद्दूरं** गमनानन्तरं तस्मिन् परिवृत्य दृष्टे दूरं गते वा **मुग्धप्रभीतवत् स्वमातुरन्ति** समीप **उपेयतुरितिसम्बन्धः**, गमने ज्ञानद्वयं, अस्मदीयाःकेचन गच्छन्तीत्यतोस्माभिरपि गन्तव्यं गन्तव्यमेव वा, तथा

सत्येकाकिना न गन्तव्यमिति तस्मिन् दूरं गते पश्चात् पुरस्ताच्चासहायमात्मानं मत्वा भीतौ भवतः, व्याघुट्य प्रदर्शने तु नायं मदीय इति मुख एव परिचयात् धर्मान्तरे तथा बुद्ध्यभावात् **मुग्धवत्** परावृत्तिर्भवति, **मुग्धश्चासौ प्रभीतश्चेति**, **प्रकर्षभये** मुग्धभावोपि हेतुः, अन्यथा भये कारणाभावात् "तस्मादेकाकी बिभेती" ति **भयमात्र**कारणत्वेपि प्रकर्षभये नान्यो हेतुः, गमनागमनलीला शीघ्रं सिद्धैव तथापि मुग्धभीतभावौ गमनागमनयोः क्रमेण सौन्दर्यसूचकौ, उभयत्र वा, तथैकाकिना नात्र स्थातव्यमिति गमनं, बालकयोः परिचयो मातर्येवावशिष्ट इति वदिति, ज्ञात्वापि तथानुकरणेन पुनर्गमनागमने, तत्र हास्यादिना बहवः प्रकारा भावुकानां मनोहरा भवन्ति, **लोकमित्या-लोकवन्तमुज्जवलस्त्रादियुक्तं**, **मात्रे** रन्तीत्यनेनैव सामीप्ये सिद्धे पुनरुपेतिग्रहणं कदाचिदागत्योपर्येव पततः कदाचिन्मध्ये किदाचिद्दूरविप्रकर्षेणेतिप्रकारभेदज्ञापकम् ॥२३॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** આરંભમાં અલસ અને વલિત ગતિ થાય છે. તેઓ બન્ને ઢીંચણોથી ચાલતા, વચ્ચે પીડા થતી હોય તેમ જણાવતા, બન્ને ચરણો ખેંચીને પછી ઝડપથી જવા એટલે ઉતાવળે ચાલવા લાગતા હતા.

'નાના મોટા અવાજથી' સુંદર લાગે તેવી રીતે શબ્દથી એ પ્રમાણે જવાનું કારણ કહયું છે. ઘોષ અને પ્રઘોષ અને નાનો મોટો અવાજ ઝાંઝર અને નાની ઘુઘરીઓનો અવાજ જાણે સાંભળતા હોય તેવી રીતે ધીરેથી પગને ખેંચીને ચાલતા હતા. ત્યારે ધીરો અવાજ થતો હતો. જયારે ઝડપથી ચાલતા હતા ત્યારે મોટો અવાજ થતો હતો. એવી રીતે વારંવાર ઘણી રીતે ભૂમી અને દેહના સંબંધથી વ્રજના કાદવમાં જતા હતા. અને પોતે આનંદ પામતા હતા. ભગવાનનું અમુક ચરિત્ર કરીને ચરિત્રને જણાવનારૂં વાક્ય તે વાક્યના શ્રોતા અને વક્તા. તે બંનેનું સન્માન કરે છે.

એ પ્રમાણે ભગવાન અને બલભદ્ર બંનેની પરસ્પર ગતિની લીલા કહીને "લોકને અનુસરીને" શબ્દોથી બીજાને અનુસરવાની ગતિની લીલા પણ કહે છે.

જવાનું છે તેથી અથવા જવાનું ન હોય તો આ શા માટે જાય ? એવા વિચારથી હરકોઈ સ્ત્રી અગર પુરૂષ જતું હોય તેની પાછળ તેઓ બંને જતા. કેટલાક દૂર ગયા પછી તે પાછું ફરી જુએ ત્યારે ભોળા અને ભય પામેલાની પેઠે પોતાની માતાની પાસે નજીક આવતા હતા એવો વાક્યનો સંબધ છે.

એ પ્રકારે કોઈની પાછળ જવામાં બે પ્રકારનું જ્ઞાન હોય છે. અમારા કોઈ ભક્ત જાય છે. એટલે તે કારણથી અમારે પણ જવું જોઈએ અથવા જવાનું છે એમ હોય ત્યારે એકલાએ ન જવું જોઈએ તેથી કોઈની પાછળ જાય તે દૂર જાય ત્યારે તે સ્થળેથી પાછા ફરવામાં

અગર આગળ જવામાં પોતે સહાય વગરના છે એમ માની ભય પામતા અમારા કોઇ ભક્ત જાય છે. ત્યારે અમારે પણ જવું જોઇએ એવા વિચારથી જતા હોય ત્યારે પરિચય માત્ર સુખનો હોય છે. બીજા કોઇ ધર્મમાં તે ઓળખી શકાય તેવી બુદ્ધિ હોતી નથી. તેથી તે પાછું ફરી પોતાનું મુખ દેખાડે ત્યારે આ તો મારો સેવક નથી એમ જાણી ભોળાની પેઠે પાછા ફરવાનું થાય છે. ઘણો ભય પામેલામાં ભોળપણ પણ હોય છે. જો તેમ ન હોય તો ભયનું કંઇ કારણ નહિ હોવાથી ''તેથી એકલો ભય પામે'' એ વાક્ય પ્રમાણે ભય પામવાનું ભોળપણ સિવાય બીજુ કંઇ કારણ નથી. જવામાં અને પાછા આવવામાં અનુક્રમે ભોળપણના અને ભય પામેલાઓના ભાવો સૌન્દર્ય દર્શાવનારાં છે અહી એકલા રહેવું જોઇએ નહિ એવા વિચારથી જવાનું થાય છે. બાળકોને ખાસ પરિચય માતાનો જ હોય છે.

તેઓ ભોળા કે ભય પામેલા નથી. પણ જેવા હોય તેવા જણાય છે. તે સમયે ભાગ્યશાળી ભકતોને મનોહર લાગે તેવા ઘણા પ્રકારો હાસ્ય વિગેરેથી થાય છે. ભગવાન અને બલભદ્ર કોઇવાર આવીને માતાની ઉપર જ પડતા, કોઇવાર મધ્યે રહેતા, કોઇવાર નજીક આવતા કોઇવાર દૂર રહેતા 'નજીક' એમ વધારે કહેલ છે. એ પ્રમાણે સ્વતંત્રતાથી લીલાનું ઘણા પ્રકારે વર્ણન કર્યુ હવે નીચેના શ્લોકમાં માતાની સાથે જુદા જુદા પ્રકારની ક્રિયા કરતા બેઠેલા રૂપની લીલા કહે છે. (૨૩)



तन्मातरौ निजसुतौ घृणया स्तुवन्त्यौ पङ्काङ्गरागरुचिरावुपगूह्य दोर्भ्याम् ।
दत्वा स्तनं प्रपिबतोः स्म मुखं निरीक्ष्य मुग्धस्मिताल्पदशनं ययतुः प्रमोदम् ॥२४॥
यर्ह्यङ्गनादर्शनीयकुमारलीलावन्तर्व्रजे तदबलाः प्रगृहीतपुच्छैः ।
वत्सैरितस्तत उभावनुकृष्यमाणौ प्रेक्षन्त्य उज्झितगृहा जगृहुर्हसन्त्यः ॥२५॥

**શબ્દાર્થ :**

તેઓની માતાઓ પોતાના પુત્રોની ઘૃણાથી સ્તુતિ કરવી, કાદવના સુંગધી લેપથી સુંદર લાગતા બે હાથોથી ભેટી, ધવરાવવા માંડી, સારી રીતે ધાવતાં મુગ્ધ હાસ્ય અને કૂણા દાંતવાળા મુખને જોઇને ઘણો આનંદ પામતી. (૨૪)

જ્યારે સ્ત્રીઓને દર્શન કરાવવા યોગ્ય કુમાર લીલાવાળા થયા ત્યારે વ્રજની સ્ત્રીઓ વ્રજમાં તેઓએ જેમનાં પૂંછડા પકડેલા છે તેવા વાછરડાઓથી આમ તેમ ખેંચાતાં બંનેને જોતી ઘર તજી હસતી તેમને પકડતી હતી. (૨૫)

एवं नानाविधगमनागमनाभ्यामुपविष्टलीला स्वतन्त्रतया बहुधा वर्णिता, मात्रा सह नानाविधक्रियाभिःसहितस्योपविष्टस्य लीलामाह तन्मातराविति, यशोदारोहिण्यौ निजसुतौ स्वं स्वं सुतं घृणयौत्कण्ठ्यस्नेहेन स्तुवन्त्यौ पङ्क एव योयमङ्गरागस्तेन रुचिरौ

**दोर्भ्यामुपगूह्यालिङ्ग्य स्तनं दत्वा पिबतोश्च मुखं निरीक्ष्य प्रकर्षेण मोदं ययुरिति**सम्बन्धः, नृत्यन्ताविव समागच्छन्तौ धृत्वा वा नृत्यं कुर्वन्तौ मातृप्रेरणया वान्यप्रार्थनया वा नृत्यन्तं पश्यन्तौ वा,स्तोत्रे पञ्चधा नृत्यं हेतुः, लीलाभावाश्चासङ्ख्याताः, रोषभावाश्च त्रिविधाः स्तोत्रविषयाः तत्र स्तोत्रं द्वेधा सम्भवति परमार्थतो लोकतश्च, लोकतो घृणा **घृणयास्तुवन्त्याविति**पदच्छेदे परमार्थतः स्तोत्रं, **घृणयोपलक्षिते वा मातरौ,** भगवद्व्यतिरिक्ते सर्वत्र घृणा सञ्जातेति, 'सघृण' इत्यादौ 'घृणा' स्नेहदयाप्युच्यते, भगवत्कर्तुकोपगूहनदशा भिन्ना ताभ्यामुपगूढयोरन्या, अत्रापि बहवो भेदाः सम्भवन्ति, स्तनपानदशा तु स्वतन्त्रा, आलिङ्गितयोर्वा भयाभावात् स्तनपानं, **निरीक्षणलीलापि** बहुविधा, सर्वत्र **प्रमोदः** फलमुभयोर्मातृत्वमन्यथा शङ्कितं भविष्यतीति बुद्धिदार्ढ्यार्थं निरूपितं, भगवतोपि मातरि वैलक्षण्यभावाजननार्थं **निजसुता**वित्युक्तं, भगवत्सम्बन्धेपि सर्वपुरुषार्थानां भगवद्रूपेण भिन्नतया वा ज्ञानाभावाय **घृणा** निरूपिता, भौमाः सर्व एवावयवास्सुगन्धा भविन्त, विजातीयैश्चोपहता अन्यथा भवन्त्यलौकिकं तेजश्चेद् भवति तदोत्तमता भवति, तत उच्यन्ते कस्तूरीकुङ्कुमचन्दनादिष्वङ्गरागपदानि, वस्तुतस्तु मृदवयवा एव गन्धतेजोभ्यां सहितास्तथा व्यपदिश्यन्ते, भगवत्सम्बन्धाद् दोषनिवृत्तिपूर्वकगुणाधानमुचितमेव, अतः **पङ्कस्याङ्गरागत्वं,** पङ्कपदप्रयोगाच्चैवं ज्ञायते, **अङ्गसम्बन्धानन्तरमेवाङ्गरागत्वमिति, रुचिराविति** परमार्थापेक्षयाधिक्यं सूचयति, स्वेनैव ह्यङ्गरागत्वं सम्पादितं स्वतेजसानुभावेन वा पुनस्तेनैव **रुचिरत्वमङ्गरागस्य** माहात्म्यख्यापनाय, ततोप्यधिकतेजस आविर्भावः प्रत्यक्षतः पङ्कदर्शनयुक्तयोरपि **पङ्काङ्गरागरुचिरत्वं** निस्सन्दिग्धं भावितमिति **दोर्भ्यामुपगूहनमुक्तं,** निर्दुष्टभाव एव भगवत्युचित इति न तु दोषत्वमङ्गीकृत्य, अविहितभावख्यापनार्थं **दत्वा स्तनमित्युक्तं,** अन्यथा मुक्तिलीलायां प्रवेशः स्यात्, गमनागमनाभ्यां बालकाः क्षुधिता इति **प्रकर्षेण पानं,** नन्वेवं स्त्रीणां बाललीला कथं भवद्भिरवगता योगे ध्याने वा कैवल्यस्यैव भाव्यत्वाद् गमनं तु नास्त्यवर्णितत्वादित्याशङ्क्याह **स्मेति,** सर्वलोकप्रसिद्धैषा लीला, अतो नालौकिकप्रकारो ज्ञाने वक्तव्यः, **मुख**मित्येकवचनमेकस्यावेशितत्वेन प्रकटमेकमेव मुखमिति ज्ञापयितुं, तदग्रे विस्तरेण वक्ष्यते, ननु मुखस्य भक्तिरूपत्वात् तत्र सम्यङ्**निरीक्षणे** जाते कथं लौकिकभावः सिध्येदित्याशङ्क्याह **मुग्धस्मितालपदर्शनमिति, स्मितस्य** दन्तानां च मायास्नेहरूपत्वान्मोहकत्वं, **मुग्धं** सुन्दरं **स्मितमल्पता** स्वासक्तिजनकता च निरूपिता, मोहकं त्वन्यत्रैवासक्तिं जनयति, अल्पदर्शनानि च, तथा क्षीरकणसहिता दन्तपङ्क्तिरुक्ता,

अतौ लौकिकालौकिकभावयोर्मिश्रणात् **प्रकष्टो मोदः** ॥२४॥ एवं लीलात्रयं फलान्तं निरूपितं, स्वतःस्थितयोर्लीला आह **यर्ह्यङ्गनेतित्रिभिः**, अत्र सर्वा एव स्त्रियोधिकारिण्यः, अन्यासां सामान्यतो निरोधाभावे तत्सङ्गदोषेण जनन्योर्निरोध उच्यमानो न भवेत्, राजसभावस्तु कोटिशो भवन्ति तान् सर्वानेव सङ्गहीतुं यर्ह्यङ्गनादर्शनीयकुमारलीलावित्युक्तं, अङ्गनास्तु -



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** યશોદા અને રોહિણી ઘૃણા એટલે ઉત્કંઠાવાળા સ્નેહથી સ્તુતિ કરતી, કાદવ, જે આ સુંગધી લેપ તેનાથી સુંદર લાગતા બે હાથોથી ભેટી એટલે આલિંગન કરી, ધવડાવવા માંડી અને ધાવતાં તેમના મુખને જોતાં ઘણો આનંદ પામતી જાણે નૃત્ય કરતા હોય તેવી રીતે માતાની પાસે આવતાં અથવા માતાની પ્રેરણાથી નૃત્ય કરતા એમ પાંચ પ્રકારે નૃત્ય કરવાનું કારણ થયું લીલાના હજારો ભાવો અને રોષના ત્રણ ભાવોની સ્તુતિ માતાઓ કરતી..

આ સંબધમાં બે પ્રકારની સ્તુતિ છે. (૧) પરમાર્થ રીતે (૨) લોકની રીતે. લોકની રીતે સ્તુતિ કરે ત્યારે તિરસ્કાર થાય છે. ઘૃણાથી સ્તુતિ કરતા ન હતા. પણ પરમાર્થ રીતે સ્તુતિ કરતા હતા એવો અર્થ છે. ઘૃણાનો અર્થ સ્નેહથી થતી દયા પણ થાય છે.

ભગવાન માતાઓને ભેંટે એક જુદી દીશા અને માતાઓ બંન્નેને ભેંટે તે બીજી દશા. તેમાં ભેટવામાં પણ ઘણા ભેદો છે. તેમાં સ્તનપાન કરે એ સ્વતંત્ર દશા છે. અથવા માતાઓ એ આલિંગન કરેલા તે ભય વગરના થઇ, સ્તનનું પાન કરતા. મુખ જોવાની પણ લીલા બહુ પ્રકારની છે. બધી લીલાઓનું ફલ આનંદ છે. આ અમારા પુત્રો છે.બુધ્ધિ દઢ કરવા તે ફલનું નિરૂપણ કરેલું છે. 'પોતાના પુત્રો' પદ યોજીને તે માતાઓ છે તે દઢ કરે છે.

ભૂમીના બધા અવયવો સુંગધવાળા હોય છે. જયારે બીજા મહાભૂતોના અવયવો તેને દબાવી દે છે ત્યારે દુર્ગંધવાળા થાય છે. ભૂમીનું અલૌકિક તેજ થાય ત્યારે ઉત્તમ બને છે. તેથી કસ્તુરી, ચંદન, કંકુ વિ. અંગરાગ સુંગધી લેપ કહેવામાં આવે છે. પણ ખરી રીતે ભૂમીના અવયવોમાં જયારે સુંગધ અને તેજ મળે છે. ત્યારેં તેઓજ સુંગધીવાળા કહેવાય છે.

હરકોઇ પદાર્થને જયારે ભગવાનનો સંબંધ થાય ત્યારે તેમાંથી દોષો જતા રહે છે. અને ગુણો આવે છે એ જ યોગ્ય છે તેથી કાદવ પણ અંગરાગલેપ બને છે. કાદવ પદથી ભગવાનના અંગનો સંબંધ થયા પછી તે અંગરાગ થાય છે. તે પોતાના તેજથી કાદવને અંગરાગ બનાવ્યું. તેનાથી જ પોતે સુંદર બન્યા. પ્રત્યક્ષ કાદવથી ખરડાયેલા હોવા છતાં તેઓ કાદવના અંગરાગથી સુંદર જણાતા હતા. તેથી બે હાથોથી ભેટવાનું કહેલું છે.

શાસ્ત્રમાં વર્ણવેલ ભાવ આ નથી. તે જણાવવા ''ધવડાવવા માંડી'' શબ્દો યોજેલ છે. જો એમ ન હોય તો માતાઓનો મુક્તિની લીલામાં પ્રવેશ થાય. મોક્ષ થાય. જવાથી અને આવવાથી બાળકોને ભૂખ લાગે તેથી સ્તનપાન કર્યુ. તમો સ્ત્રીઓની આવી બાળલીલા ક્યાંથી જાણી ? યોગમાં અથવા ધ્યાનમાં તો માત્ર મોક્ષની જ ભાવના હોય છે. આવી લીલાની ભાવના હોતી નથી. અને જવાનું અને આવવાનું હોતું નથી. એવી શંકા થાય તેથી 'સ્મ' શબ્દ યોજેલ છે. આ લીલા સર્વ લોકમાં પ્રસિધ્ધ છે. તેથી આના જ્ઞાનમાં અલૌકિકનો પ્રકાર કહેવાનો નથી. એકમાં બલભદ્રમાં ભગવાનનો આવેશ થયેલ હોવાથી એકજ મુખ પ્રગટ હતું. તેથી મુખ શબ્દ એકવચનમાં છે. ભગવાનનું મુખ ભક્તિરૂપ હોવાથી તેને સારી રીતે જોવાથી લૌકિકભાવ કેમ સિદ્ધ થાય ? (૨૪)

એવી શંકામાં ''મુગ્ધ હાસ્ય અને કૂંણા દાંતવાળા'' શબ્દો યોજેલ છે. હાસ્ય અને દાંતો માયા અને સ્નેહરૂપ હોવાથી મોહ ઉત્પન્ન કરનાર છે. જે મોહ ઉત્પન્ન કરતું હોય તે તો બીજામાં જ આસક્તિ ઉત્પન્ન કરે. કૂંણા દાંતોથી દુધના બિંદુઓવાળી દાંતોની હાર કહેલી છે. એ પ્રમાણે ફલ સુધી ત્રણ લીલાઓનું નિરૂપણ કર્યુ.

આ લીલામાં બધી સ્ત્રીઓ અધિકારવાળી છે. રાજસ ભાવો તો કરોડો છે. તે બધાયનો સમાવેશ કરવા 'જ્યારે સ્ત્રીઓને દર્શન કરાવવા યોગ્ય કુમારલીલાવાળા થયા, એમ કહેલું છે. તરૂણ સ્ત્રીઓ તેઓને દર્શન કરવા યોગ્ય કુમારલીલા જેઓની છે. તેવા શ્રીકૃષ્ણ અને બલભદ્ર થયા.

તે તરૂણીઓ ત્રણ પ્રકારની છે. (૧) કૌતુકવાળી (૨) રસવાળી (૩) કામવાળી. જ્યારે તેમને દર્શન કરાવવા કુમાર લીલાવાળા થયા ત્યારે પોતાનું ભોળપણ જણાવવા વાછરડાના પૂંછડાને પકડી ઉભા રહેવા લાગ્યા. અહીં કુમાર એટલે બે વર્ષના બાળક કરોડો કામદેવના લાવણ્ય કરતાં પણ વધારે સુંદર કુમાર કહેલા છે.

સ્ત્રીઓ દર્શન કરવા યોગ્ય ભગવાનના રૂપની ભાવના કરે અગર નિર્ભયપણે દર્શન કરે તે માટે જ્યારે સ્ત્રીઓને દર્શન કરાવવા યોગ્ય કુમારલીલાવાળા થયા. એમ કહેલું છે. તેથી એમ જણાય છે કે તૃણાવર્તના વધ પછી જ્યાં સુધી આ ભાવ થયો ન હોત ત્યાં સુધી સ્ત્રીઓને નિરંતર ભગવાનનું દર્શન થતું ન હતું. દષ્ટિથી, સ્પર્શથી અને સંબંધથી એમ ત્રણ પ્રકારે સુખ આપવાની લીલાઓ અહીં કહી છે. વાછંરડાં એટલે ગાયોના પુત્રો; લીલા કરવા માટે ભગવાનના કર્મના અંગભૂત દેવતાઓનો ભાવ ધારણ કરે છે. તેમને પકડે છે. પરંતુ તે મૂઢે આમતેમ ભટકતા ''જેમ ગર્ભના પાત્રને કાપી શિપિવિષ્ટ વિષ્ણુને હોમ કરે છે'' તે બીજાઓની શાંતિ માટે કરે છે. તેમાં પ્રાકૃત અને વૈકૃત સાથે સંબંધ કરાવે છે. આપણા વાછરડાઓ છે જેમનું પૂંછડું ભગવાને જોરથી પકડયું છે. જેથી તેઓ દોડી શકતા નથી. આ લીલામાં સ્ખલન થતું નથી.

ભગવાન પોતે અને બલભદ્રમાં આવેશથી ક્રીડા કરે છે. એમ કહેવા બંન્ને શબ્દ યોજેલ છે. ભગવાન પણ વાછરડાને ખેંચે છે અને વાછરડાંઓ ભગવાનને ખેંચે છે. તેથી તે પણ પોતાની ઇચ્છાથી જઇ શકતો નથી. આમ તેમ ખેંચાણ થાય છે. વાછરડાઓ બહુ વચન છે. એટલે એકને છુટી જતાં બીજાને પકડે છે. વ્રજની સ્ત્રીઓ ભગવાનની પરાધીનપણાની સ્થિતિ જોતી જ રહી. તે પ્રમાણે પોતાના અન્તઃકરણ પાસે કર્મનો ત્યાગ, કરાવીને, આશ્રમનો પરિત્યાગ કર્યા સિવાય, પોતાના પુરૂષાર્થ માટે ભગવાનને પકડવાનું સંભવતું નથી. તેથી બિલાડાઓ ધમસાણ મચાવતા હોય તેવા ગૃહનો ત્યાગ કરીને અમે વ્રજસ્ત્રીઓ ભગવાનને પકડી રાખીએ ત્યારે આવી રીતે ખેંચાણ થતું નથી. (૨૫)

જે સ્ત્રીઓ જ્ઞાનને પારાયણ હતી તેઓ જોતી. જેઓ વૈરાગ્યવાળી હતી તેઓ ઘર ત્યજતી અને જેઓ ફલની ઇચ્છાવાળી હતી તેઓ હસતી એમ ત્રણ પ્રકારની સ્ત્રીઓ પકડતી એમ કહેલું છે.

બધી સ્ત્રીઓ ભેગી થઇ પકડતી ત્યારે તેઓ ગમે તે સ્થલે લઇ જાય એ સંભવે છે.

આ ગાયનું પૂંછડું પકડવાની પરાધીન લીલાનું વર્ણન છે.



शृङ्ग्यग्निदंष्ट्र्यसिजलाद्विजकण्टकेभ्यः क्रीडापरावतिचलौ स्वसुतौ निषेद्धुम् ।
गृह्याणि कर्तुमपि यत्र न तज्जनन्यौ शेकात आपतुरलं मनसोनवस्थाम् ॥२६॥

**શબ્દાર્થ :**

શીંગડાવાળા પ્રાણીઓ, અગ્નિ, દાંતવાળા પ્રાણીઓ અસિ, જલ, પક્ષીઓ તથા કાંટામાંથી રમતીયાળ, બહુ ચપલ, પોતાના પુત્રોને રોકવા માટે જ્યારે તેમની માતાઓ ઘરના જરૂરી કામો પણ કરી શકતી નહતી ત્યારે મનમાં ઘણી ચિંતા પામતી હતી. (૨૬)

तरुण्यस्तासां **दर्शनीया कुमारलीला** ययोः,तास्त्रिविधा भवन्ति कौतुकाविष्टा रसाविष्टाः कामाविष्टाश्चेति, यदैव तौ तासां दर्शनीयलीलौ तदैवातिमुग्धत्वख्यापनार्थं वत्सपुच्छावलम्बनेन स्थितौ भवतः, लौकिकाभिनिवेशभयाच्छुकेन न विशेषत उक्तः, **कुमारो**त्र द्विवार्षिकः, कुत्सितो **मारो** यस्मादिति कन्दर्पकोटिलावण्याधिकसुन्दर उक्तस्तद्गतोत्कृष्टभावा अप्यस्मिन् निरूपिताः, अङ्गनानां दर्शनीयभावनार्थं जातानुभावानां वा निर्भयेन दर्शनार्थं यर्हीति, **तृणावर्त**वधपर्यन्तमन्यदा वा यावदयं भावो न जात इति तावन्निरन्तरदर्शनं न जातमिति ज्ञापितं, दृष्टिस्पर्शसम्बन्धैस्त्रिविधाः सुखदा उक्ताः, **एतादृशावङ्गनीयकुमारलीलौ**, **अन्तर्व्रज** इति, व्रजमध्ये सर्वास्यमेव दर्शनयोग्यस्थाने, तदबला व्रजबाला अन्यत्र गमनयोग्यतारहिताः, **वत्सैरितस्ततोनुकृष्यमाणौ जगृहुरिति**सम्बन्धः, वत्सा गोपुत्राः, भगवाँल्लीलार्थं कर्माङ्गदेवताभावं तदवलम्बनं वा

करोति, ते तु मूढा इतस्ततः प्राकृते वैकृते च संयोजयन्ति यथा गर्दभपादच्छेदनं कृत्वा "विष्णवे शिपिविष्टाय जुहोती" रिक्तस्य शान्त्या" इतिफलार्थं, एतेपि वत्सा भगवता प्रकर्षेण **गृहीतं** पुच्छं येषां द्वयोरेकस्य वा प्रकर्षेण ग्रहण तेषां धावनं, प्रदर्शनार्थमेव यतो मुग्धभावः, अतो न स्खलनमत्र, **उभाविति** भगवान् स्वत आवेशतश्च क्रीडतीति वक्तुं, **अनुकर्षणं** शनैः शनैः कर्षणं, भगवानपि वत्समाकर्षति वत्सतर्यश्च भगवन्तं, अतो वत्सस्यापि नेष्टगतिः, अत **इतस्तत** आर्कषणं, **वत्सैरिति**बहुवचनं धृतस्य पलायनेपि पुनरन्यग्रहणार्थ, एवं पराधीनभगवद्गतिं दृष्ट्वा प्रेक्षन्त्य एव स्थिताः, **अत्रैव तात्पर्ययुक्ता उपनिषद इव स्थिताः**, नत्वन्याधीनत्वेनान्यथा ज्ञातवत्यः, एवं कर्मभ्यस्त्याजयित्वा स्वार्थं ग्रहणमाश्रमपरित्यागव्यतिरेकेण न सम्भवतीति गृहं बिडलादिभिरप्युपद्रुतं परित्यज्य तदवेक्षामकृत्वा **जगृहुः**, हसन्त्य इति, अस्मत्परिग्रहे **नैवमितस्तत** आकर्षणं भवति न वा स्वलनसम्भावना, **प्रेक्षन्त्यो** ज्ञानपरा **उज्झितगृहा** विरक्ता **हसन्त्यः** फलार्थिन्यस्त्रिविधानां ग्रहणार्थमुक्तं, ग्रहणानन्तरं विनियोगस्तु पूर्वमेव कथितः, सम्भूयग्रहणपक्षे स्वतोपि सर्वतो नयनं सम्भवति, **उज्झितगृहा** इतिवचनादन्यत्रापि नयनं, हसन्त्य इत्यपि तथा, किं बहुना सर्वप्रकारेण **जगृहुः**, सर्वासामेव यथा ग्रहणं भवति तथा भगवान्, **गोपुच्छधारणलीलेयं** पराधीना निरूपिता ॥२५॥ स्वतो गतिलीलामनेकविधामाह **शृङ्गीति**, गोपिकास्तु स्वत्वभावदोषरहिताः, अलौकिकभावेनापि वशीकृताः, विचाराभावाद् रसेनापि तारुण्यात् कौतुकेनाप्यन्यार्थं च निरूपिताः शीघ्रमेव विस्मृतप्रपञ्चा भगवदासक्ता निरूपिताः, **यशोदारोहिण्यौ** तु **तद्विपरीते** इति तयोस्तदुभयसम्पादनार्थं षड्गुणैः स्वेन च सप्तधा लीलां कृतवान्,

इष्टस्य दुष्टसम्बन्धे शिष्ट पुष्टिं विमुञ्चति । नान्यथेति हरिः प्रीतः सत्यः क्रूरगतो भवेत् ॥१॥
श्रृङ्गिणो दंष्ट्रिणश्चैव पक्षिणश्च विघातकाः । चेतनास्त्रिविधा एव ततोन्ये तु चतुर्विधाः ॥२॥
कृत्रिमाः सहजास्तेपि खड्गाग्निजलकण्टकाः ॥२१/१॥

**श्रृङ्गिणो** गावः, **अग्निर्धूमार्थ** स्वेदार्थं वा कृतः, **दंष्ट्रिणो** मर्कटाः, **असिः** खड्गादिसाधनानि, जलं कूपगर्तादिस्थितं, कलशादिस्थितं वा पातनात्, **द्विजाः** पक्षिणः शुकादयः, **कण्टकानि** च्छित्वा स्थापितानि परितो वेष्टनरूपाणि, तेभ्यो निवारणं वचनान्न भवति, आज्ञाकारित्वेपि चाञ्चल्यात् वस्तुतस्त्वाज्ञां दातुमपि न प्रेरयति, उपद्रवज्ञाने निर्बन्धेन निवारणं, तत् तु कर्तुमयुक्तमित्याह **क्रीडापराविति**, **क्रीडैव परोत्कृष्टा** नियामिका ययोर्बालकयोः तर्हि क्रीडासाधनानि सम्यक्स्थले कृत्वा देयानीति चेत् तत्राहातिचलाविति, अत्यन्तंचलौ, तर्ह्यन्यः कश्चित् तदवेक्षकः स्थाप्य इति चेत् तत्राह स्वसुताविति, स्वेनैव सूताविति तदर्थं क्लेश

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગોપીઓ દોષ વિનાની હતી અને અલૌકિકભાવથી પણ વશ થયેલી હતી. વિચાર વિનાની હોવાથી રસથી પણ વશ થયેલી. તરૂણપણાને લીધે કૌતકથી પણ વશ થયેલી અને બીજા માટે વશ થયેલી જણાવેલી છે. તેઓને ભગવાનમાં આસક્ત વર્ણવેલી છે. યશોદા અને રોહિણી તો તેમનાથી ઉલટા જ પ્રકારનાં હતાં. તેથી તે બંને પોતાના છ ગુણોથી અને પોતાના સ્વરૂપથી એમ સાત પ્રકારે લીલા કરી.

કારિકા :-૧૩ ઈષ્ટનો દુષ્ટ સાથે સંબંધ થાય ત્યારે ઈષ્ટ પોતાના પોષણનો ત્યાગ કરે છે. તેમ ન થાય તો ત્યાગ કરતા નથી. તેથી સત્યરૂપ હરિ પ્રસન્ન થઈ કુર પાસે ગયા.

કારિકા :-૧૪ શીંગડાવાળાં પ્રાણીઓ, દાંતવાળા પ્રાણીઓ, પક્ષીઓ એ ત્રણ પ્રકારનાં ચેતન જીવો જ મારનારાં છે. તેનાથી બીજા અચેતન તો ચાર પ્રકારના મારનારાં છે.

કારિકા :-૧૫ તેઓ પણ તલવાર, અગ્નિ, જલ અને કાંટાઓ એમ બનાવટી અને કુદરતી હોય છે. (૧૫)

શીંગડાવાળા પ્રાણીઓ એટલે ગાયો, અગ્નિ, ધુમાડો પરસેવો લાવવા કહે છે. દાંતવાળાં પ્રાણીઓ એટલે માંકડાં અસિ એટલે તલવાર આ બધા પ્રાણ હરનારા સાધનો.

જલ કૂવામાં રહેલું અથવા ખાડામાં ભરેલું અથવા કલેશોમાં રહેલું, પક્ષીઓ એટલે પાંખવાળા પોપટો-કાંટાઓ એટલે કાપેલા ચારેબાજુ વાડામાં રોપલા - આ બધામાંથી ભગવાનને રોકવાનું વચનથી બને નહિ. એ ચંચલ હતા. તેથી આ સાત પદાર્થોથી દૂર રહેવાની આજ્ઞા કરી શકાતી જ નથી. તેમને આજીજી કરીને રોકવામાં આવતાં પણ તેમ કરવું યોગ્ય ન હતું. એમ 'રમતીયાળ' શબ્દથી કહે છે. 'કીડાપરૌ' એટલે રમતીયાળ. ત્યારે રમતમાં સાધનો સારાં એકઠા કરી તેમને આપવા જોઈએ. એવી શંકા થાય ત્યાં 'અતિચકૌ'શબ્દ યોજેલ છે. તે બહુ ચપલ હતા. તે એક સ્થળે બેસી રહે એવા ન હતા. તેથી તેમની સંભાળ રાખવા 'સ્વસુતૌ' પોતાના પુત્ર પદ યોજેલ છે. તેમને જ જન્મ આપેલો છે અને દુઃખ સહન કરવું જોઈએ અને તેમને ઘણો પ્રેમ હોવાથી બીજા કોઈને તે કામ માટે રોકતાં ન હતાં.

ઉપરના પદાર્થોથી રોકવા માટે તો કામ કરીને જ કરવું જોઈએ તેમને જુદા જુદા સ્થળોથી સારા સ્થાનમાં રાખવા જોઈએ દરેક ક્ષણે આ કરે તો ઘરનું કામ થઈ શકે નહિ. 'ઘરમાં જરૂરી કામો પણ કરી શકતા ન હતાં' એ શબ્દોથી કહે છે. લોકમાં નિષ્ઠા (શ્રધ્ધા અથવા રચ્યા પચ્યા રહેવું) અને ભગવાનમાં નિષ્ઠા એ પરસ્પર વિરૂધ્ધ છે. આ

મધ્ય લીલા છે. નિરોધ હેતુ થતો ન હતો. બાળકોને ક્રૂર પ્રાણીઓથી રોકવાનું, ઘરમાં જરૂરી કામ કરવાનું, એ બંને કાર્યો માતાઓ માટે સરખાં હતાં. જ્યારે ઘરનાં કામો કરી શકતા ન હતા ત્યારે મનનું વ્યગ્રપણું અને ચિંતા પામતા. એક ક્ષણ પણ કોઈ સ્થળે તેઓના મનની સ્થિરતા રહેતી ન હતી. એવો અર્થ છે. (૨૬)

એ પ્રમાણે માતાઓના નિરોધ માટે બહુ પ્રકારની લીલા કહી. હવે ભૂમીની ચંપી કરતા હોય તેવી ગતિનો વિલાસ કર્યો તે નીચેના શ્લોકથી કહે છે.

कालेनाल्पेन राजर्षे रामः कृष्णश्च गोव्रजे ।
अघृष्टजानुभिः पद्भिर्विचक्रमतुरञ्जसा ॥२७॥
ततस्तु भगवान् कृष्णो वयस्यैर्व्रजबालकैः ।
सहरामो व्रजस्त्रीणां चिक्रीडे जनयन् मुदम् ॥२८॥
कृष्णस्य गोप्यो रुचिरं वीक्ष्य कौमारचापलम् ।
श्रृण्वन्त्याः किल तन्मातुरिति होचुः समागताः ॥२८अ॥



**શબ્દાર્થ :**

હે રાજર્ષ ! થોડા સમયમાં રામ અને કૃષ્ણ ગાયોના નેસડામાં ઢીંચણો ઘસડતા વિના ચરણોથી સહેલાઈથી ચાલવા લાગ્યા. (૨૭)

પછી તો રામસહિત ભગવાન શ્રી કૃષ્ણ વ્રજની સ્ત્રીઓને આનંદ ઉત્પન્ન કરતાં વ્રજના બાળકો સાથે ક્રીડા કરવા લાગ્યા. (૨૮)

ગોપીઓ શ્રીકૃષ્ણનું સુંદર કુમાર અવસ્થાનું ચાપલ્ય જોઇ તે સાથે ભેગી થઇ તેમની માતાના સાંભળતાં ખરેખર ? નીચે પ્રમાણે કહેતી હતી.(૨૮-અ)

सहनात् स्नेहाधिक्याच्च नान्यत्रिनियोगं कुरुतः, क्रिययैव च **निषेधः** कर्तव्यस्ततस्तत आदाय सम्यक् स्थाने स्थापनीयौ, तथा प्रतिक्षणं क्रियमाणे गृहकार्यं तयोरपि भोजनस्नानादिनिमित्तकार्यं न सिध्येत् तदाह **गृह्याणि कर्तुमपीति,** गृहेवश्यकर्तव्यानि **गृह्याणि,** लौकिकनिष्ठता भगवन्निष्ठता च परस्परं विरुद्धा, आसक्तिस्तुल्या मध्यलीलैवेति, पञ्चमलीलां तु वक्ष्यति, तदर्थं सर्वपरित्यागं, उभयोस्तुल्यत्वख्यापनायापिशब्दः, यदा न शेकाते तदा **मनसोनवस्थामापतुर्वैयग्र्यं** चिन्तां च प्राप्तवत्यौ, **तयोर्जनन्याविति** ताभ्यां सह क्रिया निषिध्यत इति ज्ञापितं, क्षणमपि मनसो नैकत्र स्थैर्यं तयोर्जातमित्यर्थः ॥२६॥ एवं मात्रोर्निरोधार्थं बहुविधां लीलामुक्त्वा स्वतन्त्रतया स्थितस्य भूमेर्मर्दनक्लेशनिवृत्त्यर्थं पद्भ्यां संवाहयन्ताविव गतिविलासं कृतवन्तावित्याह **कालेनाल्पेनेति,** यदर्थं तत् कर्तव्यं

तत् प्रयोजनमल्पमित्यल्पेनैव **कालेन गोव्रजे पद्भिर्विचक्रमतुः**, अञ्जसानायासेनैव नान्यावलम्बनापेक्षा, **कालो** गत्यात्मक इतिक्रीडायामिवात्रापि करणता, **अल्पस्य** कालस्य कोमलत्वात्, कोमलचरणस्पर्शे भूमेः खेदो गच्छतीत्यल्पत्वमुक्तं, **राजर्ष** इत्युभयधर्मवत्त्वेन सम्बोधनमग्रिमचरित्रश्रवणाधिकारबोधकं निरोधानुसन्धानार्थं च, **रामः कृष्णश्चेति**नामग्रहणं रत्युत्पादनसामर्थ्यजननायान्तःस्थितरूपेण बहिः परमानन्दविषय-रूपेण च भूमेः सुखदानार्थं, स्वतन्त्रतयोभयोस्तथात्वाय भिन्नतया निरूपणं, चकारस्तूभयसमुच्चयार्थः, विषयस्यान्तर्नयने मनसो बहिरानयने च विनियोगात्, **गवां व्रज** इति खुराधातक्लेशः स्पष्टतया तत्र निरूपितः, **जान्वाघर्षणेनैव** दैत्यवधेग्रिमकार्यं व्यर्थं स्यादिति **पद्भिरिति**, अनेकधा पादस्थापनैर्विशेषेण चक्रमतुः, "छन्दसि लुङ्लङ्लिट" इतिस्मृतेः, भगवत्क्रियाया नातीतत्वं सर्वथा ज्ञातव्यम् ॥२७॥ एवं राजसीं लीलां कृत्वा लीलान्तरं कृतवानित्याह ततस्त्वितित्रिभिः, राजसतामसीं तामसराजसीं च स्वतो वक्तुमनुचितां मत्वान्यमुखेन निरूपयितुं मध्ये वाक्यान्तरं ततश्चतुर्भिर्निरूपितं भवति, एवं भूमिक्लेशनिवृत्त्यनन्तरमक्लिष्टभूमौ स्वांशैर्बालकैः सह महाराजलीलां कृतवानित्याह **ततस्त्विति**, तुशब्दः पूर्वलीलाव्यावृत्त्यर्थः, नातः परं परतन्त्रलीला, स्वातन्त्र्ये सामर्थ्यार्थमाह **भगवानिति**, आवेशिनःस्वातन्त्र्ये दौर्बल्यात् **कृष्ण** एवोक्तो रामस्तु सहभावेन, एकेन कालेन भगवत्सेवकेन ते गृहीता इति तैः सह क्रीडेति ज्ञापयितुं **वयस्यैरित्युक्तं**, समानं वयो येषां ते **वयस्याः**, देशोप्येक इत्याह **व्रजबालकैरिति**, क्रीडायां **बाला** मुख्याः, रामस्तु स्वान्तर्निविशतीति **सहराम** इत्युक्तं, अत्र लीलायां साक्षान्निरोधो व्रजस्त्रीणामेव, तासामेव तथात्वात्, ज्ञानद्वारा यशोदायास्तत्र सर्वथागृहीतपरित्याजनार्थं लीलां कुर्वन्नादौ लौकिकप्रकारेण तासामनुरागं जनितवानित्याह **व्रजस्त्रीणां मुदं जनयन्निति**, **व्रजसम्बन्धान्निरोध** आवश्यकः, ययैव क्रीडया यथा कृतया तासां सन्तोषो भवति, न तु **स्वसामर्थ्येन**, अन्यथा प्रयोजनत्वेन **करणे** तन्निर्देशो न स्यात्, निरोधजनकत्वं स्वस्यैवेति स्वधर्मत्वेन **निर्दिष्टं**, कार्यसाधनत्वेन **बालकानामुपयोगो रामस्य** रक्षकत्वेन, स्वतः सन्तोषजननं, राजलीलायां च स्वयं राजा मन्त्री रामः सेवका बालका इति यावत्यो गोप्यो यादृग्भावापन्नास्तत्तदनुगुणां लीलामनन्तामेव भगवान् कृतवानित्यर्थः ॥२८॥ यास्तु **सर्वथा** प्राकृतस्वभावा लौकिकवाक्यपरिनिष्ठिता -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જે પ્રયોજન હતું તે અલ્પ હતું. તેથી થોડા સમયમાં ગાયોના નેસડામાં ચરણોથી ચાલવા માંડયા. સહેલાઈથી એટલે બીજાના આધાર લેવાની જરૂર ન હતી.

કાલ ગતિરૂપ છે. તેથી ક્રીડામાં જેમ તે કરણ થયો હતો તેમ અહીં પણ તે કરણ થયો. અલ્પકાળ કોમળ હોવાથી અને કોમલ ચરણોના સ્પર્શથી ભૂમીનો ખેદ મટી જાય તેથી કાલને અલ્પ કહયો છે.

હે રાજર્ષિ ! એ સંબોધન ધર્મથી કહેલું છે. અંદર રહેલા રૂપથી રમણ કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય તે માટે બહાર રહેલા પરમાનંદ રુપથી ભૂમીને સુખનું દાન થાય તે માટે રામ અને કૃષ્ણ એમ નામ આપેલાં છે. 'ચ અને' શબ્દથી તે બંને ભેગા થઈને પણ તે કરી શકે છે. 'ગાયોના નેસડામાં' શબ્દથી ગાયોની ખરીઓથી વાગવાથી દુઃખનું નિરૂપણ કહેલું છે. દૈત્યોના વધનું કાર્ય પુરૂ ન થઈ જાય તે માટે ચરણોથી ચાલવા માંડયા અને ઢીંચણો ઘસવાનું બંધ થયું. ચરણો ભૂમી ઉપર રાખીને ચાલવા લાગ્યા. (૨૭)

એ પ્રમાણે રાજસી લીલા કહીને બીજી લીલા કહી. તે કહે છે.

રાજસીતામસી અને તામસી પોતે કહેવી ઉચિત નથી એમ માનીને શુકદેવજી વચમાં બીજુ વધારાનું વાકય કહે છે. (૨૮અ) તેથી તામસલીલાનું વર્ણન કરે છે. એ પ્રમાણે ભૂમીનો કલેશ દૂર કર્યા પછી તે ભૂમી ઉપર બાળકો સાથે ભગવાને મહારાજાની લીલા કહી. અહીંથી હવે પછી પરતંત્ર લીલા ભગવાન કરતા નથી. સ્વતંત્રપણે લીલા કરવાનું ભગવાનનું સામર્થ્ય છે. આ સ્વતંત્ર લીલામાં બલભદ્ર આવેશવાળા દુર્બલ છે. તેથી શ્રીકૃષ્ણજ કીડા કરતા હતા. રામ તો તેમની સાથે રહેલા જ હતા.

ભગવાન બાલકો સાથે કીડા કરતા હતા એમ જણાવવા 'વયસ્યૈઃ' પદ યોજેલ છે. જેઓનું વય સમાન છે તે વયસ્યો. તે માટે વ્રજના બાળકો કહેલ છે. રામસહિત કહેલ છે. આ લીલામાં સાક્ષાત્ નિરોધ વ્રજવાસીઓનો છે. તે સ્ત્રીઓ છે. યશોદાનો નિરોધ જ્ઞાનદ્વારા કરવાનો છે. આરંભમાં લૌકિક પ્રકારથી તેમને પ્રેમ ઉત્પન્ન કર્યો. એમ 'વ્રજની સ્ત્રીઓને આનંદ ઉત્પન્ન કરતાં' શબ્દોથી કહે છે. પોતાના સામર્થ્યથી તેઓ સંતોષ કરતા નથી. પણ નિરોધ કરનાર ભગવાન પોતે છે. બાળકોનો ઉપયોગ કાર્યના સાધન તરીકે છે. અને રામનો ઉપયોગ રક્ષણ કરનાર તરીકે છે. ભગવાન સંતોષ ઉત્પન્ન કરે છે. રાજલીલામાં પોતે રાજા થાય છે. રામ મંત્રી થાય છે. બાળકો સેવકો થાય છે. એ પ્રમાણે જેટલી ગોપીઓ જેવા જેવા ભાવવાળી છે.તે તે ભાવોને અનુકૂલ અનંત લીલાઓ ભગવાને કરી એવો અર્થ છે. (૨૮)જેઓ સર્વ પ્રકારે પ્રાકૃત

સ્વભાવવાળી અને સારી નિષ્ઠાવાળી હતી. તેઓને સાત્ત્વિક લીલાથી વિસ્મરણ થાય નહિ. તેથી જેકાર્યમાં તેઓની આશકિત હતી તે જ કાર્યનો નાશ કરતાં ભગવાને તેઓનો નિરોધ કર્યો. તે કાર્યનો નાશ જો સહન કરી શકાય એમ હોય તો નિરોધ સિધ્ધ થાય નહિ. તેથી તે કાર્ય સહન થાય તેવું ન હતું એ જણાવવા નીચેના શ્લોકમાં શુકદેવજી કહે છે.

ભગવાન સ્વતંત્ર કર્તા છે અહીં શ્રી કૃષ્ણ નું નામ લીધેલું છે. ભગવાનની કુમાર અવસ્થાની ચપલતાનું કાર્ય મનોહર થાય છે જ. નિરોધ તો પ્રાપ્ત થયો છતાં હમારૂં ગોપીઓનું મન એ પ્રમાણે નિરોધ કરાવવાનું ન હતું. યશોદાને તે કાર્ય જણાવે છ.

ગોપીઓ પૂર્ણ હતી. ભગવાનની કૃપાથી તેમને સંપતિ પ્રાપ્ત કહી હતી. છતાં તેમને નિંદા કેમ કહી ? એવી શંકા થાય તેથી ગોપીઓ પદ યોજેલું છે. ભગવાનમાં દોષ ની દૃષ્ટિ રાખી નિરોધ પ્રાપ્ત થાય નહિ એવી શંકા થાય તેથી 'કુમારનું ચાપલ્ય' શબ્દ યોજેલ છે. એ દોષ વય અવસ્થાનો હતો. ભગવાનનો ન હતો. એવી તેમની બુધ્ધિ હતી. તેઓ ભેગી થએલી હતી પણ નિદાં કરવા ભેગી થઈ ન હતી. યશોદાના સાંભળતાં પરસ્પર એ પ્રમાણે વચન કહેતી હતી. 'કિલ' શબ્દ યોજી ને ખરેખર પોતાનો દોષ નથી તે જણાવે છે. (૨૮-અ)

॥ श्रीगोप्य ऊचुः ॥

वत्सान् मुञ्चन् क्वचिदसमये क्रोशसञ्जातहासः ।
स्तेयं स्वाद्वत्यथ दधि पयः कल्पितैस्तेययोगैः ।
मर्कान् भोक्ष्यन् विभजति स चेन्नात्ति भाण्डं भिनत्ति
द्रव्यालाभे सगृहकुपितो यात्यनुक्रोश्य तोकान् ॥२९॥



**શબ્દાર્થ**

કોઈ સ્થળે કસમયે વત્સોને છોડી દેતાં ઠપકો દેતાં ભગવાન હસે છે. ચોરીના ઉપાયોથી ચોરેલા સ્વાદિષ્ટ દૂધ તથા દહીં ખાય છે. ભોજન કરતાં માંકડાઓને વહેંચી આપે છે. અને તે ખાતા નથી તો વાસણોને ફોડી નાખે છે. દ્રવ્ય પ્રાપ્ત ન થાય તો ઘરવાળા ઉપર કોપ કરી બાળકોને રડાવી જતા રહે છે. (૨૯)

वा तासां प्रपञ्चविस्मरणं साधारणसात्त्विकलीलया न भवतीति यत्रैव ता आसक्तास्तदेव कार्यं नाशयंस्तन्निरोधं कृतवान्, तच्चेत् सह्यं स्यात् सर्वथा निरोधो न सिध्येदिति तत्कार्यमसह्यमानमिति ज्ञापयंस्तथाविधा गोप्य उपालम्भं कृतवत्य इत्याह कृष्णस्येति, स्वतन्त्रकर्तृत्वं भगवत एवेति न बाला नापि राम उक्तः किन्तु कृष्ण एवोक्तः, रुचिरं मनोहरं भवत्येव, निरोधस्तु सिद्धः, तथापि न स्वतोस्माकं तथामन इति स्वदोषपरिहारार्थं

यशोदायै निवेदयन्ति, ननु सर्वतःपूर्णा भगवत्कृपया प्राप्तसम्पदः कथमेवमुपालम्भं कृतवत्य इत्याह **गोप्य** इति, गोपभार्यात्वादेवं, न भगवति दोषदृष्ट्या तथावचने निरोधो न सिध्येदित्याशङ्क्याह **कौमारचापलमिति, कौमारवयस** एव **चापलं** चपलता, वयस एवायं दोषो न तु भगवत इति तासां बुद्धिः, **सम्यगागता** लोकन्यायेन **समागता** न तूपालम्भनार्थमेव, **तन्मातुर्यशोदायाः श्रृण्वन्त्याः** सत्याः **प्रोचुः**, एतादृशं वचनमयुक्तमपि सर्वलोकप्रसिद्धत्वादुच्यत इति स्वस्य दोषाभावख्यापनायाह किलेति ॥२८अ॥ भगवतो निरोधलीलां तत्तद्दोषदूरीकरणार्थे कृतां तदभिनिवेशेन तावत् कृतस्वदोषरहिता भगवद्गुणान् गणयन्ति षड्विधाञ् जीवस्य दोषरूपान् भगवतो गुणान्, ईश्वरो हि हीनं कर्म न करोति, वत्समोचन "मनीश्वरं कर्मे" ति केचित्, सर्वमोक्षदाता भगवानक्षयनिधिकर्ता यावद्दिनं क्षुधितान् वत्सान् मातृसमागमेपि दुःखिता मा भवन्त्विति मर्यादासमयोल्लङ्घनं कृत्वा **वत्सान् मुञ्चति, क्वचिदिति**, यत्र वत्सविमोक आतृप्तेः पूर्वबन्धनमशक्यं, **आक्रोशे** कृते भगवानमानी मानदस्तासां दुर्बुद्धिं ज्ञात्वा **सञ्जातहासो** भवति, मायोत्तरोत्तरं मोहिका प्रवृद्धा भवति, एवं बहिःस्थितानामान्तरं दुःखं क्षुत्कृतं मोहकृतं च नाशयति, मोहोपि सम्यङ् मोहो जायते भगवद्विषयको येनकेनाप्युपायेन सर्वोपि मनोव्यापारो भगवद्विषयक इतिलक्षणः, एवमुभयविधान् कृतार्थीकृत्य स्वकीयेषु स्वयं भोक्तव्यमिति स्वान्तःस्थितबालकानन्नादिना संवर्धयितुं वीर्यविरुद्धमिव चौर्येण भुङ्क्ते इत्याहुः स्तेयमिति, यस्तु हरति स चोरः, हरिर्हि भगवान् स्मरणेनैव सर्वं हरति, स्तेयेन प्राप्तं **स्तेयं** पक्वान्नाद्योदनव्यञ्जनात्मकं सूपादि पायसान्तं, तत्रापि यत् **स्वादु** भवति रस्यं, गोपिकागृहे स्वयमुपविश्य बालकानुपवेश्य तामन्यत्रैव प्रेषयित्वा यद्यत् स्वादिष्ठं खण्डलड्डुकादिकं मोदकादिकं च भुङ्क्ते, अथ तृप्त्यनन्तरमन्नसमाप्यत्यनन्तरं वा, **दधि पयः** प्रथमं **दधि** पश्चात् **पयः**, पयःपानान्तं शनैर्भोजन करोतीत्यर्थः, चौर्ये भगवता उपाया बहव एव कल्पिताः, दूरे शिक्ये स्थालीं पूर्णजलां स्थापयित्वाधश्छेच्छेते तदापि नालेन जलं पीत्वा स्थालीमुत्तार्य वंशद्वारा समारुह्य नयति, एवमनेकप्रकारा अपरिज्ञाने, परिज्ञानेपि नवनीतभाण्डे भाण्डमग्रे स्थापयित्वा सावधानस्थितायामपि दुग्धादिना पूर्णमुखस्तदक्ष्णोः फूत्कारं कृत्वाक्षिनिमीलने नयति क्षणाददृष्टश्च भवति, न सोस्त्युपायो येन भगवतः सकाशाद् रक्षितुं शक्यते, इतोपि भगवतोवाङ्मनोगोचरा उपायास्ते सर्वे भगवतैव कल्पिताः, न तु चोरशास्त्रे सिद्धाः, "बालकैः सह भुङ्क्ते" इत्येके, वस्तुतस्त्वन्तःस्थितबालकप्रीत्यर्थमेव तथा करोति, **स्वयं भोक्ष्यन्** बालकेषु **तृप्तेषु मर्कान् विभजति, मर्का** मर्कटाः, मर्केभ्यो विभजतीत्यर्थः ते हि पूर्वं रामावतारभक्तास्तेष्वपि तृप्तेषु स्वयमध्यात्मा स्वीकृतभावो भुङ्क्ते, जगदात्मा सोपि चेन्नत्ति योत्ता

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગોપીઓ સારી રીતે ભેગી થઇ. માતા ના સાંભળતા તે ગોપીના દોષ દૂર કરવા ભગવાને નિરોધ લીલા કહેલી હતી. તે લીલામાં ચિત્ત પરોવાએલું હોવાથી ભગવાનની લીલા થી પોતે દોષ થી મુક્ત થઇ.

ભગવાનના છ ગુણો છે. ભગવાન હલકું કાર્ય કરતા નથી. વત્સોને છોડી દેવા એ ઇશ્વરનું કાર્ય નથી. આખા દિવસ ભુખ્યા રહેલા વત્સો ધણમાંથી આવ્યા પછી પણ દુઃખી ન થાય એવા વિચાર થી સર્વને મોક્ષ આપનાર ભગવાન મર્યાદાના સમયનું ઉલ્લંઘન કરીને વત્સોને છોડે છે. વત્સો છોડી દેવા માટે ઠપકો દેવામાં આવે ત્યારે ભગવાન પોતે અભિમાન વગર ગોપી ઓની દુર્બુધ્ધિ જાણીને હસે છે. એટલે વધારે ને વધારે માયા મોહ કરનારી વધે છે. એ રીતે બંને પ્રકારનાંને કૃતાર્થ કરી પોતાના ભક્તોને ભોજન કરાવવું જોઇએ તેથી પોતાની અંદર રહેલા બાળકોને અન્ન થી પુષ્ટ કરવા ચોરી થી ભોજન કરે છે.

જે હરે છે તે ચોર છે. ભગવાન હરિ સ્મરણથી સ્મરણ કરતાં સર્વ કહે છે. ચોરીથી ચોરેલાં અન્ન વિગેરે મસાલાવાળા ચોખાવાળા સૂપ થી દુધપાક સુધીના પદાર્થો પોતે ગોપીકાના ઘરનાં બેસી બાળકોને બેસાડી સાકર, લાડવા, મીઠાઇ વિ. સ્વાદિષ્ટ આરોગે છે. પહેલાં દહીં અને પછી દૂધ આરોગે છે. ચોરી કરવા ભગવાને ઘણા ઉપાયો કલ્પેલા છે.

ઘણે ઊંચે શીકામાં જલ થી ભરેલી થાળી રાખી, ગોપી તેની નીચે સૂતી હોય તો પણ નાલ થી જલ પી જઇ વાંસ થી શીકાં ઉપર ચઢી થાળી ઉતારી તેમાં રાખેલું ખાવાનું લઈ જાય છે. એ પ્રમાણે ગોપીને ખબર ન પડે તેમ ખાવાનું ચોરવાના અનેક પ્રકાર ભગવાન યોજેલ છે. માખણનું વાસણ પાસે રાખીને, દૂધથી મુખ ભરી લઇ તેની આંખમાં 'ફૂં' કરી ઉરાડે - તે આંખ બંધ કરે ત્યારે માખણ ઉપાડી અદશ્ય થઇ જાય છે. એવા કોઇ પણ ઉપાય ન હતો જેથી ગોપી ભગવાનના માખણનું રક્ષણ કરી શકે. જે વાણી અને મનથી પણ જાણી શકાય નહિ તેવા ઉપાયો ભગવાન યોજે છે. એ બધા ઉપાયો કલ્પેલા હતા પણ ચોરીના શસ્ત્રમાં પ્રસિધ્ધ નથી.

કેટલાક કહે છે કે ભગવાન બાળકો સાથે ભોજન કરે છે. પણ વાત્સવિક રીતે બાળકોની પ્રીતિ માટે જ ભગવાન ભોજન કરે છે. પોતે ભોજન કરતાં બાળકો ધરાઇ રહે ત્યારે માંકડાંઓને વહેંચી દે છે. કારણ કે તેઓ રામાવતારના ભક્તો હતા. તે જગતના આત્મા જે જેના બ્રહ્મ અને ક્ષત્ર બંને ખોરાક થાય છે. મૃત્યુ જેને ખોરાક લાવી આપનાર છે. તે ક્યાં છે. તે કોણ જાણે ? શ્રૃતિ પ્રમાણે ભોજન કરનાર છે. તે ભોજન કરે તો વાસણને ફોડી નાખે છે. તે અત્યંત શુધ્ધ હોય તેનો ભોગ કરે છે. પણ જેની અંદર દૈત્યનો આવેશ હોય, જે મોક્ષને લાયક ન હોય તેનો તે ભોગ કરતા નથી. એટલે તેનું ભોજન કરતા નથી ત્યારે તે વાસણ ફોડી નાખે છે.

ખાવાના પદાર્થો ન હોય ત્યારે તે ઘરવાળા ઉપર ભગવાન કોપ કરે છે. ઘર ધર્મ માટે જ હોય છે. જો ઘરમાં ધર્મ ન હોય તો ઘર વ્યર્થ છે. અને ધર્મ દ્રવ્યોથી થાય છે. દ્રવ્ય પ્રાપ્ત કરનાર પુરૂષો છે. પુરૂષોએ દ્રવ્ય ઘરમાં ન રાખેલું હોવા છતાં બીજે દિવસે ઇશ્વરના કોપના ભયથી દ્રવ્ય ઘરમાં એકઠું કરશે જ અથવા ગૃહસ્થને બહાર મારે અથવા સજા કરે એ પ્રમાણે ભગવાનનાં અલૌકિક ક્રોધનું વર્ણન કર્યું. તમારા આ બાળકો કરતાં ભગવાનની અંદર રહેલા બાળકો વધારે ભૂખ્યા છે. તેઓ ભૂખ્યા હોય ત્યારે તેમના સેવકોએ સુખે રહેવું અયોગ્ય છે. તેથી તેમને રડાવીને હું વિમુખ થતાં જતા રહેલા રૂદ્ર પ્રવેશ કરશે એવા વિચારથી જતા રહે છે. એ પ્રમાણે ભગવાનના છ ગુણોનું વર્ણન કર્યુ. (૨૯)

નીચેના શ્લોકમાં જ્ઞાનનો પ્રકાર કહે છે.



हस्ताग्राह्ये रचयति विधिं पीठकोलूखलाद्यै-
श्छिद्रं ह्यन्तर्निहितवयुनः शिक्यभाण्डेषु तद्वित् ।
ध्वान्तागारे घृतमणिगणं स्वाङ्गमर्थप्रदीपं
काले गोप्यो यर्हि गृहकृत्येषु सुष्ठु व्यग्रचिताः ॥३०॥
एवं धार्ष्ट्यान्युशति कुरुते मेहनादीनि वास्तौ ।
स्तेयोपायैर्विरचितकृतिः सुप्रतीको यथास्ते ।
इत्थं स्त्रीभिः सभयनयनश्रीमुखालोकिनीभिः
र्व्याख्यातार्था प्रहसितमुखी न ह्युपालब्धुमैच्छत् ॥३१॥

**શબ્દાર્થ :**

હાથથી પહોંચી શકાય નહિ ત્યાં પાટલી અગર ખાંણીયા વિગેરે ઉપાય કરે છે. શીકામાં વાસણો હોય તેમની અંદરનું જેમને જ્ઞાન થાય છે. તેવા જાણનાર ભગવાન તેમાં કાણું પાડે છે. અંધકારવાળા ઘરમાં જેને મણીઓના સમૂહ ધારણ કરેલા છે. તેનું પોતાનું અંગ પદાર્થોને પ્રકાશનારૂં કરે છે. જે સમયે ગોપીઓ ઘરના કામમાં સારી રીતે વ્યગ્ર ચિત્તવાળી હોય ત્યારે આ બધું ભગવાન કરે છે.(૩૦)

હે સુંદર સ્ત્રી, તે ઉધ્ધતાઇનાં કાર્યો કહે છે. વાસ્તુદેવતાના સુંદર પાત્રમાં મૂત્ર વિગેરે કરે છે. ચોરીના ઉપાયોથી રચાયેલી આકૃતિ રૂપ સારા દેખાવવાળાની પેઠે રહે છે. આવી રીતે ભયવાળા નયનવાળા ભગવાનનું મુખ જોતી સ્ત્રીઓએ વૃતાન્ત જણાવ્યો ત્યારે ઘણા હસતા મુખવાળીએ ભગવાનને ઠપકો આપવાની ઇચ્છા ન કરી. (૩૧)

"यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र स" इतिश्रुतेः, स प्रसिद्धः, तदेकं भगवद्रूपं भोक्तृ, स त्वत्यन्तमेव शुद्धान् भुङ्क्ते यत् पुनर्मोक्षसम्बन्धि न

भवति दैत्याविष्टत्वात् **स चेन्नात्ति** न भक्षयति तदा **भाण्डं भिनत्ति** दैत्यानां सम्बन्ध्यन्यैर्न भक्षणीयमिति, द्रव्याणामभावे त्वलाभे वान्यत्र स्थापिते **सगृहकुपितो** भवति, **सगृहे** गृहसहिते गृहस्थे **कुपितो** भवति, अयुक्तकरणात्, गृहो हि धर्मार्थमेव भवति, धर्माभावे गृहवैयर्थ्यात्, धर्मश्च द्रव्यैर्भवति, द्रव्यसाधकाश्च पुरुषाः, ईश्वरस्य कोपभयाद् दिनान्तरे समृद्धिं करोत्येव, अथवा **गृहस्थं** बहिर्मारयेत् ताडयेद् वा, एवमलौकिकः क्रोधः, लोकिकमाह **यात्यनुक्रोश्य तोकानिति, तोकान्** बालकान् स्तनन्धायन् त्वदपेक्षयाप्यन्तःस्थिता बालकास्तेषु क्षुधितेषु तदीयेन भवता स्थातुमयुक्तं भवतीत्य**नुक्रोश्य** रोदनं वा कारयित्वा मयि विमुखे रुद्रः प्रवेक्ष्यतीति ॥२९॥ एवं भगवतः षड्गुणा निरूपिताः, धौर्त्ये क्रियाप्रकारमुक्त्वा ज्ञानप्रकारमाह **हस्ताग्राह्य** इति, पञ्चविधं ज्ञानं सप्रकारं निःप्रकारं च काले वस्तुनि निःसाधनमल्पासाध्येत्यन्तासाध्ये चान्धकारस्थापित आलोकापेक्षायां सप्रकारं ज्ञानं, अनेन पूर्णा विद्या निरूपिता भवति, लौकिकबुद्ध्या तु सर्वं ज्ञानं परोपद्रवायेति तदीयांशानां ज्ञाने तज्ज्ञानमपि भवतीति वस्तुतस्तूपकार एव, यत्र भगवतः कुसूलादौ **वस्तु हस्तेनाग्राह्यं** भवति तत्र **पीठ उलूखलमधोमुखं** प्रतिष्ठाप्य तदुपरि बालकं वा निवेश्य गृहवंशान् वा धृत्वा वस्तु गृह्णाति, रिक्तभाण्डेषु तु न प्रयत्नं करोति, तत्र **हेतुरन्तर्निहितवयुन** इति, **अन्तर्भाण्डे** मध्ये **निहितं वयुनं** ज्ञानं यस्य, **शिक्यभाण्डेषु** दुग्धादियुक्तेष्वन्तः कुन्तादिना **छिद्रं** करोति, अधस्ताच्च भाण्डान्तरं स्थापयति, दध्यादौ तु न करोति, शर्करादौ तु पातयति, घनीभूते दध्यादौ च, तत् सर्वं वेत्ति **तद्वित्, ध्वान्तागारे** तु **धृतमणिगणं स्वाङ्गमर्थतः प्रदीपभूतं रचयति** यदिदानीमप्रकाशमानमपि तदानीमन्धकारगृहे सूर्यवत् प्रकाशते मणींश्च प्रकाशयति, **अर्था** एव वा **प्रदीपा** भवन्ति, **स्वाङ्गमेव** वार्थार्थप्रदीपो यस्य न त्वन्यस्मिन्नागते, **एतदपि सर्वं काले,** यदा **गोप्यो** न जानन्त्येव दूरे वा गता भवन्ति किञ्च **यर्हि गृहकृत्येषु** पाकादिषु मन्दस्नानादौ बालकर्तपणे वात्यावश्यके **सुष्ठु व्यग्रं चित्तं** यासां मथनादिसमये वा कालविलम्बे वा धृतमेव नोत्पद्येत॥३०॥ एवं ज्ञानप्रकारमुक्त्वा पर्यवसान-माहुरेवंधार्ष्ट्यानीति, हे **उशति** कमनीये, **धार्ष्ट्यानि** वस्त्रविमोचनादीनि **कुरुते, उशति** कमनीये भाण्डादौ च **मेहनादीनि कुरुते, वास्तौ** यत्र वास्तुदेवता पूजिता भवति, किञ्च **स्तेयोपायैर्भ्रमजनकैर्विरचिता कृतिराकृतिर्यस्य** पतिवत् पुत्रवद् भ्रातृवच्च तिष्ठति तत्र कार्यार्थमेतादृशोपि **सुप्रतीकः** साधुवदास्ते, धार्ष्ट्यादिकरणं पुरीषादिकरणं चौर्यकरणं रूपान्तरकरणं साधुवत् स्थितिश्चेतिपञ्चधारूपसङ्ग्रहः, देहवदिन्द्रियवत् प्राणवदन्तः करणवदात्मवच्चेतिपञ्चधाज्ञानस्य पञ्चविशेषभूतानि रूपाणि, एवं क्रिया-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જ્ઞાન પાંચ પ્રકારનું છે. (૧) સાધનવાળુ (૨) સાધન રહિત જ્ઞાન પહેલા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવું કઠીન, અસાધ્ય, પ્રકાશની અપેક્ષાવાળું છે. આ પ્રકારનું જ્ઞાન ભગવાનને છે. આ શ્લોકમાં ભગવાનની વિદ્યાનું નિરૂપણ કરેલું છે. લૌકિક બુદ્ધિથી તો આ બધું જ્ઞાન બીજાને ઉપદ્રવ કરનારૂં હોય છે. તે જ્ઞાનના અંશોનું જ્ઞાન થતાં તેનું જ્ઞાન પણ થાય છે.

કોઠારમાં જ્યાં વસ્તુ ભગવાનના હાથથી પહોંચી શકાય નહિ તેમ હોય ત્યાં પાટલી ઉપર ખાંણીઓ ઉંધો મૂકી અથવા તેના ઉપર બાળકને રાખીને તે વસ્તુ લે છે. વાસણો ખાલી હોય તો એવો પ્રયત્ન કરતા નથી. તે 'અંદરનું જેમને જ્ઞાન છે.' શબ્દથી કહેલું છે.

શીંકામાં મૂકેલા વાસણોમાં જો દુધ હોય તો તેમાં કાણું પાડી અનેતેની નીચે બીજુ વાસણ મૂકી તે વસ્તુ લે છે. જો દહીં હોય તો તેમ કરતા નથી પણ વાસણ પાડી નાખે છે તે સર્વ ભગવાન જાણે છે તેથી તે જાણનાર છે.

અંધકારવાળા ઘરમાં જેને મણીઓના સમુહો ધારણ કરેલા છે. તેવા પોતાના અંગને પદાર્થોને પ્રકાશ કરનારૂં છે. જેથી તે શ્રીઅંગ હમણાં પ્રકાશતું ન હોવા છતાં તે સમયે ઘરમાં સૂર્યની પેઠે પ્રકાશે છે અને મણીઓનો પ્રકાશ કરે છે.

અથવા પદાર્થો જ દીવાઓ જ થાય છે. તેવા ભગવાન છે. પરંતુ બીજે આવે ત્યારે તે દીપક થતું નથી. આ બધું યોગ્ય સમયે કરે છે. જ્યારે ગોપીઓને તેનું જ્ઞાન હોતું નથી. અથવા તેઓ દૂર ગયેલી હોય છે. અગર તેઓ ઘરકાર્યમાં કે બાળકોને આનંદ આપવા જરૂરી કામમાં વ્યગ્ર ચિત્તવાળી હોય અથવા વલોવાના સમયે જ્યારે સમયનો વિલંબ થાય તો ઘી જ ઉત્પન્ન થાય છે. તેવા સમયે કહે છે. (૩૦)

એ પ્રકારે જ્ઞાનનો પ્રકાર કહી તેનું પરિણામ કહે છે.

હે સુંદર સ્ત્રી ! ભગવાન વસ્ત્રો કાઢી નાખવાના ઉદ્ધતાઈવાળા કાર્યો કરે છે. અને સુંદર પાત્રોમાં મૂત્ર વિગેરે કરે છે. વળી ભ્રમ ઉત્પન્ન કરનારા ચોરીના ઉપાયોથી જેમની આકૃતિ રચાયેલી છે તેવા ભગવાન પતિ જેવા પુત્ર જેવા અને ભાઇ જેવા થઇ રહે છે.

(૧) ઉદ્ધતાઈના કાર્ય કરવાં (૨) મૂત્ર વિગેરે કરવાં (૩) ચોરી કરવી. (૪) બીજાનું રૂપ લેવું. (૫) સત્પુરૂષ જેવું રહેવું . એ પાંચ પ્રકારે ભગવાન રૂપ ધારણ કરે છે.

દેહ પેઠે , ઇંદ્રિય પેઠે , પ્રાણ પેઠે, અન્તઃકરણ પેઠે અને આત્મા પેઠે એમ પાંચ રૂપો ધારણ કરે છે.

એ પ્રમાણે ક્રિયારૂપ ધર્મો, જ્ઞાનરૂપ ધર્મો અને આકૃતિરૂપ ધર્મોનું નિરૂપણ કર્યુ.

એ પ્રમાણે સ્ત્રીઓએ વૃત્તાંત કહયો પણ યશોદાએ હસતાં ઠપકો આપવાની ઇચ્છા ન કરી. ઠપકો આપવાથી બે કાર્યો થાય. (૧) ગોપીઓના મનનું રંજન થાય (૨) ભગવાનને ભય ઉત્પન્ન થાય.

ભગવાનનું નયન ભયવાળું છે. ભય જ્ઞાનશકિતને જ હોય છે. ક્રિયાશક્તિને હોતો નથી.

ભગવાન મારાથી ભય પામેલા છે અને સ્ત્રીઓ ભગવાનથી એમ વિચારી યશોદાએ હસતા મુખવાળી થઇ ભગવાનને ઠપકો આપવાની ઇચ્છા ન કરી. નામ લીલાથી વસુદેવ કૃતાર્થ જ થયા. યશોદાનો મનોરથ તો લૌકિક ન્યાય પ્રમાણે સિધ્ધ થયો. તેને ભગવાનના દોષો જોયા નહિ પરંતુ ભગવાનના મહાત્મ્ય જ્ઞાનથી દોષો જોયા નહિ. (૩૧)

કલેશ વગર કર્મ કરનારાં ભગવાન વ્યગ્રતા ન પામે ત્યાં સુધી કહેતા નથી. દેખાડતા પણ નથી. આ રૂપ પ્રકરણથી યશોદાનો અધ્યાસ દૂર થયો. ભગવાન સંબંધિનો તેનો અધ્યાસ દૂર થશે. તે માટે અન્તઃકરણને શુધ્ધ કરનાર જ્ઞાનરૂપ બીજા પ્રકરણનો નીચેના શ્લોકથી અગીયાર શ્લોકથી આરંભ કરે છે. મનની અગીયારવૃત્તિઓ છે. તેને દૂર કરવા અગીયાર પ્રકારે જ્ઞાનનો ઉપદેશ કરવો. યશોદાનો ભગવાનમાં અધ્યાસ દૃઢ હોવાથી, બીજામાં રહેલો દોષ નડતો નથી. તેથીજે બાળકોનો નિરોધ થયો ન હતો તેઓ એકજ આશ્રયમાં રહેલા દોષને કહે છે. તે કહે છે.

एकदा क्रीडमानास्ते रामाद्या गोपदारकाः ।
कृष्णो मृदं भक्षितवानिति मात्रे न्यवेदयन् ॥३२॥
सा गृहीत्वा करे पुत्रमुपालभ्य हितैषिणी ।
यशोदा भयसम्भ्रान्तप्रेक्षणाक्षमभाषत ॥३३॥



**શબ્દાર્થ :**

એકવાર રમત કરતાં રામ વિગેરે તે ગોપના બાળકોએ શ્રીકૃષ્ણે માટી ખાધી એમ માતાને જણાવ્યું. (૩૨)

તે હિત ઇચ્છનારી યશોદાએ પુત્રને હાથથી પકડી ઠપકો આપી, ભયથી ગભરાયેલી દષ્ટિવાળાં શ્રીકૃષ્ણને શ્લોક ૩૪માં આ પ્રમાણે કહયું.(૩૩)

रूपान् ज्ञानरूपानाकृतिरूपान् निरूप्योपसंहरतीत्थमिति, एकम्प्रकारेण स्त्रीभिर्व्याख्यातार्थापि प्रहसितमुखी सत्युपालब्धुं नैच्छत्, उपालम्भे द्वयं कार्यं स्त्रीणां मनोरञ्जनं बालकस्य भयजननं च, तदुभयं प्रथमत एव जातं, भयसहितं नयनं यस्य सभयनयनो भगवान् तस्य श्रीयुक्तं मुखं तदालोकिनीभिः, एवमुपालम्भनकर्त्र्योपि भगवन्मुखनिरीक्षिका एव, ज्ञानशक्तेरेव भयं न तु क्रियाशक्तेस्तदाह सभयं नयनं यस्येति, श्रीसंयुक्तं मुखं,

आक्रोशवतीनां दृष्टिर्भगवद्विषयणी मा भवत्विति श्रिया मूर्तिमत्यैव मध्ये व्याप्तं, अतः **सभयनयनं** यथा भवति तथा **श्रीमुखस्यालोकिनीभिः**, एवं व्याख्यातोर्थः स्वगृहव्यापाररूपो यस्यां, तथा सति लोकदृष्ट्या भगवतो धौर्त्यं स्मृत्वोभयोर्भयनयने दृष्ट्वा भगवान स्त्रियश्च भीता भगवान् मत्तः स्त्रियो भगवतो मत्तश्चेत्यनेकरसाभिनिविष्टा प्रकर्षेण हसितमुखी भगवन्तमुपालब्धुं नैच्छत्, नामलीलया वसुदेवः, कृतार्थ एव जातः, इयं तु लौकिकन्यायेन प्राप्तमनोरथा लौकिकभावदार्ढ्यादेव दोषान् न गृहीतवती न तु माहात्म्यज्ञानात् ॥३१॥

अक्लिष्टकर्मा भगवांश्च यावन्नात्यन्तासक्तया वैयग्र्यं न प्राप्नोति तावन्न वदति नापि प्रदर्शयति, अनेन च प्रकरणेन तस्याः स्वविषयकोध्यासो निवर्तितः, यतो वाच्यतासहनं जातं, भगवद्विषयकगाढाध्यासेन सोप्युद्गतः स्वसमानविषयकविरोधेनैव निवर्तिष्यत इति तदर्थं प्रकरणान्तरमारभते ज्ञानरूपमन्तःकरणशोधकमेकदेत्येकादशभिर्मनसो ह्येकादश वृत्तयस्तासां निवृत्त्यर्थमेकादशधा ज्ञानं वक्तव्यं,

दोषनिवृत्तये यत्नो वाक्यं वाक्यं च तस्य नुत् । तत्साधिका कृतिर्विष्णोर्ज्ञानं पूर्वनिवारकम् ॥१॥
ज्ञानस्योत्कर्षसिद्ध्यर्थं विषयाणां च वर्णनम् । ततो भयं तन्निवृत्तौ पूर्वपक्षस्य युक्तयः ॥२॥

सिद्धान्तेन प्रतिष्ठानां भीतायाः शरणागतिः ॥२ १/२॥

भगवत्यध्यासस्य दृढत्वाद् भिन्नविषयको दोषो न बाधक इति समानाश्रयविषयकं दोषं बाला अनिरुद्धा आहुरित्याह, **एकदा** यदा भगवत्प्रवणमेव चित्तं स्थितं, **आक्रीडमाना** आ समन्तात् क्रीडां कुर्वाणाः, समानभावेन सर्वेषु क्रीडा रसजनिका भवति, अतो भगवति साम्ये स्फुरिते विवेकिनां स्वस्मिन् दोषदर्शनवद् भगवत्यपि दोषं दृष्टवन्तः,त इति ये स्त्रीणां सुखार्थे नीतास्तेषां स्त्रीसङ्गान्निरोधस्याकृतत्वाद् भगवति दोषदृष्टिर्युक्तेति, तत्तत् कार्यं प्रदर्शयितदुं रामाद्या इत्युक्तं, स हि रमयति एव सर्वा स्त्रियोतो दोषदृष्टिः, **गोपबालका** इति, गोपा अनिरुद्धाः, गोभिः सह सङ्गात् तत्तुल्यज्ञानास्तेषां **बालका** इति स्वरूपतोपि दोषसम्भवहेतुः, स्वसम्बन्धिस्तनादिपानेन पुष्टान् स्वचरणसम्बन्धि-भक्तिरसालोडितमृन्स्नां बालकेभ्योन्तः स्थितेभ्यो ददद् बहिर्मुखैर्दध्यादिभक्षणवन्मृद्भ-क्षणमपि कल्पितं ततस्तदनिष्टं मत्वा बालाः प्रोचुः **कृष्णो मृदं भक्षितवानिति**, पञ्चवर्षपर्यन्तं मात्रा शिक्षणीय इति मात्रे न्यवेदयन् सम्भावितं तदिति ॥२॥ तेन देहापकारं ज्ञात्वा दोषनिवृत्त्यर्थं यत्नं कृतवतीत्याह **सा गृहीत्वेति**, एकस्मिन् करे **पुत्रं गृहीत्वाभाषतेतिसम्बन्धः**, **सेति** निरोधमध्यस्थिता, भगवति

क्रियाशक्तिरेव लौकिकी तस्या दृढेति, करे गृहीत्वेति तावानेवांशस्तया गृहीत इति, भगवांस्तु पुन्नाम्नो नरकात् त्रायते, येन पापेन मातापितरौ पुरुषशब्दवाच्यमुपलक्षणात् स्त्रीशब्दवाच्यं च



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** કારિકા ૧૬: - દોષ દૂર કરવા માટે યત્ન, યશોદાનું વાક્ય, તે અપ્રમાણ જણાવનાર ભગવાનનુ વાક્ય, પોતાના વાકયને પ્રમાણ છે. એમ સિદ્ધ કરનારી વિષ્ણુની કૃતિ-મુખ ઊઘાડવાનું કાર્ય ભગવાનમાં દોષિત જ્ઞાનને મટાડનાર ખોટુ પાડનાર જ્ઞાન .

કારિકા :-૧૭ આ જ્ઞાન ઉત્તમ છે એમ સિદ્ધ કરવા વિષયોનું વર્ણન અને પછી ભય ભય. દૂર કરવા માટે પૂર્વપક્ષની વૃત્તિઓ. સિદ્ધાંતથી નિશ્ચય, ભય પામેલી યશોદાનું ભગવાનને શરણે આવવું એકવાર જ્યારે યશોદાનું ચિત્ત ભગવાનમાં પરોવાયેલું હતું. ત્યારે બાળકો ચારે તરફ રમત રમતા હતા. તેથી ભગવાનમાં બાળકોને સમાનતાં સ્ફૂરતા જેમ વિવેકવાળા પુરૂષો પોતાનામાં દોષ જુએ છે. તેમ તેઓએ ભગવાનમાં પણ દોષ જોયો જે બાળકોને ભગવાન લઈ ગયેલા તેઓને સ્ત્રીનો સંગ થવાથી તેમનો નિરોધ ભગવાને કરેલો નહિ. તેથી તેઓ ભગવાનમાં દોષ જુએ તે યોગ્ય છે. તે જાણવવા 'તે' પદ મૂકેલ છે. રામ સર્વ સ્ત્રીઓને રમણ કરાવે છે. તેમની દોષદષ્ટિ છે. ગોપોનો નિરોધ કરેલો નથી.તેઓને ગાયોનો સંઘ હોવાથી તેમની બુદ્ધિ તેમના બળદો જેવી છે. પોતાના ચરણાવિંદના સંબંધવાળા ભક્તિરસથી ભરેલી માટે ભગવાન ખવડાવતા હતા. બહિર્મુખોએ એવી કલ્પના કરી કે ભગવાન દહીં વિગેરે આરોગે છે. તેમ માટી પણ ખાય છે. તે માટી ખાવી તે નુકસાન કરનાર છે. એટલે બાળકોએ કહ્યું કે શ્રીકૃષ્ણે માટી ખાધી પાંચ વરસ સુધી માતા બાળકને ઉપદેશ આપવા યોગ્ય છે. તેથી તેમને માતાને જણાવ્યું. (૩૨)

શ્રીકૃષ્ણે માટી ખાધી હોય તે સંભવતું નથી. માટી ખાવાથી દેહને નુકશાન થાય તે માટે યશોદાએ પ્રયત્ન કર્યો.

પુત્રને એક હાથથી પકડીને કહયું. એવો સંબધ છે. ભગવાનમાં લૌકિકશક્તિ તેને દઢ હતી. તેથી હાથ જ તેમને પકડયો. 'પુમ્' નામના નરકમાંથી જે રક્ષણ કરે છે. જે પાપને લીધે પુરૂષ અને સ્ત્રી શરીર. જે મલ તથા હાડકાંથી ભરેલું છે. બધા રોગોનું ઘર છે. તામિસ્ત્ર નરકથી પણ વધારે અનિષ્ટ છે. તે માતાને અને પિતાને પ્રાપ્ત થાય છે. તેની સંતતિમાં જે પ્રવેશ કરે છે તેઓનું માતાપિતાનું કાર્ય પોતે કહે છે. તેઓના દોષનો અંગિકાર કરવા માટે તે દેહના સંબંધથી રક્ષણ કરે છે. તે પુત્ર થાય છે.

ભગવાન તો આવા પુત્ર છે. તેવા પુત્રને ઠપકો આપી પોતાનો નિધિરૂપ પુત્ર કુશળ રહે તેમ તેનું હિત ઈચ્છનારી પરમ ભાગ્યશાળી યશાદાએ તે પુત્રને કહયું.

યશોદા જો ભગવાનને મારે તો ભગવાનની અંદર રહેલા બાળકોને દુઃખ થાય. તેથી યશોદાને કોઈ પણ સમયે જ્ઞાન પ્રાપ્ત થાય નહિ એવા ભયથી ગભરાયેલી દષ્ટિવાળા ભગવાન થયા.

જે જ્ઞાન યશોદાને દેખાડવાનું છે તેમાં વિઘ્ન થશે એવી શંકામાં તે જ્ઞાન ભગવાનની પ્રેરણાથી જ થવાનું છે. તેથી યશોદાએ વચન કહયા. (૩૩)

યશોદાએ જે કહયું તે કહે છે.



॥ यशोदोवाच ॥

कस्मान् मृदमदान्तात्मन् भवान् भक्षितवान् रहः ।
वदन्ति तावका ह्येते कुमारास्तेग्रजोप्ययम् ॥३४॥

॥ श्रीकृष्ण उवाच ॥

नाहं भक्षितवानम्ब सर्वे मिथ्याभिशंसिनः ।
यदि सत्यगिरस्तर्हि समक्षं पश्य मे मुखम् ॥३५॥

**શબ્દાર્થ :**

હે સંયમરહિત અન્તઃકરણવાળા ! તેં માટી એકાંતમાં કેમ ખાધી ? તારા કુમારો એમ કહે છે. આ તારો મોટો ભાઈ પણ આમ કહે છે. (૩૪)

હે માતા ! મેં માટી ખાધી નથી. બધા ખોટું બોલનારા છે. જો સાચું બોલનારા હોય તો મારૂ મુખ પ્રત્યક્ષ જુઓ (૩૫)

शरीरमस्थिपुरषादिव्याप्तं सर्वरोगादिगृहं तामिस्त्रादिसर्वनरकेभ्योधिकं प्राप्तवन्तौ स्वयं तत्र सन्ततौ प्रविष्टस्तत् कार्यं स्वयं करिष्यंस्तद्दोषमङ्गीकृत्य तौ तस्माद् देहसम्बन्धात् त्रायत इति पुत्रो भवति, तादृशमुपालभ्योपालम्भनं कृत्वालभनमिव क्रूरं वाक्यमुक्त्वा स्वस्य परमनिधानरूपः पुत्रः कुशली भवत्विति हितमेवान्वेषमाणा यशोदा परमभाग्यवती ज्ञानेप्यधिकारिणी मारणे कृतेन्तःस्थिताःक्लिष्टा भविष्यन्ति ततो महापुरुष द्रोहान्नास्याः कदापि ज्ञान भविष्यतीतिभयेन सम्भ्रान्तं प्रेक्षणं यस्याक्षस्य, प्रदर्शयिष्यमाणं ज्ञानमेव स्वाधिकरणास्याग्रे भविष्यमाणस्य विरोधिगुणप्रादुर्भावाद् गमनप्रतिबन्धशङ्क्या सम्यग् भ्रान्तं प्रेक्षणं गमनरूपं यस्य तथाविधं भवति, भगवत्प्रेरणया गन्तव्यमेव विरोधी च गुणो बलिष्ठो बाधां मा करोत्विति तादृशं भगवन्तं कायिकव्यापारेण योजयित्वा भगवत्प्रेरणाया गन्तव्यमेव विरोधी च गुणो बलिष्ठो बाधां मा करोत्विति तादृशं भगवन्तं कायिकव्यापारेण योजयित्वा भगवत्प्रेरिताभाषत वाक्यमेवोक्तवती, तद्वाक्यं च भगवता

परिहर्तव्यं क्रिया चेदशक्या भवेद् भक्तद्रोहात् ॥३३॥ यशोदाया वाक्यमाह कस्मादिति, इच्छया भक्षितमिति चेत् सेच्छापकारिणीति तन्निवारणमुचितं तदकरणादुपालभ्य एवेतिसम्बोधनेनाहादान्तात्प्रन्निति, न दान्त आत्मान्तःकरणं यस्य, अन्तः स्थितबाला-परिज्ञानादाह भवान् भक्षितवानिति, रह एकान्ते, निष्कास्य बालकान् भक्तिं ग्राहयितुं देवगुह्यत्वादेकान्त एव कृतवान, तद् बाला बहिःस्थिता अस्मद्वञ्चनार्थमेकान्ते भक्षितवानित्याहुः, प्रमाणमाह वदन्ति तावका इति, त्वदीयास्त्वनृतं न वदन्तीति, हि युक्तश्चायमर्थः, तेपि हितकारिण इति, अन्यथाकल्पने नाद्यापि समर्था इति वयो निर्दिशति कुमारा इति, तेषां जीवत्वात् कल्पकत्वाभावेपि भ्रमः सम्भवति यथादृष्टं च वचनमतोपि न परामर्थदृष्टिरिति चेत् तत्राह तेग्रजोप्ययमिति, अग्रे जातत्वात् काचिद् बुद्धिरुत्कृष्टा, वदतीत्यत्र प्रमाणमाहायमिति, प्रत्यक्षमेव वदतीति नात्रासम्भावना ॥३४॥

भगवद्व्यतिरिक्तानामन्यधर्मः प्रवर्तते । यदा यत्र हरिः स्वामी नाविष्टः सोन्यथा वदेत् ॥१॥ इति, भगवांस्तु तद्वाक्यं विषयबाधान्न प्रमाणमाप्तानां भ्रान्तवादित्याह नाहमिति, हे अम्बेतिसम्बोधनमप्रतारणाय, अनेन तस्यां महती कृपा प्रदर्शिता, अहं तु न भक्षितवान्, बालकैर्भक्षितमितिभावः, एवंसम्बोधनेन स्वावाक्यप्रामाण्यमुक्त्वा विरोधवाक्यमाह सर्व इति, एते बालकाः सरामा गोप्यश्च ये केचिन्मया यत्किञ्चिद् भक्षितं यदाकदापीत्याहुस्ते सर्व एव मिथ्याभिशंसिनो मिथ्यानृतमेवाभिशंसन्ति, "अनश्नन्नन्यो अभिचाकशीती" तिश्रुतिविरोधात्, "यस्य ब्रह्म च क्षत्र" "मत्ता चराचरग्रहणाद्" "भुङ्क्ते विश्वभुगि" त्यादिवाक्यान्याधिदैविकरूपधर्मप्रतिपादकानि, अतः पुराणपुरुषपराणि न भवन्तीति ये केचिद् भगवन्तं भोक्तारं मन्यन्त उपदिशन्ति च ते सर्वे मिथ्याभिशंसिनः, नैवेद्य च तुष्टिदं भवति निवेदनमात्रेण, आरण्यानां भक्षणं त्वन्तः स्थितभक्तानां शुद्धान्नसम्बन्धेन कृतार्थत्वायातः "पत्रं पुष्प" मितिवाक्यं न विरुध्यते, नन्वत्र किं युक्तं किं भगवान भक्षयति न वेति ? भक्षयतीत्येव बहुवाक्यसंवादात् प्रत्यक्षतो दर्शनाद् "भुङ्क्त" इत्यादिवाक्यानां यथाश्रुतार्थत्वसिद्धे "रनश्नन्न्य"इतिवाक्यं जीवयोगजननार्थं समागतोन्तर्यामी जीवभोग्यं जीवभोग्यप्रकारेण न भुङ्क्त इत्येतावन्मात्रपरं तस्मात् प्रत्यक्षसंवादाद् भक्षणमेव सत्यमिति चेत तत्राह यदि सत्यगिर

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** આ 'સંયમરહિત અન્તઃકરણવાળા' એ સંબોધનથી મેં મારી ઇચ્છાથી માટી ખાધી એમ કહે તો તે ઇચ્છા નુકશાન કરનારી તેને અટકાવવી યોગ્ય છે. અને તે પ્રમાણે કરેલી હોવાથી તું ઠપકો આપવા યોગ્ય છે. ભગવાનની અંદર રહેલા

બાળકોનું જ્ઞાન નહિ હોવાથી 'તેં ખાધી' એમ કહે છે. એકાંતમાં આ કાર્ય કર્યુ. તેને બહાર રહેલા બાળકોએ મને છેતરવા એકાંતમાં ખાધી એમ કહયું.

તારા મિત્રો કહે છે. તે ખોટુ ન કહે. તેમને કુમારો શબ્દોથી તે ખોટુ ન કહે એ બતાવે છે.

તે બાળકો પણ જીવ છે તેઓને ભ્રમ થાય તે સંભવે છે. અને તેઓ જુએ તેવું બોલે. આ તારો મોટો ભાઇ પણ કહે છે. તેથી તેમાં ન માનવા જેવું કંઇ નથી.

કારિકા :- ૧૮ ભગવાનથી જુદા રહેલાઓમાં જયારે બીજો ભક્તિથી વિરૂધ્ધ ધર્મ પ્રવર્તે છે. ત્યારે તેમનામાં હરિનો આવેશ હોતો નથી. તેથી તે ખોટું બોલે. (૧૮)

સત્યવકતા પણ ભ્રાંત હોય છે. ભગવાનના મુખમાં માટીના અવયવો અથવા ગંધ નહિ હોવાથી ખોટું પડતું હોવાથી તે પ્રમાણ નથી એમ ભગવાન હવે કહે છે.

હે માતા ! એવું સંબોધન 'હું ઠગતો નથી' એમ જણાવવા કહેલું છે. મેં તો માટી ખાધી નથી. એટલે મારી અંદર રહેલા બાળકોએ ખાધી છે. એવો ભાવ છે. બલભદ્ર સહિત આ બાળકો અને ગોપીઓ મેં માટી ખાધી છે એ બધાય ખોટું બોલનારા છે. મિથ્યા એટલે અસત્ય બોલે છે. તેના વાકયને ''બીજો નહિ ખાતા જોયા કરે છે.'' એ શ્રૃતિનો વિરોધ છે. જેના બ્રહ્મ અને ક્ષત્ર બંને ખોરાક ખાય છે. ચર(મૃત્યુ) અને અચર (બ્રહ્મ અને ક્ષત્ર)ને ખોરાક તરીકે જણાવેલ હોવાથી ભોજન કરનાર ભગવાન છે. (બ્રહ્મસૂત્ર ૧-૨-૯) વિશ્વનો ભોગ કરનાર ભોજન કરે છે. એ વાકયો આધિદૈવિકરૂપનું વર્ણન કરનારા છે. તેથી પુરાણપુરૂષોત્તમને લાગુ પડતાં નથી. જેથી જે કોઇ ભગવાન ભોકતા છે. એમ માને છે તે બધા ખોટું બોલનારા છે. નૈવેદ્ય એટલે માત્ર નિવેદન કરવાથી ભગવાનને આનંદ થાય છે. વનમાં ઉગેલા ફલ, ફૂલોનું ભક્ષણ તો ભગવાન પોતાની અંદર રહેલા ભકત શુધ્ધ અન્નના સંબંધથી કૃતાર્થ થાય તે માટે કરે છે. તેથી પત્ર, પુષ્પ (ગીતા ૯-૨૬) વાકય પણ ભગવાન ભોકતા નથી એ સિદ્ધાંતની વિરૂધ્ધ નથી. ભગવાન ભક્ષણ કરે છે કે નથી કરતા? એમાં શું સાચો સિદ્ધાંત છે. ? (પૂર્વપક્ષ)

ભગવાન ભક્ષણ કરે છે એજ યોગ્ય છે. કારણ કે તેને ઘણાં વાકયોનો આધાર છે. પ્રત્યક્ષ પણ દેખાય છે. વિશ્વનો ભોગ કરનાર ભોજન કરે છે. એ વાકયમાં વેદનો અર્થ છે. તે સિધ્ધ થાય તે માટે ''બીજો નહિ ખાતાં જોયા કરે છે' એ વાકયનો અર્થ એટલો જ કરવો જોઇએ. જીવનો ભોગ જીવની સાથે રહેલા અન્તર્યામી જીવ જેવી રીતે ભોગ કરે છે. તેવી રીતે કરતો નથી. તેથી ભગવાન ભક્ષ્ય કરે છે. એ સિધ્ધાંત પ્રત્યક્ષ સાથે બંધબેસતો હોવાથી ભક્ષણ કરે છે. એ સત્ય સિધ્ધાંત છે.

(સિધ્ધાંત) લોકમાં જે વાકયને આધાર મળે તે સત્ય ગણાય છે. તેથી આ વાકયને આધાર નથી તેથી તેને અસત્ય ગણાવે છે. કયું સાચું છે તે પ્રત્યક્ષ જોવા માટે મારા મુખની અંદર જુઓ. જો મેં માટી ખાધી હશે તો તેના કટકાઓ અને તેની ગંધ તેમાં હશે. મુખમાં તે છે કે નહિ તે પણ જોવું એવો ભાવ છે. (૩૫)

લૌકિક પુરૂષો યુક્તિપૂર્વક કહેલાં વૃત્તાંતને ગ્રહણ કરે છે. તેથી યશોદાએ તે વાતનો સ્વીકાર કરી મુખ ઊઘાડવા માટે પ્રાર્થના કરી પછી ભગવાને મુખ દેખાડયું તે હવે કહે છે.



यद्येवं तर्हि व्यादेहीत्युक्तः स भगवान् हरिः ।
व्यादत्ताव्याहतैश्वर्यः क्रीडामनुजबालकः ॥३६॥
सा तत्र ददृशे विश्वं जगत् स्थाष्णु चरिष्णु च ।
साद्रिद्वीपाब्धिभूगोलं सवाय्वग्नीन्दुतारकम् ॥३७॥
ज्योतिश्चक्रं जलं तेजो नभस्वान् वियदेव च ।
वैकारिकाणीन्द्रियाणि मनो मात्रा गुणास्त्रयः ॥३८॥

**શબ્દાર્થ :**

''જો એમ હોય તો મુખ ઊઘાડ'' એમ કહેતા જેનું ઐશ્વર્ય ઘટેલું નથી અને ક્રીડા માટે બાળક બનેલા તે ભગવાને મુખ ઊઘાડયું. (૩૬)

તેને તેમાં વિશ્વ અને સ્થાવર જંગમ, જગત, વાયુ, અગ્નિ, ચંદ્ર, તારાઓ, પર્વતો, બેટો, અને સમુદ્રો સહિત ભૂમીના ગોળાઓ જોયા. (૩૭)

જ્યોતિચક્ર, જલ, તેજ, વાયુ અને આકાશ, વૈકારિકો ઈન્દ્રિયો, મન, માત્રા અને ત્રણ ગુણો જોયા. (૩૮)

इति, लोके वाक्यं संवादि प्रमाणं, तदर्थमत्र संवादो नास्तीत्यनूद्य दूषयति, तर्हि समक्षं प्रत्यक्षं स्वचक्षुषा वाक्यसंवादार्थं **मुखमध्यं पश्य,** यदि भक्षितं भविष्यति तदंशास्तद्गन्धश्च भविष्यति, सर्वं भक्षितमितिशङ्कायां च कालान्तरभक्षणस्यापि निवारणार्थं च भक्षणप्रयोजनं मुखोस्ति न वेति तदपि द्रष्टव्यमितिभावः ॥३५॥ लौकिका युक्तिपुरःसरं पदार्थं गृह्णन्तीति यशोदा तद्वाक्यमङ्गीकृत्य तत्रापेक्षितं प्रार्थयित्वा द्रष्टुमुद्युक्ता ततो भगवान् प्रदर्शितवानित्याह **यद्येवमिति,** यदि प्रत्यक्षसंवादि तद्वाक्यं नान्येषां तदा व्यादेहि मुखव्यादानं कर्तव्यं, एवमुक्तो व्यादत्तेतिसम्बन्धः, स इति, स यतो **निरोधार्थमेवागतः,** अन्यथा लौकिकपरमार्थयोर्भिन्नविषयत्वाल्लौकिके परमार्थप्रदर्शनम-युक्तं स्यात्, निरोधसामर्थ्यं **भगवानिति,** करणावश्यकत्वे हेतुर्हरिरिति, अन्यथा **प्राणिनः** कृतार्था न भविष्यन्तीति, विशेषेणादत्त **मुखं** प्रसारितवान्, ननु प्राकृतस्वीकारात् स्वधर्माणां तिरोभावसम्भवात् कथं सर्वसंवादो भविष्यतीत्याशङ्क्याहा**व्याहतैश्वर्य इति,** न केनापि प्रकारेण व्याहतमैश्वर्यं यस्य, ननु तर्हि कथं प्राकृतस्वीकारः? **तत्राह क्रीडार्थमेव**

**मनुजबालको** न तु प्रदर्शनार्थमपि, अतः क्रियाशक्तावेव लौकिक्यां तिरोभावः, तदपि विशेषप्रयोजनाभावे, अन्यदा तु क्रियाशक्तेरपि प्राकट्यं, ज्ञानशक्तिस्त्वतिरोहितैव सर्वदा, अतः प्रदर्शितवानित्यर्थः ॥३६॥ सापि भगवता प्रेरिता भगवदिच्छया प्राप्तज्ञानशक्तिस्तन्मध्यस्थितं जगद् दृष्टवतीत्याह **सा तत्रेति, सा निरोधमध्यस्थिता तत्र** मुखविवरे **विश्वं ददृशे**, आपाततो दर्शनं व्यावर्तयितुं विशेषाकारेण दृष्टं निर्दिशति जगदितिद्वाभ्यां, **विश्वमिति** समुदायेन भगवद्रूपमाधिदैविकं वा, **जगदन्यल्लौकिकं विश्वरूपं** प्रतिकृतिरूपमित्यौपनिषदा आधिदैविकमिति ब्रह्मविदः कार्यकारणरूपमित्युभयोः समाधानमिति विचारकाः, जगति भेदानाह **स्थाष्णु चरिष्णु चेति,** स्थावरं जङ्गमं च, चकारात् तद्धर्मा सर्व एव, **साद्रिद्वीपाब्धिभूगोलमित्यध**ः खण्डः, उपरिखण्डं वक्ष्यत्यग्रिमश्लोके, अयमपि भेदस्तया ज्ञात इति, **अद्रयो मेर्वादयो द्वीपा** जन्म्बादयोब्धयो लवणादय एतैः सहितं **भूगोलं, सवाय्वग्नीन्दुतारकमिति भूगोलस्यैव** विशेषणं, **वायुस्तत्रोपलभ्यत एव, अग्निश्च, इन्दुः** प्रथमाहुतिफलरूपः, सोमो राजा भवती'' तिश्रुतेः, यद्वा यज्ञियं रूपं भूमिष्ठं तत्र वर्तत इति 'यदस्यां यज्ञियमासीत् तदमुष्यामदधा'' दितिश्रुतेः, **तारका** अपि भूमिष्ठा भोगार्थं तत्र गच्छन्तीति पुनरायान्ति **चेति** तारका अपि भूमिष्ठा एव श्येना इव ॥३७॥ उपरितनं दलमाह **ज्योतिश्चक्रमिति, जलं** मध्यस्थितं ''सलिलं वा इदमन्तरासी'' दिति वृष्टिर्वियद्गङ्गा च, **तेज** इति सूर्यादिध्रुवान्तानां किरणाः, विद्युदादयो वा, **नभस्वान्** वायुरुपरितनः, **वियदाकाशो वैकारिकाणि** सात्त्विकानि सर्वविकारसाध्यानि वेन्द्रियाधिष्ठातृरूपाणीन्द्रियाणि ब्रह्माण्डाद् बहिः स्थितानि, ब्रह्माण्डमपि गृहे घटवत् प्रतीयते, **इन्द्रियाणि** च ततो बहिः पदार्थान्तरवत् सर्वदर्शनसामर्थ्यं भगवता दत्तमित्युक्तमेव, **इन्द्रियाणि** राजसानि मनश्च सात्त्विकं **मात्रा**स्तामसास्तेषां निधानभूता **गुणाश्च** त्रय –

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જો તમારું વાક્ય સાચું હોય અને બાળકોનું વાક્ય અસત્ય હોય તો તારું મુખ ઉઘાડ એટલે મુખ પહોળું કર એટલે ભગવાને મુખ ઊઘાડયું એવો વાક્યનો સંબંધ છે.

તે નિરોધ કરવા પધાર્યા હતા. જો તેમ ન હોય તો લૌકિક અને અલૌકિકના વિષયો જુદા જુદા હોવાથી લૌકિક વિષયમાં અલૌકિક વિષય દેખાડવો એ અયોગ્ય ગણાય. ભગવાન શબ્દથી નિરોધનું સામર્થ્ય અને હરિ શબ્દથી નિરોધ કરવો આવશ્યક છે એ જણાવે છે.

ભગવાન પ્રાકૃતનો સ્વીકાર કરે તો તેમના ધર્મોનો તિરોભાવ થાય તો બધાનો સંવાદ કેમ થશે ? એવી શંકામાં 'જેમનું ઐશ્વર્ય ઘટેલું નથી' પદ યોજેલું છે.

ત્યારે ભગવાને પ્રાકૃત દેહનો સ્વીકાર કેમ કર્યો ? એવી શંકામાં ભગવાન ક્રીડા માટે જ મનુષ્યના બાળક બનેલા છે. પણ પ્રદર્શન કરવા નહિ. તેથી લૌકિક ક્રિયા શક્તિ કરવાની હોય ત્યારે અલૌકિકનો તિરોભાવ થાય છે. જ્યારે અલૌકિક ક્રિયા શક્તિનું પ્રયોજન હોય ત્યારે બીજા સમયે અલૌકિક શક્તિ પણ પ્રગટ કરે છે.

જ્ઞાનશક્તિ તો પ્રગટ જ રહે છે. ભગવાને સ્વરૂપ દેખાડયું યશોદાએ ભગવાનના મુખમાં જગત જોયું તે કહે છે.

યશોદાએ ભગવાનના મુખના પોલાણમાં વિશ્વને જોયું. વિશ્વ અને જગત બંને જોયું. વિશ્વ એટલે ભગવાનનું આધિદૈવિક રૂપ, જગત એટલે લૌકિક વિશ્વરૂપ. ઉપનિષદોને માનનારા તે પ્રતિબિંબરૂપ છે એમ માને છે. બ્રહ્મ જાણનારા તે આધિદૈવિક છે એમ માને છે. અને વિવેચકો તે કાર્ય કારણરૂપ છે એમ માને છે. સ્થાવર અને જંગમ શબ્દોથી જગતની અંદર ભેદો કહેલા છે. 'ચ તથા' શબ્દથી જગતના સર્વે ધર્મો કહેલા છે.

પર્વતો, મેરૂ વિગેરે બેટો જંબુ વિગેરે સમુદ્રો ખારા પાણીના આ સાથેનો ભૂમીનો ગોળો. તેમાં વાયુ અને અગ્નિ જણાય છે. સોમ રાજા થાય છે. શ્રૃતિ પ્રમાણે ચંદ્ર પ્રથમ આહુતિનું ફલ છે અથવા પૃથ્વીમાં યજ્ઞિયરૂપ હતું તેને તેમાં મૂક્યું. શ્રૃતિ પ્રમાણે ભૂમી ઉપર રહેલું યજ્ઞિરૂપ ત્યાં છે. તારાઓ પણ ભોગ માટે આકાશમાં જાય છે. અને પાછા આવે છે. તે બાજપક્ષીઓ માટે ભૂમી ઉપર રહે છે. (૩૭)



હવે ઉપરનો ભાગ નીચેના શ્લોકથી કહે છે.

જ્યોતિચક્ર મધ્યે રહેલું જલ. તે આ જલ મધ્યે વરસાદ અને આકાશગંગા હતું. તેજ એટલે સૂર્યથી આરંભી ધ્રુવ સુધીના કિરણો અથવા વિજળી વિગેરે. આકાશ, વાયુ ઉપર રહેનારો. વૈકારિકો એટલે સાત્ત્વિક અથવા સર્વે ઇંદ્રિયોનું અધિષ્ઠાન કરનાર દેવતાઓ ઇંદ્રિયો એટલે બ્રહ્માંડની બહાર રહેલા ઇંદ્રિયો, જેમ ઘરમાં ઘડો દેખાય તેવું બ્રહ્માંડ જણાય છે. તેની બહાર બીજા પદાર્થોની માફક ઇંદ્રિયો દેખાય છે. ઇંદ્રિયો રાજસ છે. મન સાત્ત્વિક છે. માત્રાઓ એટલે તન્માત્રાઓ અને ત્રણ ગુણો અંહકારના ગુણો પ્રકૃતિના ગુણો- અને માયાના ગુણો, એ બધું યશોદાએ જોયું. (૩૮)

એ પ્રમાણે યશોદાએ જે જોયું તે કહીને તે જોવાથી ભય થયો એમ નીચેના શ્લોકથી કહે છે.

एतद् विचित्रं सहजीवकालस्वभावकर्माशयलिङ्गभेदम् ।
सूनोस्तनौ वीक्ष्य विदारितास्ये व्रजं सहात्मानमवाप शङ्काम् ॥३९॥

किं स्वप्नमेतदुत देवमाया किं वा मदीयो बत बुद्धिमोहः ।
अथो अमुष्यैव ममार्भकस्य यः कश्चनौत्पात्तिक आत्मयोगः ॥४०॥
अथो यथावन्न वितर्कगोचरं चेतोमनःकर्मवचोभिरञ्जसा ।
यदाश्रयं येन यतः प्रतीयते सुदुर्विभाव्यं प्रणतास्मि तत्पदम् ॥४१॥

**શબ્દાર્થ :**

જીવ, કાલ, સ્વભાવ કર્મ, આશય અને લિંગભેદો સહિત આ વિચિત્ર જગતને તથા પોતાની સાથે વ્રજને પુત્રના શરીરમાં અને પહોળા કરેલાં મુખમાં જોઇ યશોદા ભય પામ્યા. (૩૯)

આ શું સ્વપ્ન હશે ? અથવા દેવમાયા હશે ? મારી બુદ્ધિનો મોહ હશે ? અથવા મારા આ પુત્રનો જ આત્મયોગ હશે ? (૪૦)

આ જેના સંબંધથી ચિત્ત, મન, કર્મ અને વાણીથી પૂરેપૂરો વિચાર કરી શકાય તેવું નથી. જેની કોઇ રીતે કલ્પના કરી શકાય તેમ નથી. તે જેમાં રહેલું છે તે દેખાય છે એ જેમાંથી જણાય છે તેમના ચરણાવિંદને હું નમસ્કાર કરું છું. (૪૧)

इति, अहङ्कारगुणाः प्रकृतिगुणा मायागुणाश्च ॥३८॥ एवं दृष्टमनूद्य तद्दर्शनेन तस्या अपूर्वत्वाद् भयं जातमित्याहैतदिति, **विचित्रमिति,** युक्तयापि न निर्णेतुं शक्यं, करणान्यपि दृष्टवतीति तान्यनुवदति, **जीवकालस्वभावकर्माशयलिङ्गानां भेदस्तत्सहितं** जगत् जीवास्त्रिविधा देवमानुषदानवाः, **कालोपि** तथा भूतभविष्यद्वर्तमानरूपः, **स्वभावः** प्रकृतिधर्मो भगवद्रूप इति निबन्धे **विवृतं कर्म च, आशयो** हृदयकोशओ यस्मिन्नाशेरते जीवाः, **लिङ्गं** लिङ्गशरीरं स्थूलकोशात्मकं, **लिङ्गभेदा** वा स्त्रीपुन्नपुंसकाः, एतत् सर्वं स्थानविशेषस्यापरिज्ञानात् **सूनोस्तनौ वीक्ष्येत्युक्तं, विदारितमास्यं** यस्मिन्नन्तर्बहिः सर्वत्रैव जगद् व्याप्तमिति वदंस्तनौ **विदारितास्य** इतिप्रदद्वयं स्वप्नभ्रमव्युदासार्थं **व्रजमपि** दृष्टवती, मायाव्युदासायात्मानं, **आत्मना सहितं व्रजमिति** विशेषकथनं सर्वभ्रमव्युदासाय, एवमभ्रमेण सर्वं दृष्ट्वा **शङ्कामवाप** ॥३९॥ अस्याः शङ्काया व्युदासार्थं लौकिकप्रकारेण पक्षानाशङ्क्य परिहरति **किं स्वप्न** इति, अन्यदा प्रतीतं यत् कदाचित् प्रतीयते तत् त्रिधा भवति स्वप्नेपि कदाचिदलौकिकं प्रतीयते तस्य स्थानस्य सन्ध्यत्वाच्छीघ्रगमनात् "कात्स्न्र्येनानभिव्यक्तस्वरुपत्वाच्च" प्रकृते तद्वैलक्षण्यान्नायं **स्वप्नो** भवितुमर्हति पूर्वापरानुसन्धानाच्च, अतः पक्षान्तरमाहोत **देवमायेति, मायामात्रं** नात्यन्तमोहकं **देवानां** तु **माया** मनुष्यव्यामोहिका भवति मोहवशाच्चातिरिक्तभानमपि सम्भवतीत्याशङ्क्य सा भगवति न सम्भवति भगवत्प्रयत्नानन्तरभावित्वादस्य भगवत्कृतापि माया न भवति तथा

सति स्थिरता न स्यान् मम च तत्र दर्शनं न स्यादुभयोश्चादर्शनं, तर्हि **दर्शनमेव** भ्रान्तमितिपक्षं स्वीकारोति किं **वा मदीयो बत बुद्धिमोह** इति, **बुद्धिमो**होप्येतादृशः कदापि न जात इति विशेषमाह **मदीय** इति, अन्यैर्न दृश्यत एव, तथा सति ते वदेयुः, न हि दृष्टेनुपपन्नं नामेतिन्यायात्, **मदीय** एवायं **बुद्धिमो**हः, एवं सति स्वस्य महत्त्वाद् **बते**तिहर्षः, यद्येवं स्याद् बालकान्तरे स्थलान्तरेप्येवमुपलभ्येत, अस्मिन्नेव बालक उपलभ्यत इति न पूर्वोक्तपक्षाः किन्त्वस्यैव **कश्चनानुभाव** इत्याहाथो इति पूर्वपक्षव्युदासार्थं, **अमुष्येत्य**ग्रेपि परिदृश्यते सूक्ष्मस्तस्मिंश्च जगद् विशालं, **ममार्भकस्येति**, पूर्वं भावदार्ढ्यं, अन्यथा निरोधो न स्यान्मुक्तिश्च स्यादिति, कोयं तव बालकस्य गुण इति चेत् तत्राह **यः कश्चनेति**, भिन्नतयेदमित्थतया वा ज्ञातुं न शक्यते, इदानीमेव देवतान्तरसम्बन्धाज्जातं भविष्यतीत्याशङ्क्याहौ**त्पत्तिक** इति, स्वाभाविकोय "मुत्पत्तिशिष्टः" पूर्वमप्यनुभूतत्वात् **पूतनादीनां मारणाच्च**, केवलं प्रदर्शकत्वे पूतनादीनां वधो न स्यात्. अत **आत्मयोगः**, आत्मन एव भगवतो योगरूपेयं विभूतिरित्यर्थः ॥४०॥ एवं भगवद्विभूतिरूपमेतदिति ज्ञात्वा यत् कर्तव्यं तत् कृतवतीत्याहाथो इति, **अथो** दर्शनान्तरं यस्माद् भगवतः सकाशादेतत् **प्रतीयते यत् सुदुर्विभाव्यं**, अतः सोलैकिको भवतीति **तत्पदं प्रणतास्मी**तिसम्बन्धः, एतद्दर्शनस्यालौकिकत्वं **वक्तुं** लौकिकबुद्ध्य-विषयत्वमाह **चेतोमनःकर्मवचोभिः**, **यथावद् वितर्कगोचरं** न भवतीति, चित्तं योगादिभावितं, **मनःकर्मवचांसि** लौकिकानि, अलौकिकबुद्ध्यापि नैतावत् कल्पयितुं शक्यत इदमित्थमिति-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** આ જગતને જોઈને યશોદા ભય પામી. તે કરણો પણ જોયા. જીવ, કાલ, સ્વભાવ, કર્મ, આશય, અને લિંગોના ભેદ. જીવો ત્રણ પ્રકારના છે. દેવો, મનુષ્યો અને દાનવો. કાલ પણ ત્રણ પ્રકારનો છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન. સ્વભાવ પ્રકૃતિનો ધર્મ છે. કર્મનું નિબંધમાં વિવરણ કરેલું છે. આશય એટલે હૃદયરૂપી રહેવાનું સ્થાન જેમાં જીવો રહે છે. લિંગ એટલે સ્થૂલ શરીરના રહેઠાણરૂપ લિંગ સૂક્ષ્મ શરીર અથવા સ્ત્રી પુરૂષ અને નપુંસક એવા લિંગના ભેદો છે. તે 'પુત્રના શરીરમાં જોઈને' એમ કહેલું છે. પહોળા કરેલા મુખમાં અંદર અને બહાર જગત વ્યાપી રહેલું છે.વ્રજને પણ જોયું માયાનો ભ્રમ ન રહે તે માટે પોતાની સાથે વ્રજને જોયું. આ ભયને મટાડવા માટે નીચેના શ્લોકથી કહે છે. (૩૯)

બીજા સમયે જે દેખાતું ન હોય તે કોઈવાર જ દેખાય.

ત્યારે તે ત્રણ પ્રકારે દેખાતું હોવું જોઈએ.

(૧) સ્વપ્નમાં કોઈવાર અલૌકિક દેખાય છે. તે તરત જતું રહે છે અને સંપૂર્ણ રીતે તે દેખાતું નથી.

આ દશ્ય તેનાથી જુદા પ્રકારનું છે તેથી આ સ્વપ્ન હોઈ શકે નહિ.

(૨) દેવમાયા - માયા બધી મોહ પમાડતી નથી. પણ દેવોની માયા મનુષ્યોને મોહ પમાડનારી હોય છે. મોહને લીધે બીજા પદાર્થોનું તેને ભાન રહે તે સંભવે છે. આ વિશ્વરૂપનું દર્શન ભગવાનના પ્રયત્ન પછી થયેલું છે તેથી તે દેવમાયા ભગવાનમાં હોવાનું સંભવતું નથી. આ ભગવાનની પણ માયા નથી.

(૩) આ વિશ્વરૂપ દર્શન જ ભ્રાંત છે. 'મારી બુધ્ધિનો મોહ' શબ્દથી કહેલ છે. બીજાઓથી આ દર્શન દેખાતું જ નથી. જો દેખાતું હોત તો 'જે દેખાય તેમાં કંઈ અયોગ્યતા નથી.' એ ન્યાય પ્રમાણે તેઓ કહેત તેથી આ મારી બુધ્ધિનો મોહ છે. એ પ્રમાણે કહેલા ત્રણ પક્ષો સાચા નથી.

પહેલા કહેલા ત્રણ પક્ષો સાચા નથી. અથો શબ્દ યોજેલ છે 'આ' શબ્દ યોજેલ છે. તે 'મારા પુત્રનો' શબ્દો યોજેલા છે. તમારા બાળકનો આ કેવો ગુણ છે ? એવો પ્રશ્ન ઊઠે તેથી 'કોઈ એક' શબ્દ યોજેલ છે.

હમણાં જ કોઈ બીજા દેવતાના સંબધથી આ ગુણ બાળકમાં આવ્યો હશે એવી શંકા થાય તેથી 'સ્વભાવિક' શબ્દ યોજેલ છે આ ગુણ સ્વભાવિક જન્મથી રહેલો છે. પહેલાંપણ તેનો અનુભવ થયેલો છે. પૂતનાનો વધ પણ થયેલો છે. તેથી જગત દેખાડવામાં પણ આ જ છે. તેથી આ આત્મયોગ છે. ભગવાનની યોગરૂપ વિભૂતિ છે. (૪૦)

એવી રીતે આ વિશ્વદર્શન ભગવાનની વિભૂતિરૂપ છે. તેથી જે કરવું જોઈએ તે તેણે કર્યું તે હવે કહે છે.

એવું દર્શન થયા પછી જે ભગવાનમાંથી જેની કોઈ રીતે કલ્પના કરી શકાય એમ નથી તેવું તે દેખાય છે તેથી ભગવાન અલૌકિક છે. તેથી હું તેમના ચરણાવિંદને નમસ્કાર કરું છું. આ દર્શન અલૌકિક છે એમ કહેવા માટે જેના સંબંધિ ચિત્ત, મન, કર્મ અને વાણીથી વિચાર કરી શકાય તેમ નથી. લૌકિક બુધ્ધિથી જાણી શકાય એમ નથી. આમાં અતીંદ્રિય ઇંદ્રિયો જેને પહોંચી શકે નહિ તેવા પદાર્થો પણ દેખાય છે. મન બહાર સ્વતંત્ર નથી અને લૌકિકમાં પરોવાયેલું રહે છે. તેથી મનથી કલ્પી શકાય એમ નથી.

અહીં કર્મ શબ્દ અદષ્ટ કહેલું છે. આ અલૌકિક હોવાથી અદષ્ટથી પણ આનો નિર્ણય થઇ શકે એમ નથી વાણીથી પણ આનો નિર્ણય થઇ શકે એમ નથી. આ 'માયિક' છે એવી કલ્પના કરવામાં આવે તો પણ પૂરેપૂરો નિર્ણય થઇ શકે એમ નથી. પદાર્થોની

સ્થિરતા હોતી નથી તેમજ અવસ્થા દેશ અને કાલ પણ સંભવતા નથી તેથી જે ચક્ષુથી આ દેખાય છે તે ચક્ષુ પણ મારૂં નથી. કારણ કે જ્યોતિચક્રમાં રહેલા જે પદાર્થો અહીં દેખાય છે તે બીજા સમયે પણ દેખાત તેથી જોવાનું સામર્થ્ય આપીને ભગવાને પોતેજ પોતાની અંદર રહેલું જગત પોતાનું મહાત્મ્ય જણાવવા મને દેખાડ્યું તેથી હું તેમના ચરિણાવિંદને પ્રણામ કરું છું. કારણ કે 'નમસ્કાર કરવો' એટલી જ સદ્ વિદ્યા છે. (૪૧)

ભગવાનને પ્રણામ કરેલી યશોદાએ પ્રાર્થના કરી તે કહે છે.

अहं ममासौ पतिरेष मे सुतो व्रजेश्वरस्याखिलवित्तपा सती ।
गोप्यश्च गोपाः सहगोधनाश्च मे यन्माययेत्थं कुमतिः स मे गतिः ॥४२॥

॥ श्रीशुक उवाच ॥

इत्थं विदिततत्त्वाया गोपिकायाः स ईश्वरः ।
वैष्णवीं व्यतनोन्मायां प्रजास्नेहमयीं विभुः ॥४३॥



**શબ્દાર્થ :**

હું, આ મારો પતિ, આ મારો પુત્ર, હું વ્રજેશ્વરના સર્વ ધનનું રક્ષણ કરનારી સતી, ગોપીઓ અને ગોધન સહિત ગોપો મારા છે, જેમની માયાથી મારી કુમતિ થઇ તે મારી ગતિ થાઓ. (૪૨)

એ પ્રમાણે ગોપીકાએ તત્ત્વ જાણ્યું ત્યારે ઇશ્વરે પ્રજા સ્નેહવાળી વૈષ્ણવી માયા પ્રસારી. (૪૩)

अतीन्द्रियाणामपि दृष्टत्वान्मनसो बहिरस्वातन्त्र्याल्लौकिकप्रवणत्वाच्च कायिकमत्रादृष्टं गृहीतमदृष्टवशादप्येतन्निर्णयो वक्तुं न शक्यते लौकिकत्वात्, परस्परव्याघाताच्च न वचसा, आपाततः कल्पनायामपि यथावद् वितर्कगोचरं न भवति, तथैव मायिकमित्यादिपक्ष-कल्पनायामप्यञ्जसा सामस्त्येन नोपपद्यते, न हि स्वस्यापि तत्र पूर्वापरानुसन्धान-सहितस्य प्रतीतिः सम्भवति, तथैव पदार्थानां विचारेपि स्थैर्यं च, अवस्थादेशकालाश्च, किञ्चैतत्, सर्वप्रदर्शकः स्वमाहात्म्यार्थं स्वभिन्ने स्थाने प्रदर्शयति स्वस्मिंश्च पदार्थानां भाररूपत्वान्न स्थापयेत्, स्वावस्थादेशकालानां भ्रमासम्भवात्, येन च चक्षुषा प्रतीयते तच्चक्षुरपि नास्मदीयं, अन्यथा विद्यमानानां ज्योतिश्चक्रस्थपदार्थानामन्यदपि दर्शनं स्यात्, अतः सामर्थ्यं दत्वा स्वत एव स्वस्मिन् विद्यमानं जगत् स्वमाहात्म्यज्ञापनार्थं प्रदर्शितवान्, अतो ज्ञातमाहात्म्या तत्पदं प्रणतास्मि "नमो नम" इत्येतावत् सदुपशिक्षितमितिशास्त्रार्थत्वात् ॥४१॥ प्रणतायाः प्रार्थनामाहाहमिति, सर्वापि

दुर्बुद्धिर्भगवत्प्रणताया गच्छतीति दुर्बुद्धिर्गणयति, आदावहं **यशोदेति ममासौ** नन्दः **पतिरित्येष** भगवान् विश्वाधारो **मे सुत** इत्यहं **पुनर्व्रजेश्वरस्याखिलवित्तपा** सती पतिव्रता चेति, नन्दस्य व्रजेश्वरत्वं तत्स्त्रीत्वं च स्वस्य ततस्तस्य धनसम्बन्धस्तद्रक्षकत्वं च स्वस्य तदपि सामस्त्येनोभयत्र, तत्रापि पातिव्रत्यं भगवानपि परपुरुष इति तदभजनं च, अतः''स्त्रीणां पतिरेव विष्णु''रिति च, एता **गोप्यो** गोपभार्याः स्त्रियोस्मदीयाश्चेति, चकारात् तद्बालकास्तत्सम्बन्धाश्च **तथा गोपाः सहगोधनाः** स्वपरिकरसहिता गोष्ठसहिताश्चैते सर्वे मे **यन्मायये**त्थं **कुमतिरहं स मे गतिरस्तु**, अहमिति चतुर्विधोध्यासो जातिलिङ्गकुलदेहभेदेन, ममेतिशतप्रकाराः पतिपुत्रधनगोपगोपीगवां षड्विधानामनेकप्रकारात्वात्, **इत्थमहं कुबुद्धिर्यन्मायया म** आत्मनो जीवरूपस्य ब्रह्मरूपस्य वा कुत्सिता चासौ **मतिश्च**, तदीया माया हि तेनैव निवर्त्या, बुद्धिप्रकाराः सर्वे मायाया एवेति न तैः स्वकार्यसिद्धिः, मायातिरिक्तस्त्वहमेव मायमोहविषयत्वात् पृथक्तया **पुनर्म** इतिवचनं मायासम्बन्धव्युदासार्थं सम्बद्धस्यैव गतित्वाभावाय, **गतिरत्र** प्राप्यस्वरूपं फलं, एवमुपालम्भार्थं प्रवृत्ता शरणं गता जाता ॥४२॥

एवं ज्ञाने जाते भक्तिसुखं न प्राप्स्यतीति भक्त्यानन्दस्य ब्रह्मानन्दापेक्षया महत्त्वाद् भक्तार्थं दैव्या मायया मोहितवानित्याहे**त्थमितित्रिभिः**, एवं पूर्वोक्तप्रकारेण **विदितं तत्त्वं** यया तत्त्वज्ञानानन्तरं तस्या मातृत्वाभावाद् **गोपिकाया** इत्युक्तं, ननु भगवान् ज्ञानं कुतो नाशितवान् तत्राह **स** इति, स निरोधकर्ता, ननु नाशनीये ज्ञाने किमर्थमुत्पादितवान् वा किमर्थं नाशितवानित्युभयाभिप्रायो ज्ञातव्य इति चेत् तत्राहे**श्वर** इति, स हि कर्तुमकर्तु-मन्यथाकर्तुं समर्थोन्यथा च करोति, अतो नात्रोपपत्तिरन्वेष्टव्या, **वैष्णवी**माधिदैविकीं स्नेहसम्बन्धिनीं निरोधोपयोगिनीं विशेषेणा**तनोद्**, विहितस्नेहभावव्युदासार्थमाह **प्रजास्नेहमयी**मिति, यावदात्मीयतया परमस्नेहे रस उत्पद्यते न तावदीश्वरभावेन भयज्ञानस्य स्नेहप्रतिबन्धकत्वादत्र च लौकिकत्वेपि **प्रजारूपेण**स्नेह उचितो नान्यथेत्यनन्तविधासु **मायासु प्रजास्नेहमयीमेव व्यतनोत्**, ननु विरोधिज्ञानस्य जातत्वात् कथं **प्रजाबुद्धि**र्भगवति भविष्यतीत्याशङ्क्याह **विभु**रिति, स हि सर्वसमर्थः, एकस्मिन्नेव वस्तुनि कोटिधाबुद्ध्यु-त्पादनसमर्थः,अन्यथा पूर्वविरुद्धधर्मा उत्तरत्र न भवेयुः ॥४३॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાનને પ્રણામ કરે તેની બધી દુર્બુધ્ધિ જતી રહે છે. પોતાની દુર્બુધ્ધિ જણાવે છે.

આરંભમાં હું યશોદા છું. નંદ મારો પતિ છે. આ ભગવાન વિશ્વનો આધાર મારો પુત્ર છે. વળી હું વ્રજેશ્વરના સર્વ ધનનું રક્ષણ કરનારી અને સતી અને પતિવ્રતા છું એવી દુર્બુદ્ધિ છે નંદજી બધા ધનના માલિક છે. અને હું બધાય ધનની રક્ષણ કરનારી છું. મારે પાતિવ્રત્ય છે એટલે ભગવાન પણ પરપુરૂષ હોવાથી હું તેમનું પણ ભજન કરતી નથી. કારણ કે સ્ત્રીઓનો પતિ વિષ્ણુ છે. આ ગોપોની પત્નીઓ અમારી છે. તેમના બાળકો અને સંબંધિઓ અમારા છે. અને પોતાના ગોધન સહિત ગોપો નેસડા સહિત અમારા છે એવી કુબુદ્ધિવાળી જેમની માયાથી હું થઇ તો મારી ગતિ થાઓ. ભગવાનની માયા તો તેમનાથી દૂર થઇ શકે. બુદ્ધિના બધા પ્રકારો માયાના જ છે. તેથી તે દુર્બુદ્ધિ નાશ કરી શકે નહિ. તેથી ભગવાનના ચરણાવિંદને નમસ્કાર કરું છું. જેથી મારી ગતિ એટલે ભગવાનનું સ્વરૂપ પ્રાપ્ત કરવાનું છે તે ફલ પ્રાપ્ત થાય તેથી યશોદા શરણે ગઇ. એ પ્રમાણે યશોદાને જ્ઞાન ઉત્પન્ન થતાં ભક્તિનું સુખ પ્રાપ્ત ન થાય તેથી ભક્તિનો આનંદ, બ્રહ્માનંદ કરતાં મોટો હોવાથી, ભક્તિપ્રાપ્ત થાય તે માટે ભગવાને માયાનો મોહ ઉત્પન્ન કર્યો તે હવે કહે છે.

યશોદાએ તત્ત્વ જાણ્યું તેથી અહીં ગોપીકા કહી છે. ભગવાને જ્ઞાનનો કેમ નાશ કર્યો ? એટલે નિરોધ કરવા 'સ-ત' પદ યોજેલ છે.

જ્ઞાનનો નાશ કરવો હતો તો તે જ્ઞાન શા માટે ઉત્પન્ન કર્યું ? એનો અભિપ્રાય જાણવા 'ઇશ્વર' શબ્દ યોજેલ છે. કારણ કે ઇશ્વર કરવાને, ન કરવાને, કહેલું ન કરવાનું કરવાને શક્તિમાન છે.

ભગવાને વૈષ્ણવી આધિદૈવિક માયાને નિરોધમાં ઉપયોગી થાય તેવીને પસારી 'પ્રજા સ્નેહવાળી' શબ્દથી યોજેલો છે. પોતાનું હોવાથી ઘણો સ્નેહ થતાં જેવો રસ ઉત્પન્ન થાય છે. તેવો રસ આ 'ઇશ્વર' છે તેવો ભાવ રાખવાથી થતો નથી. ઇશ્વરથી ભય રહે છે. અને તે સ્નેહમાં વિઘ્ન કરનારું છે. વળી અતિ સ્નેહ લૌકિક હોવામાં પણ પ્રજારૂપથી યોગ્ય છે. બીજી રીતે યોગ્ય નથી.

યશોદાને આ ભગવાન મારો પુત્ર નથી એવું જ્ઞાન થયેલું હોવાથી આ મારી પ્રજા છે.એવી બુદ્ધિ કેવી રીતે થશે ? તેથી વિભુ શબ્દ યોજેલ છે. વિભુ સર્વ કરવા સમર્થ છે. (૪૩)

કારિકા :-૧૯ ભગવાનને જાળની માફક માયામાં નાખી તેને જ્ઞાનનો વિનાશ કર્યો અને પ્રમાણોનું બલ બાળી નાખી ગોપીકાઓને મોહ ઉત્પન્ન કર્યો. (૧૯)

ભગવાનની માયાથી યશોદાને મોહ થયો અને તેના જ્ઞાનનો નાશ થયો એમ હવે કહે છે.

सद्यो नष्टस्मृतिर्गोपी सारोप्यारोहमात्मजम् ।
प्रवृद्धस्नेहकलिलहृदयासीद् यथा पुरा ॥४४॥
त्रय्या चोपनिषद्भिश्च साङ्ख्ययोगैश्च सात्त्वतैः ।
उपगीयमानमाहात्म्यं हरिं सामन्यतात्मजम् ॥४५॥

॥राजोवाच॥

नन्दः किमकरोद् ब्रह्मञ्छ्रेय एवम्महोदयम् ।
यशोदा च महाभागा पपौ यस्याः स्तनं हरिः ॥४६॥
पितरौ नान्वविन्देतां कृष्णोदारार्भके हितम् ।
गायन्त्यद्यापि कवयो यल्लोकस्य मलापहम् ॥४७॥

**શબ્દાર્થ :**

ગોપી તરત નાશ પામેલા સ્મરણવાળા થઈ. તે પુત્રને ખોળામાં પધરાવી પહેલાના જેવી ઘણા સ્નેહથી ભરપૂર હૃદયવાળી થઈ (૪૪)

ત્રણ વેદો એ ઉપનિષદો, સાંખ્ય અને યોગ તથા વૈષ્ણવતંત્રો જેમના મહાત્મ્યનું ગાન કરે છે. તેવા હરિને તેણે પુત્ર માન્યા (૪૫)

હે બ્રહ્મન ! નંદજીએ એવો મોટો અભ્યુદય કરવાનું શું ઉત્તમ કર્મ કર્યું ? મહા ભાગ્યવાળી યશોદાએ શું મોટુ ઉત્તમ કર્મ કરેલું ? કે જેના ધાવણનું હરિએ પાન કર્યું. (૪૬)

શ્રીકૃષ્ણનું ઉદાર બાલચરિત્ર કવિઓ હજુ સુધી ગાય છે જે લોકોના મલને દૂર કરનારું છે. તેનો આનંદ માતાપિતાને પછીથી પણ ન મળ્યો. (૪૭)

प्रक्षिप्ता जालवन् माया तया ज्ञानं विनाशितम् । प्रमाणानां बलं दग्ध्वा मोहयामास गोपिकाम् ॥१॥ मायामोहे ज्ञानं नष्टमित्याह सद्य इति, तदानीमेव नष्टा स्मृतिर्यस्याः अत्र भगवन्मतमनुभवस्मरणयोर्मध्ये न संस्कारोनुभवः स्मृतिमेव जनयति, यथेन्द्रियसंयोग उत्तरोत्तरमनुभवोद्बोधकस्तथा स्मृतिरपि केनचिद् बोध्यते नाश्यते च, निरन्तरनाशोत्पत्ती अप्रामाणिके वेदविरुद्धे, विवेकेन ज्ञानोद्बोधनमाशङ्क्याह गोपीति, तत्रापि सारोहमङ्कस्थानं भगवन्तमारोप्य प्रवृद्धस्नेहकलिलहृदया सती पूर्ववदेवासीत्, बहिर्व्यापारोपि ज्ञानसाध्य आरोपणात् पूर्ववत् कृतः स्नेहोप्यान्तरः, ज्ञानानन्तरमान्तरः स्नेहोन्यथा भविष्यतीत्याशङ्क्य प्रवृद्धस्नेहेन कलिलं हृदयमित्युक्तं, न हि विहितस्नेहे हृदये कलिलता भवति, कलिलमत्र पङ्किलमिव मोहसहितः स्नेहस्तादृशमेव हृदयं

जातमिति कालन्तरेपि न कलिलनिवृत्तिः, पूर्वावस्थापरित्यागे **मायया** भक्तत्वमेव स्यान् न तु निरोध इति **यथा** पुरेत्युक्तम् ॥४४॥ अतःपरं प्रमाणान्तरेणापि न स्मृत्युद्बोध इत्याह **त्रय्येति, त्रयी** वेदत्रयी, तत्र क्रियाशक्तेः प्रतिपादितत्वाद् भगवन्माहात्म्यप्रतिपादकत्वं, **उपनिषत्स्वपि** ब्रह्मप्रतिपादनाद् भगवज्ज्ञानशक्तिप्रतिपादनं, **साङ्ख्येपि** नित्यानित्यवस्तुविवेको भगवत्सम्बन्धतद्राहित्यभेदेनैव, **योगेपि** निश्चिन्ततया भगवच्चिन्तनं, चकारात् **पशु**पतिमतेपि भगवन्माहात्म्यनिरूपणमेव, तथा **सात्त्वतैर्वै**ष्णवतन्त्रैरपि, **वेदस्य** द्विरूपत्वात्, षड्दर्शनैरप्युप**गीयमानमाहात्म्यो** भगवांस्तादृशं तावन्ति प्रमाणानि श्रुत्वापि **हरिमात्मजमेव सामन्यत**, अतो भक्तौ प्रतिष्ठिताविहितायां पुत्रभावेन ॥४५॥

एतस्या एतावत्त्वं कथं न त्वन्यासामितिशङ्कां परिहरन् महापुरुषकृपामाह **सप्तभिः**, **नन्दः किमकरोदि**तिप्रश्नो द्वयेन कर्मव्युदासस्य वक्तव्यत्वात् **ब्रह्मन्नि**तिसम्बोधनं ज्ञानार्थं, नामप्रकरणे नन्दस्यैव प्रथमतो निरोधकथनात्, **किं श्रेयो** धर्मरूपं लोकवेदयोरप्रसिद्धत्वात् प्रश्नः, प्रसिद्धार्थमेवाहैवं**म्महोदयमिति**, **एवम्महानुदयोभ्युदयो** भगवान् पुत्र इति यस्य श्रेयसः, भिन्नतया **यशोदाया** अपि निरूपणाद् भिन्नतया प्रश्नो **यशोदा** चेति,नन्दापेक्षयापि निरन्तरसम्बन्धान्**महाभागा**, किञ्च **यस्याः स्तनं सर्वदुःखहर्तापि पपौ**, सा हि जानाति क्षुन्निवृत्त्यर्थं भगवान् पिबतीति, अतो 'हरेरपि'सा "हरि" रित्युक्तं भवति, बालकतोषपक्षेपि तदीयस्तन्येनैव तथाकरणादुत्कर्षः ॥४६॥ ननु प्रसिद्धमेव तत्सुकृतं यथा वसुदेवेन कृतमिति चेत् तत्राह **पितराविति**, यद्यपि पितरौ जातौ तथापि तादृश आनन्दो नानुभूतो यादृश एताभ्यामनुभूतस्तदाह **नान्वविन्देता**मिति, एतदनन्तरमपि **नाविन्देतां**, अग्रेन्यथैव करणात् **अयं** महानानन्द इति, ज्ञापयति **कृष्णोदारार्भके** हितमिति, **कृष्णस्यार्भके हितं** बालचेष्टितं, अनाधिकारिणोपि सर्वपुरुषार्थदानादुदारं-

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** તેજ સમયે નાશ પામેલું છે સ્મરણ જેનું તેવી યશોદા થઈ યશોદાને જે અનુભવ થયો તે બંધ થયો. જોતેમ ન હોય તો પદાર્થોનો અનુભવ થતો હોય તો તેને અસ્મરણ ન થાત. સદ્યઃ એટલે તરત જ ભગવાને માયાને પસરાવી કે તેને સ્મરણ થયું. બંને વચ્ચે સંસ્કાર થયો ન હતો. અનુભવ સ્મરણને ઉત્પન્ન કરે છે. જેમ ઇંદ્રીયોનો પદાર્થ સાથે સંયોગ વધારે અને વધારે અનુભવને જાગૃત કરે છે. તેમ સ્મરણને પણ કોઈ જાગૃત કરે છે. અને કોઈ તેનો નાશ કરે છે. નાશ અને ઉત્પત્તિ સદા થયા કરે છે. આવો મત અસત્ય છે અને વેદથી વિરૂધ્ધ છે. વિવેકને લીધે જ્ઞાન જાગૃત થયું હશે એવી શંકા થાય તેથી 'ગોપી' શબ્દ યોજેલ છે. તેમાં પણ ભગવાનને

ખોળામાં પધરાવી ઘણા સ્નેહથી ભરપૂર હૃદયવાળી થઇ. પહેલાંની માફક જ જેવી હતી તેવી થઇ.

જ્ઞાન થયા પછી હૃદયની અંદરનો સ્નેહ જતો રહ્યો હશે એવી શંકા થાય તેથી 'ઘણા વધેલા સ્નેહથી ભરપુર હૃદય' એમ કહેલું છે. કારણ કે શાસ્ત્ર પ્રમાણે સ્નેહ હોય ત્યારે હૃદયમાં ઢોળ હોતો નથી. ક્લિત શબ્દથી કચરા જેવા મોહવાળો સ્નેહ કહેલો છે. એટલે ગમે તેટલો સમય જાય તો પણ તેમાંથી ક્લિત જવાનું નથી. પહેલાંની અવસ્થાનો ત્યાગ કરે તો યશોદા ભક્ત જ થાય પણ તેનો નિરોધ ન થાય. તેથી 'પહેલાંની જેવી' શબ્દો યોજેલ છે. આ સમય પછી બીજા પ્રમાણથી પણ યશોદાને વિશ્વરૂપ દર્શનનું સ્મરણ થયું નહિ તે નીચેના શ્લોકથી કહે છે. (૪૪)

ત્રણ વેદો ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, તેમાં ભગવાનની ક્રિયાશક્તિનું વર્ણન કરેલું છે. તેથી તેઓ ભગવાનનું મહાત્મ્ય જણાવનારા છે. ઉપનિષદોમાં પણ બ્રહ્મનું નિરૂપણ કહેલું હોવાથી તેઓ ભગવાનની જ્ઞાનશક્તિ જણાવનારા છે. સાંખ્યમાં પણ ભગવાનના સંબંધથી અને ભગવાનના સંબંધ વિના, એમ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જણાવેલો છે. યોગમાં પણ ભગવાનનું ચિંતન કરવાનું જણાવેલું છે. 'ચ અને' શબ્દ હોઇ પશુપતિના મતમાં પણ ભગવાનના મહાત્મ્યનું નિરૂપણ છે. તેવી રીતે વૈષ્ણવતંત્રોમાં પણ ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન છે. વેદ બે પ્રકારનો છે. આ છ એ દર્શનોમાં ભગવાનના મહાત્મ્યના જ્ઞાનનું ગાન કરવામાં આવ્યું છે. આ બધાનું શ્રવણ કર્યા પછી એવા હરિને તેને પુત્ર જ માન્યા. તેથી તેની પ્રતિષ્ઠા પુત્રભાવથી અવિહિત (સ્વતંત્ર) ભક્તિમાં થઇ. (૪૫)

આ યશોદાને આટલું બધું ફલ કેમ પ્રાપ્ત થયું ? અને બીજી કોઈને ન થયું ? એવી શંકામાં મહાપુરૂષની કૃપા નીચેના સાત શ્લોકથી જણાવે છે પહેલા બે શ્લોકથી પ્રશ્ન કરે છે.

અહીં બે શ્લોકથી રાજા પ્રશ્ન કરે છે. આ કર્મનું ફલ નથી. તેથી શુકદેવજી પાંચ શ્લોકથી ઉત્તર આપે છે. બ્રહ્મન્ ! એવું સંબોધન તેમને આના કારણનું જ્ઞાન છે તે જણાવે છે. નામ પ્રકરણમાં પહેલા નંદજીનો નિરોધ કહેલો છે. તેથી નંદજીએ કહ્યું ધર્મરૂપ ઉત્તમ કર્મ કહેલું ? આવું તેનું કર્મ લોક અને વેદમાં પ્રસિધ્ધ નથી. યશોદાનું પણ જુદુ નિરૂપણ કહેલું હોવાથી તે ભાગ્યશાળી છે. તેના ધાવણનું હરિએ પાન કર્યું. તે એમ જાણતી કે ભગવાન ભુખ મટાડવા માટે પાન કરે છે. એટલે તે તો દુઃખ હરનારની પણ દુઃખ હરનારી હતી તેવો અર્થ થયો. ભગવાન પોતાની અંદર રહેલા બાળકોને માટે પાન કરતા હતા તેમાં પણ તેની શ્રેષ્ઠતા છે. (૪૬)

જેમ વસુદેવે સુકૃત કર્યું તે પ્રસિધ્ધ છે. તેમ તેઓનું સુકૃત પણ પ્રસિધ્ધ છે. તે નીચેના શ્લોકથી કહે છે.

જો કે દેવકી અને વસુદેવ માતાપિતા થયા તોપણ જેવો આનંદ આ બેને મળ્યો તેવા આનંદનો અનુભવ તેમને થયો નહિ. એમ 'પછીથી ન મળ્યો' શબ્દોથી કહે છે. આની પછીથી પણ તેમને ન મળ્યો કારણ કે પછીથી બીજા પ્રકારે ભગવાને લીલા કરી. શ્રીકૃષ્ણનું ઉદાર બાલચરિત્ર જે અધિકારીઓ ન હોય અને લૌકિક હોય તેઓને પણ પુરૂષાર્થોનું દાન કરનારું છે. ઉદાર છે. સાધનનું ફલ હલકું હોય, લૌકિક હોય, પરમાનંદ સાધ્ય સાધનોથી જે પ્રાપ્ત કરવાનું છે તે ફલથી પણ અધિક છે. જો તે પરમાનંદનું સ્વર્ગ વિ. સાધ્ય ફલ થાય. તો પશુ, પુત્રો વિગેરે ઉત્પન્ન થતું અલૌકિક સુખ અને લૌકિક સુખ તેવું જ પરમાનંદરૂપ જ હોય. જેમ ઉત્તમ સુત્રોથી ઉત્તમ વસ્ત્ર થાય છે. ઉત્તમ સાકરથી ઉત્તમ મીઠાઈ થાય છે. એ પ્રમાણે ઉત્તમ સાધન હોય ત્યારે પ્રાપ્ત થતું ફલ પણ ઉત્તમ હોય છે. આવું લોકમાં જોવામાં આવે છે. જ્યાં પરમાનંદ જ પ્રથમ કક્ષા છે ત્યાં તેમાંથી પ્રાપ્ત થતુ લૌકિક, અલૌકિક ફલ તેનાથી પણ અધિક છે. અલૌકિક દિવ્ય પુત્ર પશુ વિગેરે ફલ અધિક છે. તેનાથી અધિક સ્વર્ગ વિ. ફલ છે. શ્રીકૃષ્ણ પરમાનંદ છે તે પણ બાળક છે. તેની પણ લીલા છે અને તે પણ ઉદાર છે એમ અહીં કહેલ છે.

શબ્દથી શ્રવણ કરેલી લીલા પણ પરમાનંદ ઉત્પન્ન કરે છે. તો પછી સાક્ષાદ લીલા તો પરમ દુર્લભ હોય તેમાં કહેવું જ શું ? હજુ સુધી શબ્દના રસને જાણનારા એટલે દોષરહિત શબ્દના અર્થને કહેનારા વ્યાસ વિગેરે તે રસથી મસ્ત થઈ તે લીલાનું ગાન કરે છે. હજુ સુધી એટલે તે લીલાને થઈ ગયે ઘણો સમય થયો હોવા છતાં તેનો રસ હજુ ચાલું છે. ભગવાનનું બાલચિત્ર લોકાનો મલને દૂર કરે છે. તેથી તેનું શ્રાવણ કરાતાં તે દોષને મટાડનારું અને ગુણ આપનારું થાય છે. તો પછી જેઓએ સાક્ષાત અનુભવ કર્યો તેઓના ભાગ્યનું તો કહેવું જ શું ? એવો અર્થ છે. (૪૭)

આનું કારણ મહાપુરૂષની કૃપા છે. તે હવે પાંચ શ્લોકથી કહે છે.



॥ श्रीशुक उवाच ॥

द्रोणो वसूनां प्रवरो धरया भार्यया सह ।
करिष्यमाण आदेशं ब्रह्मणस्तमुवाच ह ॥४८॥

॥ द्रोण उवाच ॥

जातयोर्नौ महादेवे भुवि विश्वेश्वरे हरौ ।
भक्तिः स्यात् परमा लोके ययाञ्जो दुर्गतिं तरेत् ॥४९॥
अस्त्वित्युक्तः स एवेह व्रजे द्रोणो महायशाः ।
जज्ञे नन्द इति ख्यातो यशोदा सा धराभवत् ॥५०॥

**શબ્દાર્થ :**

વસુઓમાં ઉત્તમ દ્રોણ પોતાની સ્ત્રી ધરા સાથે બ્રહ્માની આજ્ઞાનું પાલન કરવાતો હતો ત્યારે તેને બ્રહ્માએ નીચે પ્રમાણે કહ્યું.

કારિકા :-૨૦ પ્રાર્થના (૪૮-૪૯) પ્રશ્ન (૪૬-૪૭) વરદાન (૫૦) ભક્તિ (૫૧) હરિનું આગમન (૫૨) આ પ્રકરણમાં કહેલાં છે.

ભૂમી ઉપર જન્મેલા અમો બેને મહાદેવ વિશ્વના ઇશ્વર હરિમાં પરમ ભક્તિ થાઓ. જેનાથી લોકમાં સહેલાઇથી દુર્ગતિને તરાય. (૪૯)

તેમ થાઓ એમ કહેવાયેલો તેજ ઘણા યશવાળો દ્રોણ અહીં વ્રજમાં નંદ નામથી જન્મ્યો. તે ધરા યશોદા થઇ. (૫૦)

साधनफलं हीनं तत्रापि लौकिकं साध्यफलादप्यधिकः परमानन्दः स चेत् साध्यस्वर्गादिसाधनं तदा पशुपुत्रादिजन्यमलौकिकं सुखं लौकिकं च तादृशमेव, तत्र साधनोत्कर्षे साध्योत्कर्षो दृष्टे लोके यथोत्तमैः सूत्रैरुत्तमः पटो यथोत्तमशर्करया भक्ष्यमिति, यत्र परमानन्द एव प्रथमकक्षा तेन साध्यं लौकिकं लौकिकवत्ततोप्यधिकं ततोप्यलौकिकं दिव्यपुत्रपश्वादिरूपं ततोपि स्वर्गादिस्तदिदमुक्तं **कृष्णः परमानदः स चार्भकस्तस्य** च लीला **साप्युदारेति** साक्षाल्लीला परमदुर्लभेति किं वक्तव्यम् ? यतः शब्दतोपि श्रुता परमानन्दं जनयतीत्याह **गायन्त** इति, **अद्यापि व्यासादयः** शब्दरसाभिज्ञा निर्दुष्टशब्दार्थवक्तारो रसवद्वक्तारो वा तेन **रसेन** मत्ता गायन्ति, अद्यापीति कालविलम्बेपि तद्रसानुवृत्तिः सूचिता, किञ्च **यच्** चरित्रं **लोकस्य मलं** दूरीकरोति, अतो दोषनिवर्तकं गुणाधायकं च श्रुतमपि भवति तत्र साक्षात्तादृशभोक्तॄणां किं भाग्यं वक्तव्यमित्यर्थः ॥४७॥ अत्र महापुरुषकृपैव कारणमिति वक्तुमुपाख्यानमारभते **द्रोण** इतिपञ्चभिः ।

प्रार्थना प्रश्नदाने च भक्तिरागमनं हरे : ॥१/२ ॥

पूर्वकल्पेष्टवसुषु **द्रोणो** नाम कश्चिद्, यद्यप्यस्मिन् कल्पे न तस्य भार्या धरा तथापि कल्पान्तरे तथेति न विरोधः, तस्मिन् कल्पे वस्वादयो **ब्रह्मण** एव जाता इति सृष्ट्यर्थमाज्ञापितो **भार्यया सह** सृष्टिलक्षणमादे**शं करिष्यमाणस्तं ब्रह्माणमुवाच,** हेत्याश्चर्ये क्व सृष्टिकर्तृत्वं क्व भक्तिरिति ॥४८॥ **प्रार्थनामेवाह जातयोरिति, भुवि जातयोर्नावावयोर्हरौ भक्तिः स्यात्,** प्रार्थनायां लिङ् **शास्त्रतः** साधनैश्च जायमाना ज्ञानकर्मणोरल्पत्वाज् जीवेषु न **परमा** भवति, वरप्रसादाल् लौकिकानामुत्कर्ष इव भक्तेरप्युत्कर्षो भविष्यतीति **परमा** प्रार्थ्यते, **लोकोपकारं** दृष्ट्वा यत्र क्वचिद् भक्तिर्भवति

यथा धातरि तन्न पुरुषार्थरूपं, तद्व्यावृत्त्यर्थमाह **महादेव** इति, यतः परमधिको देवो नास्ति यस्तु देवेषु परमा काष्ठां प्राप्तः स **महादेवः**, स्वयं वसुः, ब्रह्मा च देवेषु श्रेष्ठस्ततोपि महान् **महादेवो भवन् पुरुषोत्तम एव भवति**, स्तवउत्कर्ष उक्तः, कार्यतोप्युत्कर्षमाह **विश्वेश्वरे हराविति**, सर्वस्यापि सर्वफलदातरि सर्वस्यापि सर्वदुःखनिवारके, ततः किं स्यात्? अत आह **यथाञ्जो दुर्गतिं तरेदिति**, देहसम्बन्धो दुर्गतिः, अनायासेन तरणं भक्त्यैव, अन्यकृतत्वान्नौकारूढवद् ब्रह्मा पुनः साधनोपदेशयोरसमर्थः ॥४९॥ ब्रह्मवाक्यं न मृषा भवतीति भगवत्प्रसादादस्त्वित्येवाह, ततः स्वे स्वर्ग एव सृष्टिमुत्पादित-वांस्ततोधिकारे समाप्ते प्रलये च जाते ब्रह्मलोके स्थितो भाविभगवदवतारं ज्ञात्वा ब्रह्मणा प्रेरितः **स एव द्रोण इह व्रजे नन्द इत्याख्यातो जज्ञे**, पूर्वनामाग्रे न प्रकाशनीयमिति भगवानान्दोयं नन्द इति फलग्रहणार्थ व्याप्ति परित्यज्य शिष्टांशेन प्रसिद्धः नन्वस्य वरः कथं न क्षीणः सृष्टेरपि गतत्वादित्याशङ्क्याह -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પહેલાનાં કલ્પમાં આઠ વસુઓ પૈકી દ્રોણ નામનો વસુ હતો. જો કે આ કલ્પમાં ધરા તેની સ્ત્રી નથી તો પણ બીજા કલ્પમાં તેની સ્ત્રી હતી તેથી વિરોધ નથી. તે કલ્પમાં વસુઓ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થયેલા તેથી દ્રોણને સંતતિ ઉત્પન્ન કરવા બ્રહ્માએ આજ્ઞા કરેલી અને પોતાની સ્ત્રી સાથે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બ્રહ્માની આજ્ઞાનું તે પાલન કરવાનો હતો. ત્યારે તેને બ્રહ્માએ કહ્યું. 'હ' શબ્દ આશ્ચર્ય દર્શાવવા યોજેલ છે કે ક્યાં સૃષ્ટિ કરનાર અને ક્યાં ભક્તિ. (૪૮)

નીચેના શ્લોકમાં પ્રાર્થના કહે છે.

ભૂમી ઉપર જન્મેલા અમો બેની હરિમાં ભક્તિ થાઓ. પ્રાર્થના કરવાની હોવાથી લિઙ્ વિધ્યર્થ યોજેલો છે. જ્ઞાન અલ્પ હોવાથી જીવોને શાસ્ત્રથી ઉત્પન્ન થતી અને કર્મ અલ્પ હોવાથી સાધનોથી ઉત્પન્ન થતી ભક્તિ પરમ હોતી નથી. વરદાન અને પ્રસાદથી જેમ લૌકિકોને ઉત્તમ લાભ પ્રાપ્ત થાય છે. તેમ ભક્તિની પણ ઉત્કૃષ્ટતા હશે. એટલે પરમ ભક્તિ માટે પ્રાર્થના કરે છે.

લોકોમાં થયેલા ઉપકારો જોઇને બ્રહ્માની પેઠે હરકોઇમાં ભક્તિ થાય તે પુરૂષાર્થરૂપ નથી એમ જાણીને તેવી ભક્તિ ન આપે તે માટે 'મહાદેવ' શબ્દ યોજેલ છે. જેનાથી કોઇ મોટો દેવ નથી અને જેને દેવોમાં ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે તે મહાદેવ. પોતે વસુ છે. અને બ્રહ્મા દેવોમાં શ્રેષ્ઠ છે અને બ્રહ્માથી પણ મોટા ભગવાન પુરૂષોત્તમ છે. 'વિશ્વેશ્વર' અને 'હરિ' શબ્દોથી તેમની ઉત્કૃષ્ટતા કહે છે. બધાને ફલનું દાન કરનાર વિશ્વેશ્વર અને બધાયના દુઃખનું નિવારણ કરનાર હરિમાં ભક્તિ થાઓ.

તેવા હરિમાં ભક્તિ થવાથી શું થશે ? એવી જિજ્ઞાસા થાય તેથી 'જેનાથી સહેલાઈથી દુર્ગતિ તરાય' શબ્દો યોજેલ છે. દેહનો સંબંધ એ દુર્ગતિ છે. ભક્તિથી સહેલાઈથી તે દુર્ગતિ તરાય છે. કારણ કે તેમાં નૌકામાં બેઠેલાની પેઠે તરવાનું કામ બીજાએ જ કહેલું હોય છે. (૪૯)

બ્રહ્મા તો તેમને ભક્તિનું સાધન આપવા અથવા ઉપદેશ કરવા સમર્થ ન હતા. પણ બ્રહ્માનું વચન ખોટું થતું નથી. તેથી તેમની ઉપર ભગવાનની કૃપા હોવાથી 'તેમ થાઓ' એમ જ બોલ્યા. પછી વસુ દ્રોણે પોતાના સ્વર્ગમાં સૃષ્ટિ ઉત્પન્ન કરી. પછી તે અધિકાર પુરો થતાં અને પ્રલય થતાં બ્રહ્મલોકમાં રહેલા તેને ભવિષ્યમાં ભગવાનનો અવતાર થવાનો છે એમ જાણ્યું અને બ્રહ્માની પ્રેરણાથી તેજ દ્રોણ અહીં વ્રજમાં નંદ નામથી જન્મ્યો પહેલાંનું નામ ભવિષ્યમાં જણાવવું યોગ્ય ન હોવાથી ભગવાન આનંદ છે. અને આ નંદ છે. તેથી ફલનું ગ્રહણ કરવા માટે નંદ નામથી પ્રસિધ્ધ થયો.

સૃષ્ટિ પણ પ્રલય થવાથી નાશ પામી છતાં આના વરદાનનો ક્ષય કેમ ન થયો એવી શંકામાં 'ઘણા યશવાળો' શબ્દ યોજેલ છે. એટલે જ્યાં સુધી યશ હોય ત્યાં સુધી વરદાનનો ક્ષય ન થાય. તેજ ધરા યશોદા થઈ તેમ ન હોય તો વ્યભિચાર થતાં ધર્મનો ક્ષય થતાં ભક્તિ ન થાય. (૫૦)

પછી જન્મ લીધેલા તેઓએ ખરેખર ભગવાનની ભક્તિ થઈ.

ततो भक्तिर्भगवति पुत्रीभूते जनार्दने ।
दम्पत्योर्नितरामासीद् गोपगोपीषु भारत ॥५१॥
कृष्णो ब्रह्मण आदेशं सत्यं कर्तुं व्रजे विभुः ।
सहरामो वसंश्चक्रे तेषां प्रीतिं स्वलीलया ॥५२॥

**શબ્દાર્થ :**

હે ભારત ! પછી પુત્ર થયેલા ભગવાન જનાર્દનમાં ગોપ અને ગોપીઓની મધ્યમાં દંપતિને સારી રીતે ભક્તિ થઈ. (૫૧)

બ્રહ્માનો આદેશ સત્ય કરવા શ્રીકૃષ્ણે રામ સાથે વ્રજમાં વસતાં પોતાની લીલાથી તેમને પ્રીતિ ઉત્પન્ન કરી. (૫૨)

**महायशा इति**, महद् यशो यस्य, यावद्यशस्तावन्न क्षीयत इति, **यशोदापि सैवाभवत्**, अन्यथा व्यभिचारे धर्मक्षयाद् भक्तिर्न भवेत् ॥५०॥ ततो जातयोरेव भक्तिर्जातेत्याह **तत इति**, **भगवति भक्तिर्जाता** भजनसहितप्रेमात्मिका, **ननु साधनव्यतिरेकेण कथं** जातेत्याशङ्क्य प्रकारमाह **पुत्रीभूत इति**, अपुत्र एव पुत्रत्वं ज्ञापितवानिति **पुत्रीभूतः**,

जायत एव पुत्रे स्नेहो भक्तिश्च, ननु भगवान् किमित्यवतीर्णः ? तत्राह **जनार्दन** इति, जनामुत्पादिकामविद्यामर्दयतीति, अतो मोक्षदानार्थमागतः, प्रसङ्गादिदमपि कृतवान् न तु प्रासङ्गिकमुत्पादयितुमर्हति सर्वार्थं च तथा जातोतो **दम्पत्योः** स्वधर्मनिष्ठयोर्नितरां भक्तिरासीत् गोपगोपीषु सत्सु तन्मध्ये वा सत्सङ्गव्यतिरेकेणापि, भारतेतिसम्बोधनं सर्वेष्वेव वंशीयेषु सत्सु यथा भरत एवालैकिको जात इति ज्ञापयितुम् ॥५१॥ नन्वेतज्जातं भगवद्वाक्याच् चेत् तदा निरोधो भगवत्क्रियमाणो न भविष्यतीत्याशङ्क्याह कृष्ण इति, भगवान् हि सर्वमेव योजयितुं शक्नोति, अतो ब्रह्मण आदेशं वरं सत्यं कर्तुं व्रजे समागत्य बलभद्रसहितो वसंस्तत्रत्यानां तेषां सर्वेषामेव स्वलीलया प्रीतिं चक्रे, स्वस्याधिकारी ब्रह्मेति तद्वाक्यं सत्यं कर्तव्यं, यद्यन्यत्र साधनवति देशे तमुत्पादयेद् वरे सन्देहोपि भवेत् तदर्थं व्रजे समागतः, नन्वयुक्ते देशे कथमागत इति चेत् तत्राह विभुरिति, स हि सर्वसमर्थः, सर्वत्रैव स्थित्वा सर्वं कर्तुं शक्नेति, बलभद्रो वेदात्मा, साक्ष्यर्थं सह गृहीतः, तेषां प्रीतिजननेन स्वेच्छास्थित्यधिको व्यापारोत आह वसंश्चक्र इति, ब्रह्मवाक्यापेक्षयाधिकं च कृतवानित्याह तेषामिति, येष्वेतौ स्थितौ तेषामपि स्वलीलया प्रीतिं कुर्वन्, लीलयेति मनोरञ्जिका क्रियोक्ता ॥५२॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભજન સાથે પ્રેમરૂપ ભક્તિ ભગવાનમાં થઇ. સાધન વિના ભક્તિ કેમ થઇ ? એવી શંકા થાય. તેથી પુત્ર થયેલા શબ્દથી ભક્તિ થવાનો પ્રકાર કહે છે. પુત્ર થયેલા એટલે જે પુત્ર નથી છતાં જેમને પુત્રપણું જણાવેલું છે. તેવા પુત્રમાં સ્નેહ અને ભક્તિ થાય છે.

ભગવાને એ પ્રમાણે અવતાર કેમ લીધો ? એવી શંકામાં 'જનાર્દન' શબ્દ યોજેલ છે. જના એટલે ભવ કરનારી અવિદ્યા તેને અર્દયતિ તેનો નાશ કરે છે તે જનાર્દન એટલે જનાર્દન ભગવાન મોક્ષ આપવા માટે પ્રગટ થયેલા તેથી પોતાની ધર્મમાં રહેલાં દંપતિને ભગવાનમાં સારી ભક્તિ થઇ. ગોપ અને ગોપીઓ હતાં ત્યારે તેમની મધ્યમાં અથવા સત્સંગ વિના પણ તેમને ભક્તિ થઇ હે ભારત ! એ સંબોધનથી જેમ વંશમાં ઉત્પન્ન થયેલ બધાય સંતાનો હોવા છતાં ભરત જ અલૌકિક થયો તેમ આ યશોદનંદજીને ભક્તિ થઇ. (૫૧)

જો આ ભગવાનમાં ભક્તિ બ્રહ્માના વરદાનથી થઇ હોય તો ભગવાન જે નિરોધ કરવાના છે તે ન થાય એવી શંકામાં નીચેના શ્લોક કહે છે.

બ્રહ્માનો આદેશ-વરદાન સત્ય કરવા વ્રજમાં પધારી બલભદ્ર સાથે રહેતાં ત્યાં રહેનારા બધાની પોતાની લીલાથી પ્રીતિ ઉત્પન્ન કરી. બ્રહ્મા અધિકારી છે તેથી તેમનું વાક્ય સત્ય કરવું જોઇએ. જો બીજા કોઈ દેશમાં બ્રહ્માએ આપેલા વરદાન પૂર્ણ કરે તો એ વરદાનમાં સંદેહ પણ થાય. બીજા સાધનોથી ભગવાનમાં ભક્તિ થઈ કે બ્રહ્માના વરદાનથી થઈ એવો સંદેહ રહેત માટે ભગવાન વ્રજમાં પધાર્યા.

અયોગ્ય દેશમાં ભગવાન કેમ પધાર્યા ? એવી શંકા થાય. તેથી 'વિભુ' પદ યોજેલ છે. તે બધું કરવા સમર્થ છે. બલભદ્ર વેદરૂપ છે. તેમને સાક્ષીરૂપે પોતાની સાથે રાખ્યા. તેઓની પ્રીતિ ઉત્પન્ન કરવામાં ભગવાનની પોતાની ઇચ્છા પ્રમાણે સ્થિતિથી વધારે કોઈ પણ વધારે પ્રયાસ ન હતો. તેથી પ્રીતિ કરી એમ કહે છે.

ભગવાને બ્રહ્મના વાક્ય કરતાં પણ અધિક કર્યું. એ પોતાની લીલાથી તેઓની પ્રીતિ કરી. (૫૨)

જેઓની મધ્યમાં આ બે નંદજી અને યશોદાજી રહેતાં હતાં તેઓની પણ પોતાની લીલાથી પ્રીતિ કરતાં રહયા. લીલા શબ્દથી મનને રંજન કરનારી ક્રિયા કહેલી છે.

इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दसमस्कंन्धविवरेण द्वितीये तामसप्रकरणेवान्तरप्रमाणप्रकरणे श्रीनिरूपकचतुर्थाध्यायस्य स्कन्धादितोष्टमाध्यायस्य विवरणम् ॥८॥

## "દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય આઠમો તામસ પ્રકરણમાં પ્રમાણ પ્રકરણ શ્રીનું નિરૂપણ સંપૂર્ણ"

❋❋❋❋❋

❋❋❋

❋

## दशमस्कन्धादितः नवमोध्यायः ॥

शास्त्रार्थतो यथा भक्तिर्हरौ भवति निश्चला । तदर्थं नवमे प्राह चरित्रं परमाद्भुतम् ॥१॥
स्वरूपं च कृपालुत्वं हरेर्ज्ञातव्यमञ्जसा । अतो दयासुसंमिश्रं ज्ञानमत्र निरूप्यते ॥२॥
निरोधो यदि भक्तानां स्वस्मिन् च तेषु च । तदोभयसुसम्बन्धाद् दृढो भवति नान्यथा ॥३॥
ज्ञानवैराग्यरूपैर्हि स्वाधीनो भगवान् भवेत् । अतोध्यायत्रये लीला जीवाधीना निरूप्यते ॥४॥
अतिपौरुषमेतद्धि जीवानामिति निश्चितम् । द्वादशाङ्गमतिक्रम्य षड्भिर्वश्यो भवेद् गुणैः ॥५॥
पञ्चपर्वामविद्यां हि लोकानामपि नाशयेत् । अतः पञ्चभिरुक्तो हि विचारो भगवद्गतः ॥६॥

तत्र प्रथमं यशोदाया अतिपौरुषं कार्यं सिद्धमिति वक्तुं क्रियया भगवत्प्राप्तिमाहैकदेतिदशभिः, भक्तिर्हि दशविधा गुणातीतया भगवान् प्राप्यते नवविधसहितस्नेहेन वा, ततो द्वाभ्यां वशीकरणोद्यमः काण्डद्वयसमावेशार्थस्ततो वशीकरणं षड्भिः पञ्चभिरविद्याबाधनमिति ।

निवारितापि संसारे मोहिता सङ्गता पुनः । गुणगाने स कालोभूच्च छ्मो द्वाभ्य ततोभवत् ॥१॥
अतः कृतो निषेधो हि भक्तिसारं हरिःपपौ । ततो रिक्ता पूर्वबुद्ध्या सङ्गतान्यच् चकार ह ॥२॥
एवं निरुद्धा चेद् भ्रान्ता कोपयुक्तो हरिर्भवेत् । धौर्त्यं दृष्ट्वा लोकदृष्ट्या प्रीता तस्मान्न पश्यति ॥३॥
जिज्ञासायां ततो दृष्ट्वा प्राप्त्यर्थं यत्नमाचरत् । विरुद्धांस्तान् हरिर्ज्ञात्वा तपसे निर्गतस्ततः ॥४॥
पूर्णे तपसि तत्प्राप्तिरेवं दशभिरुच्यते। परोक्षवादा ऋषयः परोक्षं च हरिप्रियम् ॥५॥
आसक्तिं चेत् स्वतः कुर्याज् जीवःकृष्णः पलायते । तदा दृढो निरोधः स्यान् नान्यथेत्येष निर्णयः ॥६॥

## "અધ્યાય નવમો"



### કારિકાઓ : ૧ થી ૧૨

૧) જે પ્રમાણે શાસ્ત્રાર્થથી હરિમાં નિશ્ચલ ભક્તિ થાય તે માટે પરમ અદ્‌ભુત ચરિત્ર નવમા અધ્યાયમાં કહે છે.

૨) હરિનું સ્વરૂપ અને દયાળુ પણું ત્વરિત વાસ્તવિક રીતે જાણવું જોઇએ. તેથી દયા સાથે સારી રીતે મિશ્ર થયેલા ભગવાનના સ્વરૂપના જ્ઞાનનું અહીં નિરૂપણ કરવામાં આવે છે.

૩) જે ભક્તોનો ભગવાનમાં નિરોધ થાય અને પોતાનો તેઓમાં નિરોધ થાય તો ઉભયનો સાર ો સંબંધ થવાથી નિરોધ દઢ થાય, એમ ન થાય તો દઢ ન થાય.

૪) ભગવાન જ્ઞાન, વૈરાગ્ય અને રૂપથી ભક્તોને આધીન થાય છે. તેથી અહીંથી ત્રણ અધ્યાયોમાં ભગવાનની જીવોને આધીનલીલા - જીવોને આધીન થવાની લીલા નું નિરૂપણ કરવામાં આવે છે.

૫) આ જીવોનું અતિપૌરૂષ (પુરૂષાતનથી સિદ્ધ ન થાય તેવું) છે એવો નિશ્ચય છે. બાર અંગોનું અતિક્રમણ કરીને ભગવાન છ ગુણોથી વશ થાય છે.

૬) લોકોની પાંચ પર્વવાળી અવિદ્યાનો નાશ કરે છે. તેથી ભગવાન વિશેનો વિચાર પાંચ શ્લોકથી કહેલો છે. તેમાં આરંભમાં પુરૂષાર્થથી સિદ્ધ ન થઇ શકે તેવું યશોદાનું કાર્ય સિદ્ધ થયું એમ કહેવા ક્રિયાથી યશોદાને ભગવાનની પ્રાપ્તિ થઇ એમ આરંભના દશ શ્લોકથી કહે છે. કારણ કે ભક્તિ દશ પ્રકારની છે અને નવ પ્રકારની ભક્તિવાળા સ્નેહથી અથવા ગુણાતીત ભક્તિથી ભગવાનની પ્રાપ્તિ થાય છે. પછી બંને કાંડોનો સમાવેશ કરવા માટે બે (૧૧-૧૨)શ્લોકથી યશોદા ભગવાનને વશ કરવા પ્રયત્ન કરે છે. પછીના છ(૧૩થી ૧૮) શ્લોકથી ભગવાન વશ થયા તે કહે છે. પાંચ (૧૯ થી ૨૩) શ્લોકથી અવિદ્યાનો નાશ કરે છે.

૭) સંસારમાં રોકાયેલા યશોદા ફરી મોહ કરાવતાં સંસારમાં જોડાયા તે સમય ભગવાનના ગુણગાનમાં જતો હતો. બે શ્લોકથી મોહ કહ્યો પછી શ્રમ થયો.

૮) તેથી તેને અટકાવી હરિએ ભક્તિના સારનું પાન કર્યું. પછી ભક્તિવગરની યશોદા પહેલાંની બુદ્ધિવાળી થઇ અને બીજું સંસારશક્તિનું કાર્ય કર્યું.

૯) એવી રીતે નિરોધ કરેલી જો ભ્રાંત થાય તો હરિ કોપ કરે. લોકદષ્ટિથી ભગવાનનું ધૂર્તપણું જોઇ યશોદા પ્રસન્ન થઇ, તેથી તેને ભગવાનને જોયા નહિ.

૧૦) પછી જીજ્ઞાસા થતાં ભગવાનને જોઇને તેમને પ્રાપ્ત કરવા યત્ન કર્યો. તેમને વિરૂદ્ધ જાણીને હરિ યશોદાને તપ કરાવવા નીકળી ગયા.

૧૧) એ પ્રમાણે તપ પૂર્ણ થતાં ભગવાનની પ્રાપ્તિ દશ શ્લોકથી કહી. ઋષિઓ પરોક્ષ કહેનારાં હોય છે અને હરિને તે પ્રિય છે.

૧૨) શ્રીકૃષ્ણ જો પલાયન થાય તો જીવ પોતાની મેળે તેમનામાં આસક્તિ કરે ત્યારે નિરોધ દઢ થાય. બીજા પ્રકારે તે દઢ થતો નથી એવો આ નિર્ણય છે.

ગયા આઠમા અધ્યાયમાં યશોદાને આધિદૈવિક મોહ થયો એમ જણાવ્યું, તેથી નીચેના શ્લોકથી મોહનું કાર્ય કહે છે -

एकदा गृहदासीषु यशोदा नन्दगेहिनी ।
कर्मान्तरनियुक्तासु निर्ममन्थ स्वयं दधि ॥१॥
यानि यानीह गीतानि तद्बालचरितानि च
दधिनिर्मथने काले स्मरन्ती तान्यगायत ॥२॥



## શબ્દાર્થ :

એકવાર ઘરની દાસીઓ બીજા કામમાં રોકાયેલી હતી ત્યારે નંદજીના પત્ની યશોદા દહીં મથવા માંડયાં. (૧)

જે જે ગીતો અહીં પ્રસિદ્ધ છે તે અને ભગવાનના બાલ ચરિત્રોને દહીંનું સારી રીતે મથન કરવાના સમયે સ્મરણ કરતાં તે ગાતી હતી. (૨)

पूर्वाध्याय आधिदैविकमोहस्य प्रतिपादितत्वात् तत्कार्यमाहैकदेति, यदा भगवदिच्छया सर्वा एव गृहदास्यः क्षेत्रादिसंस्कारार्थं तत्प्रसङ्गाल्लतादिगृहनिर्माणार्थं वा गतास्तदा यशोदा स्वयं दधि निर्ममन्थेतिसम्बन्धः दास्यश्चतुर्विधाः प्रमुभ्यो देया गोष्ठक्षेत्रविचारिकाश्चान्या यशोदासख्यो नन्दभोग्या गृहकार्यकर्त्र्यश्च, तत्र गृहदासीषु कर्मान्तरनियुक्तासु सत्सु प्रकरणाद् भगवदभ्युदयार्थमेव कर्मान्तरमिति लक्ष्यते, स्वतःकरणे हेतुर्नन्दगेहिनीति, गेहिन्याः कर्मैतदावश्यकम् ॥१॥ एवं संसारव्यापृतिरपि भगवदीयानां भगवद्गुणगानार्थमेव जातेत्याह यानियानीति, उपनिबन्धनं स्वेनैव कर्तुं शक्यते स्त्रीणामद्यापि ताथसामर्थ्याद्, यानि प्रसिद्धानि भगवच्चरित्राणि पूर्वमिह गोकुले वा शास्त्रतो लोकतश्च तन्मध्ये यानीह प्रसिद्धानि, वीप्सया सर्वाण्येव, अनेन गानमेव मुख्यं न तु दधिमन्थनमिति ज्ञापितं, अन्यथा शीघ्रं दधिमन्थने सर्वाणि गीतानि गातुं न शक्यानि स्युः, तस्य बालचरितानि स्वदृष्टानि चकाराद् गोपिकादिभिरप्युक्तानि, तस्य भगवतो बालचरितानि येषु तानि वा गीतानि चकारादन्यानि च,दध्नो नितरां मथनं यस्मिन् काले, भगवतो । गुणगानस्य स एव कालः, यस्मिन् काले क्रियाशक्तेराधिदैविकस्यापीन्द्रियं मथितं भवति, तदाह दध्नो नितरां मथनं यस्मिन् काल इति, ननु कथं तस्यैव कालस्य गाने हेतुत्वमिति चेत् तत्राह स्मरन्तीति, तानि गीतानि स्मरन्ती, तस्मिन्नेव काले गीतानां स्मरणं भवतीति ॥२॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** એકવાર જ્યારે ભગવાનની ઇચ્છાથી બધી ઘરની દાસીઓ ખેતરમાં કાર્ય કરવા માટે ગઇ હતી ત્યારે યશોદા પોતે દહીં મથવા માંડયા એવો વાકયનો સંબધ છે.દાસીઓ ચાર પ્રકારની હતી. (૧) ગોષ્ઠ એટલે ગાયની કોઢને સ્વચ્છ રાખનારી અને પ્રભુની સેવામાં રહેનારી (૨) યશોદાની સખીઓ (૩) નંદજીની દાસીઓ (૪) ઘરનું કામ કરનારીઓ

જયારે ઘરની દાસીઓ બીજા કામમાં રોકાયેલી હતી. આ બીજુ કામ પણ ભગવાનના અભ્યુદય માટે જ હતું. ત્યારે યશોદા પોતે દહીં મથવાનું કામ કરતાં હતા તે નંદજીના ગેહિની શબ્દથી કહેલું છે. (૧)

એ પ્રમાણે ભગવદીઓનું સંસારમાં પરોવાયેલા હોવાનું પણ ભગવાનના ગુણોના ગાન કરવામાં થાય છે.

ગીતો રચવાનું યશોદા જ કરી શકે તેમ હતું. આજે પણ તેવું સામર્થ્ય સ્ત્રીઓમાં જોવા મળે છે. ભગવાનના ચરિત્રો અહીં ગોકુલમાં લોકથી પ્રસિદ્ધ હતાં જે ચરિત્રો અહીં

પ્રસિધ્ધ છે. તે બધા ચરિત્રો યશોદા ગાતી હતી. 'ચ' અને શબ્દથી તેવા ચરિત્રો ગોપીઓએ કહેલાં તે યશોદા ગાતી હતી. દહીંનું મથન જે સમયે થાય છે તેજ સમય ભગવાનના ગુણોનું ગાન કરવાનો છે.જે સમયે આધિદૈવિક ક્રિયાશક્તિના ઇંદ્રિય પણ મથાય છે એમ 'દહીંનું સારી રીતે મથન જે સમયમાં થાય છે 'એ શબ્દો દ્વારા કહેલું છે.

તેજ સમય અનુકુળ હોવાનું શું કારણ ? એવી શંકા થાય તેથી તે જ સમયે ગીતોનું સ્મરણ થાય છે એ સૂચવવા 'સ્મરણ કરતાં' શબ્દ યોજેલો છે. (૨)

એવી રીતે ભગવાનના ગુણગાનમાં તત્પર રહી દહીંનું મથન મુખ્ય થતું ન હતું. ભગવાનના ભજનમાં ઉપયોગી દેહને પણ પીડા કરી ભગવાનને પાન કરાવવાના ધાવણને પણ રોકી રાખી, દેવતાઓનું પણ નિવારણ કરી યશોદાએ ભૌતિક ક્રિયા ભક્તિને પણ પીડા કરનારી મુક્ત જીવોને પણ ક્ષોભ કરનારી ક્રિયા કરી તે કહે છે.

क्षौमं वासः पृथुकटितटे बिभ्रती सूत्रनद्धं  
पुत्रस्नेहस्नुतकुचयुगं जातकम्पं च सुभ्रूः।  
रज्ज्वाकर्षश्रमभुजचलत्कङ्कणौ कुण्डले च  
स्विन्नं वक्त्रं कबरविगलन्मालती निर्ममन्थ ॥३॥  
तां स्तन्यकाम आसाद्य मथ्नन्तीं जननीं हरिः  
गृहीत्वा दधिमन्थानं न्यषेधत् प्रीतिमावहन् ॥४॥



**શબ્દાર્થ :**

શોભતી ભ્રમરોવાળી અંબોડામાંથી ખરી પડતા માલતીના પુષ્પવાળી યશોદા સ્થૂલ નિતંબ પર મસ્તક ની સાથે અને કંપતા સૂત્રથી બાંધેલું રેશમી વસ્ત્ર ધારણ કરતી, પુત્રના ઉપરના સ્નેહને લીધે સ્ત્રવતાં બે સ્તનો ધારણ કરતી. પુત્રના ઉપરના સ્નેહને લીધે સ્ત્રવતા અને મસ્તકની સાથે કંપતા બે સ્તનો ધારણ કરતી નેતરાને ખેંચવાથી થયેલા શ્રમને લીધે ભુજાઓ સુધી હાલતા કંકણો અને બે કુંડલો તથા પરસેવાવાળું મુખ ધારણ કરતી દહીં મથતી હતી. (૩)

ધાવણની ઇચ્છવાળા હરિએ મથન કરતી જનની પાસે આવી રવૈયાને પકડી, પ્રીતિ, ઉત્પન્ન કરતાં તેને મથન કરતાં અટકાવી. (૪)

एवं गानपरतया मथने क्रियमाणे गानस्यामृतरूपत्वाद् दधिमथनं न भवतीति गानस्य गौणभावं सम्पाद्य भगवद्भजनौपयिकं देहमपि पीडयित्वा भगवदुपभोग्यं रसमपि, निरुध्य तद्देवतामपि निवार्य भौतिकीं क्रियां श्रमजनिकां भक्तिमपि पीडयन्तीं मुक्तानामपि क्षोभजनिकां क्रियां कृतवतीत्याह **क्षौमं वास** इति, **क्षौमं** पट्टवस्त्रं तदतिपिच्छिलं भवतीति

तद्दाढ्यार्थं सूत्रेण दोरकेण नद्धं क्रियते, उत्थिता सती मथनं करोति मथनावेशाद् वस्त्रस्याप्यननुसन्धानमिव वक्तुं स्थूले कटितटे बिभ्रतीत्युक्तं, कटिस्थौल्यात् मध्ये कृशभावेन बद्धं वासः परं न पतति, अयुक्तकरणं वा ज्ञापयितुं वस्त्रादिसौन्दर्यं वर्ण्यते, तटपदेन चास्या गतिरूपत्वं नद्या इव प्रदर्शितं, अनेनावश्यक-शरीरापेक्षापि मथनार्थं परित्यक्तेति सूचितं, पुत्रस्नेहेन सहजधर्मेणाधिक्यात् प्रेरितं दुग्धं बहिरपि निःसरन् न विचारवतीत्याह पुत्रस्नेहेति, दुग्धं यद्यपि स्रवति तथापि पुत्रस्नेह एव स्नुतो यत्र तादृशं कुचयुगं बिभ्रती स्नेहे वृथा गच्छति सति तदभिमानिनी देवता भीता सती कुचयुगमपि कम्पयति, तादृशमपि बिभ्रती, अनेनाधिभौतिकाध्यात्मिकाधि-दैविकापेक्षामपि त्यक्तवतीत्युक्तं भवति, चकारादन्तर्यामिप्रेरणामपि, नन्वेवमतिक्रमे भगवता रक्षकत्वेन स्थापितौ दण्डधरौ मृत्युयमौ कथं न तां दण्डितवन्तावित्याह सुभ्रूरिति, शोभने भ्रुवौ यस्याः, "भ्रुवौ यम" इतिवाक्याद् भाव्यर्थमङ्गीकृत्य पर्यवसानाच् छोभनभ्रूत्वं, रज्जोर्नेत्रस्याकर्षेण यः श्रमस्तत्सहितं भुजद्वयं तावत्पर्यन्तं चलन्ति कङ्कणानि ययोरेतादृशौ हस्तौ बिभ्रती, अनेन भक्तिमार्गः कर्ममार्गश्च तद्देवास्तन्नियमाश्च सर्वे क्लिष्टा इत्युक्तं, कुण्डले साङ्ख्ययोगं द्वयमपि क्लिष्टं, सर्वत्र बिभर्तीतिसम्बन्धः चकाराच्छिरश्च जातकम्पमित्यनुवर्तते, एतदर्थमेव पृथङ्निर्देशः, अन्यथा स्रुतसकम्पकुचयुगमित्येव वदेत्, वक्त्रमपि स्विन्नं, परमक्षोभात् स्वेदयुक्तं, निर्गतसारा भक्तिरप्युच्यते, कबरे केशपाशे सिद्धस्थानेषु विगलन्ती मालती यस्यां, कवरात् केशपाशात् सिद्धस्थानाद् विशतन्ती मालती यस्यामिति वा, मा लक्ष्मीरलं यस्मिंस्तादृशं जगदतिक्रम्य वर्तत इति मालती ब्रह्मविद्या सापि गच्छति, एवं प्रपञ्चासक्ता निर्ममन्थ, आकृतिमात्रवर्णनायां वैयर्थ्यं शुकवाक्यविरोधश्च भवेत् ॥३॥ पूर्ववद् भगवान् बालकानामर्थे स्तन्यकामः सन् छ्रमं वारितवानित्याह तामिति, आसाद्य निकटे गत्वा नैकट्यदर्शनाभ्यां क्रियाज्ञानाभ्यामुभयविधनिरोधसिद्धिः मथ्नन्तीमिति दध्नो विकृतत्वं स्वस्यापि प्रयासः, जननीमिति निरोधावश्यकत्वं, तथाबुद्धिस्तेनैव कृतेति, हरिरिति सामान्यतोपि सर्वदुःखहर्ता साम्प्रतं कर्तुरत्यन्तान्याभिनिवेशात् करणप्रतिबन्धमेव कृतवानित्याह गृहीत्वा दधिमन्थानमिति, मन्थानं दण्डं हस्तेन धृत्वा प्रीतिमावहन् न्यषेधन्मथननिषेधं कृतवान् निषेधेपकारापकरणाय प्रीतिमावहन्निति, यथा तस्याः स्वस्मिन् प्रीतिर्भवति तथा कुर्वन्, सर्वाङ्गं चालयन् हस्तौ पादौ चैव विचालयन् । मुखाब्जं मधुरारावं बिभ्रत् कृष्णः समागतः ॥१॥४॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** રેશમી વસ્ત્ર યશોદાએ પહેરેલું તે સરી જાય તેવું હોય છે તે દૃઢ રહે તે માટે તે સૂત્રથી એટલે કંદોરાથી બાંધવામાં આવે છે. તે ઉભી રહી દહીંનું મથન

કરે છે. મથનના આવેશને લીધે તેને વસ્ત્રનું પણ અનુસંધાન રહતું નથી. ''સ્થૂલ નિતંબતટ ઉપર ધારણ કરતી'' એમ કહેલું છે. કેડ પાતળી હોવાથી ત્યાં કેડ ઉપર બાંધેલું વસ્ત્ર નિતંબોને લીધે પડી જતું નથી. યશોદાએ મથન કરતી વખતે શરીરની દરકાર કરી નથી. માતાના પુત્ર ઉપરના સ્નેહને લીધે વધારે આવતું ધાવણ બહાર નીકળી જતું હતું. તેનો પણ તેણે વિચાર કર્યો નથી. સ્નેહ નકામો જતો હોવાથી તેને અભિમનાવાળી દેવતા ભય પામતાં બે સ્તનોને પણ કંપાવે છે. આથી એમ કહેલું છે કે આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિકની પણ દરકાર મૂકી દીધી હતી.

એ પ્રમાણે અતિક્રમ થતાં ભગવાને રક્ષક તરીકે નીમેલા દંડ આપનારા મૃત્યુ અને યમે તેનો દંડ કેમ ન કર્યો ? એ શંકામાં 'શોભતી ભ્રમરોવાળી' શબ્દ યોજેલ છે. બે ભ્રમરો યમ છે. યશોદાની ભ્રમરો શોભતી હતી.

નેતરાને ખેંચવાથી જે શ્રમિત થયેલ બે ભુજાઓ હતી અને કંકણોવાળા બે હાથ હતા તેવી યશોદા દહીં મથન કરતી હતી. ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ અને તેમના દેવો અને તેમના નિયમોમાંથી બધો કલેશ થતો હતો. બે કુંડલો એટલે કે સાંખ્ય અને યોગ તે બંને કાંપતા હતાં અને માથું પણ ડોલતુ હતું. મુખ પણ ઘણો શ્રમ થવાથી પરસેવાવાળું હતું એટલે ભક્તિનો પણ સાર નીકળી ગયેલો એમ કહેલું છે. અંબોડામાં માલતીના ફુલો ઢીલાં થતાં તે પડી જાય છે. માલતી જેવી યશોદા હતી. એવી પ્રપંચમાં આસક્તિ થયેલી યશોદા દહીં મથવા મંડી. અહીં માત્ર યશોદાની આકૃતિનું વર્ણન કરવાનું હોત તો બધું વ્યર્થ થાય અને શુકના વાક્યનો વિરોધ થાત. (૩)

ભગવાનને બાળકો માટે ધાવણની ઇચ્છા થતાં યશોદાને શ્રમ કરતાં અટકાવી તે નીચેના શ્લોકથી કહે છે.

ભગવાન યશોદા પાસે આવ્યા. યશોદા મથન કરતી હતી એટલે દહીં પણ વિકારવાળું થતું હતું અને યશોદાને પણ શ્રમ થતો હતો તે જનની હોવાથી તેનો નિરોધ કરવો આવશ્યક હતો. કારણ કે હું આ બાળકની જનની છું એવી બુદ્ધિ ભગવાને જ ઉભી કરી હતી, હરિ હતા એટલે બધાના દુઃખનું હરણ કરનારા હતા. તેમને હૈયાને રોકી રાખ્યું ''એમ રવૈયો પકડી'' શબ્દોથી કહેલું છે. તેમને મથન કરતાં અટકાવવામાં આવે ત્યારે યશોદા ક્રોધ ન કરે અથવા મારે નહિ તે માટે 'પ્રીતિ ઉપજાવનાર' એમ કહેલ છે. (૪)

કારિકા :-૧૩ સર્વ અંગને હલાવતાં અને બે હાથો અને બે ચરણોને વધારે હલાવતાં, મધુર અવાજવાળા મુખકમળને ધારણ કરતા શ્રીકૃષ્ણ યશોદાની પાસે આવ્યા.

तमङ्कमारूढमपाययत् स्तनं स्नेहस्नुतं सस्मितमीक्षती मुखम् ।
अतृप्तमुत्सृज्य जवेन सा यथावुत्सिच्यमाने पयसि त्वधिश्रिते ॥५॥

स जातकोपः स्फुरितारुणाधरं सन्दश्य दद्भिर्दधिमण्डभाजनम् ।
भित्त्वा मृषाश्रुर्दृषदश्मना रहो जघास हैयङ्गवमन्तरङ्गतः ॥६॥
उत्तार्य गोपी सुश्रृतं पयः पुनः प्रविश्य सन्दश्य च दध्यमत्रकम् ।
विलोक्य भग्नं स्वसुतस्य कर्म तज् जहास तं चापि न तत्र पश्यती ॥७॥



**શબ્દાર્થ :**

ભગવાને પ્રીતિ ઉત્પન્ન કરી એટલે ભગવાન માટે પ્રપંચમાં આસક્તિ હતી તે ત્યજી દઈને તે ભગવાનને ધવડાવવા માંડી. ખોળા ઉપર ચઢેલા તેમને, દુધ અથવા સ્તનને તેમના સ્મિતવાળા મુખને જોતી તેને તથા-અગ્નિ ઉપર મૂકેલું દુધ ઉભરાતાં અતૃપ્તને કૃષ્ણને ત્યજી દઈ તે ઝડપથી દુધ ઉતારવા ગઈ. (૫)

તેમને ભગવાનને ક્રોધ થયો તેમણે લાલ હોઠને દાંતથી પીસી, છાશનું વાસણ ઓરસીયાના પત્થરથી ફોડી ખોટાં આંસુઓ લાવી ઘરની અંદર જઈ માખણ એકાંતમાં ખાધું. (૬)

ગોપીએ દુધ ઉતારી ફરી સારી રીતે ઉકળેલું ઉતારી અંદર જ દહીંના વાસણને ભાંગેલું જોઈ પોતાના પુત્રનું તે કર્મ જાણી અને તેને પણ ત્યાં ન જોતાં હસી. (૭)

भगवता प्रीतिर्जनितेति भगवदर्थं प्रपञ्चासक्तिं परित्यज्य स्तनं पायितवतीत्याह तमङ्कमिति, स्वयमेवाङ्कमारूढमीषदुत्थितं **स्तनमपाययत्**, यथा सा विमुच्य न गच्छति तदर्थमङ्कमारूढो दैत्यानाक्रमयितुं च, स्नेहस्नुतमिति नास्याः स्तनपानजनितोपि क्लेशः, यद्यपि मोहितायाः प्रपञ्चासक्तिर्महती गृहे च बहु कार्यं दास्यश्च न सन्ति तथापि मन्दहासयुक्तं मुखं **पश्यन्त्यपाययत्** इदानीं स्थित्यर्थं मोहनं पूर्वमोहनस्य सङ्कोचश्च, एवं निर्बन्धेन स्थापितापि दोषवशात् त्यक्त्वा निर्गतेत्याहातृप्तमुत्सृज्येति, न तृप्ता यस्मिन् प्रतिबन्धं कुर्वाणमप्युत्सृज्योर्ध्वं त्यक्त्वा जवेनातिवेगेन सा पूर्वोक्ता प्रबलप्रपञ्चा ययौ, उद्देश्यपर्यन्तं गतवती, गमने लौकिकमावश्यकं कार्यमाहोत्सिच्यमाने पयसीति, **अधिश्रितेग्नौ** स्थापिते **पयस्युत्सिच्यमाने** विष्यन्दमाने सति विष्यन्दनं द्रव्यनाशकं दोषजनकं च, तुशब्दः प्रकमान्तरमाह, भगवदनुरोधेन यथा मन्थानं परित्यज्य भगवदनुरोधं कृतवती मथनाविरोधेनैवं भगवदनुरोधेन दुग्धोत्तारणं न कृतवती किन्तु भगवदनुरोधं परित्यज्यैव कृतवतीति ॥५॥ ततो बालकानामतृप्तत्वाद् भगवान **जातकोपो** जातः, यतः स बालकरक्षकः, बालकरक्षाप्रतिघाते भक्तिमार्गविशेन वैषम्यादकस्मादेव क्रोधो जातः, स्थित एव निमित्तवशादुद्गतः, ततः कोपो यशोदां मारयिष्यतीति लोभं तद्गतं भाण्डं च स्फोटितवानित्याहाधरं **दद्भिस्सन्दश्य दृषदश्मना दधिमण्डभाजनं** भित्त्वेति, अधरस्य दंशे

हेतुः **स्फुरितारुणेति,** स्फुरितोरुणवर्णश्च जात इति लोभाद् भगवत्परित्यागे लोभस्यैवापराधो भवति तदा लोभ आधिदैविको यशोदां मारयितुमाध्यात्मिकं वा स्वयं विज्ञापनार्थमागतः, तदा **स्फुरणं** जातं, तत् त्रयं निवारणीयं, रजोगुणश्च प्रादुर्भूतो जातस्त्रयमुत्पादयितुं भिन्नं तदुभयमपि निवारयितुमोष्ठदंशः, दन्ताः स्नेहकला यशोदानिष्ठाः, तैस्तेषां निवारणं कृतं, अनुकरणं तु स्पष्टमेव, **दधिमण्डस्तक्रं**, तदाधारभूतं भाण्डं नवनीतं तु भिन्नं जातमस्ति, ततो **दृषदश्मना** दृषत्सम्बन्धिकुट्टनपाषाणेन **भित्त्वा** दैत्याविष्टेव सा निर्गता तेषां दैत्यानामाधिदैविकानां यज्ञायुधेनैव जनितशब्देन निवारणं कर्तव्यं, तत्र महति शब्दे क्रियमाणे भाण्डमेव भिन्नं, एकमुपकारं कृत्वा मृषाश्रुर्जातः, दधिभाण्डभङ्गेपि दोषसम्भवात् यद्यपि स्वतः कृतभङ्गे दोषो नास्ति तथापि रुद्रः समागत इति लोके ज्ञापयितुमश्रूण्यवर्तयत् अन्यथा भाण्डदेवताया भङ्गो न स्यात् अश्रूणआं कार्यं च रजतादि-नैमित्तिकं च तदुभयाभावान् मृषाश्रुत्व यशोदाया नाशशङ्कया वा, तथापि रक्षकः स्वयमित्यश्रूणां **मृषात्वमेव,** वस्तुतस्तु भाण्डे दैत्य आविष्टः, तद्वधार्थमेव तत् कृतवान् ततस्तस्याः श्रमः सार्थको भवत्विति **हैयङ्गवं** रह एकान्ते बालकार्थं जघास, जहारेति वा स्वस्यापि भक्षणं प्राप्स्यतीत्यन्तरङ्गतो भेदं प्राप्तवान्, ततः प्रभृति ते भिन्नाः कृताः, गृहमध्ये गतः, तत्राप्येकान्त आधिदैविकदैत्यानामगम्यस्थाने बालकार्थमेव **जघास** भक्षितवान् ॥६॥ ततो यज्जांतं तदाह **उत्तार्येति, पयस्तु सृश्रुतं** सम्यक् पक्वं **तदुत्तार्य भूमौ** स्थापयित्वा पुनः सुश्रुतेमिति प्रथममुत्सेक उत्तार्य पुनरधिश्रित्य ततः

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** પોતાની મેળે ખોળા ઉપર ચઢેલા ભગવાનને સ્હેજ ઉંચુ થયેલું સ્તન પાયું તે યશોદા મૂકી દઇ જતી ન રહે તે માટે દૈત્યોને દબાવવા માટે ભગવાન ખોળા ઉપર ચઢેલા, સ્તન દુધ સ્ત્રવતું હતું એટલે યશોદાને કલેશ પણ થતો ન હતો. યશોદાની પ્રપંચમાં ઘણી આસકિત હતી. ઘણું કામ હતું અને દાસીઓ હતી નહિ પણ ભગવાનનું મંદ હાસ્યવાળું મુખ જોતાં તે સ્તનપાન કરાવતી હતી. આ સમયે યશોદા ત્યાં રહે તે માટે ભગવાન મોહ કરતા હતા અને પહેલાનો મોહ પાછો ખેંચી લેતા હતા. અતૃપ્તને (એટલે જેમના અંદર બાળકો તૃપ્ત થયેલા નથી) એવા ભગવાનને ત્યજીને, પડતા મૂકીને ઝડપથી પોતે ધારેલા સ્થળે ગઇ. 'દુધ ઉભરાતાં' શબ્દોથી તેને જવાનું લૌકિક કારણ કહેલું છે. અગ્નિ ઉપર મૂકેલું દુધ ઉભરાતાં તે ગઇ. ભગવાનની દરકાર ત્યજીને દુધ ઉતાર્યું.

બાળકોને તૃપ્તિ થયેલ નહિ હોવાથી ભગવાનને ક્રોધ થયો. કારણ કે બાળકોના રક્ષક હતા. બાળકોની રક્ષામાં વિઘ્ન થતાં ભક્તિમાર્ગના આવેશને લીધે અકસ્માત્ ક્રોધ

થયો. ક્રોધ નિમિત્તને લીધે દેખાયો એટલે વાસણોને તોડી નાખ્યાં એમ 'અધરને દાંતોથી પીસીં છાસનું વાસણ ઓરીસાના પત્થરથી ફોડી' શબ્દથી કહેલું છે. યશોદાએ લોભને લીધે ભગવાનનો ત્યાગ કર્યો. તે સમયે આધિદૈવિક લોભ યશોદાને મારવા માટે ભગવાનને વિજ્ઞપ્તિ કરવા પોતે ભગવાન પાસે આવ્યો એટલે અધરમાં તે વખતે સ્ફુરણ થયું. તે ત્રણનું નિવારણ કરવાનું હતું. રજોગુણનો પ્રાદુભાવ થયો તે બંનેને રોકવા ભગવાને અધરને પીસ્યો (૬)

દહીનો મંડ એટલે છાશ. તેનું આધારવાળું વાસણ ભગવાને તોડયું. માખણ તો જુદુ થઇ ગયું હતું. એટલે તેને ઓરીસાના પથ્થરથી તોડયું. યશોદા ભગવાનને ત્યજીને ગઇ હતી તે આધિદૈવિક દૈત્યોનું નિવારણ કરવા યશોદા ઉપર ઉપકાર કરવા, ખોટા આંસુઓવાળા થયા. નયનમાં આંસુ આવ્યા; કારણ કે છાશનું વાસણ ભાગે તેમાં દોષનો સંભવ છે. રૂદ્ર આવ્યો છે એમ લોકમાં જણાવતાં આંસુઓ લાવ્યા. આંસુઓનું કાર્ય નૈમિત્તિક છે. તે આંસુઓ ખોટાં હતા. વસ્તુતઃ તે વાસણમાં દૈત્યે પ્રવેશ કરેલો એટલે તે દૈત્યનો વધ કરવા માટે ભગવાને વાસણ ફોડયું. યશોદાનો શ્રમ સાર્થક થાય તે માટ એકાંતમાં ભગવાને બાળકો માટે માખણ ખાધું. ભગવાન પોતે ઘરની અંદર પધાર્યા અને ત્યાં પણ એકાંતમાં આધિદૈવિક દૈત્યો જઇ શકે નહિ તેવા સ્થાનમાં બાળકો માટે માખણ ખાધું.

તો શું થયું તે હવે કહે છે.

દુધ તો સારી રીતે ઉકળેલું એટલે બરાબર પાકેલું હતું. તેને ઉતારી ભૂમિ ઉપર રાખી, એકવાર ઉભરો આવતાં ઉતારી ફરી અગ્નિ ઉપર મૂકી પછી ઉકળતાં ફરી ઉતાર્યુ એવો અર્થ છે. પછી મથનવાળા સ્થાનમાં ગઇ, દહીનું વાસણ જોયું અને તે ભાંગેલું જોયુ, કર્તા, કરણ અને કર્મનું સત્ય જ્ઞાન તેને થયું. માખણનો અભાવ અને છાશનો પ્રવાહ પણ તેને જોયો. પછી તે કર્મ પોતાના પુત્રનું છે એમ બરાબર જાણીને લૌકિકમાં ચિત્તવાળી યશોદા ભગવાને દૈત્યોનું નિવારણ કરેલું હોવાથી હસી, પણ ક્રોધ કર્યો નહીં. (૭)

અતૃપ્ત ભગવાનને ત્યજી દીધેલા હોવાથી તે તયં જ શાંત રહેતા. (૭) ભગવાને તો તેનું લૌકિક જ્ઞાન દૂર કરવા માટે તે ત્યાંથી જતા રહ્યા. પહેલાં યશોદાએ જે માખણ પ્રાપ્ત કરેલ અને તે શીકામાં પડેલું હતું. તે પોતાની ઇચ્છા મુજબ માંકડાઓને આપવા માંડયું. માંકડુ પણ દાંતવાળું હોઇક્રૂર પ્રાણી છે. શીકુ પણ મુત્યુનો બંધ છે. ભગવાન પોતે ખાંણીયાની ઉપર રહેલા છે. કારણ કે ખાણીયો અગ્નિનો નાભિરૂપ છે. પછી યશોદાએ અંદર જઇને તેના પુત્રને જોયો. તે હવે કહે છે.

उलूखलाङ्घ्रेरुपरि व्यवस्थितं मर्काय कामं ददतं शिविस्थितम् ।
हैयङ्गवं चौर्यविशङ्कितेक्षणं निरीक्ष्य पश्चात् सुतमागमच्छनैः ॥८॥
तामात्तयष्टिं प्रसमीक्ष्य सत्वरस्ततोवरुह्यापससार भीतवत् ।
गोप्यन्वधावन् न यमाप योगिनां क्षमं प्रवेष्टुं तपसेरितं मनः ॥९॥
अन्वञ्चमाना जननी बृहच्चलच्छ्रोणीभराक्रान्तगतिः सुमध्यमा ।
जवेन विस्रंसितकेशबन्धनच्युतप्रसूनानुगतिः परामृशत् ॥१०॥

**શબ્દાર્થ :**

ખાંણીયાની ઉપર રહેલા, માંકડાને શીકામાં રહેલું માખણ ઇચ્છા મુજબ આપતાં, ચોરીને લીધે ભયવાળા ચક્ષુવાળા પુત્રને જોઈને યશોદા ધીમે ધીમે તેમની પાસે આવ્યા. (૮)

લાકડી લીધેલી તેને જોઈને ત્વરાસહિત ઉતરીને ભય પામેલાની પેઠે ભગવાન ત્યાંથી નીકળી ગયા. યોગીઓનું તપથી પ્રેરેલું સમર્થ મન જેમને પહોંચી શકતું નથી તેમની પાછળ ગોપી દોડી. (૯)

પાછળ જતી શોભતી મધ્ય કેડવાળી જનની મોટા હાલતા નિતંબોના ભારથી અટકાયેલી ગતિવાળી થઇ, ઝડપને લીધે છુટી ગયેલાં અંબોડામાંથી પડી ગયેલાં પુષ્પોની પાછળ ગતિવાળી તેણે ભગવાનને પકડ્યા. (૧૦)

श्रृते पुनरुत्तारितवतीत्यर्थः, प्रविश्य मथनस्थानं, अनेमाङ्गणे पयोधिश्रितमिति ज्ञायते बहिर्गृहे मन्थनं तद्गृहं प्रविश्य सन्दृश्य च दध्यमत्रकं भग्नममत्रकं भाण्डं सम्यग् दृष्ट्वा कर्तृकरणकर्मणां याथार्थ्यं, चकारात् नवनीताभावं च दधिमण्डप्रवाहं च, ततस्तत्कर्म स्वसुतस्येति च सन्दृश्य सम्यग् ज्ञात्वा लौकिकाविष्टचित्ता दैत्यानां निवारणाज् जहास. हास्यं कृतवती न तु क्रोधं, भगवांश्चेत् तत्रैव तिष्ठेन् न किञ्चित् कुर्यात् तदा स्वस्यैवापराध इत्यतृप्तपरित्यागात् तूष्णीमेव तिष्ठेत् ॥७॥ भगवांस्तु रूढं तस्या लौकिकज्ञानं दूरीकर्तुं दृढमिति ज्ञापयितुं वा तस्यास्तामसभावोत्पत्त्यर्थं ततो गतः, तत्र च गत्वा पूर्वमपि दैत्यावेशेन यत् सम्पादितं हैयङ्गवादिकं तदपि शिक्ये स्थितं कामं यथेच्छं मर्कटाय प्रयच्छति मर्कटोपि दंष्ट्रित्वात् क्रूरजन्तुर्हैयङ्गवमप्यनुपयुक्तं शिक्यं न निर्ऋतिपाशः स्वयं चोलूखलाङ्घ्रेरुपरि व्यवस्थितो भवति, उलूखलं विपरीतं कृत्वा तत्र स्थितः, तेषां दोषनिवृत्त्यर्थं यज्ञपुरुषो भूत्वा "सुपर्णचयन" इव स्थितः, अग्नेर्नाभिरूपत्वादुलूखलस्य तदुपरि स्थितः सन्न "तिरिक्तमतिरिक्ताय प्रयच्छति रिक्तस्य शान्त्यै," ततो यशोदान्तः

प्रविश्य तथाभूतं पुत्रं दृष्टवतीत्याहोलूखलाङ्घ्रेरिति,पूर्वं तत्र भगवद्दर्शने मर्कटोपि न दृष्टस्तेन शङ्कापि, अतोन्वेषणमपि कर्तव्यं, अन्वेषणे पुनश्चितं भगवत्परं जातमिति भगवन्तं दृष्टवती दोषाणामप्रयोजकत्वज्ञापनायोलूखलं विपरीत कृतं तदा सुपर्ण एव विपरीतः कृतो भवति, अतः सर्वदोषनाशकाग्नेरपि यत्र वैपरीत्यं तत्र दोषाणां किं वक्तव्यमिति ज्ञापितं, कार्ममिति यथेच्छं सन्देहाभावाद् देयमेव तत्, ह्यं गोः सम्बन्धि हैयङ्गवं पूर्वकालगोसम्बन्धि नवनीतं, चौर्ये जाते विशङ्किते ईक्षणे यस्य, भगवत चौर्यं कृतमस्ति तस्याश्चौर्यदोषनिवारणाय सर्वपतिरपि तथा भावोत्पादनाल्लोकानुसारेण नवनीतहरणं चौर्यमित्युच्यते, तत्र दोषदृष्टौ तस्या ज्ञानं कालेन नाश्यत इति विशेषाकारेण वा शङ्कितमीक्षणं यस्य तथा भवति, चौर्यविशङ्कितायां वेक्षणं यस्य, उभयथापि तस्या ज्ञाननाशशङ्का, तादृशं स्वयं निरीक्ष्य सुतं पश्चात् पृष्ठभागे पृष्ठे च पश्यन्ती पापदृष्टिः शनैरागमत्, ईषन्मात्रमागतवती, नहि पापदृष्टिः शीघ्रमागन्तुमर्हति ॥८॥ ततस्तां दृष्ट्वायोग्य स्प्रष्टुमिति ततो निर्गतवानित्याह तामात्तयष्टिमिति, यष्टिरत्र गोवत्सनिवारिका, तस्या भगवत्यपि वत्सबुद्धिर्जाता, आत्ता गृहीता यष्टिर्यया, दर्शनादेव न पलायितवान् किन्तु तस्या अन्तर्गतं बाह्यं च भावं प्रकर्षेण सम्यग् दृष्ट्वा नैकट्यमपि नार्हतीति ज्ञात्वा तद्दोषपरिहार्थं त्वरासहितस्ततोवरुह्यापससार प्रतिमुखतयैव पलायनं कृतवान्,तस्या दोषेण स्वस्मिन् स्थितबालकानामपि दोषो भविष्यतीति ज्ञापयितुं दृष्टान्तमाह भीतवत्, यथा भीतस्तदपकारं स्वस्मिन्न् जानाति तथा भगवानपि तद्दोषं स्वस्मिन् विचारितवान् अनेनैव न भीत इति ज्ञापितं, सापि गोपी, अतोन्वधावत् अनु पश्चाद् धावनं कृतवती, तस्या अविवेकं प्रकटयितुं शुको भगवन्तं विशिनष्टि यं भगवन्तं योगिनां सिद्धयोगानां निवृत्तदोषं मनस्तत्रापि तपसेरितं प्रेरितं धर्मेण संस्कृतमपि प्रवेष्टुं नाप न प्राप्तवत्, अत इयमप्यर्थादेव न प्राप्तवतीत्यर्थः ॥९॥ एवं भगवति दोषदर्शने भगवदीयोपि भगवन्तं न प्राप्नोतीत्युक्तं, तादृशेपि भगवान् कृपां करोतीति भगवत्कृपा भगवन्तं स्पृष्टवतीत्याहान्वञ्चमानेति, प्रतिकूलोपि भगवदर्थं श्रमः

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પહેલાં યશોદાએ ભગવાનને ત્યાં ન જોયા એટલે માંકડુ પણ દેખાયું નહિ. એટલે ભગવાનને શોધવાની પણ જરૂર હતી. શોધતાં ચિત્ત ફરીથી ભગવાનમાં ચોટયું એટલે તેણે ભગવાનને જોયા. દોષો નકામા હતા. તે ભગવાને ખાણીયાને ઉંધો કર્યો ત્યારે અગ્નિ જ ઉંધો થયેલો થાય તેથી જ્યાં સર્વદોષનો નાશ કરનાર અગ્નિ વિપરીત થયો ત્યાં દોષોનું શું ગજું ? તે યશોદાના ચોરીના દોષનું

નિવારણ કરવા ભગવાન બધાના પતિ હોવા છતાં ચોર થયા. લોકમાં ચાલતી રીત પ્રમાણે તે માખણ લઇ ગયાં તેને ચોરી કહેલી છે તેનું જ્ઞાન કાલને લીધે છે. કાલથી તેનો નાશ થશે. તેવા ભગવાનને તેને જોઇને પાછલા ભાગ તરફથી પીઠથી જોતી પાપ દષ્ટિવાળી ધીરે ધીરે આવી. કારણ કે પાપદષ્ટિવાળું ઝડપથી ભગવાન પાસે આવવા યોગ્ય નથી. આવી શકતું નથી. (૮)

પછી યશોદાને જોઇને ભગવાન ત્યાંથી જતા રહ્યા તે કહે છે.

અહીં લાકડી વાછરડાંને હાંકી કાઢવાની જાણવી. ભગવાનમાં પણ વાછરડાંની બુદ્ધિ થઇ. તેને જોઇને ભગવાન ભાગ્યા નહિ. પરંતુ તેના મનની અંદરના અને બહારના ભાવને જાણી તે પોતાની પાસે આવવા યોગ્ય નથી તેનો દોષ દૂર કરવા તુરત ખાંણીયા ઉપરથી ઉતરી દોડયા. એટલે ઉલ્ટી બાજુએ ભાગ્યા. ભય પામેલાની પેઠે શબ્દ યોજેલ છે. ભગવાને પણ પોતાની અંદર તેનો દોષ વિચાર્યો. તેથી ભગવાન ભય પામ્યા ન હતા એમ જણાવેલ છે. યશોદા પાછળ દોડી 'જે ભગવાનને યોગીઓનું દોષરહિત મન અને તે પણ તપથી પ્રેરાયેલું હોવા છતાં પહોંચી શકતું નથી 'એમ યશોદામાં અવિવેક પ્રગટ કરવા શુકદેવજી ભગવાનને ઓળખાવે છે. તે પણ પકડી શકતી નથી. (૯) એ પ્રમાણે ''ભગવાનમાં દોષ જોવાથી ભગવદીય પણ ભગવાનને પ્રાપ્ત કરી શકતો નથી'' એમ કહ્યું.

તેના ઉપર પણ ભગવાન કૃપા કરે છે. તેથી ભગવાનની કૃપાથી ભગવાનનો તેને સ્પર્શ કર્યો. તે હવે કહે છે.

ભગવાન માટે કરેલો પ્રતિકુલ શ્રમ પણ સાર્થક થાય છે. ભગવાનની પાછળ જતી બે નિતંબોને ખેંચતી જેમ રથને ખેંચતા બળદના ભારને લીધે ગતિ અટકાવાય તેમ અટકાયેલી ગતિવાળી થઇ. તેની બુદ્ધિ ભગવાન પાછળ જવામાં તત્પર થઇ એમ 'શોભતી મધ્યવાળી' શબ્દથી કહેલું છે. 'જનની' એ શબ્દથી વાસ્તવિક રીતે જનની નથી; કારણ કે કોઇ પણ જનની એક પુત્રને મારવા દોડવાનું કરતી નથી. 'સુમધ્યમા' શબ્દથી તે અંદરથી ભક્ત હતી અને બહારથી મોહ પામેલી હતી. શુકે તેના દોષનો અભાવ અને ગુણો કહેલા છે. તેને અભિમાન ન હતું એ જણાવવા ઝડપને લીધે અંબોડામાંથી છુટી પડેલાં પુષ્પોની પાછળ ગતિવાળી કહે છે.

ઉત્પત્તિ અને પ્રલય અને તેમનાં અધિષ્ઠાનવાળા દેવતાઓ ત્યાં સારી રીતે બાંધેલા હોય છે, ત્યાંથી જે મુક્ત થાય છે. અને છુટે છે તેઓનો પુર્નજન્મ થતો નથી. ભગવાન માટેની ક્રિયાથી મોક્ષ થાય છે. ભગવાન માટેની ક્રિયાથી જ અંબોડો છુટી ગયો તેમાંથી પુષ્પો છુટી પડયાં. આ યશોદાના દોષનો અભાવ, ગુણ, મુક્તોની પાછળની

ગતિ એ ત્રણ ધર્મોમાંથી તેણે ભગવાનને પકડ્યા એટલે તેમનું આલિંગન કર્યું એવો અર્થ છે. (૧૦)

તેનો દોષભાવ જોઈ ભગવાન રડતા હતા. તેમણે વિવેકનો નાશ કરવાનો અપરાધ કરેલો.

'જેમ જેમ આત્માને શુદ્ધ કરવામાં આવે છે' વાક્ય પ્રમાણે જ્ઞાનશક્તિ તો ભગવાનના કૃત્યથી ઉજ્જવલ થાય છે. યશોદાનો નિરોધ વ્યર્થ ન થાય અને પોતાના કાર્ય અને તેના ભાવ જોઈને ભગવાન વિહ્વલ ચક્ષુવાળા થયા. એ પ્રમાણે ભગવાનને પકડીને તેને જે કર્યું તે કહે છે.

**कृतागसं तं प्ररुदन्तमक्षिणी कषन्तमञ्जनमषिणी स्वपाणिना ।**
**उद्वीक्षमाणा भयविह्वलेक्षणं हस्ते गृहीत्वा भिषयन्त्यवागुरत् ॥११॥**

**શબ્દાર્થ :**
અપરાધ કરેલા, રડતા, મેષવાળી આંખોને પોતાના હસ્તથી ચોળતા, ભયથી વિહ્વલ ચક્ષુવાળા તેમને જોતી હાથથી પકડી ભય પમાડતી, ધમકાવવા મંડી (૧૧)

सार्थकः, **श्रोणी अन्वञ्चमाना** श्रोण्योराकर्षणं कुर्वन्ती रथाकर्षणे बलीवर्दवद् भाराक्रान्तगतिर्जाता भरेण भारेणाक्रान्ता गतिर्यस्यः, दुष्टा गतिर्भारेणैवाक्रान्ता, ततो बुद्धिरपि दोषादेनिवृत्ता गमनार्थमेव प्रवृत्ता, तदाह सुमध्यमेति, जननीतिवचनात् सदुग्धयोः स्तनयोरपि भारः सूचितः, **जननीत्वाच्च** न वर्णितः, वस्तुतस्त्वजननी, जननी च काचिदप्येवं करोति, सुमध्यमेत्यनेन मध्ये भक्ता बहिर्व्यामोहिता, परं दुष्टभावाद् भारेण गत्याक्रमणमुक्त्वा शोभनमध्यभावं वदंस्तस्या दोषाभावं गुणं चोक्तवान्, अभिमानाभावार्थं चाह जवेनेति, वेगेन विशेषेण स्रंसितानि **केशबन्धाच्च्युतानि** प्रसूनानि **तेषामनु** पश्चाद् गतिर्यस्याः,पुष्पाण्यपि सङ्गे चलन्ति, **प्रकृष्टा सूना** येषां तानि प्रसूनानि,उत्तारणमात्रेणैव ते नश्यन्तीति देवाद्यर्थं च तेषां **सूना**, तान्यपि बुद्ध्वा स्थापितवती, तानि च पुनः केशबन्धाद् विगलितानि, उत्पत्तिप्रलयौ तदधिष्ठात्र्यौ देवते च तत्रैव सम्बद्धे तद्रूपाणां च बन्धनं यत्र ततस्तु मुक्ता न पुनर्जन्मभाजः, ततो मोक्षश्च भगवदर्थक्रियया, अतः केशानामपि बन्धविमोचकस्त एव **विस्रंसितः** केशबन्धस्ततश्च्युतानि **प्रसूनानि**, एतस्या दोषाभावो गुणो मुक्तानुगतिश्चेतिधर्मत्रयेण भगवन्तं परामृषत् परितो धृतवती, आलिङ्गितवतीत्यर्थः, तस्यादोषभावं दृष्ट्वा भगवान् रोदिति तस्या विवेकभ्रंशलक्षणमपराधं च कृतवान् यशोदाबुद्ध्या तु भाण्डभेदनमपराधः, अत्यन्तमौढ्यदोषनिवृत्त्यर्थं च

ज्ञानशक्तेर्घर्षणमपि करोति, ज्ञानशक्तिस्तु भगवत्कृत्यैव सोज्ज्वला भवति "यथायथात्मा परिमृज्यत" इतिवाक्यात् यशोदाया निरोधः सर्वथा व्यर्थो मा भवत्विति स्वकार्यं तद्भावं च दृष्ट्वा **भयेन विह्वले ईक्षणे यस्य,** सोपाधिकं निरुपाधिकं च ज्ञानं तस्या गमिष्यत इति विह्वलता एवं परमकृपालुं गृहीत्वा यत् कृतवती तदाह **कृतागसमिति, कृता आगोपराधो** येन, कोऽयमपराध इत्याकाङ्क्षायामाह तमिति व्यामोहकं,यशोदाबुद्धौ तु भाण्डभेत्तारं , यद्यपि स्वयमीश्वरो न कोऽप्यपराधो भवति तथाप्येषा व्यामोहिका लीला, तामत्यन्तं व्यामोहितवाञ् यथाग्रे उत्तरलीलासु प्रतिबन्धिका नभवति, अन्यथात्यन्तमासक्ताग्रिमकार्ये प्रतिबन्धिकैव स्यात् "तच्चासुराणां मोहाय सतामपि च कुत्रचित्" "सामां विमोहयति भीरपि यद् बिभेती" तिवाक्यान् निदानाज्ञानाच्च मोहः, लोकदृष्ट्या मारयिष्यतीति प्रकर्षेण रोदनं, इदमपि द्वितीयं व्यामोहकं, **अक्षिणी कषन्तमिति** बालभावदार्ढ्यकरणं, पूर्वं कृतमोहस्य दार्ढ्यार्थमञ्जनं शोभार्थं तयैव **कृतमञ्जन**-साधनीभूतमषीयुक्ते अक्षिणी,स्वपाणिनेति, पर्यायेणैकेनैव पाणिना भगवदीयेयक्रिययैव भक्तिरूपया नयनमुज्जवलं न भवतीति कणन्तमिति,तत्रत्या कण्डूरपि नाशिता, तेन रजोगुणोपि शमितो मारणसाधनीभूतः, अत एव तिष्ठन्नपि भगवांस्तादृशचेष्टया स्थितस्तां न दृष्टवान्,सैव **पुनस्तमुद्धीक्षमाणोर्ध्वं** विलोकयन्ती न तु पादौ, तथा सति भक्तिर्वा भवेत्, भगवांस्तु परितः स्थिता गोपीः पश्यति तासामपि दोषारोपाभावार्थं **भयं**, अन्तः स्थितोप्ययं भावो मोहनार्थमेव प्रकटितः, एवं त्रिभिर्धर्मैः सा मोहिता नातः परमुत्थास्यति, अत एवाग्रेस्याः कापि स्नेहकला न निरूपिता, "शृण्वन्त्यश्रूण्यवास्त्राक्षी" दिति तु गुणानां माहात्म्यं "जनन्युपहृतं प्राश्य" "तत्कथाश्रवणोत्सुके" त्यादि तु राहिणीसहभावात् तस्या अपि भावोस्यां सङ्कान्त उक्तः, **नन्दस्यैव** मुख्यत्वात्, एतादृशी भगवतः सर्वाङ्गसम्बन्धं परित्यज्य **हस्ते गृहीत्वा भिषयन्ती भीषयन्यवागुरत्,** आगूरणसङ्कल्पं कृतवती यथा पामरा अनिष्टागूरणानि कुर्वन्ति, अनेन तस्या अनृतवादित्वमपि निरूपितम् ॥११॥

ततः किं कृतवतीत्याकाङ्क्षायामाह **त्यक्त्वा यष्टिमिति,** अनेन पूर्वं **यष्टि**रानीतेतिलक्ष्यते तेन मनोदुष्टा,

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** ભગવાને અપરાધ કર્યો હતો તે કયો અપરાધ ? 'તે' એટલે વ્યામોહ કરનારા. યશોદાની બુદ્ધિ મુજબ વાસણ તોડનાર. જો કે શ્રીકૃષ્ણ પોતે ઈશ્વર હતા. તેમનો કોઈ અપરાધ હોય જ નહિ. છતાં આ લીલા વ્યામોહ કરનારી છે. ભગવાને યશોદાને ઘણો વ્યામોહ કર્યો. જો ભગવાન તેમ ન કરે તો હવે પછી કરવાના કાર્યમાં તે વિઘ્નકર્તા જ થાય.

કારિકા :-૧૩ તે રૂદન અસુરોને મોહ કરાવવા અને કોઈવાર સત્પુરૂષોને મોહ કરવા ભગવાન કહે છે.

મૃત્યુરૂપ ભય પણ જેનાથી ભય પામે છે. તેવા ભગવાનની તે દશા મને મોહ પમાડે છે. (૧-૮-૩૦) યશોદાને મોહ થાય છે.લોકદષ્ટિ પ્રમાણે યશોદા મને મારશે એમ જાણી ભગવાન રૂદન કરે છે. આ પણ બીજુ મોહ ઉત્પન્ન કરનારું છે. બાલભાવ દઢ કરવા ભગવાન આંખો ચોળતા હતા. તે મેશવાળી આંખો ભગવાન ચોળતા હતા ભગવદીયની ભક્તિરૂપ ક્રિયાથી નયનો ઉજ્જ્વલ થાય છે. 'પોતાના હસ્તથી' એ શબ્દથી જણાવેલ છે. ચળનો નાશ કરી મારવામાં રજોગુણે પણ ભગવાને શમાવી દીધો તેથી યશોદાને તેમણે જોઈ નહિ પણ તે તેમને ઉપરથી જોતી હતી. ચરણો જોતી ન હતી. જો ચરણો જોતી હોત તો તેને ભક્તિ થાત. ભગવાને તો ચોતરફ ઉભેલી ગોપીઓને જોતા 'સાંભળીને આંસુ પાડયા' (૧૦-૪૩-૨૮) એ તો ભગવાનનું માહાત્મ્ય કહેલું છે.

યશોદા ભગવાનના સર્વ અંગોનો સંબંધ તજી દઈ હાથથી પકડી ભય પમાડતી, ધમકાવવા મંડી એટલે જેમ પામર લોકો અનિષ્ટ ને મારવાનો ઉદ્યોગ કરે છે, તેમ સંકલ્પો કરવા મંડી આથી તે અસત્ય બોલનારી પણ હતી. પછી તેણે શું કર્યુ ? તે હવે કહે છે.

त्यक्त्वा यष्टिं सुतं भीतं विज्ञायार्भकवत्सला ।
इयेष किल तं बद्धुं दाम्नातद्वीर्यकोविदा ॥१२॥
न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम् ।
पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्च यः ॥१३॥
तं मत्वात्मजमव्यक्तं मर्त्यलिङ्गमधोक्षजम् ।
गोपिकोलूखले दाम्ना बबन्ध प्राकृतं यथा ॥१४॥



**શબ્દાર્થ :**

પુત્રને ભય પાંમેલા જાણીને પુત્ર ઉપર પ્રેમવાળીએ અને તેના વીર્યને નહિ જાણનારીએ લાકડી તજી દામણાથી બાંધવાની ઇચ્છા કરી. (૧૨)

જેમને અંદરને બહાર, આગળ અને પાછળ પણ નથી જે જગતની આગળ અને પાછળ, બહાર અને અંદર છે અને જે જગત છે. (૧૩)

તે અવ્યક્ત નહિ જણાતા, મર્ત્ય ચિહનવાળા, જ્ઞાનથી પર ભગવાનને આત્મજ માની, પ્રાકૃતની જેમ બાંધે તેમ ગોપિકાએ દામણથી ખાંણિયા સાથે બાંધ્યા. (૧૪)

मनःसङ्कल्पं च त्यक्तवती,तेन मनोदोषस्य गतत्वाच् चिकित्स्यत्रिदोषा जातेति निरूपयति, यष्टिं **त्यक्त्वा सुतं भीतं विज्ञाय** भगवद्धर्मानपि **ज्ञात्वार्भकवत्सला** जाता, तथापि तस्या न सर्वात्मना दोषनिवृत्तिरित्याहेयेषेति,निरूपकस्यापि दोषो भवतीति शुको भीतः सन्नाह किलेति, प्रसिद्धिरेषा नास्माभिस्तदा दृष्टं नापि भावितं कदाचिदपि, दाम्ना **बद्धुमियेषे**त्यन्तःकरणशरीरपरिकरदोषा निरूपिताः, नन्वसाध्ये कथं प्रवृत्ता ? लोकेनिष्टेपि प्रवर्तमाना असाध्ये न प्रवर्तन्त इति तत्राहातद्वीर्यकोविदेति, तस्य भगवतो वीर्यं न जानातीति, पूतनातृणावर्तादयो मारिताः कोऽस्या मारणे प्रयास इति ॥१२॥ शुकोपि तां दूषयन्निव बन्धाभावे परमार्थतो युक्तिं प्रदर्शयति न चान्तरिति, भगवति बन्धाभावो द्वेधापि भवति, भगवत्स्वरूपविचारेण बन्धनसाधनस्वरूपविचारेण च, तत्रादौ स्वरूपं विचारयति, बन्धनं हि कार्यद्वयं सम्पादयति बहिर्निरोमन्तस्तापं च, तत् तस्यैव भवति यस्यान्तर्बहिर्भावो भवति, भगवांस्तु पूर्णः सर्वं व्याप्य तिष्ठतीति न कस्मादपि भगवानन्तर्भवति, निरवयवत्वाच्च न कोऽपि तस्य परिच्छेदकः, **चकारादन्तः**शब्दव्यवहार्य आकाशोतः सशब्दोपि भगवति न प्रवर्तत इत्युक्तं, अन्तर्यामिब्राह्मणे सर्वान्तरो भगवानुक्तो न तु भगवतोन्तरं क्वचित्, सर्वान्तरः केनान्तर्भावमापद्येत आधारत्वे तु नान्तरभावना, रुपादिषु तथोपलब्धेः, न हि फलस्यान्तः स्वरूपं तिष्ठति बीजवत्, तथा सत्यदृश्यः स्यात्, अतो न केनाप्यंशेन भगवतोन्तरमस्ति नापि बहिः, व्यापकत्वात् बहिःस्थित एवाकाशोन्तस्तिष्ठतीति नाकाशाद् बहिरस्ति किञ्चित्, अनेनान्तःकरणे खेदो बहिरावरणं वा नास्तीत्युक्तं, किञ्च बन्धनं हि वेष्टनात्मकं तद् दिग्विभागे सति भवति, निरवयवस्यानिरूप्यस्य स्वत एव भासमानस्य ज्ञातृज्ञेयभावतिरोधायकस्य केनाप्यंशेन पूर्वभावोपरभावो वा न सम्भवति, अनेनैव दक्षिणोत्तरभावा अपि परिहृताः, सर्वत्र स्थितः पूर्वापरभावमेव मन्यते, अतः स्वरूपकृता वा दिक्कृता वान्तरादिधर्मा भगवति न सन्तीति न बन्धसम्भावना, साधनस्वरूपविचारेणापि न भवतीत्याह पूर्वापरमिति, रज्ज्वादीनां पूर्वभागे परभागे चायमेव वर्तते, तत्र यशोदैव प्रमाणं, भगवति सर्वं दृष्टवती यतः, सर्वस्यापि भगवान् बहिरपि भवति व्यापकत्वात् अन्तरपि भवति सर्वान्तरत्वात्, चकारात् स्वरूपमपि, किञ्च जगतो य एतावान्, यतो जायते गच्छति चेति जगत्, यदि भगवानेतावान्न स्यात् कथं जगद् भवेत् ? पूर्वभावाभावे न भवेत् परमभावाभावे न गच्छेत् जगतश्चेद् भगवान् बहिर्न भवेद् जगति गच्छति गच्छेद्, यदि सर्वान्तरो न भवेज् जगदितिविशिष्टं सर्वप्रतीतिसिद्धं न भवेत्, अन्तःस्थितभगवद्धर्मैरेव जगतो विवक्षितधर्मवत्त्वात्, किञ्च यो

जगत्, न हि स्वात्मना स्वयं बद्धो भवति, तथा सति बन्धकानां वैयर्थ्यापत्तेः, किञ्च जगन्मयोयं सर्वमेव जगद् व्याप्य तिष्ठति, एतदाज्ञयैव जगत् कार्यं करोति, ततः कथमयं स्वबन्धने जगत् प्रेरयेत् ? अतो न केनापि प्रकारेण भगवतो बन्धनमस्तीति निश्चिन्ता भक्ताः ॥१३॥ तादृशं योन्यथा विचारयति स निष्फल प्रयासो भवतीति तां दूषयन्निव तस्याप्यज्ञानमाह तमिति, तं पुराणपुरुषोत्तममात्मजं स्वशरीराज्जातं मत्वा दाम्ना बबन्धेतिसम्बन्धः, देहस्तु प्राकृतस्तस्या इति तज्जातः सुतरां प्राकृतो भवति, ननु क्वचिन् महान्तोपि पुत्रा जायन्ते देवादयोपि ततो लोके कारणवैलक्षण्यस्यापि दृष्टत्वात् कथमात्मजत्वे कर्तुं शक्यत इति चेत् तत्राहाव्यक्तमिति, न केनाप्यंशेन व्यक्तं, ये हि महान्तो भवन्ति ते स्वधर्मान् प्रकटीकुर्वन्ति यथा भरतादयः, भगवांस्तु तथा न करोतीति प्राकृतबुद्धिस्तेषां दृढा, मध्यमावस्थानामेव तथा करणं न तु परमकाष्ठां गतस्य, किञ्च यदि गुप्त एव संस्तूष्णीं तिष्ठेत् तथापि सन्देहः स्यादन्यवाक्येन वा माहात्म्यं जानीयुः प्रत्युत भगवान् विपरीतधर्मान् बोधयत्यतः कथं प्रतीतिरित्याह मर्त्यलिङ्गमिति, मर्त्यस्यात्यन्तप्राकृतस्य लिङ्गानि यस्मिन्निति, तथैव स्वरूपं गुणांश्चेष्टां च प्रदर्शयतीत्यर्थः, ननु तथाप्यत्यन्ताभिज्ञा यथा नटं परिचिन्वन्ति तथा सर्वविलक्षणानन्तगुणवत्त्वा-दानन्दयमत्वाच्च कथं न ज्ञायत इत्याशङ्क्याहाधोक्षजमिति, अधोक्षजं ज्ञानं यस्मादिति, न हि भगवान् गुणा वा कस्यचिदपि चक्षुर्गोचरा भवन्ति, इच्छा तु नास्तीत्यगम्यते विरुद्धप्रदर्शनात्, किञ्चेयं च यशोदा गोपिकातिप्राकृतरूपा, अतोनभिज्ञा कथं जानीयात्? उलूखलोपरि पादं दत्वा भगवान् क्रीडति, अग्नेश्च नाभिर्भवति, अतो भगवान् गोकुलस्थितमुलूखलं स्वाश्रयत्वेन ज्ञापयितुमत्र बन्धनं कारितवान् गोपिकायास्तु बुद्धिर्यथान्यत्र न गच्छतीति, दाम पशूनां बन्धकं, ननूलूखलदामहस्ताधिष्ठितदेवानां कथं तूष्णीम्भावः ? तत्राह प्राकृतं यथेति, तेषामपि बुद्धिर्भगवता तथा सम्पादितेति ॥१४॥ अयं देहाकारेण भासमान एव भगवान् सच्चिदानन्दरूप इति गुणोपसंहारन्यायेन ''न चान्तर्न बहिर्यस्ये''त्यादिधर्मा अस्यैवेति ज्ञापयितुं बन्धनेप्युपायं वदन् भगवान् सामिबद्धो जात इत्याह,



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** યશોદાનું દુષ્ટ મન ભગવાનને મારવાની ઇચ્છાવાળું હતું તેથી લાકડી આણેલી. પણ તે મનનો સંકલ્પ તજી દીધો. લાકડી તજીને, પુત્રને ભય પામેલો જાણીને, પુત્ર ઉપર પ્રેમવાળી થઈ એમ છતાં તેના દોષ મટ્યા નહી અને દામણાથી બાંધવાની ઇચ્છા થઈ. તેથી શુકદેવજી ભય પામીને ખરેખર ! એમ કહે

છે. તેણે કોઈવાર આ જોયેલું નથી અને મનમાં આવો વિચાર પણ આવ્યો નથી. 'દામણાથી બાંધવાની ઈચ્છા કરી' શબ્દોથી અન્તઃકરણ અને વિચાર શક્તિના દોષો જણાવેલા છે.

જે થઈ શકે નહિ તેવું કરવા કેમ તૈયાર થઈ ? લોકમાં જે અનિષ્ટ કરવા પ્રવૃત થાય છે તેઓ પણ જે થઈ શકે નહિ તેવું કરવા પ્રવૃત થતા નથી. એવી શંકા થાય તેથી તેમના 'વીર્યને નહિ જાણનારી' શબ્દ યોજેલ છે. પૂતના, તૃણાવર્તે વિગેરે મારી નાખ્યા તો પછી આ યશોદાને મારવામાં શું શ્રમ થવાનો હતો ? એવા ભગવાનના વીર્યને તે જાણતી ન હતી. (૧૨)

શુક પણ તેને દોષ દેતા હોય તેમ ભગવાનને બંધ નહિ થવાથી વાસ્તવિક યુક્તિ જણાવે છે.

(૧) ભગવાનના સ્વરૂપનો વિચાર કરવાથી (૨) બંધન કરવાના સાધનના સ્વરૂપનો વિચાર કરવાથી એમ બંને રીતે ભગવાનને બંધય થઈ શકે નહિ એમ સિદ્ધ થાય છે.

પહેલાં ભગવાનના સ્વરૂપનો વિચાર કરે છે. બંધનથી બે કાર્યો થાય છે. (૧) બહારથી રોકાણ અને અંદરથી દુઃખ. જેને અંદરપણું ને બહારપણું હોય તેને બહારથી રોકાણ અને અંદરથી દુઃખ થઈ શકે. ભગવાન તો પૂર્ણ છે. તે વ્યાપીને રહેલા છે. તેથી ભગવાન કોઈની પણ અંદર સમાયેલા નથી. વળી ભગવાન અવયવ વિનાના હોવાથી તેની હદ બાંધનાર કોઈ હોતું નથી. અન્તર્યામી બ્રાહ્મણમાં ભગવાન સર્વની અંદર રહેલા છે એમ કહેલું છે. પણ તેનાથી કંઈ પણ જુદુ હોવાનું કહેલું નથી. સર્વની અંદર રહેલા ભગવાનનો કોની અંદર સમાવેશ થાય ? રૂપ વગેરેમાં તે જોવામાં આવે છે. રૂપ (એટલે રંગનો પોતાના આધાર (ઘટ વિગેરે)માં સમાવેશ થતો નથી પણ પોતાની બહાર પોતાનો આધાર ઘટ દેખાય છે. વળી ફલની અંદર જેમ બીજ રહેલું છે તેમ ભગવાનનું સ્વરૂપ કોઈ પદાર્થમાં રહેલું નથી; તેથી કોઈપણ અંશથી ભગવાન કોઈની અંદર રહેલા નથી.

ભગવાન બહાર પણ નથી. કારણ કે તે વ્યાપક છે. બહાર રહેલું આકાશ જ ભગવાનની અંદર રહેલું છે. આકાશની બહાર કાંઈ જ નથી. તેથી ભગવાનને અન્તઃકરણમાં ખેદ અને બહાર કોઈ રોકનાર નથી.

બંધન ચારેતરફ ફરી વળનારું હોય છે. અવયવ વિનાના જેમનું નિરૂપણ થઈ શકે નહિ તે વાત પોતાની મેળે પ્રકાશતા, જ્ઞાતૃજ્ઞેય ભગવાનને કોઈપણ અંશથી પૂર્વનો કે પશ્ચિમનો ભાગ સંભવતો નથી. ભગવાન સર્વ સ્થળે રહેલા છે. તેમને બંધ થવાની સંભાવના નથી. અર્થાત્ ભાવનું તિરોધાન કરનારા.

ભગવાનનું બંધન થઈ શકતું નથી.

દોરડું વગેરે બંધન કરવાના સાધનોમાં આગળ પાછળના ભાગમાં ભગવાન જ રહેલા છે. આમાં યશોદા જ પ્રમાણ છે. કારણ કે તેણે ભગવાનમાં બધું જોયેલું છે. ભગવાન વ્યાપક હોવાથી બધા પદાર્થોથી બહાર જ છે અને બધામાં અંદર રહેલા હોવાથી તે અંદર પણ છે અર્થાત્ ભગવાન જગતના આગળ, પાછળ, બહાર, અંદર અને સ્વરૂપ પણ છે, કારણ કે જે જન્મે છે, અને ચાલ્યું જાય છે તે જગત છે. ભગવાન આવડા ન હોત તો જગત્ કેવી રીતે ઉત્પન્ન થાત ? જો ભગવાન જગતના પાછલા ભાગમાં ન હોત તો જગત લય પામત નહિ. જગતની અંદર રહેલા ભગવાનના ધર્મોથી જ જગત ધર્મોવાળું છે. જે ભગવાન જગત છે તે તેનાથી બંધન થઈ શકે નહિ. કારણ કે કોઈ પોતાની મેળે બંધાતું નથી. ભગવાન જગતન્મય છે. તે જગતમાં વ્યાપીને રહેલા છે. તેમની આજ્ઞાથી જ જગત ચાલે છે. તેથી બંધન કરવા જગતને કેમ પ્રેરણા કરે ? એટલે કોઈ પણ પ્રકારે ભગવાનને બંધન થતું નથી. તેથી ભક્તો નિશ્ચિત છે. (૧૩)

ભગવાનને પ્રાકૃત માને છે તેમનો પ્રયાસ ફલ વગરનો છે. યશોદાનું અજ્ઞાન નીચેના શ્લોકથી કહે છે.

તે પુરાણ પુરૂષોત્તમને આત્મજ એટલે પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયેલા માની દામણાથી બાંધ્યા એવો વાક્યનો સંબંધ છે. યશોદાનો દેહ તો પ્રાકૃત હતો.

કોઈવાર મોટાઓ પણ; દેવો પણ પુત્ર તરીકે જન્મ લે છે. તેથી લોકમાં પુત્ર કારણ માતા પિતાથી જુદો પણ જણાય છે. છતાં યશોદા પુત્રને કેવી રીતે બાંધી શકે ? એવી શંકામાં અવ્યક્ત પદ મૂકેલું છે. કોઈ પણ અંશથી વ્યક્ત નહિ તે અવ્યક્ત. જે મોટા પુરૂષો પુત્ર થાય છે તે ભરત વિ. ની પેઠે પોતાના ધર્મોને પ્રગટ કરે છે પરંતુ ભગવાન તેમ પ્રગટ કરતા નથી તેથી ભગવાન પ્રાકૃત છે એવી તે લોકોની બુદ્ધિ દ્દઢ હોય છે. મધ્યમ અવસ્થામાં રહેતા મોટા પુરૂષોજ તે પ્રમાણે પોતાના ધર્મો પ્રગટ કરે છે. પણ ઉંચામાં ઉંચી સ્થિતિ એ પહોંચેલા તેમ કરતા નથી.

ભગવાન ગુપ્ત રહીને ચૂપ રહે તો પણ સંદેહ રહે તેથી ભગવાન તો ઉંધા ધર્મો જણાવે છે. તેથી લોકોને કેમ જણાય ? એમ 'મર્ત્યના ચિહ્નવાળા' શબ્દથી જણાવે છે.

તો પણ જેમ ઘણા ચકોર પુરૂષો નટને ઓળખી કાઢે છે તે પ્રમાણે બધાથી જુદા અનંત ગુણો હોવાને લીધે તથા આનંદમય હોવાને લીધે તેવા ચકોર પુરૂષોથી ભગવાન કેમ ન ઓળખાય? એવી શંકામાં અધોક્ષજ પદ મૂકેલ છે. અધોક્ષજ એટલે હલકું છે જ્ઞાન જેમનાથી તેવા ભગવાન, કારણ કે ભગવાન કે તેમના ગુણો કોઈને પણ ચક્ષુથી જણાતા નથી.

ભગવાન વિરૂદ્ધ ધર્મો (મર્ત્ય ચિહ્નો) દર્શાવે છે. તેથી તે અને તેમના ગુણો કોઈને જણાય તેમ ઈચ્છા નથી. વળી આ ગોપિકા પ્રાકૃતરૂપવાળી છે. તેથી તે ભગવાનને કેમ જાણે ?

ભગવાન ખાંણીયા ઉપર ચરણ ધરીને ખેલે છે. તે અગ્નિની નાભિ છે. ભગવાને અહીં આ ખાંણીયા સાથે બંધન કરાવ્યું. યશોદાની બુદ્ધિ તો એવી હતી કે તે બીજે ક્યાંય જાય નહિ, તેથી દામણુ જે પશુને બાંધવાનું હોય છે તેનાથી બાંધ્યા.

ખાંડણીયો, દામણું અને અધિષ્ટાતા દેવો ભગવાનને બાંધવામાં આવતા હતા ત્યારે શાંત કેમ હતા ? એવી શંકા થાય તેથી 'પ્રાકૃતને જેમ બોધ' શબ્દો યોજેલ છે. તેથી તેઓ શાંત રહ્યા કારણ કે તેમને પણ ભગવાન પ્રાકૃત છે એવી બુદ્ધિ કરેલી. (૧૪)

આ દેહના આકારથી જે દેખાય છે તેજ સચ્ચિદાનંદનુ સ્વરૂપ છે અને ટુંકામાં ગુણો કહેવા જોઈએ એ ન્યાય પ્રમાણે 'જેમનો અંદર નથી તેમજ બહાર (પણ) નથી' વગેરે ધર્મો પણ તેમના જ છે એમ જણાવવા બંધન થવાનો ઉપાય પણ કહેતા ભગવાન અડધા બંધાયા એમ નીચેના શ્લોકથી કહે છે.

तद् दाम बध्यमानस्य स्वार्भकस्य कृतागसः ।
द्व्यङ्गुलोनमभूत् तेन सन्दधेन्यच्च गोपिका ॥१५॥
यदासीत् तदपि न्यूनं तेनान्यदपि सन्दधे ।
तदपि द्व्यङ्गुलं न्यूनं यद्यदादत्त बन्धनम् ॥१६॥



**શબ્દાર્થ :**

પોતાના અપરાધ કરેલા પુત્રને બાંધતા તે દામણું બે આંગળ ઘટયું અને ગોપિકાએ તે દામણાની સાથે બીજું બાંધ્યું. (૧૫)

એ પ્રમાણે સાધવાથી જે થયું તે પણ ઘટયુ તેથી તેની સાથે બીજુ સાધ્યું, ત્રીજુ સાંધ્યું. તે પણ બે આગળ ઘટયું જે જે દામણુ લીધું તે બે આંગળ ઘટયું. (૧૬)

भगवता स्वस्मिन् दोषद्वयं प्रदर्शितं तत्पुत्रत्वमपराधश्च, तदा रज्जुरन्तर्बहिःस्थितं भगवन्तं तिरोहितं मत्वा वेष्टनं कृतवती स्वयं बहिःस्थितान्तः स्थितस्य भगवतः, तदाह तद्दाम बध्यमानस्येति, अन्यथा बहिरपि रज्जुर्न भवेद् वेष्टकमपि न भवेत् तथापि परितो वेष्टनरूपा न जाता, पूर्वापरयोर्भगवत एव सत्त्वात्, अतो द्व्यङ्गुलं न्यूना जाता, लोकपरिमाणे प्रथमपरिमाणमङ्गुलिः, तत्र प्रथमातिक्रमे कारणाभावदल्पवैलक्षण्ये महतो योजनायामाश्चर्यमपि भवतीति **द्व्यङ्गुलोनत्भूत**, रज्ज्वाद्यन्तयोर्यो भगवान् स एवायं क्रोडीकृतः, न तु ततःकेनापि धर्मेण भिन्न इति ज्ञापयितुमेवमाह व्यापकत्वस्य दर्शनार्थमेव तिरोभावाद् रज्जुस्थूलतायामपि नोदरस्थौल्यं, प्रतिबिम्बादौ तथोपलब्धेः, अतो वैलक्षण्याज्ञानात् **तेनान्यदपि** दाम तावत्प्रमाणकं **सन्दधे** योजितवती, चकाराद् विसदृशमपि ततोपि स्थूलं, नन्वङ्गुलद्वये न्यूने किमित्येतावद् योजितवती ? तत्राह

गोपिकेति, मौढ्यं तस्या अनुवर्तत इति ॥१५॥ ततः किमभूदित्याशङ्कायामाह यदासीदिति, उभयोः सम्बन्धे पुनः सैकैव रज्जुर्जाता, तदाह यदासीदिति, उभयोः सम्बन्धे यदेकमासीदित्यर्थः तदपि पूर्वोक्तन्यायेनैव न्यूनमासीद् द्व्यङ्गुलंतेनापि विशिष्टेन पुनरत्यत् सन्दधे तृतीयं, तदपिद्व्यङ्गुलमेव न्यूनं,"त्रिसत्या हि देवा" इति, भगवतो जगदाद्यन्तःस्थितिर्वारत्रयं प्रदर्शिता, मानुषभावं ततोपि बहुवारं कृतवानीत्यनुवदति यद्यदादत्त बन्धनमिति, यद्यदेव योजनार्थं गृहीतवती तत्तदेव द्व्यङगुलोनमभूत् ॥१६॥ सर्वा एव गोप्योङ्गणमध्ये तथा करणाद् द्रष्टुमागताः, अद्यापि तथा न निरुद्धा इति तदा स्मयन्त्यो जाता गर्विष्ठाः सन्मुखा वा स्वस्यापि भुजबन्धनादिकं भावयिष्यन्त्यः सुस्मयन्त्यो जाताः, गृहस्थसर्वदामव्ययकरणेपि न बन्धनं निवृत्तमित्याहैवमिति

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ભગવાને પોતાનામાં બે દોષ દર્શાવ્યા. (૧) યશોદાના પુત્ર હોવાપણું અને અપરાધ. તે સમયે દોરડું પોતાની અંદર અને બહાર રહેલા ભગવાનને તિરોહિત થયેલ માની પોતે બહાર રહી. અંદર રહેલા ભગવાનની આસપાસ વીંટાવવા માંડયુ. જો તેમ ન હોત તો બહારપણું દોરડું હોત નહિ. ભગવાનની ચારેતરફ દોરડું વીંટાઇ શકયું નહિ કારણ કે તેના આગળ અને પાછળના ભાગમાં ભગવાન જ હતા. તેથી તે દોરડું બે આંગળ ઘટયું. લોકના માપમાં પ્રથમ પરિણામ આગળનું છે તે બે આંગળ ઘટયું. દોરડાના આરંભથી અને અંતસુધીમાં જે ભગવાન હતા તેમની આસપાસ તે વીંટાયું પણ ભગવાન કોઇ પણ ધર્મથી ભિન્ન થયા ન હતા.

ભગવાનના દર્શન થાય તે માટે તેમના વ્યાપકપણાનો તિરોભાવ થયેલો હતો; તેથી દોરડુ મોટુ હોવા છતાં ભગવાનનું ઉદર મોટુ દેખાતું ન હતું. કારણ કે પ્રતિબિંબમાં તેમજ દેખાય છે. તેથી ભેદનું જ્ઞાન નહિ હોવાથી તે દામણાં જોડે બીજું લાબું દામણ સાંધ્યું અને તેનાથી મોટું પણ સાંધ્યુ તેમ છતાં પણ બે આંગળ ઘટયું. છતાં આટલુ મોટું કેમ સાંધ્યું ? ત્યાં 'ગોપિકા' શબ્દ યોજેલ છે. (૧૫)

પછી શું થયુ ? તે નીચેના શ્લોકથી કહે છે.

બે દામણનો સંબંધ થતા તે એકજ દોરડું થયું. એમ 'જે થયું' એ શબ્દોથી કહેલ છે. બે દામણનો સંબંધ થતાં સંધાતાં તે એક થયું એવો અર્થ છે. છતાં તે બે આંગળ ઘટયું. એટલે તે લાંબાની સાથે ત્રીજુ સાંધ્યું એમ ત્રણ દામણાં સાંધ્યા છતાં બે આંગળ ઘટયું.

દેવો ત્રિસત્ય છે. તેથી જગતના આરંભમાં અને અંતમાં ભગવાનની સ્થિતિ છે એમ ત્રણવાર દર્શાવ્યું. મનુષ્ય સ્વભાવ પ્રમાણે તેણે ત્યારપછી પણ બીજા દામણાં સાંધ્યા

એમ 'જે જે દોરડું લીધું' શબ્દોથી કહેલ છે. એટલે બે આંગળ ઘટયું એટલે બધી ગોપીઓ જોવા આવી. હજી સુધી તે ગોપીઓને એવો નિરોધ થયેલ ન હતો. તેથી તે સમયે તેમને સ્મય-ગર્વ થયો અથવા હસતા મુખવાળી થઇ. પોતે પણ ભુજાથી ભગવાનનું બંધન કરશે એમ વિચારતી બહુ ગર્વિષ્ટ થઇ. (૧૬)

ઘરમાં રહેલા બધા દોરડા વાપરવા છતાં પણ ભગવાનનું બંધ ના થયુ નહિ તે નીચેના શ્લોકથી કહે છે.

एवं स्वगेहदामानि यशोदा सन्दधत्यपि ।
गोपीनां सुस्मयन्तीनां स्मयन्ती विस्मिताभवत् ॥१७॥
स्वमातुः स्विन्नगात्राया विस्रस्तकबरस्रजः ।
दृष्ट्वा परिश्रमं कृष्णः कृपयासीत् स्वबन्धने ॥१८॥
एवं प्रदर्शिताह्यङ्ग हरिणा भक्तवश्यता ।
स्ववशेनापि कृष्णेन यस्येदं सेश्वरं वशे ॥१९॥

**શબ્દાર્થ :**

પોતાના ઘરના દામણાંઓ યશોદાએ સાંધ્યા છતાં તે બે આંગળ ઘટયા ત્યારે યશોદા હસી અને વિસ્મય પામી. (૧૭)

પરસેવાવાળા અંગોવાળી, અંબોડામાંથી ખરી પડેલ માલાવાળી પોતાની માતાનો પરિશ્રમ જોઈને શ્રીકૃષ્ણ પોતે કૃપાથી બંધાયા. (૧૮)

હે રાજન ! જેમને આખું વિશ્વ જગત વશ છે તેવા હરિ શ્રીકૃષ્ણ પોતાને જ વશ હોવા છતાં એ પ્રમાણે ભક્તોને વશ હોવાપણું જણાવ્યું. (૧૯)

पूर्वोक्तन्यायेन सर्वाण्येव दामानि योजितवती, यतो यशोदा यशो ददाति द्यति वा, सन्दधत्यपि द्व्यङ्गुलन्यूनभावाद् विस्मिताभवदितिसम्बन्धः, यशोदागृह एव भगवता पुत्रत्वमपराधश्च दर्शित इति तद्गेहदामान्येवान्तर्बहिर्भगवत्तिरोभावात् सम्बद्धानि न तु गेहान्तरस्थितानि, अन्यासां तु तदर्थप्रवृत्तिरेव नास्ति, अन्तर्बहिस्तिरोधानाभावात्, रज्जूनामानयनं यशोदाकर्तृकमेव, न हि तादृश्या अन्यः सहायं कर्तुमर्हति, पूर्वं तु वारद्वयं त्रययोजनायां रोषे गते स्मयन्ती जाता, ततोपि बहुवारयोजनायां विस्मिता चाभवत्, आश्चर्यं प्राप्तवती, ततो रज्जूनामन्वेषणार्थं निर्बन्धेन यत्नं कृतवती ॥१७॥ ततः सामर्थ्याभावे गोपिकानां समक्षं परमलज्जां प्राप्य भग्नमानससङ्कल्पा मृतयासीत् तदा भगवान् परमकृपालुस्तादृशदुष्टेष्वपि सद्बुद्ध्या युक्तमपि कृतवानित्याह स्वमातुरिति,

ततो भगवान् कृपया स्वबन्धन आसीदितिम्बन्धः, तत्र कारणत्रयमाह स्वमातुः स्विन्नगात्राया विस्रस्तकबरस्रज इति, मातुर्हि परितोषः कर्तव्यः, "मातृदेवो भव" "एभ्यो माता गरीयसी" तिवाक्यात्, नापि तस्या अपत्यान्तरमस्ति ये ह्युपस्थितं दुःखं निवारयेद् यत इयं स्वस्यैव मातातो मातृत्वं ख्यापयित्वा तस्या दुःखमसहमानेन तथा कृतं, किञ्च गोकुलवासिनां खेददूरीकरणार्थमागतो भगवान् स कथं **स्विन्नगात्रायाः** सर्वाङ्गे जातस्वेदाया न **परिश्रमं** दूरीकुर्यात्? किञ्च गोकुलवासिनां सर्वसौभाग्यदानार्थमागतः स कथं विस्रस्ताः **कबरात्** केशपाशात् **स्रजो** यस्यास्तादृशीं पश्येत्? अनेन सर्वाभरणानामेव तिरोभावः सूचितः, एवमेतादृश्याः **परिश्रमं** दृष्ट्वेतस्ततः पर्यटनं खेदः प्रस्वेदो मुखशोषो महती च ग्लानिरित्यादिः **परिशब्दार्थः** तत्रापि भगवान् **कृष्णः** सदानन्दोननुभूतदुःखदुःखितानामसमक्षः परदुःखमपि न पश्यति तदपूर्वं यशोदादुःखं दृष्ट्वा **कृपया** व्याप्तो मात्रर्थे स्विन्नगात्रार्थे स्रगभावार्थे च स्वस्यैव स्वयं बन्धकरूपगुणाङ्गुलत्रयभूतो जातः, द्वाभ्यां पूरितमङ्गुलमात्रं च बन्धनं जातं, तदा स्वस्यैव स्वयमेव बन्धने जात आसीत् प्रकरणाद् गृहीत इत्यवक्तव्यत्वान्नोक्तम् ॥१८॥ ननु किमर्थं भगवानेतावत् कृत्वा बन्धनरूपो जात इति चेत् तत्राहैवमिति, एवमपकारिणि लोके स्वकीयत्वमात्राभिमानेनाप्येतावतीमभूतपूर्वां कृपां करोतीति स्वस्य **भक्तवश्यता प्रदर्शिता**, प्रदर्शनस्यापि प्रयोजनमाह **हरिणेति**, स हि सर्वदुःखहर्ता तत्त्वसिद्ध्यर्थम सम्बन्धेन दुःखहर्तृत्वेतिप्रसङ्गात् संसारविलयः स्यादिति सम्बन्धार्थं कृपालुतां प्रदर्शयति कृपा च सर्वधर्मधर्मिभ्यो बलिष्ठेति वक्तुं भक्तवश्यताशब्देनैवोक्ता, ननु भक्त्या चेद् धर्मधर्मिणामुपमर्दः क्रियते तदा स्वरूपस्य प्रच्युतत्वात् फलाभावात् प्रदर्शनमपि व्यर्थं स्यादित्याशङ्क्याह स्ववशेनापीति, स हि स्ववश एव न केनाप्युपमर्द्यः, अनेन फलसाधकत्वमुक्तं, फलरूपत्वमाह कृष्णेनेति, नन्वेवं कृतेन्यो महान् ब्रह्मादिर्न मंस्यते ततो माहात्म्यस्य न्यूनभावान्न तथा फलत्वमित्याशङ्क्याह यस्येदं सेश्वरं वश इति, तत्तदधिष्ठातृदेवतासहितं सर्वं जगद् यस्य वशे, अतो नान्यथाभावनं केनचिदपि कर्तुं शक्यमितिभावः ॥१९॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** યશોદાએ બધા દામણાઓ સાંધ્યાં છતાં પણ બે આંગળ ઘટયું. તેથી તે વિસ્મય પામી એવો વાકયનો સંબંધ છે. યશોદાના ઘરમાં જ ભગવાને પુત્રપણું અને અપરાધ દર્શાવેલા છે. તેથી તેના ઘરના દામણાંઓથી અંદર અને બહારથી ભગવાનનો તિરોભાવ થવાથી, ઘરનાં બધા દામણાઓ સંધાયા અને બીજાના ઘરમાં રહેલા દામણાઓ સંધાય નહિ.

દોરડાં લાવવાનું કાર્ય પણ યશોદાએ જ કરેલું; કારણ કે તેને બીજુ કોઇ સહાય કરે નહિ. પહેલાં બે વાર થઈને ત્રણ દામણાઓ સાંધ્યાં ત્યારે યશોદાનો ક્રોધ જતાં તે હસી. ત્યાર પછી પણ ઘણીવાર દામણાઓ સાંધ્યાં ત્યારે વિસ્મય પામી. હવે દોરડાં શોધવા પ્રયત્ન કરવા મંડી. (૧૭) પછી બંધન કરવાનું સામર્થ્ય નહિ હોવાથી ગોપીઓની સમક્ષ ઘણી લજ્જા પામી. માનભંગ થયેલી અને સંકલ્પ પાર નહિ પડવાથી મરેલા જેવી થઇ.

તે સમયે તેવા દુષ્ટો તરફ ભગવાને સત્પુરૂષની બુદ્ધિ પ્રમાણે પોતાનું બંધન પણ કર્યુ તે હવે કહે છે.

પછી ભગવાન કૃપાથી પોતે બંધાયા. પોતાની માતા પરસેવાવાળા અંગોવાળી, અંબોડામાંથી ખરી પડેલી માલાવાળી એમ ત્રણ કારણો કહેલાં છે. માતાને દેવ તરીકે પૂજનારો થા. માતા મોટી છે વિગેરે વાક્યો પ્રમાણે માતાને સંતોષ આપવો જોઇએ. વળી તેને બીજું કંઇ સંતાન પણ નથી કે જે દુઃખનું નિવારણ કરે. આ યશોદા પોતાની માતા છે. તેનું દુઃખ ન સહન કરનાર ભગવાને તે પ્રમાણે કર્યુ. પોતે બંધાયા. ગોકુલવાસીઓના દુઃખનો નાશ કરવા ભગવાન પધારેલા તે પરસેવાવાળા અંગોવાળી યશોદાનો પરિશ્રમ કેમ ન મટાડે ? વળી ગોકુલવાસીઓને સર્વ સૌભાગ્યનું દાન કરવા પધારેલા તે અંબોડામાંથી ખરી પડેલી માલાવાળી યશોદાને કેમ જુએ ? આવો તેનો પરિશ્રમ જોયો. અહીં તહીં ફરવું, ખેદ, પરસેવો મુખનુ સુકાવવું ગ્લાનિ વગેરે પરિશ્રમો છે. ભગવાન સદાનંદ છે. તેમને દુઃખનો અનુભવ કરેલો નથી. બીજાનું દુઃખ પણ જોતા નથી એટલે તેમણે યશોદાનું દુઃખ જોઇ, કૃપાવાન થઇ માતાને પોતે પોતાને બંધન કરનાર બે આંગળ ઘટતા દોરડાને પુરું કર્યુ અને બંધાઇ ગયા. (૧૮)

ભગવાન એટલું કરીને બંધનરૂપ કેમ થયા ? તે કહે છે.

એ પ્રમાણે અપકાર કરનાર ઉપર પણ લોકમાં આ ભગવાન મારા છે એવું ફક્ત અભિમાન હોવાને લીધે ભગવાન પોતાની કૃપા કરે છે એમ જણાવી ભગવાનનું ભક્તને વશ હોવાપણું દર્શાવેલું છે. 'હરિ' શબ્દથી કહેલું છે કે તે હરિ સર્વનાં દુઃખ હરનાર છે.

ભગવાનની કૃપા સર્વ ધર્મો અને ધર્મીઓથી વધારે બલવાળી છે એમ ભક્તને વશ હોવાપણું શબ્દથી કહેલું છે. ભક્તિથી સર્વ ધર્મોને અને ધર્મીને દબાવી દેવામાં આવતા હોય તો તે પ્રસંગે સ્વરૂપની હાનિ થવાથી ફલ પ્રાપ્ત થાય નહિ એવી શંકા થાય તેથી 'પોતાને વશ હોવા છતાં' શબ્દો યોજેલ છે. ભગવાન પોતાને જ વશ છે. કોઇથી પણ દબાવી શકાય તેવા નથી. આથી તે ફલ પ્રાપ્ત કરાવે છે શ્રીકૃષ્ણ શબ્દથી ફલરૂપ છે. એમ કહેલું છે.

એમ ભગવાન કરે તો બ્રહ્મા વિગેરે બીજા મોટા પુરૂષો તેમની ગણના ન રાખે અને ફલરૂપ થઇ શકે નહિ એવી શંકામાં 'જેમને ઇશ્વર સહિત આ વશ છે' એમ કહેલું છે. સર્વ જગત ભગવાનને વશ છે. તેથી તેમને કોઇ હલકા માની શકે નહિ. (૧૯)

नेमं विरञ्चो न भवो न श्रीरप्यङ्गसंश्रया ।
प्रसादं लेभिरे गोपी यत् तत् प्राप विमुक्तिदात् ॥२०॥
नायं सुखापो भगवान् देहिनां गोपिकासुतः ।
ज्ञानिनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥२१॥
कृष्णस्तु गृहकृत्येषु व्यग्रायां मातरि प्रभुः ।
अद्राक्षीदर्जुनौ पूर्वं गुह्यकौ धनदात्मजौ ॥२२॥



**શબ્દાર્થ :**

મોક્ષ આપનાર ભગવાન પાસેથી આ જે પ્રસાદ ગોપીએ પ્રાપ્ત કર્યો તે બ્રહ્મા, શંકર અથવા લક્ષ્મીએ પણ પ્રાપ્ત કર્યો નથી. (૨૦)

આ ગોપિકાના સુત ભગવાન જેવા અહીં ભક્તિવાળાને સહેલાઇથી પ્રાપ્ત થાય તેવા છે તેવા દેહીઓને દેહાધ્યાસવાળાઓ અને જ્ઞાનીઓને સહેલાઇથી પ્રાપ્ત થાય તેવા નથી. (૨૧)

માતા ઘરના કામમાં ગુંથાતાં શ્રીકૃષ્ણે તો બે અર્જુનવૃક્ષો જોયાં. તે પહેલાં કુબેરનાં પુત્રો હતા. (૨૨)

नन्वेतादृशो भावः पूर्वमपि सिद्धस्ततः शास्त्रप्रसिद्धत्वात् किं प्रदर्शनेनेत्याशङ्क्याह **नेमं विरञ्च** इति, इमं प्रसादं न कश्चित् पूर्वं प्राप्तवान् **भक्ता एव हि महान्तः प्राप्नुवन्ति,** तत्र भक्तेषु भक्त्या स्वरूपतश्च महान्तस्त्रयः पुत्रो ब्रह्मा भक्तः प्रवृत्तिमार्गसर्वधर्मप्रवर्तकः सर्वेषां हेतुभूतस्तथा महादेवोपि पौत्रः सर्वनिवृत्तिधर्मप्रवर्तकः प्रलयकर्ता गुणावतारश्च भगवदर्थमेव सर्वपरित्यागेन तपस्तपति ततोपि लक्ष्मीर्भार्या ब्रह्मानन्दभूतोरस्यपि लब्धपदा जगज्जननी निरन्तरं पादसेवनपरा, एवमेते त्रयोपि यमं प्रसादं न प्राप्तवन्तस्तदा कोन्यः प्राप्तुमर्हति ? तदाहेमं **प्रसादं न वा विरञ्चो न वा भवो न वा श्रीः**, प्रत्येकममुदायाभ्यां **प्रसादं न लेभिरे,** न च तेषां दोषोस्तीति शङ्कनीयं, यतस्त्रयोप्यङ्गमेव सम्यगाश्रयन्ति, एका वक्षोन्यो नाभिमन्यः पादाविति, तेषां त्रयाणामपि गुणावताराणां यद् दुर्लभं तदन्येषां दुर्लभमेव, स कः प्रसाद इत्याशङ्क्य तमनुवदति गोपी यत् तत् प्रापेति, जात्या स्वरूपतो हीना, प्रसादस्तत्रैव प्रसिद्धो न तु केनचिन्निरूपितः, न हि सर्वमोचकः कश्चिदात्मानं बध्नाति, खेदस्तु ज्ञानमपि दत्वा विदेहकैवल्यं वा दत्वा मोचयितुं शक्यते किं स्वयं

बन्धनेन ? अतः **प्रसिद्धः प्रसादोयमेव नान्य** इत्यर्थः ॥२०॥ ननु ते महान्तो मूढा चेयमिति मूढानुरोधेन कृतोर्थः कथं प्रसादः स्यात् ? तत्राह**नायं सुखाप** इति, न ह्यत्र बन्धनं निरूप्यते किन्तु वश्यता, सा न कस्यापि सिध्यति, यावन्तः **कर्मिणो देहाभिमानिनो** येपि ज्ञानिनो निरभिमाना मुक्ता उभयेषामप्ययं **भगवान् न सुखापः** सुखेन प्राप्तुं शक्यः, तत्रहेतु**र्देहिनामिति**, एकत्र देहाभिमानो दोषोन्यत्र नैरपेक्ष्यं, तदाह **ज्ञानिनां चात्मपोतानामिति, आत्मा स्वरूपं पोतः** संसारमुद्रतरणोपायो येषां, न हि समुद्रतरणमात्रेण पारस्थितो महाराजः प्राप्यते,भक्तिमतां त्विहैव सुलभः, तत्र हेतुर्गोपिकासुत इति, यतो गोपिकायाः सुतो जातः, अतः सर्वे भक्ता भवन्त्वित्येवं भगवता कृतमितिभावः,? इहेत्यस्मिन्नवतारे भक्तिमतामिति भक्तेर्विशेषणत्वमुक्तं न तु भक्तानाम् ॥२१॥ एवं स्वमनोरथे सिद्धे गोपिका बहिर्मुख्यो यथायथं गताः, भगवांस्तु तथा न गतः किन्तु तस्यामेवावस्थायां महत् कार्यं कृतवानित्याह **कृष्णस्त्विति, तु**शब्दः पूर्वसम्बन्धं व्यावर्तयति नायं बन्धनव्यग्रः **कृष्णः**, सा चेद् भगवन्तं वशीकृत्य तथैव तिष्ठेन् न किञ्चित् कुर्याद् भगवान्,निरोधस्य सिद्धत्वात्, सा **पुनर्गृहकृत्ये व्यग्रा** जाता, तथा जातायां **यमलार्जुनवृक्षावद्राक्षीत्** तत्पातनेन च तस्याः प्रपञ्चविस्मरणं करिष्यामीति, ननु कोयमत्याग्रहः ? तत्राह **मातरीति**, तस्यामप्यवस्थायां पातने सामर्थ्यमस्तीति ज्ञापयति **प्रभुरिति, अर्जुनौ** जातिविशेषवृक्षौ 'सखि' शब्दवाच्यौ, ननु गोपिकार्थं कथं तयोः पातनमपराधाभावदित्याशङ्क्याह **पूर्वं गुह्यकाविति**, देवयोनिभूतौ वृक्षौ जातौ, अतस्तयोर्वृक्षत्वमनभिप्रेतं, तथापि प्रयोजनाभावात् सम्बन्धाभावात् किमिति मोचनीयावित्याशङ्क्याह धनदात्मजाविति, धनदः कुबेरो भक्तस्तस्य पुत्रौ ॥२२॥ ननु तौ महान्तौ कथमेवं जातौ ? तत्राह पुरेति, पूर्वं

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** આવા ભગવાન વશ થયા હોય તો ભાવ પહેલાં પણ કોઈને પ્રાપ્ત થયો હશે તો પછી તે દેખાડવાનું શું પ્રયોજન ? આ પ્રસાદ પહેલાં કોઈએ પ્રાપ્ત કરેલ નથી. કારણ કે મોટા ભકતો જ તે પ્રાપ્ત કરે છે. ભકતોમાં ભક્તિથી અને સ્વરૂપથી ત્રણ મોટા છે.

(૧) બ્રહ્મા ભગવાનના પુત્ર છે, સર્વને ઉત્પન્ન કરનાર છે. (૨) મહાદેવ છે તે ભગવાનના પૌત્ર છે. તે બધા નિવૃતિ ધર્મોના પ્રવર્તક છે. પ્રલય કરનાર અને ગુણાવતાર છે, સર્વનો ત્યાગ કરી તપ કરે છે. (૩) લક્ષ્મી ભગવાનની પત્ની છે. બ્રહ્માનંદરૂપ છે.

ભગવાનના વક્ષઃસ્થળ ઉપર રહેવાનું સ્થાન છે. તે જગતની માતા છે. ભગવાનના ચરણનું સેવન કરેછે. આવી રીતે આ ત્રણેએ જો આ પ્રસાદ પ્રાપ્ત કરેલ ન હોય તો

પછી બીજો કોણ તે પ્રાપ્ત કરવા યોગ્ય હોઈ શકે ? આ પ્રસાદ શંકર, બ્રહ્મા, અને લક્ષ્મીએ પ્રાપ્ત કર્યો નથી. તેઓમાં કોઇ દોષ હશે એવી શંકા કરવી નહિ; કારણ કે તે ત્રણેય શ્રીઅંગનો આશ્રય કરે છે. એક લક્ષ્મી વક્ષઃસ્થળનો, બ્રહ્મા નાભિનો, શંકર ચરણનો આશ્રય કરે છે. આ ત્રણે ગુણાવતારોને પણ જે દુર્લભ છે, તે બીજાઓને પણ દુર્લભ હોય જ.

એ કયો પ્રસાદ ? એવી શંકામાં યશોદાએ જે મોક્ષ આપનાર પાસેથી પ્રાપ્ત કર્યો. યશોદા ગોપી ને સ્વરૂપથી સ્ત્રી તરીકે પ્રસિદ્ધ છે પણ કોઇએ તેનું નિરૂપણ કર્યુ નથી. કારણ કે સર્વને મુકત કરનાર પોતાને જ બાંધે એવું ન બને, યશોદાનો ખેદ તો જ્ઞાન અને મોક્ષ આપીને પણ મટાડી શકાય પ્રસાદ આ જ છે. (અર્થાત પોતે બંધાયા) બીજો નહિ એવો અર્થ છે. (૨૦)

તે બ્રહ્મા, શંકર, લક્ષ્મી મોટા છે. અને આ યશોદા મૂઢ છે. તેથી મૂઢની સંભાળ રાખવા ભગવાને જે કાર્ય કર્યુ, તે પ્રસાદ કેમ ગણાય ? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

અહીં ભગવાનના બંધનનું નિરૂપણ કરેલું નથી, પરંતુ ભક્તોને વશ હોવાનું નિરૂપણ કરેલું છે. ભગવાનનું વશ હોવાપણું કોઇને પણ પ્રાપ્ત થતું નથી. કર્મ કરનારાઓ, દેહના અભિમાનવાળાઓ અને મુનિઓ, જ્ઞાનીઓ છે તેમનાથી પણ આ ભગવાન સહેલાઈથી પ્રાપ્ત થતા નથી. એમ 'આત્મારૂપી નાવવાળા જ્ઞાનીઓ' શબ્દથી કહેલ છે.

આત્મસ્વરૂપથી સંસારરૂપી સમુદ્રને તરવાનો ઉપાય છે. પણ માત્ર સમુદ્રને તરી જવાથી બીજે છેડે રહેલ મહારાજાની પ્રાપ્તિ થતી નથી. ભક્તિવાળાઓને તો તે અહીં જ સહેલાઈથી પ્રાપ્ત થાય છે. તે ગોપીના સુત શબ્દથી કહેલું છે. 'સર્વે ભક્તો થાઓ' એવા હેતુથી ભગવાન યશોદાને વશ થયા એવો ભાવ છે. અહીં આ કૃષ્ણાવતારમાં 'ભક્તિવાળાઓને' શબ્દથી ભક્તિને વિશેષણ કહેલ છે , ભક્તોને પ્રાપ્ત થાય છે એમ નહિ. (૨૧)

એ પ્રમાણે મનોરથ સિદ્ધ થતાં બહિર્મુખ ગોપીઓ પોતપોતાને ઘેર ગઈ ભગવાન તો ત્યાં જ રહયા તે હવે કહે છે.

શ્રીકૃષ્ણ સદાનંદ છે. યશોદાનો નિરોધ સિદ્ધ હોવાથી ભગવાન કંઇ પણ કરત નહિ. પણ યશોદા ઘરના કામમાં પરોવાયા હતાં. તેથી ભગવાને વિચાર્યું કે બે યમલાર્જુન વૃક્ષોને પાડીને યશોદાને પ્રપંચનું વિસ્મરણ કરાવીશ. તેને વિસ્મરણ કરાવવામાં આટલે બધો આગ્રહ કેમ ? ત્યાં 'માતા' શબ્દ યોજેલ છે. 'પ્રભુ' શબ્દથી ખાણીયા સાથે બંધાયેલા હોવા છતાં વૃક્ષોને પાડવાનું સામર્થ્ય છે એમ જણાવેલું છે. એ વૃક્ષાનો અપરાધ નહિ હોવાથી તેમને કેમ પાડયાં ? ત્યાં તે પહેલાં કુબેરના પુત્રો હતાં અને અપરાધને લીધે વૃક્ષો થયા હતા. તેથી વૃક્ષપણું ઇષ્ટ ન હતું છતાં તેમને વૃક્ષ યોનિમાંથી મુક્ત કેમ કરવા જોઇએ ? તેથી કુબેરના પોતાના પુત્રો હતા તે કહેલ છે. (૨૨)

આ બે તો મોટા હતા છતાં વૃક્ષો કેમ થયા ? તે કહે છે.

पुरा नारदशापेन वृक्षतां प्रापितौ मदात् ।
नलकूबरमणिग्रीवाविति ख्यातौ श्रियान्वितौ ॥२३॥

**શબ્દાર્થ :**

નલકુબેર અને મણિગ્રીવ એવા નામથી પ્રસિધ્ધ અને લક્ષ્મીવાળા મદને લીધે નારદના શાપથી વૃક્ષપણું પામ્યા હતા. (૨૩)

नारदशापेन वृक्षत्वं प्राप्तौ, ननु नारदः किमिति शापं दत्तवान् ?तत्राह मदादिति, श्रीमदेन मतौ, अतो मदाद्धेतोर्नारदशापः शापेन च वृक्षत्वमिति, ननु तथा भावयोग्यावेव तौ किमिति मुच्येते इत्याशङ्क्याह नलकूबरमणिग्रीवाविति ख्याताविति, नलः कूबरो यस्य नलोतिसुन्दरः सोपि कुब्जतुल्यो मणियुक्ता ग्रीवा यस्यैवन्नाम्ना ख्यातौ, तेषां नामख्यातिश्च न शान्तेति तदुद्धारो युक्तः, किञ्च श्रिया चान्वितौ, अद्यापि तौ परित्यज्य श्रीर्न गता, अतः कीर्तिश्रियोर्विद्यमानत्वादुद्धारमर्हतः ॥२॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પહેલાં નારદના શાપથી તેઓ વૃક્ષપણું પામ્યા. નારદે એવો શાપ કેમ આવ્યો ? તેથી 'મદને લીધે' શબ્દ યોજેલ છે. લક્ષ્મીના મદથી તેઓ ગાંડા થયા હતા. તેથી મદના કારણથી તેમને નારદનો શાપ થયો અને વૃક્ષપણું થયું. તો તેમને ભગવાને મુક્ત કેમ કર્યા ? એવી શંકામાં નલકૂબર અને મણિગ્રીવ નામથી પ્રસિદ્ધ હતા એમ નલકૂબેર અને મણિગ્રીવ નામથી પ્રસિધ્ધ હતા. નલકૂબેર છે.જેની પાસે નલ સુંદર હતો અને કૂબર એટલે ખૂંધલા જેવો જે તે નલકૂબર. મણિવાળી ડોક છે જેની તે મણિગ્રીવ એ નામથી તે પ્રસિદ્ધ હતા. તેમના નામની કીર્તિ શાંત થઇ ન હતી. તેથી તેમનો ઉદ્ધાર કરવો યોગ્ય હતો. હજુ સુધી લક્ષ્મી તેમને તજીને ગઇ ન હતી. તેથી કીર્તિ અને લક્ષ્મી હોવાથી તેઓ ઉદ્ધાર કરવાને યોગ્ય હતા.

इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणेवान्तरप्रमाणप्रकरणे ज्ञाननिरूपकपञ्चमाध्यायस्य स्कन्धादितो नवमाध्यायस्य विवरणम् ॥

"દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય નવમો તામસ પ્રકરણ
જ્ઞાનનું નિરૂપણ સંપૂર્ણ"

◆◆◆◆◆

## दशम स्कन्धादितो दशमोध्यायः ॥

एवं तु नवमाध्याये भक्तिरुक्तातिदुर्लभा । कृष्णसेवकसख्यस्य हेतुर्दशम उच्यते ॥१॥
वैराग्यं भगवद्धर्मः षड्गुणोत्र निरूप्यते । गुणानां भगवत्त्वाय स एव हि यतोभवत् ॥२॥
वैराग्यमनिवर्त्यं तु भगवद्वाक्यतो भवेत् । विशेषतस्तु यद्वाक्यं न निवर्तेत केनचित् ॥३॥
तादृशं शापरूपं स्याद् भक्तानामेव तादृशम् । अतो वैराग्यकथने शापो मोक्षावधिर्मतः ॥४॥
शापोद्यमस्तथा हेतुः शापश्चापि प्रसादभाक् । वाक्यस्यापि फलं शीघ्रं स्तुतिश्चानुग्रहस्तथा ॥५॥
षड्भिर्द्वादशभिश्चैव त्रिभिः षड्भिस्तथैव च । दशभिः पञ्चभिश्चेति षडर्थाः क्रमतो मताः ॥६॥
अपूर्वत्वाच्छ्रोतुमिच्छा तेन प्रश्नः परीक्षितः । स्वस्यापि तादृशत्वेन तद्वन्मोक्षाशया पुनः ॥७॥

## દશમ સ્કંધ પૂવાર્ધ દશમો અધ્યાય

**કારિકાઓ ૧-૭**

૧) એ પ્રમાણે નવમા અધ્યાયમાં અતિદુર્લભ ભક્તિ કહી. દશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણના સેવકની મૈત્રીનું કારણ કહે છે.

૨) ભગવાનના ગુણો ભગવાન છે એમ જણાવવા ભગવાનના છ ગુણવાળા વૈરાગ્યનું અહીં નિરૂપણ કરવામાં આવે છે. કારણ કે તે ભગવાન જ ગુણરૂપ થયેલ છે.

૩) જે મટે નહિ તેવો વૈરાગ્ય તો ભગવાનના વાક્યથી થાય છે. જે વાક્ય વિશેષ રીતે કોઈ થી અન્યથા કરી શકાય નહિ તેવું શાપરૂપ હોય તેવું વાક્ય ભક્તોનું જ હોય.

૪) તેથી વૈરાગ્ય કહેવામાં આવે છે. તેમાં મોક્ષ સુધી શાપ રહે છે.

૫-૬) શાપ દેવા માટે ઉદ્યમ, શાપનું કારણ, કૃપારૂપ શાપ, વાક્યનું મળતું તરત ફલ, સ્તુતિ, કૃપા એ છ અર્થો અનુક્રમે (૧) છ (૨) બાર (૩) પણ (૪) છ (૫) દશ અને (૬) પાંચ શ્લોકથી કહેલા છે.

૭) આ અપૂર્વ હોવાથી સાંભળવાની ઈચ્છા થઈ તેથી પરીક્ષિતનો પ્રશ્ન છે, પોતે મોક્ષની આશાથી પ્રશ્ન કરેલો છે.

ગયા નવમા અધ્યાયમાં કુબેરના બે પુત્રો શાપને લીધે યમલાર્જુન થયા એમ સાંભળી ભગવાને તેમનો ઉદ્ધાર કેવી રીતે કર્યો ? એમ પ્રશ્ન પૂછે છે.



॥ श्री राजोवाच ॥

कथ्यतां भगवन्नेतत् तयोः शापस्य कारणम् ।
यत् तद् विगर्हितं कर्म येन देवऋषेस्तमः ॥१॥

॥ श्री शुक उवाच ॥

रुद्रस्यानुचरौ भूत्वा सुदृप्तौ धनदात्मजौ ।
कैलासोपवने रम्ये मन्दाकिन्यां मदोत्कटौ ॥२॥

**શબ્દાર્થ :**

હે ભગવાન ! તેઓના શાપનું કારણ કહો, જે નિંદિત કર્મ તેઓએ કર્યું અને જેમાંથી દેવર્ષિને ક્રોધ થયો તે કહો. (૧)

રૂદ્રના અનુચરો અને કુબેરના પુત્રો હોઈ બહુ અહંકારી અને મદવાળા મંદાકિનીમાં કૈલાશના રમણીય ઉપવાનમાં - (૨)

पूर्वाध्यायान्ते शापेन यमलार्जुनौ जाताविति श्रुत्वा कथं वा तेषां भगवानुद्धारको जात इति पृच्छति कथ्यतामिति, भगवन्नितिसम्बोधनं कथनेन स्वदुःखदूरीकरणसामर्थ्यार्थं, एतदिति, हृदये बाधकत्वेन स्थितं, तयोर्नलकूवरमणिग्रीवयोरेकरूपस्य शापस्य कारणं, चतुष्टयं तु तेनैव वक्तव्यं शापविस्तारो विमोक्षण स्तुतिर्भगवत्प्रसादश्चेति, अतोधिकं द्वयं पृच्छति यत् तद् विगर्हितं कर्मेति, यत् प्रसिद्धं तादृशशापहेतुभूतं जातं तदवश्यं विगर्हितं निन्दितमेव भवति, देवानां तु पापं न सम्भवतीति प्रश्नः, किञ्च येन कृत्वा देवऋषेर्देवतानामपि मन्त्रद्रष्टुस्तमः क्रोधो भवति, अनेन शापे हेतुः स्पष्टः, विगर्हितेन शापोद्यमः, सर्वो हि विगर्हिते कृते शापं दातुमुद्युक्तो भवति, देवर्षिस्तु साधारणे न भवतीति विशेषतो हेतुर्वक्तव्यः ॥१॥ तत्र प्रथमं विगर्हितेन शापोद्यममाह षड्भी रुद्रस्येति,

उन्मादश्च प्रमादश्च निन्दिताचरणं तथा । महत्स्वपि तथा धार्ष्ट्यसिद्ध्यर्थं महतां दृशि ॥१॥
धार्ष्ट्यं तयोर्न सङ्घस्य ततश्चोद्यम ईर्यते ॥१ १/२॥

प्रथमतो महतस्तथात्वमनुचितमित्याह **रुद्रस्य** महादेवस्य **रुद्** रोगाणि द्रावयतीति तादृशस्य सेवकयो रोगसम्बन्धोनुचितः, अनुचरपदेन पश्चादेव चलनस्योचितत्वादणुमात्रविभेदोपि दोषायेति तादृशावपि **भूत्वा सुदृप्तौ** जातौ धनेनातिमत्तौ, तत्र हेतु**र्धनदात्मजाविति**, धनं सर्वेभ्यो ददातीति तदात्मजस्य धनित्वं सिद्धमेव, उभयोश्च सहक्रीडा निन्दिता, उभौ च दुष्टौ जातौ, तत्रापि महादेवस्य गृहरूपो यः पर्वतः कैलासस्तस्योपवन आरोपितफलपुष्पप्रधाने वने, तत्रापि रम्ये सर्वदोषविवर्जिते वने, स्वभावतो विरक्तो महादेवस्तस्य स्थाने विरक्ता एव तिष्ठन्ति, तत्राप्युपवने योगिनां भगवच्चिन्तनस्थाने, तत्रापि रम्ये भगवत्प्रसादस्थाने, ततोप्यधिकदोषमाह मन्दाकिन्यामिति, **मन्दाकिनी** भागीरथी प्रसिद्धा, मन्दाकिन्यां दोषाभावात् तत्रापि **मद उत्कटो** ययोः, अयं मदो धनादिकृत एव, सुरादिकृतस्त्वग्रे वक्ष्यते ॥२॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** હે ભગવાન ! એવું સંબોધન તેઓના શાપનું કારણ કહીને પરીક્ષિતનું દુઃખ દૂર કરવાનું સામર્થ્ય શુકદેવમાં છે તે જણાવે છે.

નલકૂબર અને મણિગ્રીવના શાપનું કારણ કહો - આ પ્રશ્નથી શાપનો વિસ્તાર, મોક્ષ, સ્તુતિ અને ભગવાનની કૃપા એ ચાર અર્થ કહેવાતા થયા. જે નિંદિત કર્મ કર્યું. દેવો આવું નિંદિત કર્મ કરે તે સંભવતું નથી. તેથી પ્રશ્ન કરેલો છે. વળી જે કર્મ કરવાથી દેવર્ષિ નારદને ક્રોધ થયો આથી શાપ આપવાનું કારણ સ્પષ્ટ હતું. કોઈ નિંદિત કર્મ કરે તો સર્વ તેને શાપ આપવા ઉદ્યમ કરે છે.

તેથી દેવર્ષિ સાધારણ કારણ હોય તો શાપ આપતા નથી, તેથી તે શાપનું કારણ વિશેષ પણે કહેવું જોઈએ. (૧)

તે છ અર્થો પૈકી છ શ્લોકથી પ્રથમ નિંદિત કર્મ ને લીધે શાપ આપવાનો ઉદ્યમ કહે છે.

કારિકા : ૮. મોટા પુરૂષો તરફ પણ તેવી ધૃષ્ટતા થઈ શકે તે માટે ઉન્માદ અને પ્રમાદ તથા નિંદિત કર્મનું આચરણ કહેલાં છે. મોટાની દષ્ટિ, સંઘની નહિ પણ તેઓની ધૃષ્ટતા અને પછી શાપ આપવા માટે ઉદ્યમ કહેલા છે. રોગોને હાંકી કાઢે છે તે રૂદ્ર એટલે મહાદેવ. તે મહાદેવના સેવકોને રોગનો સંબંધ હોય તે યોગ્ય નથી તે અનુચર પદ થી જણાવેલ છે. તેઓએ મહાદેવની પાછળ પાછળ જ ચાલવું ઉચિત હોઈ તેમને જરાપણ વિરૂદ્ધ ચાલવાથી દોષ થાય. તેવા રૂદ્રના અનુચરો હોવા છતાં તેઓ બહુ અહંકારી અને બહુ મદવાળા થયા. તે 'કુબેરના પુત્રો' શબ્દથી કહેલ છે. બંને સાથે ક્રીડા કરે એ નિંદિત છે બંન્ને દુષ્ટ થયા અને તે પણ મહાદેવના ઘરરૂપ કૈલાશ અને તેના ઉપવનમાં, એટલે કે ફૂલ અને પુષ્પોવાળાં અને દોષરહિત રમણીય વનમાં તેઓએ સાથે ક્રીડા કરી. મહાદેવ સ્વભાવથીજ વૈરાગ્યવાળા છે અને તેના ઉપવનમાં એટલે યોગીઓએ ભગવાનનું ચિંતન કરવા યોગ્ય સ્થાનમાં, વળી ભગવાનના પ્રસાદરૂપ સ્થાનમાં તેઓએ સાથે ક્રીડા કરી. 'મંદાકિનીમાં' શબ્દથી અધિક દોષ કહેલો છે. મંદાકિની ભાગીરથી પ્રસિદ્ધ છે. તેમાં કોઈ દોષ નથી તેમાં મદવાળાએ ક્રીડા કરી આ મદ ધનથી થયેલો જાણવો. દારૂ થી થયેલો મદ આગળ કહેવાશે. (૨)

તેમણે દુષ્ટ કર્મ કર્યું તે હવે કહે છે.

वारुणीं मदिरां पीत्वा मदाघूर्णितलोचनौ ।
स्त्रीजनैरनुगायद्भिश्चेरतुः पुष्पिते वने ॥३॥
अन्तः प्रविश्य गङ्गायामम्भोजवनराजिनि ।
चिक्रीडतुर्युवतिभिर्गजाविव करेणुभिः ॥४॥
यदृच्छया च देवर्षिर्भगवांस्तत्र कौरव ।
अपश्यन्नारदो देवौ क्षीबाणौ समबुध्यत ॥५॥

तं दृष्ट्वा व्रीडिता देव्यो विवस्त्राः शापशङ्किताः ।
वासांसि पर्यधुः शीघ्रं विवस्त्रौ चैव गुह्यकौ ॥६॥
तौ दृष्ट्वा मदिरामत्तौ श्रीमदान्धौ सुरात्मजौ ।
तयोरनुग्रहार्थाय शापं दास्यन्निदं जगौ ॥७॥



**શબ્દાર્થ :**

વારૂણી મદિરાનું પાન કરીને મદથી ઘેરાતા લોચનવાળાએ પાછળ ગાતી રમણીઓ સહિત પુષ્પવાળા વનમાં ફરવા માંડ્યું. (૩)

કમળોના વનની હારોવાળી ગંગાના મધ્યમાં પ્રવેશ કરીને જેમ હાથીઓ અને હાથીણીઓ સાથે ક્રીડા કરે તેમ તેઓ ક્રીડા કરવા લાગ્યા. (૪)

હે કૌરવ ! ત્યાં દેવર્ષિ ભગવાન નારદે તે બે દેવોને અકસ્માત્ જોયા અને મદવાળા જોયા. (૫)

તેમને જોઈને લજ્જા પામેલી, વસ્ત્રરહિત દેવીઓએ શાપથી ભય પામી તરત જ વસ્ત્રો પહેરી લીધા, પરંતુ વસ્ત્રરહિત ગુહ્યકોએ ન જ પહેર્યાં. (૬)

તે દેવના પુત્રોને મદિરાથી મત્ત થએલા અને લક્ષ્મીથી આંધળા થયેલા જોઈને તેઓના ઉપર કૃપા કરવા માટે શાપ આપતા આ પ્રમાણે કહ્યું. (૭)

महतः स्वरूपदोषा उक्ताः, आगन्तुकदोषैः सदुष्टक्रियामाह वारुणीमिति, द्वन्द्वजो हि दोषो दुर्निवार इति द्वयोः सम्बन्धः वारुणी वरुणोद्भवा, अमृतसङ्ग उत्पन्ना दैत्यभावबोधिका, तत्रापि मदिरा मादिकासुरभावादप्यधिकदोषजनिका, तां **वारुणीं मदिरां पीत्वा मदेनाघूर्णिते लोचने** ययोर्विरुद्धज्ञानवन्तौ, तत्राप्यनु पश्चाद् **गायद्भिः स्त्रीभिः** सहितौ, सङ्गदोषो मोहहेतुः सम्बन्धश्च, **पुष्पिते वने** रजोयुक्ते चेरतुर्भ्रममाणौ जातौ, **मन्दाकिन्यामिति** सामीप्यसप्तमी, **कैलासोपवने** सति, मन्दाकिन्यामपि सत्यां, मदोत्कटाविति वा, अतः पुष्पिते वन इति न दोषवचनने विरोधः ॥३॥ दोषान्तरमाहान्तःप्रविश्येति, जले क्रीडा गङ्गायां निषिद्धा ''गङ्गा पुण्यजलां प्राप्य त्रयोदश विवर्जयेदि'' त्यत्र क्रीडाया निषिद्धत्वात्, तत्रापि नोद्धृत्य **किन्त्वन्तःप्रविश्य, अम्भोजानां वनराजयो** वनपङ्क्त्यो यत्र, अनेन भगवत्सान्निध्यमपि गङ्गाकृतपूजार्थं लक्षितं, गजाविव करेणुभिरिति क्रीडायामनवधानतोक्ता ॥४॥ विषयं निरूप्य शापहेतोः समागममाह यदृच्छयेति, देवर्षिरिति भाव्यर्थपरिज्ञानं देवयोनीनामुपकारकर्तृत्वं च ज्ञापितं, **भगवानिति** सर्वसामर्थ्यं, **कार्यभगवत्त्वानि भगवत्कृपासाध्यानि**, तत्रेति तस्यां गङ्गायां, कौरवेतिसम्बोधनं महतोपि वंश उत्पन्नःप्रमाद्यतीति स्वदृष्टान्तेन ज्ञानार्थं, आदौ **देवावपश्यत्** ततः **क्षीबाणौ समबुध्यत**, **क्षीबशब्दोकारान्तो** नकारान्तोपि, **क्षीबा** मत्तः, देवानां स्वर्षिसम्मानाभावयोगात् ॥५॥

ततो यज्जातं तदाह तं दृष्ट्वेति, नारदं दृष्ट्वा देव्योप्सरसो विवस्त्राः सत्यः स्वस्मिन् नारदे चैकैकं धर्मं ज्ञातवत्यः, स्वस्मिन् लज्जा जाता कामोद्बोधेनानिष्टजनकत्वे शापशङ्का वस्त्रपरिधानेनाभयं भवतीति शीघ्रं यावद्वषेः क्षोभो न भवति ततः पूर्वमेव पर्यधुः, गुह्यकावपि विवस्त्रौ, नग्नदर्शनमप्यमङ्गलं निषिद्धं स्त्रीसङ्गात् क्षोभकं च, तत्रापि गुह्यकौ, गुह्यं कं ययोः ॥६॥ तथा सति तयोः शापोपक्रममाह तौ दृष्ट्वेति, सुरात्मजौ भूत्वा मदिरामत्तावसुरकार्यं कृतवन्तौ, श्रीमदेन चान्धौ मनुष्यदोषं च प्राप्तवन्तौ, अत उभयोः फलं महापुरुषसान्निध्ये भवती "त्यत्यन्तनिन्दितैर्दोषैर्जन्तुः स्थावरतां व्रजे" दित्येतयोः स्थावरत्वमेव युक्तमिति विचार्य कर्मणैवैतद् भविष्यतीति निश्चित्य कृपया परीतस्तयोरनुग्रहार्थं शापं दास्यन्निदं वक्ष्यमाणं हेतुरेतं जगौ, अन्यापराधे बालकेन कृते पित्रा शिक्षणं कर्मसाध्यमनिष्टमपि फलं नात्यनंत दुःखदं भवतीति कर्माधिकारिफलभावनातः पूर्वमेव स्वयं शापं दत्तवान्, महापुरुषदृष्ट्योद्बुद्धं च जातं, अतो न वने वृक्षौ जातौ, वृक्षाणां मध्येर्जुनजातीयानां मुक्तिः प्रसिद्धा "नर्मदातीरसञ्जाताः सरलार्जुनपादपा नर्मदातोयसंस्पर्शाद् यान्ति ते परमां गति" मितिवाक्यात् तत्रापि गवां छायाजनकौ, महतो नन्दस्याभिज्ञापकौ च भविष्यतः फलं तूत्कृष्टं भविष्यत्येवातः कर्मफलाच्छापः समीचीनः ॥७॥ ननु शापे दत्ते कदाचिदुत्कृष्टकर्मापि सम्भवति ततः पापक्षये मुक्तिरेव कदाचिद् भवेत् सत्सङ्गे भक्तिर्वा ततः किमिति शापं दत्तवानित्याशङ्क्य तयोः सत्कर्मसत्सङ्गौ दुर्लभाविति तदर्थं तयोर्विद्यमानदोषस्य तदुभयाजनकत्वं निरूपयति द्वादशभिर्न ह्यन्य इति ।

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** બે પદાર્થોથી થતો દોષ રોકી શકાતો નથી. વારૂણી એટલે વરૂણમાંથી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી, અમૃત સાથે ઉત્પન્ન થયેલી. દૈત્યભાવ જાગ્રત કરનારી તે પણ મદિરા એટલે ગાંડાતુર બનાવનારી, અસુરોના દોષો કરતાં પણ વધારે દોષ ઉત્પન્ન કરનારી તે વારૂણી મદિરાનું પાન કરીને મદથી લોચનો ઘેરાતાં વિરુદ્ધ જ્ઞાનવાળા થયા. તેમાં પણ પાછળ ગાન કરનારી સ્ત્રીઓ સહિત તેઓ હતા. આથી સંગનો દોષ, મોહનું કારણ અને સ્ત્રીઓનો સંબંધ જણાવેલો છે. પુષ્પોવાળા વનમાં ફરવા માંડ્યું. ભ્રમણ કરવા માંડ્યું. મંદાકિનીમાં અને કૈલાશના ઉપવનમાં તેઓ ઘણાં મદવાળા થયા. (૩) હવે બીજો દોષ કહે છે

પવિત્ર જલવાળી ગંગામાં જઈને તેર કાર્યો કરવા નહિ. એ વાકયમાં ક્રીડા નહિ કરવાનું વિધાન હોવાથી ગંગાના જલમાં ક્રીડા કરવાનો નિષેધ-મનાઈ છે. તેમાં તેઓ ગંગાનું જલ બહાર લઈ જઈને ક્રીડા કરતાં ન હતાં. પરંતુ તેની અંદર પ્રવેશ કરીને ક્રીડા કરતા હતા. તે ગંગામાં કમળોના વનોની હારો હતી. આથી એમ જણાય છે કે ગંગા પૂજા કરે તે માટે ભગવાનની પણ ત્યાં હાજરી હતી. જેમ હાથીઓ અને હાથીણીઓ

સાથે ક્રીડા કરે તેમ તેઓ ક્રીડા કરતા હતા. (૪) તેમને શાપ થાય તે માટે નારદનું આગમન કહે છે.

દેવર્ષિ ! શબ્દથી જે થવાનું છે તેનું જ્ઞાન નારદને છે અને તે દેવયોનિવાળાઓ ઉપર ઉપકાર કરનાર છે. 'ભગવાન' શબ્દથી તેમનામાં બધું સામર્થ્ય છે એમ જણાવેલ છે. 'ત્યાં' એટલે ગંગાની અંદર-મોટાના વશમાં ઉત્પન્ન થયેલામાં આ પ્રમાદ થાય છે. એમ પરીક્ષિત પોતાના દૃષ્ટાંતથી જાણે તે માટે હે કૌરવ એવું સંબોધન છે. નારદે પ્રથમ દેવોને જોયા અને પછી મત્ત થએલા જાણ્યા. કારણ કે દેવો એ પોતાના દેવર્ષિનું સન્માન સન્માન ન કર્યું. (૫) પછી જે થયું તે હવે કહે છે.

નારદને જોઈને દેવીઓ એટલે અપ્સરાઓ વસ્ત્રરહિત હતી તેમને પોતાના વસ્ત્રો પહેરી લીધા. તેમણે પોતાનામાં અને નારદમાં એક એક ધર્મ જાણ્યો. લજ્જા થઈ એ પોતાની અંદરનો ધર્મ જાણ્યો. કામ જાગૃત થવાથી નારદથી અનિષ્ટ થાય શાપ આપે એવો બીજો ધર્મ જાણ્યો. ઋષિને ક્ષોભ ન થાય તે પહેલાં તેમને વસ્ત્રો પહેરી લીધા. ગુહ્યકો પણ વસ્ત્રરહિત (નગ્ન) હતા. નગ્નનું દર્શન પણ અમંગલ અને નિષિદ્ધ છે. સ્ત્રીઓના સંગને લીધે ક્ષોભ કરનાર છે. તેમાં આ ગુહ્યકો હતા. છુપાવવા યોગ્ય છે. શરીર જેઓનું તે ગુહ્યકો. (૬) તેથી તેઓને શાપ આપવા નારદે ઉદ્યમ કર્યો.

તે દેવોના પુત્રો મદિરાથી મત્ત થયેલા હતા. તેથી તેમને અસુરોનું કાર્ય કર્યું. વળી લક્ષ્મીના મદથી તેઓ આંધળા થએલા હતા. તેથી બન્ને દોષોનું ફલ મહાપુરૂષોની હાજરીમાં થાય છે.

તેથી અત્યંત નિંદિત દોષોથી જીવને સ્થાવરપણું પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે વિચારી, કૃપાથી પરિપૂર્ણ થઈ તેમને શાપ આપવા 'આ' નીચે કહેવામાં આવશે. તે શાપનું કારણ તેમણે કહ્યું.

બાળક બીજાનો અપરાધ કરે ત્યારે પિતા શિક્ષા કરે તે અનિષ્ટ ફલ હોવા છતાં બહુ દુઃખ આપનારૂ હોતું નથી. મહા પુરૂષની દૃષ્ટિથી દુષ્ટ કર્મ જાગૃત ફલ આપનારૂ થયું. તેથી તેઓ વનમાં વૃક્ષો થયા નહિ પણ નર્મદાના કિનારે ઉગેલા સરલ (તાડ) અને આસુંદરાનાં વૃક્ષો થયા જે નર્મદાના જલના સંસ્પર્શથી પરમગતિ પામે છે. તેઓની મુક્તિ પણ પ્રસિદ્ધ છે. તેઓ ગાયને છાંયડો કરનારા અને મહાપુરૂષ નંદજીને સમાચાર આપનારા થશે તેથી કર્મનું તેમને ફલ મળે તે કરતાં શાપ વધારે સારો છે. (૭) જો કૂબર અને મણિગ્રીવને શાપ આપવામાં ન આવે તો તેઓ કોઈવાર ઉત્તમ કર્મ પણ કરે અને તેથી પાપનો ક્ષય થતાં તેમની મુક્તિ થાય અથવા તેઓ સત્સંગ કરે અને તેમને ભક્તિ પ્રાપ્ત થાય. તો પછી નારદે શાપ કેમ આપ્યો ? એવી શંકામાં તેમને સત્સંગ અથવા સત્કર્મ દુર્લભ છે એમ દર્શાવેલ છે. તેનું નિરૂપણ હવે નીચેના બાર શ્લોકથી કરે છે.

श्री नारद उवाच

न ह्यन्यो जुषतो जोष्यान् बुद्धिभ्रंशो रजोगुणः ।
श्रीमदाभिजात्यादिर्यत्र स्त्रीद्यूतमासवः ॥८॥
हन्यन्ते पशवो यत्र निर्दयैरजितात्मभिः ।
मन्यमानैरिदं देहमजरामृत्यु नश्वरम् ॥९॥
देवसंज्ञितमप्यन्ते कृमिविड्भस्मसंज्ञितम् ।
भूतध्रुक् तत्कृते स्वार्थं किं वेद निरयो यतः ॥१०॥

**શબ્દાર્થ :**

જેમાં સ્ત્રી, દ્યૂત, અને આસવ મદ્યપાન રહેલાં છે તેવા લક્ષ્મીના મદ સિવાય બીજો કોઈ ઉત્તમ કુલમાં જન્મ થવાનો મદ, વિષયો ભોગવનારાનો બીજો મદ બુદ્ધિનો નાશ કરનાર થતો નથી. (૮)

જે લક્ષ્મીના મદમાં આ નાશવંત દેહને જરારહિત અને મૃત્યુ રહિત માનનારા નિર્દય અને અજિતેદ્રિય પુરૂષો થી પશુઓ હણાય છે. (૯)

દેવ કહેવાતો દેહ પણ અન્તે કીડા, વિષ્ટા અથવા ભસ્મ કહેવાય છે. તેને માટે પ્રાણીઓનો દ્રોહ કરનાર શું સ્વાર્થને જાણે છે ? જે પ્રાણીઓના દ્રોહથી નરક પ્રાપ્ત થાય છે. (૧૦)

सन्मार्गः सत्सङ्गो वा सद्बुद्ध्या भवति, श्रीमदेन तु सद्बुद्धिः कदापि नोत्पद्यते, तदाहान्यो जोष्यान् जुषतः प्राणिनो बुद्धेभ्रंशहेतुर्न भवति, बुद्धिरत्र सात्त्विकी "सत्त्वात् सञ्जायते ज्ञान" मिति, तस्य बाधकं त्रिविधं गुणा विरुद्धा आश्रयनाशकमाश्रयविरोध्यन्तरजनकं च, तदत्र श्रीमदात् त्रयं भवति, यद्यपी "न्द्रियैर्विषयाकृष्टैराक्षिप्तं ध्यायता मनश्चेतनां हरते बुद्धेः स्तम्भस्तोयमिव ह्रदा" दिति विषयमात्रसेवनमेव **बुद्धिभ्रंशहेतुस्तत्रापि** यथा श्रीमदाद् बाह्याभ्यन्तरदोषसंसर्गरूपादन्यः प्रकारान्तरेणोत्पन्नो विषयानुभवः, साधनस्य द्वन्द्वत्वाभावात् परिहार्यो भवति, अयं त्वपरिहार्यः, यतस्तेनान्तर्बहिर्दोषौ जन्येते इत्याहाभिजात्यादिरिति, "विद्यामदो धनमदस्तयैवाभिजनो मद एते मदा मदान्धानां त एव हि सतां दमा" इति, तत्र धनमदो मध्यम उभयमदयोः साधको यथा मध्यमं गृहं दग्धं सत् पार्श्वस्थितयोरपि दाहं सम्पादयति, **अभिजात्यस्यादिः** श्रीमदस्ततोप्यनर्थसम्पादकः तस्य मदान्तरापेक्षया दुष्टविषयजनकत्वं हेतुत्वेनाह **यत्र स्त्रीद्यूतमासव** इति, अन्यान्यपि दूषणानि वक्ष्यति, ततः प्रथमं दोषत्रयमाह यदपरिहार्यं, प्राणिनः सर्वहेतवः कायवाङ्मनांसि, तत्र स्त्री कायनाशिका द्यूतमनृतं वाङ्नाशकं, आसवो बुद्धिनाशकः, आसवो मदिरा, "द्यूतं पानं स्त्रियं" इत्यधर्मपादा अप्येते, तत्रापि प्रथमं स्त्रीनिर्देशस्तेषष्वप्याधिक्यख्यापकः, "न

तथास्य भवेन् मोहो बन्धश्चान्यप्रसङ्गतो योषित्सङ्गाद् यथा पुंसो यथा तत्सङ्गिसङ्गत" इति, श्रीमदे त्वेते भवन्त्येव धनमदकृतस्त्रियोसत्या एव भवन्ति ॥८॥ दोषान्तराण्याह **हन्यन्ते पशवो यत्रेति,** यत्र श्रीमदेन प्रत्यहं भक्षणार्थं **पशवो हन्यन्ते, निर्दयैरिति,** बाला आमा अपि हन्यन्त इति सूचितं कोमलमांसत्वात्, किञ्चाजितात्मभिः सर्वाण्येव पापानि क्रियन्ते, "नूनं प्रमत्तः कुरुते विकर्म यदिन्द्रियप्रीतय आघृणोती" त्यत्र निरूपणात् तेषां स्वेष्टसाधनताज्ञानवतां कथं स्वानिष्टे प्रवृत्तिरितिचेत् तत्राह मन्यमानैरिति, पूर्वोक्तप्रकारेण विषयभोगः स्वभावतः सुखहेतुर्भवति पर्यवसाने परलोके च दुःखहेतुर्भवति, स च परलोकोस्य देहस्य नाशे, ते हि धनमदेन वस्तुतत्त्वं न जानन्ति, अत इदं शरीरं **नश्वरमप्यजरामृत्यु** जानन्ति जरामृत्युरहितम् ॥९॥ ननु सत्यमेव देवा अजरामरा इति तत्राह **देवसंज्ञितमपीति,** यथाजाशब्दोजायां न योगेन वर्तते किन्तु ब्रह्म कदाचित् तेन रूपेण सोमाहरणार्थं गतवदिति तथा "अमरानिर्जरा" इत्यपि, यथा मनुष्याणां यावता कालेन जरा मृत्युर्वा भवति तथा न भवतीति यथा न स्वपिति पश्चाच्छायी प्रथमबोधी च तमाहुर्न स्वपितीत्यधिकारिणस्तथात्वाद् वा वस्तुतस्तु देहत्वाद् देवसंज्ञितमप्यन्तवदेव भवति, अतोन्ते **कृमिविड्भस्मसंज्ञितमेव** भवति, देहस्य त्रिधातिपत्तिर्दह्यते भक्ष्यते विशीर्यते वा, विशीर्णपक्षे कृमयो भवन्ति भक्षणेन ततो विड भवति दाहे भस्म, पूर्वं देवसंज्ञामपि प्राप्यान्ते कृमिविड्भस्मसंज्ञाः प्राप्नोति, एवं सति या यस्तादृशदेहकृते भूतध्रुक् स किं स्वार्थं वेद ? अपि तु न वेद, यतो भूतद्रोहान्नरकपातः, विशेषाकारेण हननमुक्तमिति श्रीमदस्य तदव्यभिचारात् प्रकृतेपि तदस्तीति हिंसा निन्दा, अनेन दृष्टान्तेन स्त्रीसेवका अपि स्वार्थं न विदुरित्युक्तं, अतः स्वार्थापरिज्ञानाद् धर्मसत्सङ्गाभावाच् छाप उचित एवेतिभावः, अनेन देहार्थं प्रयत्नो न कर्तव्य इत्यर्थादुक्तम् ॥१०॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** સત્સંગ સદ્બુદ્ધિથી પ્રાપ્ત થાય છે. લક્ષ્મીના મદથી તો કોઈ સમયે પણ સદ્બુદ્ધિ થતી નથી.

સત્ત્વમાંથી જ્ઞાન થાય છે. અહિં કહેલી બુદ્ધિ સાત્ત્વિક છે. તેને બાધ કરનાર ત્રણ પ્રકાર હોય છે. (૧) વિરૂદ્ધ ગુણો (૨) આશ્રયનો નાશ કરનાર (૩) આશ્રયથી વિરૂદ્ધ બીજુ જ્ઞાન ઉત્પન્ન કરનાર. આ ત્રણેય લક્ષ્મીના મદથી થાય છે. જેમ સ્તંભ ધરામાંથી જલને હરે છે તેમ વિષયોથી આકર્ષણ કરેલી ઇંદ્રિયોથી વિક્ષિપ્ત થયેલું ધ્યાન ધરનારાઓનું મન બુદ્ધિની ચેતનાઓને હરે છે. હર કોઇ વિષયનું સેવનજ બુદ્ધિનો નાશ થવાનું કારણ છે. તો પણ બહાર ના અને અંદરના દોષોના સમૂહ રૂપ લક્ષ્મી ના મદ થી જેવો બુદ્ધિનો નાશ થાય છે તેવો બીજા કોઇ થી થતો નથી. તે "શ્રીમદાભિજાત્યાદિઃ' શબ્દ થી કહે છે.

કારિકા-વિદ્યાનો મદ ધનનો મદ ઉત્તમ કુલનો મદ, મદ થી અંધ થયેલાઓના આ મદો છે. સત્પુરૂષો તે મદના સ્થાને દમ સંયમ રાખે છે. આ ત્રણ મદોમાં ધનનો મદ મધ્યમ છે. જેમ મધ્યમાં રહેલું ઘર બળે ત્યારે તેની બાજુએ રહેલાં ઘરોને પણ બાળે છે, તેમ તે બીજા મદોને પણ ઉત્પન્ન કરનારો છે. ઉત્તમ કુલમાં જન્મના મદનું મૂલ લક્ષ્મીનો મદ છે. તે વધારે અનર્થ પેદા કરનારો છે. જેમાં સ્ત્રી, દ્યૂત, અને આસવ રહેલાં છે. તેમાં ન ત્યજી શકાય એવા દોષો ત્રણ છે. તે પ્રથમ કહે છે.

પ્રાણીઓને સર્વ પ્રાપ્ત કરાવનાર કાયા, વાણી અને મન છે. તેમા સ્ત્રી કાયાનો નાશ કરનારી છે. દ્યૂત એટલે જુઠાણું વાણીનો નાશ કરનાર છે. આસવ બુદ્ધિ નો નાશ કરનાર છે. આસવ એટલે મદિરા દ્યૂતપાન અને સ્ત્રીઓ આ અધર્મના પાદો છે. તેમાંએ પુરૂષને સ્ત્રીના સંગ થી જેવો મોહ અને બંધ થાય છે તેવો બીજા કશાક થી થતો નથી. લક્ષ્મીનો મદ હોય ત્યાં આ દોષો હોય છે. ધનના મદ થી કરેલી સ્ત્રીઓ અસત્ય જ હોય છે.(૮)હવે તેના બીજા દોષો નીચેના શ્લોક થી કહે છે.

લક્ષ્મીના મદ થી દરરોજ ભક્ષણ માટે પશુઓ હણાય છે એમ 'નિર્દય પદ' થી સૂચવેલ છે. બાલપશુ ઓ અને અપકવ પશુઓને તેઓનું માંસ કોમળ હોવાથી હણવામાં આવે છે.

ઘણો મદવાળો જે ઇંદ્રિયો ની પ્રીતિ ઉત્પન્ન કરી આનંદ આપે છે તેવું દુષ્ટ કર્મ કરે છે. અજિતેન્દ્રિય પુરૂષો બધા પાપો કરે છે.

પોતાના ઇચ્છેલા પદાર્થો ના સાધનનું જેમને જ્ઞાન છે તેઓ પોતાના અનિષ્ટ કર્મમાં કેમ પ્રવૃત્ત થાય છે? એવી શંકામાં ઉત્તરાર્ધ કહેલ છે.

આવા પ્રકારના વિષયો ના ભોગ સ્વભાવ થી સુખ આપનાર હોય છે. પણ અંતે પરલોકમાં દુઃખનું કારણ થાય છે. આ પરલોક તો મૃત્યુ પછી પ્રાપ્ત થાય છે. તેઓ ધનના મદને લીધે વસ્તુના તત્ત્વને જાણતા નથી. તેથી આ શરીર નાશવંત હોવા છતાં તેને 'અજરામૃત્યું' એટલે જરા ઘડપણ અને મૃત્યુથી રહિત છે એવું જાણે છે. દેવો અજરઅમર છે એવી શંકા થાય તે માટે કહે છે.

અજાનો અર્થ બકરી થતો નથી, પણ કોઈ સમયે બ્રહ્મ તે બકરીના રૂપથી સોમ લેવા ગયેલા. તેથી તેનો અર્થ બકરી થાય છે. તેથી દેવો અમર અને નિર્ભર પણ કહેવાય છે. કારણ કે મનુષ્યોને ઘડપણ અને મૃત્યુ જેટલું જલ્દી આવે છે તેટલું તેમને આવતાં નથી. દેવોને અમર અને નિર્જર કહે છે. છતાં તે દેવ કહેવાતો હોય તો પણ દેહ વાળો હોવાથી અંતવાળો છે જ, તેથી અંતે તે કીડા, વિષ્ટા અને ભસ્મ જ કહેવાય છે.

દેહનો ત્રણ પ્રકારે વિનિયોગ થાય છે. (૧) બાળવામાં આવે છે. (૨) ખાવામાં આવે છે અથવા સડે છે ત્યારે કીડાઓ ખાય છે. (૩) ભસ્મ થાય છે. પહેલાં જે દેવ કહેવાતો હતો તે પણ અંતે કીડા, વિષ્ટા અને ભસ્મ કહેવાય છે. તેવા દેહને માટે

પ્રાણીઓનો દ્રોહ કરે છે. તે શું સ્વાર્થ જાણે છે. ? તે નથી જાણતો; કારણ કે પ્રાણીઓનો દ્રોહ કરવાથી નરકમાં પડાય છે.

લક્ષ્મીનો મદ હોય ત્યાં હિંસા સદા હોય જ છે. અને અહીં નલકુબર અને મણિગ્રીવના વિષયમાં પણ હિંસા હોવાથી તેની નિંદા કરેલી છે. આ દૃષ્ટાંતથી સ્ત્રીઓનું સેવન કરનારાઓ પણ સ્વાર્થ જાણતા નથી. અને સ્વાર્થનું જ્ઞાન ન હોવાથી, ધર્મ અને સત્સંગ નહિ હોવાથી શાપ આપવો યોગ્ય જ છે. એટલે દેહ માટે તેના સુખ માટે પ્રયત્ન કરવો નહિ. (૧૦) બીજા શાસ્ત્રો દેહ માટે પ્રયત્ન ન કરવો એ સિદ્ધાંતનો વિરોધ કરે છે. 'સ્ત્રીઓથી તથા ધનથી પણ સદા દેહની રક્ષા કરવી', તેથી હે રાજન્ ! આ દેહનો વધ તે સર્વ અર્થોનો વધ કહેવાય છે. તેથી દેહની રક્ષા હંમેશા કરવી જોઈએ એમ કહે છે. તે નીચેના શ્લોકથી કહે છે.

देहः किमन्नदातुः स्वं निषेक्तुर्मातुरेव वा ।
मातुःपितुर्वा बलिनः क्रेतुरग्नेः शुनोपि वा ॥११॥
एवं साधारणं देहमव्यक्तप्रभवाप्ययम् ।
को विद्वानात्मसात्कृत्वा हन्ति जन्तून् कृतेसतः ॥१२॥
असतः श्रीमदान्धस्य दारिद्र्यं परमाञ्जनम् ।
आत्मौपम्येन भूतानि दरिद्रः परमीक्षते ॥१३॥
यथा कण्टकविद्धाङ्गो जंन्तोर्नेच्छति तां व्यथाम् ।
जीवसाम्यं गतो लिङ्गैर्न तथाविद्धकण्टकः ॥१४॥

**શબ્દાર્થ :**

દેહ શું અન્ન આપનારની મિલ્કત છે ? નિષેક કરનાર પિતાની (ગર્ભાધાન) કે માતાની અથવા માતાના પિતાની કે બલવાનની કે ખરીદ કરનારની અથવા અગ્નિની કે કુતરાની મિલ્કત છે ? (૧૧)

દેહ આ બધામાંથી ગમે તેનો હોય તેથી શું ? તે કહે છે. દુષ્ટ પુરૂષ સિવાય કયો વિદ્વાન એ પ્રમાણે સાધારણ અને જેનું ઉત્પત્તિનું સ્થાન તથા લયનું સ્થાન અવ્યક્ત છે. તેના દેહને પોતાનો કરી પ્રાણીઓને હણે ? (૧૨)

દુષ્ટ લક્ષ્મીના મદથી અંધ બનેલાનું મોટું અંજન દારિદ્ર છે. માત્ર દરિદ્ર જ પોતાની સાથે સરખામણીથી પ્રાણીઓને જુએ છે. (૧૩)

દરિદ્ર જ પોતાની સાથે સરખામણીથી પ્રાણીઓને જુએ છે. બીજો તેવી રીતે જોતો નથી. તે હવે કહે છે. જેમ કાંટાથી વીંધાયેલ અંગવાળો પ્રાણીને પીડા થાય છે તેમ કાંટાથી નહિ વીંધાયેલ જીવોની સમાનતાને જાણતો નથી. (૧૪)

तच् छास्त्रान्तरे विरुध्यति, "आत्मानं सततं रक्षेद् दारैरपि धनैरपी" ति "तस्मादस्य वधो राजन् सर्वार्थवध उच्यत" इत्यादिवाक्यै रक्षाया अवश्यविधानात्, तत्राह देहः **किमन्नदातुः** स्वमिति, अविचाराद् देहे रक्षार्थ प्रयत्नवचनानि, विचारे तु न रक्षणीयं स्यादिति सन्देहजनकान् पक्षानाह, देहः केन सम्बन्धेन सम्बन्धी भवतीति विचारणीय, तत्रात्मा न भवति, अल्पविवेकेनापि तद्भेददर्शनात्, आत्मीयत्वं तु भवति, सा चात्मीयता किन्निबन्धना? बहूनामेवैकस्मिन् छरीर आत्मीयत्वबुद्धिः, शरीरस्योत्पत्तिर्द्विविधा, आद्या प्रत्यहं च जायमाना, प्रत्यहं चेद् देहोन्नदातुर्भवत्यन्नमयत्वाच्च देहस्य, आद्यश्चेन्निषेक्तः पितुः, लोकप्रतीत्या चेदुत्पत्तिर्मातुर्भवति, परलोकसाधकत्वे मातुःपितुर्भवति, पुत्रिकापुत्रपक्षे तथैवशास्त्रार्थत्वात्, एषा स्वरूपस्थितिः, वैषयिकस्थितिमप्याह क्रेतुर्वा बलिन इति, यो वा विक्रीणीते यो वा बद्ध्वा गृह्णाति ? अन्त्यविचारश्चेदग्नेः शुनोथ वेति ? कृमिपक्षे न स्वत्वं कस्यचित् ॥११॥ ततः किमत आहैवमिति, **एवं सर्वेषां साधारणं देहमात्मसात्कृत्वा को वा जन्तून् हन्तीति**सम्बन्धः, तत्रापि **विद्वान्**, यतोयं देहः **साधारणः**, वस्तुतस्त्वयं देहो न पूर्वोक्तानां मध्ये कस्यचिदपि भवितुमर्हति, यतो**ऽव्यक्तमेव प्रभव** उत्पत्तिस्थानमप्ययस्थानं च, नन्वेतादृशा घातका अपि बहवो दृश्यन्त इति चेत् तत्राहुरसत इति ये सच्छब्दवाच्या देवाः, सन्तोपि ते नैवंविधा इत्यर्थः ॥१२॥ तर्हि किं कर्तव्यमित्याकाङ्क्षायामाहासत इति, असतो लक्षणं श्रीमदान्धस्येति, श्रीमदेनान्धस्य, यथा भगवान् "यस्यानुग्रहमिच्छामिहरिष्ये तद्धनं शनैरिरिति तथा नारदोप्याह, यथा काचकामलादिनान्धस्याञ्जने दत्ते दृष्टिर्भवति न तु स्वभावत एवान्धस्य, अयं च श्रीमदेनान्धः, श्रिया अभावो येनैव भवति तदेवाञ्जनं भवति, तद् दारिद्र्यमेव, दारिद्र्यं नाम दुरदृष्टसहितसम्पत्त्यभावः, सन्त्यञ्जानान्यन्यान्यपि व्याध्यादीनि, परं दारिद्र्यं **परममञ्जनं**, न केवलं दारिद्र्यस्य दोषनिवर्तकत्वं किन्तु गुणजनकत्वमपीत्याहात्मौपम्येनेति, आत्मोपमानं यत्र तज् ज्ञानमात्मौपम्यं, यथात्मनि सुखदुःखानुभवस्तथा सर्वस्येत्यनुसन्धानं यथात्मसुखार्थे यतते दुःखनिवृत्त्यर्थं च न तु दुःखार्थं तथा सर्वेषामपि सुखदुःखाभावार्थे यतत इत्यर्थः ॥१३॥ आत्मौपम्येन भूतानां दर्शनं दरिद्रस्यैव नान्यस्येत्यर्थे दृष्टान्तमाह यथेति, दारिद्र्यं सर्वदुःखनिदानं, दारिद्र्यं गतः स्वाण्येव दुःखान्यनुभवति, न त्वदरिद्रः प्रतीकारबाहुल्यात, स्वानुभवेनैव कण्टकेन विद्धाङ्गः कण्टकव्यथामन्यस्मै न वाञ्छति जातामपि दूरीकरोति, **लिङ्गैः** स्वानुभवैः परदुःखज्ञापकैः कृत्वा **जीवसाम्यं गतः** सर्वेषु जीवेषु समत्वं प्राप्तः, न **तथाविद्धकण्टकः** समत्वं प्राप्नोति ॥१४॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** દેહના સંબંધમાં તેની રક્ષા માટે પ્રયત્ન કરવો એવાં જે વચનો કહેલાં છે તે વિચાર કર્યા વગર કહેલાં છે. વિચાર કરવામાં આવે તો તેની રક્ષા કરવી જોઈએ નહિં. દલીલ કહે છે.

દેહ કયા સંબંધથી પોતાનો સંબંધી થાય છે એનો વિચાર કરવો જોઈએ. તે આત્મા નથી તે આત્માથી જુદો છે. તે આત્માનો તો છે જ તો તે કયા કારણથી છે ? એકજ શરીરમાં પોતાપણાની બુદ્ધિ હોય છે.

શરીરની ઉત્પત્તિ બે પ્રકારની છે. (૧) આરંભની (૨) દરરોજ થતી. એ દરરોજ થતી ઉત્પત્તિ હોય તો દેહ અન્ન આપનારનો ગણાય. કારણ કે દેહ અન્નમય છે. જો આરંભમાં ગણીએ તો દેહ નિષકણભીધાન કરનાર પિતાનો ગણાય. લોકમાં જણાય છે (ગર્ભાધાન) તે મુજબ તેની ઉત્પત્તિ ગણીએ તો દેહ માતાનો ગણાય. દેહને પરલોકનું સાધન ગણીએ તો માતાના પિતાનો ગણાય. કારણ કે પુત્રિકાપુત્ર કરવામાં આવે છે. તે પિંડધનથી ઉદ્ધાર કરે છે. શાસ્ત્ર પ્રમાણે એમ જ હોય છે.

'ખરીદ કરનારની કે બલવાનની' શબ્દોથી દેહની વૈષયિક એટલે સંસારના સુખની સંબંધવાળી સ્થિતિ કહે છે.

જે દેહને ખરીદ કરે છે. અથવા જે બાંધીને લઈ જાય છે તેનો દેહ છે ? જો છેવટનો અંતનો વિચાર કરીએ તો દેહ અગ્નિનો છે અથવા કુતરાનો છે ? જો તેમાં કીડા પડે તો તેમાં કોઈની માલીકી હોતી નથી. (૧૧)

સર્વ જેને પોતાનો માને છે તે દેહને પોતાનો કરી કોણ પ્રાણીઓને હણે ? વળી કયો વિદ્વાન એવું કરે ? કારણ કે આ દેહ સર્વે જે પોતાનો માને છે તેવો છે. ખરી રીતે તો આ દેહ કોઈનો પણ હોવાનું સંભવતું નથી. કારણ કે અવ્યકત પ્રકૃતિ જ તેનું ઉદ્ભવ સ્થાન છે અને લયનું સ્થાન છે.

એવા પ્રાણીઓનો ઘાત કરનારા પણ ઘણાં છે એવી શંકા થાય તેથી 'દુષ્ટ સિવાય' શબ્દ યોજેલો છે. વળી સત્પુરૂષો અને દેવો પણ હોય છે. તેઓ એવા પ્રકારના હોતા નથી. એવો અર્થ છે. (૧૨) તો પછી શું કરવું જોઈએ ? તે હવે કહે છે.

'લક્ષ્મીના મદથી અંધ બનેલ' એ દુષ્ટનું લક્ષણ છે. તે દુષ્ટ લક્ષ્મીના મદથી અંધ બનેલ છે. જેમ ભગવાન જેના ઉપર કૃપા કરવા ઈચ્છું છું તેનું ધન ધીરે ધીરે હરી લઉં છું તેમ કહે છે એવું નારદ પણ અહીં કહે છે. જેમ કમળી થયેલ ને આંજણ આપવાથી દૃષ્ટિ આવતી નથી. તેમ લક્ષ્મીના મદથી અંધ થયેલ છે તેને લક્ષ્મી જતી રહે તેજ તેનું અંજન થાય છે. તેનું દારિદ્ર ગરીબપું જ છે. દારિદ્ર એટલે ગરીબાઈ જ છે. બીજી વ્યાધિઓ પણ છે. પરંતુ દારિદ્ર એ જ મોટું અંજન છે. દારિદ્ર માત્ર દોષ હરનારું જ નથી પણ ગુણ પણ ઉત્પન્ન કરનારૂ છે.

'આત્મૌપમ્યં' એટલે આત્માની સાથે સરખામણી. જેમ પોતાના સુખ માટે પ્રયત્ન કરે છે અને પોતાનું દુઃખ મટાડવા પ્રયત્ન કરે છે પણ દુઃખ માટે પ્રયત્ન કરતો નથી. તેમ દરિદ્ર સર્વના સુખ માટે અને દુઃખ મટાડવા માટે પ્રયત્ન કરે છે એવો અર્થ છે. (૧૩)

દારિદ્ર સર્વ દુઃખોનું નિદાન છે. તેને બધા દુઃખોનો અનુભવ છે પરંતુ ગરીબ ન હોય તે અનુભવતો નથી, કારણ કે તે દુઃખ મટાડવા ઘણા પ્રયત્નો કરી શકે છે. કાંટાથી વીંધાયેલો પોતાના અનુભવથી બીજાને કાંટાની પીડા થાય એમ ઈચ્છતો નથી અને થઈ હોય તો મટાડે છે. તે જીવોની સમાનતાને સર્વ જીવો સમાન છે એમ જાણે છે. તે પ્રમાણે કાંટાથી નહિ વીંધાયેલો સર્વ જીવોના સમાનપણાને જાણતો નથી. (૧૪)

તો પણ દારિદ્ર દુઃખ રૂપ છે અને તેનું ફૂલ ઉત્તમ હોય તો પણ તે સ્વરૂપથી અનિષ્ટ છે, તો તેની સ્તુતિ કેમ કરવામાં આવે છે ? એમ શંકામાં હવે કહે છે. (૧૪)

दरिद्रो निरहंस्तम्भो मुक्तः सर्वमदैरिह ।
कृच्छ्रं यदृच्छयाप्नोति तद्धि तस्य परं तपः ॥१५॥
नित्यं क्षुत्क्षामदेहस्य दरिद्रस्यान्नकाङ्क्षिणः ।
इन्द्रियाण्याशु शुष्यन्ति हिंसापि विनिवर्तते ॥१६॥
दरिद्रस्यैव युज्यन्ते साधवः समदर्शिनः ।
सद्भिः क्षिणोति सन्तर्षं तत आराद् विशुध्यति ॥१७॥
साधूनां समचित्तानां मुकुन्दचरणैषिणाम् ।
उपेक्ष्यैः किं धनस्तम्भैरसद्भिरसदाश्रयैः ॥१८॥
तदहं मत्तयोर्माध्व्या वारुण्या श्रीमदान्धयोः ।
तमो मदं हरिष्यामि स्त्रैणयोरजितात्मनोः ॥१९॥

**શબ્દાર્થ :**

દરિદ્ર અંહકારરૂપી સ્તંભ વિનાનો અને સર્વ મદોથી મુક્ત હોય છે. અકસ્માત્ તેને દુઃખ પ્રાપ્ત થાય છે. તે જ તેનું મોટું તપ છે. (૧૫)

સદા ભૂખથી ક્ષીણ થયેલ દેહવાળા અને અન્નની ઈચ્છા રાખનાર દરિદ્રની ઈંદ્રિયો જલ્દી સુકાઈ જાય છે. (૧૬)

દરિદ્રને જ સમાન જોનાર સાધુઓનો સમાગમ થાય છે. તે સાધુઓથી યોગ્ય તૃષ્ણાનો પણ ક્ષય કરે છે અને પછી તુરત વિશુદ્ધ થાય છે. (૧૭)

જયાં ખાવાનું વિગેરે ન હોય તેવા દરિદ્રને ઘેર પણ સાધુઓ શા માટે જાય ? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે. સમચિત્તવાળા અને મુકુંદની ચરણોની ઈચ્છાવાળા સાધુઓને દરકાર નહિ કરવા યોગ્ય, દુષ્ટોનુ અને દુષ્ટના આશ્રયવાળા ધનના થાંભલાવાળાઓનું શું કામ ? (૧૮)

તેથી હું મધુમાંથી બનાવેલ વારૂણીથી મત્ત થયેલા લક્ષ્મીના મદથી અંધ બનેલા અજીતેન્દ્રિય, સ્ત્રીલંપટના અજ્ઞાન અને મદને દૂર કરીશ. (૧૯)

ननु तथापि दारिद्र्यस्य दुःखरूपत्वात् फलोत्तमत्वेपि स्वरूपतोनिष्टरूपत्वात् कथं स्तूयत इत्याशङ्क्याह दरिद्रस्येति,दारिद्र्यं मोक्षसाधकमतः स्वरूपतो दुःखरूपमपि तपोवदाशास्यमेव, तस्य मोक्षसाधकत्वमाह **दरिद्रः** प्रथमतो **निरहंस्तम्भः**, अहंलक्षणः **स्तम्भो** निर्गतो यस्मात् **मोक्षे**हङ्काराभावः करणं, अहमित्यस्यात्मपरत्वव्यावृत्त्यर्थं स्तम्भपदं, अहङ्कारस्तम्भेनैवाज्ञानगृहं सुस्थिरं भवति, किञ्च सर्वमदैरपि मुक्तो भवति, **यदृच्छयैव** च कृच्छ्रं क्लेशाधिक्यं प्राप्नोति, ततः किमत आह **तद्धि तस्य परं तप** इति, यत् कष्टेन तपः कर्तव्यं तत् तस्य स्वभावत एव सम्पद्यते, विहितत्वं त्वप्रयोजकम् ॥१५॥ किञ्च मोक्ष इन्द्रियजयो योगशास्त्रसिद्धः साधनत्वेन यथा साङ्ख्येहङ्काराभावो दारिद्र्य इन्द्रियजयः स्वभावत एव भवति, तदाह नित्यमिति, सर्वदा **क्षुत्क्षामदेहस्यान्नकाङ्क्षिण इन्द्रियाण्याशु शुष्यन्ति**, ''विषया विनिवर्तन्ते निराहरस्य देहिन'' इतिवाक्याद्,दरिद्रस्येतिहेतुः, इन्द्रियप्रागल्भ्याभावादेव **हिंसा निवर्तते** ज्ञानेन्द्रियप्रागल्याभावाच्च तद्धेतुभूता तृष्णापि विषयाभावाच्च ॥१६॥ मनोरथरूपा तृष्णा त्ववशिष्यते, तस्या अपि निवृत्तिमाह दरिद्रस्यैवेति, साधुसङ्गात् तृष्णापगमः, ते हि भगवत्प्रेरिता परिभ्रमन्ति लोकानामुद्धरार्थं, तेनावृतत्वाद् दरिद्रस्यैव गृहे गच्छन्ति, तेषां काण्डद्वयनिष्णातत्वमाह साधवः समदर्शिन इति, तत्रापि विश्वासार्थं सदाचार मुख्यः, तदाह **सद्भिः क्षिणोति सन्तर्षमिति, सन्तर्षस्तृष्णा** समीचीनापि, धर्मार्थमपि यात्रार्थमपि वा धनाकाङ्क्षा, ततः शीघ्रमेव सिध्यति ॥१७॥ ननु सन्तोपि भक्ष्यादिरहिते दरिद्रगृहे कथं गच्छेयुः ? तत्राह साधूनामिति, सतां धनिनां च परस्परविरुद्धा धर्माः, ते हि **साधवः** सदाचारः, ते ह्यसन्तोसदाचाराः, साधवस्तु समचित्ताः, ते तूपेक्ष्या एव विषमचित्ताः, **समचित्तानां** विषमचित्ता उपेक्ष्या एव भवन्ति, साधवस्तु मुकुन्दचरणैषिणो मोक्षदातुश्चरणान्वेषणपराः, अन्ये त्वसदाश्रयाः, असत्स्वेव हि धनं तिष्ठति, तदर्थं तच्चरणान्वेषिणो यतस्तमेवाश्रित्य तिष्ठन्ति, अतो धनस्तम्भैर्धनेन स्तम्भप्राया जाता गृहभारवाहकास्तैर्न किञ्चित कृत्यमित्यर्थः ॥१८॥ एकोप्यंशो नोभयोस्तुल्यः,अतः श्रीमदनिवृत्तिः कर्तव्या, दारिद्र्यं च सम्पादनीयं, निन्दितकर्मणा च स्थावरत्वं, मददूरीकरणं तु सतामावश्यकं, सतां दृष्टिर्हि ब्रह्मज्ञानवत् सर्वदोषनिवर्तिका, अन्यथा त्रिदोषयुक्ता नाशमेव यास्यन्तीति तयोर्दोषान् गणयति **माध्व्या मत्तयोः**, माध्वीपदेन रस्यत्वादनिवृत्तिः, फलं तु नाशकमेव, **वारुणी** दैत्यत्वसम्पादिका, श्रीमदेन चान्धौ स्त्रैणौ चः, अतो दोषत्रयं दूरीकरिष्यामि तमोज्ञानं मदो जितेन्द्रियत्वं च ॥१९॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** દારિદ્ર મોક્ષ પ્રાપ્ત કરાવનારૂં છે તેથી સ્વરૂપથી દુઃખ રૂપ હોવા છતાં તપની પેઠે ઈચ્છવા યોગ્ય છે. તે કેવી રીતે મોક્ષ પ્રાપ્ત કરાવે ? ત્યાં કહે છે કે તે

દરિદ્ર અહંકારૂપ સ્તંભ વિનાનો છે. અહંકાર ન હોવો એ મોક્ષ પ્રાપ્ત કરવાનું કારણ છે. અહંકારરૂપ સ્તંભથીજ અજ્ઞાનરૂપી ઘર સારી રીતે સ્થિર રહે છે. વળી તે બધા મદોથી પણ મુક્ત હોય છે. પણ અકસ્માત થી જ દુઃખ પામે છે. તો તે પીડા પામતો હોય તેથી શું ? એવી શંકામાં 'તે તેનું મોટું તપ છે.' જે તપ દુઃખથી કરવું જોઈએ તે તેને સ્વભાવથીજ પ્રાપ્ત થાય છે. (૧૫)

જેમ સાંખ્ય મત પ્રમાણે અહંકારનો અભાવ મોક્ષના સાધન તરીકે પ્રસિદ્ધ છે તેમ યોગ્ય શાસ્ત્ર પ્રમાણે ઈન્દ્રિયોનો જય પણ મોક્ષના સાધન તરીકે પ્રસિદ્ધ છે. દારિદ્રમાં ઈન્દ્રિયોનો જય સ્વભાવથીજ પ્રાપ્ત થાય છે. આહાર નહિ કરનાર પુરુષના વિષયો ઘટે છે.

એ ભગવદ્ ગીતાના વાક્ય પ્રમાણે ઈન્દ્રિયો તરત જ શોષાઈ જાય છે. તેનું કારણ દરિદ્ર ઈંદ્રિયોમાં હિંસા કરવાની શક્તિ નહિ હોવાથી હિંસા અટકે છે. જ્ઞાનેન્દ્રિયોની શક્તિ નહિ હોવાથી લોભ તૃષ્ણા પણ અટકે છે અને વિષયોના અભાવથી તૃષ્ણા અટકે છે. (૧૬)

વિષયોના અભાવને લીધે તૃષ્ણા અટકે છતાં વિષયો પ્રાપ્ત કરવા માટે મનોરથરૂપ તૃષ્ણા તો બાકી રહે તે પણ મટી જાય છે. તે હવે નીચેના શ્લોકાથી કહે છે.

સાધુઓના સંગથી તૃષ્ણા મટી જાય છે. કારણ કે તેઓ ભગવાનથી પ્રેરાઈ લોકોના ઉદ્ધાર માટે ચારે તરફ ફરે છે. દરિદ્રનું ઘર ખુલ્લું હોવાથી તેઓ ત્યાંજ જાય છે. સાધુઓ સૌને સમાન જોનાર હોવાથી તેઓ વેદના બે કાંડો પૂર્વ અને ઉત્તર કાંડોમાં પ્રવિણ છે એમ કહેલું છે. માટે સદાચાર જ મુખ્ય છે.

'सन्तर्ष' એટલે સારી ઉચિત પણ તૃષ્ણાનો ક્ષય થયા પછી મોક્ષ સિદ્ધ થાય છે. (૧૭)

સંતો અને ધનવાળાના ધર્મો પરસ્પર વિરુદ્ધ છે. કારણ કે તે સાધુઓ સદાચારવાળા છે અને ધનવાળા અસંતો દુષ્ટ આચરણવાળા છે. સાધુઓ સમચિત્ત વાળા છે પણ તેઓ ધનવાનો વિષમ ચિત્તવાળા સમ ચિત્તવાળાઓથી દરકાર કરવા યોગ્ય નથી. સાધુઓ મુકુંદની ચરણની ઈચ્છાવાળા હોઈ, મોક્ષ આપનારના ચરણની શોધમાં તત્પર રહે છે ? ધનવાળાનો આશ્રય દુષ્ટ હોય છે કારણ કે ધન દુષ્ટો પાસે જ રહે છે. તે ધનવાળાઓ ધનને માટે તેઓના ચરણને શોધનારા હોઈ, તેનો આશ્રય જેવા હોઈ સાધુઓને તેમનું શું કામ ? કંઈ પણ કામ હોતું નથી. (૧૮)

તેથી નલકૂબર અને મણિગ્રીવનો લક્ષ્મીનો મદ ઉતારવો જોઈએ અને ગરીબાઈ પ્રાપ્ત કરાવવી જોઈએ. તેમના નિંદિત કર્મને લીધે સ્થાવરપણું પ્રાપ્ત થવું જોઈએ. સત્પુરૂષો તેનો મદ ઉતારે તે તો જરૂરી છે. જો તેમ કરવામાં ન આવે તો તેઓ ત્રિદોષવાળા હોવાથી નાશ પામશે એમ જણાવવા નીચેનો શ્લોક કહે છે.

મધુમાંથી બનાવેલ વારૂણીથી મત્ત થયેલ હતા તેથી તેને તે ત્યજી શકતા નહિ. તે પીવાનું ફલ તો નાશ કરનારૂ છે. વારૂણી દૈત્યપણું પણ પ્રાપ્ત કરાવનારી છે. વળી

લક્ષ્મીના મદથી અંધ બનેલા અને સ્ત્રીલંપટ હતા. તેઓના અજ્ઞાન, મદ, અજીતેન્દ્રિપણું એ ત્રણ દોષોને હું દૂર કરીશ. (૧૯)

यदिमौ लोकपालस्य पुत्रौ भूत्वा तमःप्लुतौ ।
न विवाससमात्मानं विजानीतः सुदुर्मदौ ॥२०॥
अतोऽर्हतः स्थावरतां स्यातां नैव यथा पुनः ।
स्मृतिः स्यान् मत्प्रसादेन तत्रापि मदनुग्रहात् ॥२१॥
वासुदेवस्य सान्निध्यं लब्ध्वा दिव्यशरच्छते ।
वृत्ते स्वलोकतां लब्ध्वा लब्धभक्ती भविष्यथः ॥२२॥

॥ श्रीशुक उवाच ॥

स एवमुक्तो देवर्षिर्गतो नारायणाश्रमम् ।
नलकूबरमणिग्रीवावासतुर्यमलार्जुनौ ॥२३॥
ऋषेर्भगवतस्तस्य सत्यं कर्तुं वचो हरि: ।
जगाम शनकैस्तत्र यत्रास्तां यमलार्जुनौ ॥२४॥

एवं हेतु निरूप्य शापमाह प्रसादान्तं त्रिर्भियदिति,
दोषानुवादः शापश्च प्रसादश्चेत्यनुक्रमात् ॥१/२॥



**શબ્દાર્થ :**

એ પ્રમાણે શાપ આપવાનું કારણ જણાવી શાપ કહે છે. જેથી આ બે લોકપાલના પુત્રો થઈ અજ્ઞાનમાં ડુબેલા છે અને ઘણા મદવાળા હોઈ પોતે વસ્ત્રરહિત છે તે પણ જાણતા નથી. (૨૦)

તેથી સ્થાવરપણાને યોગ્ય છે. જેથી ફરીથી એવું ન થાય. તેમને મારા પ્રસાદથી સ્મરણ રહેશે તેથી ત્રણ દોષોને લીધે સ્થાવરપણાને યોગ્ય છે.કારણ કે કર્મનું ફલ તેવું હોય છે. તેથી સ્થાવર પણા પ્રાપ્ત કરે તેથી શું ? તેથી 'ફરીથી ન જ થાય' શબ્દોથી કહેલ છે. (૨૧)

કારિકા ૧૧ : વૃક્ષપણું થતાં જ્ઞાનનો નાશ, ક્રિયાનો નાશ, ભોગનો નાશ, દુઃખ અને દુઃખ દુર ન થવું પ્રાપ્ત થાય છે. (૧૧)

તેમાંય મારા અનુગ્રહથી દિવ્ય સો વર્ષ પ્રાપ્ત થતાં વાસુદેવની સંનિધિ પ્રાપ્ત કરીને સ્વલોકને પ્રાપ્ત કરી, ભક્તિ પ્રાપ્ત કરેલા ભક્તિવાળા થશો. (૨૨)

તે દેવર્ષિ એ પ્રમાણે કહીને નારાયણના આશ્રમે ગયા નલકુબર અને મણીગ્રીવ બે યમલાર્જુન થયા. (૨૩)

તે ભગવાન ઋષિનું વચન સત્ય કરવા જ્યાં યમલાર્જુન હતા ત્યાં હરિ ધીરે ધીરે ગયા (૨૪)

अनुवादमाह यद् यस्मात् कारणादिमौ लोकपालस्य कुबेरस्य रक्षायां प्रतिष्ठितस्य पुत्रौ भूत्वा तत्पदाभिषेकयोग्यौ तमसा प्लुतौ, किञ्च विवाससं नग्नमात्मानं च न विजानीतः, किञ्च सुदुर्मदौ ॥२०॥ अतो दोषत्रयेण स्थावरतां शुद्धतामसत्वमर्हतः, कर्मण एव तथा फलं भवतीति, ततः किमत आह **यथा पुनरेव नैवं स्याताम्** ।

ज्ञाननाशः क्रियानाशो भोगनाशस्तथैव च । दुःखं शीघ्रं चानिवृत्तिर्वृक्षत्वे हि भवन्ति वै ॥१॥ ननु कर्मणैवैतद् भविष्यति तव कः प्रसाद इति चेत् तत्राह स्मृतिः स्यान् मत्प्रसादेनेति, पूर्वजन्मवृत्तान्तस्मरणं शापेन वृक्षभावस्मरणं च यद्यपि वृक्षयोनौ न भवति सत्त्वांशाभावात् तथाप्यहं भवत्कृपया सर्वभावं प्राप्त इति मदंशो गुप्त एव तत्रापि वर्ततेग्निवदत्राहं चेत् प्रसन्न उद्रिक्तसत्त्वगुणस्तदा मदंशस्तत्रापि प्रकटो भविष्यतीति स्मृतिः स्यात्, तत्रापि तस्मिन्नपि जन्मनीदानीमपि, किञ्चाधिकोनुग्रहोपि क्रियते, प्रसादस्तु स्वधर्माविर्भावः, अनुग्रहस्तु परदोषाणां स्वीकारः, अतस्तदीयदोषोस्माभिर्गृहीत इति कर्मफलस्यापि भोगात् ॥२१॥ वासुदेवस्य सान्निध्यं प्राप्स्यथः, पुरुषापराध इति पुरुषायुःपर्यन्तं भोगः, देवत्वाद् दिव्यं दिव्यशरच्छते वृत्तेतीते वासुदेवस्य सान्निध्यं लब्ध्वा ततः स्वलोकतां च लब्ध्वा नलकूबरत्वं च प्राप्य पूर्वावस्थातो विशिष्टौ लब्धभक्ती भविष्यथो भक्तिस्तत्र प्राप्तव्या, अनेनाप्राप्तभक्तेरेव स्वसाधनरूपा भक्तिर्भवति गच्छति चानयोस्तु नैसर्गिकी रतिर्भविष्यतीति भावः ॥२२॥

एवमुक्त्वा ब्रह्मवाक्यमन्यथा न भविष्यतीति तादृशवाक्यमुच्चार्य ततो गत इत्याह स एवमिति, स नारदो देवगुह्यकर्ता, एवमुक्तः कर्त्तारिक्तः, पश्चान्नारायणाश्रमं गतस्तद्दोषपरिहारार्थं, तज्ज्ञानार्थं देवर्षिरिति, मिलितानां मध्ये नारदस्य गमनमुक्त्वा नलकूबरयोराह नलूकबूरमणिग्रीवाविति, यमलावेकत्रोत्पन्नौ मूले मिलितौ, अर्जुनो जातिविशेषः ॥२३॥ एवं शापदातुः प्रायश्चितं शापग्रहीतुः शापफलप्राप्तिश्चेति निरूप्य स्मृतिरपि तत एव भविष्यतीति तामनुक्त्वानुग्रहफलं भगवत्सान्निध्यं तयोर्जातमित्याहर्षेरिति, स हि भाव्यर्थं जानात्येव तज् ज्ञात्वैव तथोक्तवानिति, किञ्च भगवतापि स्वकृपया तस्मिन् भगवत्त्वं सम्पादितं, तदाह **भगवत** इति, तस्यर्षित्वं भगवत्त्वं वाक्यसत्यत्वं **च कर्तुं**, स्वयं च सर्वदुःखहर्ता, यत्र **यमलार्जुनावास्तां तत्र शनकैर्जगामादावेव**, आरावे पुनः स्त्रीणामनुसरणं भविष्यतीति भगवानेवम्प्रकारेण तत्र गतस्तौ ज्ञापयितुं यत्र स्त्रियो मामेवं कुर्वन्ति तत्र युवां कथं न करिष्यन्त्यतः स्त्रीसङ्गो न कर्तव्य इति तदानीमपि स्त्रीदर्शनाभावाय शनैर्गतः, तयोरागमनं न सम्भावितमिति यत्र तावेवास्तां तत्र स्वयंगतः ॥२४॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી** : કારિકા ૧૦ : દોષનો અનુવાદ (શ્લોક ૨૦) શાપ (શ્લોક ૨૧) અને પ્રસાદ (શ્લોક ૨૨) એવો અનુક્રમ છે.

દોષનો અનુવાદ આ શ્લોકથી કહે છે. એટલે એ બે લોકપાલ કુબેર જેને રક્ષા કરવા માટે નીમવામાં આવેલ છે તેના પુત્રો હોઈ, તેમની જગ્યાએ નીમવા યોગ્ય હોઈ અજ્ઞાનમાં ડુબેલા છે. વળી પોતે વસ્ત્રરહિત છે. તે પણ જાણતા નથી. અને ઘણા દુષ્ટ મદવાળા થયેલા છે.

આ તો કર્મથી જ થશે એમાં નારદનો પ્રસાદ કયો ? એવી શંકામાં ''મારા પ્રસાદથી સ્મરણ રહેશે'' શબ્દો યોજેલા છે. વૃક્ષમાં સત્વનો અંશ નથી. તેમને પૂર્વના વૃતાન્તનું સ્મરણ અને શાપથી વૃક્ષપણું થયું છે. એવું સ્મરણ હોતું નથી છતાં ભગવાનની કૃપાથી મને સર્વભાવ પ્રાપ્ત થયો છે. જેમ વૃક્ષમાં અગ્નિ ગુપ્ત રહે છે તેવી રીતે મારો અંશ તેમાં ગુપ્ત રહેલો છે. જો હું પ્રસન્ન થાઉ તો મારો અંશ વૃક્ષમાં પણ પ્રગટ થશે અને તેને સ્મરણ થશે. વળી વધારે અનુગ્રહ પણ હું કરૂ છું. પ્રસાદ તો પોતાના ધર્મનો આવિર્ભાવ છે અને પારકા દોષોનો સ્વીકાર કરવો તે અનુગ્રહ છે. તેથી તેમનો દોષ હું નારદ ગ્રહણ કરૂ છું. એટલે તેમના કર્મના ફલનો ભોગ પણ થઈ જવાથી. અનુકાહલિદ્ધ થશે. (૨૧)

વાસુદેવની સંનિધિ પ્રાપ્ત કરશો પુરૂષનો અપરાધ કરેલો હોવાથી સો વર્ષ સુધી વૃક્ષપણાનો ભોગ કરવાનો છે. તે દિવ્ય સો વર્ષ પુરાં થતાં વાસુદેવની સંનિધિ પ્રાપ્ત થતાં પોતાના સ્વલોકને પ્રાપ્ત કરી નલકૂબેર પણું પ્રાપ્ત કરી ઉત્તમ ભક્તિવાળા થશો. ભક્તિ પ્રાપ્ત કરવાની છે. જેને ભક્તિ પ્રાપ્ત થઈ નથી તેને પોતાના સાધનરૂપ ભક્તિ પ્રાપ્ત થાય છે અને જતી રહે છે. આ બન્નેને ભક્તિ પ્રાપ્ત થશે એવો ભાવ છે. (૨૨) ''એ પ્રમાણે કહીને, બ્રાહ્મણનું વાક્ય ખોટું થાય નહિ, તેથી નારદ ત્યાંથી ગયા તે હવે કહે છે.

નારદે આમ કહેલું છે એવો અર્થ છે. તેથી તે દોષ મટાડવા નારાયણ આશ્રમ ગયા. દેવર્ષિ પદ યોજેલ છે. નારદ ગયા એમ કહીને નલકૂબર અને મણિગ્રીવનું ગમન કહે છે. તે યમલાર્જુન તરીકે વૃક્ષ રૂપે થયા. (૨૩) એ પ્રમાણે શાપ દેનારે પ્રાયશ્ચિત કર્યું. શાપ ગ્રહણ કરનારને શાપની પ્રાપ્તિ થઈ એવું નિરૂપણ કરી સ્મરણ પણ તેનાથી જ થશે તેથી તે ન કહેતાં તેઓને નારદના અનુગ્રહનું ફૂલ ભગવાનની સંનિધિ થઈ એમ નીચેના શ્લોકથી કહે છે.

ભગવાનની કૃપાથી ભગવતપણું પ્રાપ્ત થયેલું એ જણાવવા 'ભગવાન' શબ્દ યોજેલ છે. તે નારદનું ઋષિપણું, ભગવત્પણું અને સત્યવક્તાપણું સિદ્ધ કરવા અને ભગવાન

પોતે પણ સર્વના દુઃખ હરનાર હોવાથી, જ્યાં યમલાર્જુન હતા. ત્યાં ધીરે ધીરે ગયા. અવાજ થાય તો સ્ત્રીઓ પાછળ પાછળા આવે માટે ધીરે ધીરે ગયા.

જ્યારે રમણીઓ પણ મને ખાંણીયા જોડે બાંધે છે. તો તેમને બેને એમ કેમ ન કરે ? તેથી સ્ત્રીઓનો સંગ કરવો નહિ. તે સમયે પણ ભગવાનનું દર્શન સ્ત્રીઓને ન થાય તે માટે ભગવાન ધીરે ધીરે ગયા. (૨૪) ભગવાનના સેવકો ઉપર ભગવાનની આવી કૃપા હોય છે. તેથી ભગવાનના સેવકની ઈચ્છા પ્રમાણે કરવું જોઈએ તે માટે યમલાર્જુન પાસે જઈ તેનો ભંગ કર્યો. ભગવાને એમ કેમ કર્યું ? કારણ કે ભગવાનની સંનિધિ તો નારદના વરદાનથી પ્રાપ્ત થયેલી હતી અને ભક્તિ પણ પ્રાપ્ત થશે. ભગવાનની સંનિધિથી જ તે વૃક્ષના શરીરને ત્યજીને સ્વરૂપ પ્રાપ્ત કરશે. તેથી તેનો ભંગ કરવો યોગ્ય ન હોત. એવી શંકા થાય તેથી ભગવાનનો અભિપ્રાય નીચેના શ્લોકથી કહે છે.



देवर्षिर्मे प्रियतमो यदिमौ धनदात्मजौ ।
तत् तथा साधयिष्यामि यद् गीतं तन् महात्मना ॥२५॥
इत्यन्तरेणार्जुनयोः कृष्णस्तु यमयोर्ययौ ।
आत्मनिर्वेशमात्रेण तिर्यग् गतमुलूखलम् ॥२६॥
बालेन निष्कर्षयतान्वगुलूखलं तद् दामोदरेण तरसोत्कलिताङ्घ्रिबन्धौ ।
निष्पेततुः परमविक्रमितातिवेपस्कन्धप्रवालविटपौ कृतचण्डशब्दौ ॥२७॥

**શબ્દાર્થ :**

દેવર્ષિ મને ઘણા પ્રિય છે, જેથી આ બે કુબેરના પુત્રો છે, તેથી તે મહાત્માએ જે પ્રમાણે કહેલ તે પ્રમાણે હું કરીશ. એક વિષય અહીં સંદેહવાળો છે. તેમને સ્મરણ રહ્યું કે નહિ ? જો સ્મરણ રહ્યું હોય તો પ્રગટ કરવું જોઈએ. દેવર્ષિએ મર્યાદારહિત સ્મરણ કહેલું છે. (૨૫)

એ પ્રમાણે વિચારીને શ્રી કૃષ્ણ યમલાર્જુનમાં ગયા. આત્માના પ્રવેશ માત્રથી ખાંણીયો આડો થયો. (૨૬)

તે ખાંણીયાને દામોદર બાળકે અનુકૂલ પણે ખેંચતાં જેમનાં મૂળ ઢીલા થઈ ગયાં છે. તેવાં ભારે કંપ વડે થડ પાન અને શાખાઓ સાથે બે વૃક્ષો અવાજ કરી નીચે પડ્યા. (૨૭)

एवं भगवत्सेवकेषु भगवत्कृपा अतो भगवत्सेवकानुवृत्तिः कर्तव्येति गत्वा भगवान् यमलार्जुनयोर्भङ्गं करिष्यतीति तत् कुतः सान्निध्यं तु वरप्राप्तं तथैव च भक्तिरपि भविष्यति सानिध्यादेवेदं शरीरं परित्यज्य नलकूबरत्वमेव प्राप्स्यतोतो भङ्गोनुचित इत्याशङ्क्य भगवतोभिप्रायमाह देवर्षिरिति एकमत्र सन्दिग्धं, स्मृतिर्जाता न वेति, तदपि

प्रकटीकर्तव्यममर्यादरूपं च, देवर्षिराह यत् सत्त्वगुणोद्रेकेपि दुर्लभं तदतितामसे भवत्विति, ननु तन् मिथ्यैव भवत्वविचारितवचनादित्याशङ्क्याह मे देवर्षेः प्रियतम इति, आर्षज्ञानमर्यादा भज्येत, नारदश्च मदीयः, यन् मत्सेवकैः कृतं तन् मयैव कृतमिति, तत्राप्यत्यन्तं प्रियः प्रीतिविषयः, अतः स्नेहात् सर्वमेव कर्तव्यं, अन्यथा स्नेहमर्यादापि न स्यात्, यद् यस्मादिमौ च धनदात्मजौ, कुबेरोतिभक्तः, अतो मूलभावश्च शुद्धः, अतस्तावन्तमर्थं त्याजयित्वा धनदांशे भक्त्युपयोग्यंशं योजयित्वा तत्रैव स्वयं प्रविश्य शुष्कौ कृत्वा स्वाधिदैविकभावेन तद् विदीर्णं विधाय तत उद्धृत्य दृढभक्ती कर्तव्यौ तदा नारदवाक्यं सत्यं भवति, तथैवाह साधयिष्यामि यत् तेन गीतं तत् तथा, ननु किं परार्थं एतावानुद्यमः ? तत्राह महात्मनेति, महानेव तस्यात्मा, महत्वं भगवत्प्रवेशात् ॥२५॥ इति विचार्य भगवानुभयोरन्तः प्रविष्ट इत्याहेत्यन्तरेणेति, यमयोरर्जुनयोरन्तरा कृष्णो ययौ, केवलं बहिरेव ययाविितिपक्षं दूषयितुं तुशब्दः, सदानन्दरूपत्वाद् दोषो दुःखंच तयोस्तदानीमेव निवृत्तं, भगवत्सम्पृक्तं तूलूखलं दारुमयं भवतीति स्वसजातीयोद्धारार्थमात्मनो भगवतो वृक्षयोर्निर्वेशमात्रेणोलूखलं तिर्यग्भूतं जातं, ऋजुत्वे तु तदपि मध्ये निर्गच्छेत् तदा तु पुनर्भगवत्सम्बद्धं यदि सजातीयं न मोचयेत् तदा स्वस्याधिदैविकत्वं जातं व्यर्थं स्यात् ॥२६॥ एवमुलूखले तिर्यकप्रकारेण पतिते भगवान् यत् कृतवांस्तदाह बालेनेति, उलूखलं निष्कर्षता बालेन तरसोत्कलिताङ्घ्रिबन्धौ निष्पेततुः, भूमेर्भगवत्सम्बन्धादार्द्रता सात्त्विकभावात्, अतः शिथिलसर्वभागावाकर्षेणोत्कलिताङ्घ्रिबन्धौ जातौ, अन्वगनुकूलतयाकृष्टं यथा भवति तथोलूखलं नितरां कर्षतेति, उलूखलाकर्षणाने तावप्याकृष्टौ अन्वगीपदिति वा, दामोदरेत्यन्वर्थनाम, बालस्योदरेणाकर्षणमल्पमेव भवति तत्राप्यूलूखलस्य स्थूलस्य रज्जुरपि सूक्ष्मात्याकर्षेण नश्येत् अनेनापि साक्षाद्भगवानित्युक्तं, रज्जूलूखलयोरभङ्गेप्यर्जुनयोर्भङ्गात् उपपतिस्तु रज्जुर्भगवद्रूपेति पूर्वमुक्तं, उलूखलं त्वाधिदैविकं रूपं प्राप्तवत्, अतो युक्तमेव मूलतः पतनं क्रियाशक्तेरल्पीयस्या अप्युद्गताया महत् कार्यं जातमित्याह परमविक्रमितातिवेपस्कन्ध-प्रवालविटपाविति, परमं विक्रमं प्रापितौ परमविक्रमितौ

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** દેવર્ષિએ વિચારવગર તે વચન કહેલું હોવાથી તે ભલે ખોટું પડે એવી શંકા થાય તેથી 'દેવર્ષિ' મને ઘણા પ્રિય છે. એ શબ્દો છે. ઋષિનું જ્ઞાન તો સત્ય હોવું જ જોઈએ. તેવી મર્યાદાનો ભંગ થાય વળી નારદ મારો ભક્ત છે. એટલે જે મારા સેવકો એ કર્યું તે મેં જ કર્યું છે એમ ગણાય. તેમાં નારદ તો ઘણો પ્રિય છે. તેથી સ્નેહને લીધે તેને કહેલું કરવું જોઈએ. તેમ ન કરૂ તો સ્નેહની મર્યાદા રહે નહિ. આ બે કુબેરના પુત્રો છે. કુબેર મોટો ભક્ત છે. તેથી આ બંનેનો મૂલભાવ શુદ્ધ છે. તેથી તેમના અંશનો ત્યાગ કરાવી કુબેરના અંશમાં ભક્તિ અંશને જોડીને તે બે વૃક્ષમાં પ્રવેશ કરી તેમને

સુકવી નાખી તેમના આધિદૈવિક ભાવથી તેને તોડી પાડી તેમનો ઉદ્ધાર કરી તેમને ભક્તિવાળા કરવા જોઈએ ત્યારે નારદનું વાક્ય સત્ય થાય અને તે મુજબ હું સિદ્ધ કરીશ. બીજાને માટે ભગવાન શા માટે આવો ઉદ્યમ કરે ?

એવી શંકા થાય તેથી નારદ માટે મહાત્મા પદ યોજેલું છે. તેનો આત્મા મોટો છે. અને આ મોટાપણું ભગવાનનો તેની અંદર પ્રવેશ છે એટલે છે. (૨૫)

શ્રી કૃષ્ણે જોડકા અર્જુનમાં પ્રવેશ કર્યો. શ્રી કૃષ્ણ સદાનંદ છે. તેમને પ્રવેશ કર્યો ત્યારે તેમના દુઃખ અને દોષો જતા રહ્યા. ભગવાન સાથે સંબંધવાળો ખાંણીઓ તો કાષ્ઠનોજ હતો એટલે તે આડો થયો. જો તે સીધો રહ્યો હોત તો તે પણ બે વૃક્ષોની મધ્યમાં નીકળી જાત અને એમ થાત તો જો ભગવાન સાથે સંબંધ રાખનાર ખાંડણીયો તે વૃક્ષોને મુક્ત કરાવતો નહિ તો તેણે પ્રાપ્ત કરેલું આધિદૈવિકપણું વ્યર્થ જાત. આડો થયો ત્યારે ભગવાને જે કર્યું તે હવે કહે છે. (૨૬)

ખાંડણીયોને બાળકે ખેંચતાં જેના મૂળ ઢીલા થઈ ગયેલા છે તેવાં વૃક્ષો નીચે પડ્યાં. ભગવાનના સંબંધથી તેમનામાં ભીનાશ થઈ અને બધા ભાગો શિથીલ થતાં ખેંચવાથી તેમનાં મૂળના બંધો ઢીલા થઈ ગયા. એટલે ખાંડણીયોને ખેંચતાં તે વૃક્ષોને ખેંચી કાઢ્યાં. 'દામોદર' એ શબ્દ તેનું નામ છે. દામોદર બાળક સાક્ષાત્ ભગવાન હતા. એટલે દોરડું પણ તુટ્યું નહિ અને ખાંડણીયો ભાગ્યો પણ નહિ, છતાં વૃક્ષો ભાગી ગયાં. દોરડું ભગવદ્રૂપ હતું અને ખાંડણીયા એ આધિદૈવિક રૂપ પ્રાપ્ત કર્યું હતું. તેથી તે ન તુટે તે યોગ્ય જ છે.

ઘણા જ વિક્રમવાળાનો ભારે કંપ થાય તેવો કંપ વૃક્ષોના થડ, પાન અને શાખાઓનો થયો હતો. તેમાં ભગવાનની ક્રિયાશક્તિ જાગૃત હતી એ કહેલું છે.

ઘણું જ વિક્રમ બેને પ્રાપ્ત કરાવેલું છે. એટલે જે ભીમ અથવા હનુમાનથી પણ ઘણાં બલથી હાલે તેવા થડનું હાલવું ઘણું કઠિન છે. વૃક્ષો પડતાં ભારે અવાજ થયો એ પ્રમાણે અસુરોનો નાશ કરનારી ભગવાનની ક્રિયાશક્તિનું માહાત્મ્ય કહેલું છે. (૨૭)

तत्र श्रिया परमया ककुभः स्फुरन्तौ सिद्धावुपेत्य कुजयोरिव जातवेदाः ।
कृष्णं प्रणम्य शिरसाखिललोकनाथं बद्धाञ्जली विरजसाविदमूचतु : स्म ॥२८॥

॥ नलकूबरमणिग्रीवावुचतुः ॥

कृष्ण कृष्ण महायोगिंस्त्वमाद्यः पुरुषः परः ।
व्यक्ताव्यक्तमिदं विश्वं रूपं ते ब्राह्मणो विदुः ॥२९॥

**શબ્દાર્થ :**

એ પ્રમાણે તેઓનો દોષ જતા રહ્યા એમ કહી હવે કહે છે. જે સ્થળે જેમ બે વૃક્ષમાંથી અગ્નિ નીકળે તેમ બે વૃક્ષોમાંથી પરમ કાંતિથી શોભતા બે સિદ્ધો શ્રી કૃષ્ણ પાસે આવી તેમને મસ્તકથી પ્રણામ કરી બે હાથ જોડી દોષરહિત થઈ નીચે પ્રમાણે કહેવા લાગ્યા. (૨૮)

નલકૂબર અને મણિગ્રીવ બોલ્યાં

હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! હે મહાયોગી ! આપ આદ્ય છો. પર પુરૂષ છો. વ્યક્ત અને અવ્યક્ત આ વિશ્વને આપ બ્રહ્મનું રૂપ છે. એવું શ્રુતિઓના આધારે બ્રાહ્મણો જાણે છે. (૨૯)

यथा भीमेन हनुमता वा बलाच्चाल्येत परमविक्रमितयोरिव योयमतिवेपः स्कन्धप्रवालविटपानां ययोः, स्कन्धस्य चलनमतिकठिनं ततोप्यल्पप्रवालानां पृथक्तया चलनमत्याश्चर्यं ताभ्यां युक्तानां विटपानां चलनमिति, किञ्च कृतश्चण्डः शब्दो याभ्यां, पाते महाञ् छब्दः, आसुरभावस्य वा नाशदशायां तदभिमानिनः शब्दः, एवमसुरनाशिकाया भगवक्रियाशक्तेर्माहात्म्यमुक्तम् ॥२७॥ एवं तयोर्दोषपरिहारमुक्त्वा गुणमाह तत्रेति, परमया श्रिया दश दिशः स्फुरन्त्यो जातास्तावपि स्फुरन्तौ सन्तावुपेत्येतिसम्बन्धः, अस्यैव स्फुरच्छब्दस्य विभक्तिलिङ्गविपरिणामेन दिक्शब्देनापि सम्बन्धः, प्रकाशमानया तत्सम्बन्धिन्या वा कृत्वा तत्र देशे तयोर्वृक्षयोर्वा स्फुरन्तौ निर्गच्छन्तौ श्रिया विराजमानौ ततो निर्गतौ ककुभः सम्बन्धि तेजो विद्युति दृष्टं, अत एव परमशोभात्वेन निर्दिष्टं, यथा दामोदरेण मोचनमेवं नग्नेनापि पीताम्बरतुल्यतेजःसम्पादनमित्यद्भुतचरित्रमुक्तं, निर्गमनात् पूर्वमेव यावदभीष्टं तावद् रूपं सम्पन्नमिति सिद्धौ, कुजयोर्वृक्षयोः सकाशादागत्य भगवन्निकटे, पूर्ववृत्तान्तज्ञानवतामपि भ्रममिवोत्पादयन्तौ ताविति दृष्टान्तेनाह जातवेदा इवेति, दृष्टान्तेपि द्वित्वमत्यन्तदुर्लभं, कुंजयोररणिद्वयरूपयोः सकाशाद् यथा श्रौतोग्निर्भवति, जातो वेदो यस्मात्, क्रियाकाण्डनिमित्तजन्मा वह्निरिवेत्यर्थः, ततो भगवन्तं प्रणम्य पूर्वज्ञानस्य दार्ढ्याच् छिरसेति, साष्टाङ्गनमस्कारं भूमौ कृत्वा देवानामितरनमस्कारशङ्का भूमिसम्बन्धशङ्का च व्युदस्य बद्धाञ्जली भूत्वा भगवन्तं वक्ष्यमाणप्रकारेणोचतुः स्मेतिसम्बन्धः, शापविमोक्षे जातेपि भगवन्तमपृष्ट्वा स्तुत्वा च न गन्तव्यं यतो भगवानखिललोकनाथः सर्वलोकाधिपतिः स्वयमेकलोकाधिपतेः पुत्रौ तदाज्ञाव्यतिरेकेण गते तस्मिँल्लोके स्थितिरपि न स्याद् भक्तिस्तु दूरे, अञ्जालिबन्धो विज्ञापनार्थः, तादृशयोः कथं भगवत्स्तोत्रेधिकार इत्याशङ्क्याह विरजसाविति, अत्रासम्भावनाव्युदासाय स्मेतिप्रसिद्धिरुक्ता ॥२८॥

दशभिः प्राणभृच्छलोकैश्चक्रतुः स्तोत्रमुत्तमम् । ज्ञानवैराग्ययोरत्र निर्णयः समुदीरितः ॥१॥
मूलरूपो भवान् पूर्वं जगद्रूपस्तथैव च । मध्यरूप इति त्रेधा ज्ञानरूपो निरूपितः ॥२॥

माहात्म्यज्ञापनार्थाय दुर्ज्ञेयत्वं च वर्णितम् । सर्वरूपोपि सर्वस्मिन् गृह्यमाणैर्न गृह्यते ॥३॥
आध्यातिम्कस्ततो नायं भौतिकोपि ततो न हि । दैविकत्वेन सर्वः स्यात् द्वयं तस्माच्च जायते ॥४॥
अतः सर्वत्वकर्तृत्वे ज्ञानभक्ती फलिष्यतः । अतो ज्ञानं निरूप्यादौ भक्तिमाहतुरुत्तमाम् ॥५॥
अनेनैव च वैराग्यं ज्ञानाजनकता यदि । तदा सर्वं परित्याज्यमन्यथा स्याद् विनाशनम् ॥६॥
भक्तिसिद्ध्यै तु यज् ज्ञानं श्लोकेषष्ठे निरूप्यते । अन्यथाभावशङ्काया व्यावृत्त्यर्थं भवान् परः ॥७॥
भगवन्तं नमस्कृत्य गमनप्रार्थना कृता । तदयुक्तं भक्तिमतामिति भक्तिस्तु षड्गुणा ॥८॥
भक्तेः सहैव सा कार्या परोक्षेणैव सिध्यति । गुप्तो रसस्तदोद्बुद्धो रसतां याति नान्यथा ॥९॥
गुणप्रधानभावत्वमेकत्र हि विरुध्यते । अतोत्र भगवाँल्लीलां स्वयं कर्तु समुद्यतः ॥१०॥
स्वस्यैव रसभोगार्थं परार्थं वेत्यनिर्णयः । ताभ्यां विमाचनं नैव शक्यं पक्षद्वयेपि हि ॥११॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** પરમ કાંતિથી દશ દિશાઓ પ્રકાશમાન થઈ અને તેઓ પણ પ્રકાશમાન થઈ શ્રી કૃષ્ણ પાસે આવી નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

તે બે વૃક્ષોમાંથી નીકળતા સિદ્ધો શ્રી કૃષ્ણ પાસે આવ્યા. તે પરમ શોભાવાળા છે. જેમ દામોદર મુક્ત કરે છે તેમજ ગૃહ્યકો પણ પીતાંબર સમાન તેજ પ્રાપ્ત કરે છે. એમ ભગવાનનું અદ્ભુત ચરિત્ર કહેલું છે.

વૃક્ષમાંથી નીકળતા પહેલાં જેવું ઈચ્છેલ હતું તેવું રૂપ તે બેને પ્રાપ્ત થયું તેથી તેમને સિદ્ધ કહેલા છે. બે વૃક્ષોમાંથી આવીને ભગવાન પાસે જે કહ્યું તે નીચે પ્રમાણે છે. 'અગ્નિની પેઠે' એ દૃષ્ટાંતથી બેવડાપણા હોવાનું બહુ દુર્લભ છે. બે અરણીરૂપ બે વૃક્ષોમાંથી જેમ અગ્નિ નીકળે તેમ તેઓ નીકળ્યા. ક્રિયાકાંડના કારણરૂપ જેનો જન્મ છે તેવો અગ્નિ એવો અર્થ છે. પછી ભગવાનને પ્રણામ કર્યા. પહેલાના વૃતાંતનું તેમને જ્ઞાન હતું તે જણાવવા મસ્તકથી પ્રણામ કર્યા એમ કહેલ છે.

દેવો બીજાને નમસ્કાર કરે નહિ તેમને ભૂમિનો સંબંધ હોય નહિ એવી શંકાને ફગાવી દઈ બે હાથ જોડી ભગવાનને નીચે પ્રમાણે કહેવામાં આવશે તે કહેવા લાગ્યા.

શાપમાંથી છુટકારો થયો તો પણ ભગવાનની રજા લીધા વિના અગર સ્તુતિ કર્યા વગર તેઓએ જવું જોઈએ નહિ. કારણ કે ભગવાન સર્વ લોકના નાથ છે અને લોકના અધિપતિ છે. તેઓ પોતે એક લોકના અધિપતિના પુત્રો છે. જો ભગવાનની આજ્ઞા વગર જાય તો તે પિતાના લોકમાં રહી શકે નહિ. ભક્તિની વાત તો દૂર રહી અર્થાત્ ભક્તિ તો ન જ થાય, હાથ જોડવાનું કૃત્ય વિજ્ઞપ્તિ કરવા માટે કરેલું છે.

તેઓને ભગવાનની સ્તુતિ કરવાનો અધિકાર કેમ હોય ? એવી શંકામાં 'દોપરહિત' શબ્દ યોજેલ છે. આ વિષયમાં કંઈ અસંભવિત નથી.

કારિકા ૧૧ : પ્રાણ ધારણ કરનાર દશ શ્લોકથી ઉત્તમ સ્તુતિ કરેલી છે. જ્ઞાન અને વૈરાગ્યનો નિર્ણય સારી રીતે કહેલો છે. (૧૨)

કારિકા ૧૩ : પ્રથમ આપ ભગવાન મૂલરૂપ છો. તેમજ જગતરૂપ છો અને મધ્યરૂપ છો. એ પ્રમાણે ત્રણ પ્રકારે ભગવાનનું નિરૂપણ છે. (૧૩)

કારિકા ૧૪ : ભગવાનનું માહાત્મ્ય જણાવવા માટે તેમને 'દુર્જ્ઞેય' જેમનું જ્ઞાન થવું કઠિન છે તેવા વર્ણવેલા છે. ભગવાન સર્વરૂપ હોવા છતાં સર્વ પદાર્થોનું ગ્રહણ થતાં તેમનું ગ્રહણ થતું નથી. (૧૪)

કારિકા ૧૫ : તેથી આ ભગવાન આધ્યાત્મિક નથી તેમ આધિભૌતિક પણ નથી. આધિદૈવિક રૂપથી સર્વ થાય અને તેમાંથી બે થાય છે.

કારિકા ૧૬ : તેથી પુરૂષોત્તમ સર્વ હોવાથી અને સર્વના કર્તા હોવાથી જ્ઞાન અને ભક્તિ ફલરૂપ પ્રાપ્ત થાય છે. તેથી પહેલાં જ્ઞાનનું નિરૂપણ કહી પછી ઉત્તમ ભક્તિ તેઓએ કહેલી છે.

કારિકા ૧૭ : આથી જ વૈરાગ્યનું નિરૂપણ કહેલું છે. જો જ્ઞાન ઉત્પન્ન ન થાય તો સર્વનો પરિત્યાગ કરવો અને જો પરિત્યાગ કરવામાં ન આવે તો વિનાશ થાય છે.

કારિકા ૧૮ : ભક્તિ પ્રાપ્ત કરવા માટે જે જ્ઞાન જરૂરી છે તેનું શ્લોક છ માં નિરૂપણ કરેલું છે. અન્યથા ભાવની 'શ્રી કૃષ્ણ ભગવાન નથી પણ મનુષ્ય છે' એવી શંકા દૂર કરવા માટે ભગવાનને 'પર' કહેલા છે.

કારિકા ૧૯ : ભગવાનને નમસ્કાર કરીને તે બે એ જવાની પ્રાર્થના કરી ભક્તિવાળાએ તે પ્રમાણે કરવું જોઈએ તે અયોગ્ય છે. એમ જો શંકા થાય તો ભક્તિ છ ગુણવાળી છે.

કારિકા ૨૦ : તે છ ગુણવાળી ભક્તિ ભક્તો સાથે જ કરવી જોઈએ અને પરોક્ષમાંજ સિદ્ધ થાય છે. ત્યારે ગુપ્ત રસ જાગૃત થઈ રસપણાને પામે છે. બીજી રીતે તેમ થતુ નથી.

કારિકા ૨૧ : એક જ સ્થળે ગુણભાવપણાનો અને પ્રધાનભાવપણાનો વિરોધ થાય, તેથી જવાની પ્રાર્થના કરી.

કારિકા ૨૨ : અહીં પોતાના જ રસભોગ માટે અથવા બીજાના માટે લીલા કરવા માટે ભગવાને પોતે ઉદ્યમ કરેલો છે તેનો તેઓને નિર્ણય થયેલ ન હતો. બંને પક્ષ લેતાં પણ તેઓ ખાંડણીયાથી ભગવાનને છોડી શકે તેમ શક્ય ન હતું. (૨૨)

નલકૂબર અને મણિગ્રીવને પહેલાનું સ્મરણ રહ્યું હતું કે નહિ તેનો સંદેહ રહેવાથી તેનો નિર્ણય કરવા માટે ભગવાન તેઓ હતા ત્યાં પધાર્યા.

તે સ્મરણ લોકમાં પ્રસિદ્ધ થાય તે માટે 'જ્ઞાની મને સર્વથી પ્રિય છે.' એ વાક્ય મુજબ પોતે ભગવાનનું સ્વરૂપનું નિરૂપણ કરે છે. નહિ તો સ્તુતિનો વિરોધ થાય. હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! શબ્દોથી આપ પુરૂપોત્તમ છો. એમ કહે છે. બે વાર સંબોધન આદર બતાવવા કરેલું છે. કૃષ્ણ એટલે સદાનંદ છો અને સદાનંદનું નામ જ કૃષ્ણ છે.

આપની આકૃતિ અને ચેષ્ટાથી અમને ભ્રમ થતો નથી એટલે હે મહાયોગી ! એમ કહેલું છે.

જે અર્થમાં આપના સ્વરૂપનું અમારે વર્ણન કરવાનું છ તેમાં આપના રૂપ અને નામ બાધ કરતા નથી. આપ આદ્ય છો. આદ્ય એટલે મૂલ છો. બીજાના મતમાં ચેતના (જીવ) પણ આદ્ય હોવાનું સંભવે છે તેથી આપ જીવ નથી એમ જણાવવા 'પુરૂષ' શબ્દ યોજેલ છે. પુરૂપ શબ્દથી સાંખ્યમત મુજબ પુરૂપ શબ્દ ભગવાન હશે એવી શંકા થાય તેથી 'પર' શબ્દ યોજેલ છે. 'પર પુરૂપ' એટલે પુરૂપોત્તમ એવો અર્થ છે.

ભગવાન નિરાકાર છે. એવો મત ખોટો છે. એ બતાવવા 'પુરૂપ' પદ યોજેલ છે. અને આકારવાળા કોઈ વિકાર થાય તેથી 'પર' એટલે કાલનું પણ નિયમન કરનાર કહેલા છે. એ પ્રમાણે ભગવાનના મૂલ સ્વરૂપનું વર્ણન કરીને જો કાર્યરૂપો ન હોય તો મૂલ રૂપ સંભવેજ નહિ, તેથી બીજા પ્રકારનું સગુણ, વિકારરહિત અને સંગરહિત હોવામાં વિરોધ થાય તેથી 'વ્યક્ત અને અવ્યક્ત' શબ્દોથી કાર્યરૂપ પણ આપ શ્રી કૃષ્ણ જ છો. એમ કહે છે. આ બધું જગત બે રૂપવાળું છે. જે અવ્યક્ત છે. તેને કાલે ઘેરેલું નથી. અને વ્યક્ત છે. તેને કાલે ઘેરેલુ છે. આકાશ અને પરમાણુઓ વ્યક્ત છે, તેથી કાલથી આરંભી ખડનાં તણખલાં સુધીનું બધું જગત વ્યક્ત અને અવ્યક્ત થાય છે. જગત આપનું જ સ્વરૂપ છે. વેદમાંથી બધા એમ જ જાણે છે. આ જગત બ્રહ્મનું જ રૂપ છે. બધી શ્રુતિઓ પ્રમાણ છે. રૂપ એટલે સ્વરૂપનું નિરૂપણ કરનારું છે. (૨૯)

એવી રીતે ભગવાન સર્વરૂપ છે એમ નિરૂપણ કહી આધિદૈવિક પ્રકારથી પણ શ્રીકૃષ્ણ સર્વરૂપ છે એમ કહે છે.

त्वमेकः सर्वभूतानां देहास्वात्मेन्द्रियेश्वरः ।
त्वमेव कालो भगवान् विष्णुरव्यय ईश्वरः ॥३०॥
त्वं महान् प्रकृतिः सूक्ष्मा रजःसत्त्वतमोमयी ।
त्वमेव पुरुषोध्यक्षः सर्वक्षेत्रविकारवित् ॥३१॥

**શબ્દાર્થ :**

આપ એકલા સર્વ પ્રાણીઓના દેહ, પ્રાણો, અંતકરણ, ઈંદ્રિયો તથા જીવ છો આપ જ કાલ, ભગવાન વિષ્ણુ અને અવિનાશી - અક્ષર તથા ઈશ્વર છો.

આપ જ મહાન, ક્ષેત્રરૂપ પ્રકૃતિ સૂક્ષ્મ પ્રકૃતિ, રજ, સત્વ અને તમ ગુણો તથા તે ગુણોવાળી અધિદૈવિકી પ્રકૃતિ છો. આપ જ પુરૂષ અધ્યક્ષ અને સર્વ ક્ષેત્રોના વિકારને જાણનાર છો. (૩૧)

पूर्वस्मृतिः सन्दिग्धेति तन्निर्णयार्थं भगवानागत इत्युक्तं, सा स्मृतिः सर्वलोकप्रसिद्धा भवत्विति कृष्णस्वरूपं ज्ञातं निरूपयतः, "ज्ञानी प्रियतमोतो म" इतिवाक्यात्, अन्यथा सर्वैव स्तुतिर्विरुध्यते, तत्र प्रथमं पुरुषोत्तमो भवानित्याहतुः **कृष्ण कृष्णेति,** आदरे वीप्सा, **कृष्णः** सदानन्दः, स एव कृष्णनामा च, उभयविधाज्ञाननिवृत्त्यर्थं वा तथोक्तं, आकृत्या चेष्टया च नावयोर्भ्रम इत्याहतुर्महायोगिन्निति, लौकिका अपि नानायोगचर्यायां प्रवृत्ता हीनभावं न प्राप्नुवन्ति कुतः पुनर्निर्दोषपूर्णगुणविग्रहः? अतो नामरूपे वर्णनीयेर्थे न बाधके, **आद्य** इति, मूलभूतत्वमेव महत्त्वं, सर्वैर्हि स्वापेक्षया महत्त्वं ज्ञातव्यं, **आद्यस्तु** तथा, आद्यत्वं मतान्तरे-चेतनस्यापि सम्भवतीति तद्व्यावृत्त्यर्थमाह **पुरुष** इति, साङ्ख्यतुल्यतामाशङ्क्याहतुः **पर** इति, पुरुषोत्तम इत्यर्थः, निराकारपक्षनिवृत्त्यर्थमाह पुरुषपदं, तस्मिन् पक्षेयं विकृतो भवेदेव, परः कालादीनामपि नियन्ता, एवं भगवतो मूलरूपत्वं निरूप्य कार्यरूपमपि त्वमेवेत्याहतुर्व्यक्ता-व्यक्तमिदमिति, इदं सर्वमेव जगद् द्विरूपमेव भवति कालेनापरिगृहीतमव्यक्तं भवति परिगृहीतं व्यक्तं भवति, आकाशपरमाण्वादीनमपि **व्यक्ततेति** केचित् तदा सर्वमेव जगत् कालादितृणस्तम्बान्तं व्यक्तमव्यक्तं च भवति, अवयुत्यानुवादो वा, उभयथापीदं जगत् तवैव रूपं, अत्र प्रमाणमाहतुर्ब्रह्मणो विदुरिति, **ब्रह्मणो** वेदात्, **ब्राह्मणा** इति वा, ते **ब्रह्मण** इति वा, तदा सर्वा एव श्रुतयः प्रमाणमित्युक्तं भवति, रूपमिति स्वरूपं निरूपकं वा ॥२९॥ एवं सर्वरूपत्वं भगवतो निरूप्याधिदैविकप्रकारेणापि सर्वरूपत्वमाहतुस्त्वमेक इति, तत्तदाधिदैविकानां भेदो भविष्यतीत्याशङ्क्याहतुरेक इति, देवादीनामुत्तमत्वात् तदाधिदैविकत्वमस्तु कृमिकीटाधिदैविकत्वं तु न भविष्यतीत्याशङ्क्याहतुः सर्वभूतानामिति, आब्रह्मतृण-स्तम्बान्तजातिभेदानां **देहा असवः** प्राणाः आत्मान्तः-करणमिन्द्रियाणीश्वरो जीवः, स्वात्मा जीवो वा, इन्द्रियपदेन प्राणाः, इन्द्रियाण्यन्तःकरणं च, ईश्वरोन्तर्यामी, आधिभौतिकादी-नामीश्वरो वा, देहद्वयसहितजीवस्य वा, नियामकत्वपक्षे भिन्नतया कालादीनामपि तथात्वमिति कालादिरूपतामाहतुस्त्वमेव काल इति, कालो भगवतश्चेष्टेति केचिद्, वस्तुतस्तु त्वमेव कालः, तत्र हेतुमाहतुर्भगवानिति, ऐश्वर्यं सर्वस्यापि कालकृतमेवेति काल एवेश्वरः, तथा बलमपि, तारुण्य एव बलं, तपोयोगदिभिरपि कालपुष्टैरेव

बलं सिध्यति, यशोपि काल एव, न हि सर्वदा कस्यचिद् यशो भवति, एवमन्येपि गुणाः कालान्वयव्यतिरेकात् काल एव षड्गुणहेतुरिति गम्यते, ननु कालस्तु विष्णवात्मकः, यो हि व्यापको भवति स कलयति न हि योग्यं व्याप्तुं न शक्नोति स कलयति, अतो विष्णुरेव कालो नान्य इत्याशङ्क्याहतुर्विष्णुरिति, त्वमेव विष्णुराधिदैविकः कालो यज्ञरूपो वा पालको वा सत्त्वात्मकः, तस्य भिन्नत्वे भगवतस्तदधीनत्वं स्यात्, अव्ययोक्षरमपि त्वमेव, अन्यथा भगवतः समवायित्वं न स्यात्, अक्षरमेव हि समवायिकारणं प्रकृतिपुरुषोपादानत्वात्, "सर्वं समाप्रोषि ततोसि सर्व" इति सर्वत्वमन्यथाप्युपपद्यते, वस्तुनः परिच्छेदकत्वं न सर्ववादिसम्प्रतिपन्नं, अतोक्षरो भगवानेवेश्वररूपमप्यन्तर्यामिरूपं भिन्नरूपं वाधिकारित्वेन निर्दिष्टं यस्यासाधारणो धर्म ऐश्वर्यं भवति ॥३०॥ एवमाधिदैविककालादिरूपत्वं निरूप्याध्यात्मिकत्वमाधिभौतिकत्वं च निरूपयितुं मध्यममभावं निरूपयति त्वं महानिति, सर्वस्यापि जगतो

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** 'એકલા' પદ યોજેલ છે. તે બતાવે છે. કે આધિદૈવિકમાં જુદા જુદા ભેદ નથી.

દેવો વિગેરે ઉત્તમ હોવાથી તેઓના આધિદૈવિક ભગવાન ભલે હોય પરંતુ કીડાઓ, જંતુઓના તો આધિદૈવિક નહિ હોય એવી શંકામાં 'સર્વ પ્રાણીઓના' શબ્દ યોજેલ છે. સર્વ પ્રાણીઓના, દેહ, પ્રાણો, અંતઃકરણ, ઇંદ્રિયો અને જીવ આપ જ છો આધિભૌતિક વિગેરેના ઇશ્વર આપ જ છો. ઇશ્વર નિયમમાં રાખનાર હોય એ મત પ્રમાણે કાલ વિગેરે જુદા હોય તો તે પણ ઇશ્વર ગણાય, તેથી આપ જ કાલ છો એમ કહે છે.

કેટલાક એમ કહે છે કે કાલ ભગવાનની ચેષ્ટા છે. પરંતુ વાસ્તવિક રીતે આપ જ કાલ છો. ભગવાન શબ્દથી બધાનું ઐશ્વર્ય કાલ જ કરેલું છે તેથી તપ, યોગ વિ. કાલથી જ પુષ્ટ થાય છે. યશમાં પણ કાલ જ છે, કારણ કે કોઇનો યશ સદા ટકતો નથી. એવા જ અન્ય ગુણો શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય હોય છે. કાલ હોય તે અન્વય અને તે ન હોય ત્યારે વ્યતિરેક. છ ગુણોનું કારણ પણ કાલ જ છે.

કાલ તો વિષ્ણુરૂપ છે. જે વ્યાપક હોય છે તે કલે છે, જે વ્યાપી શકતા નથી તે કલતા નથી તેથી વિષ્ણુ જ કાલ છે. તેથી વિષ્ણુપદ યોજેલ છે. આપ જ વિષ્ણુ યજ્ઞરૂપ, પાલન કરનાર, સત્ત્વ ગુણવાળા આધિદૈવિક વિષ્ણુ છો. જો તે વિષ્ણુ જુદા હોય તો ભગવાન તેમને આધીન થાય. વળી અન્યવય એટલે 'અક્ષર' પણ આપ જ છો. જો શ્રીકૃષ્ણ અક્ષર ન હોય તો બધાનુ સમવાયી કારણ ન હોય. પ્રકૃતિ અને પુરૂષ અક્ષરમાંથી ઉત્પન્ન થયેલ હોઇ તેજ જગતનું સમવાયી કારણ છે.

સર્વને વ્યાપી રહેલા છો તેથી સર્વ છો. (ભ.ગી. ૧૧-૪૦) તેથી ભગવાન જ અક્ષર છે.

ભગવાનના અંતર્યામી રૂપથી અને બીજા રૂપથી ઇશ્વરરૂપનું નિરૂપણ કરવામાં આવેલ છે તે અસાધરણ ઐશ્વર્ય સત્તા છે. (૩૦)

એ પ્રમાણે આધિદૈવિક કાલ પણ ભગવાન છે એમ જણાવી આધ્યાત્મિક અને આધિભૌતિક પણ ભગવાન જ છે. તે હવે નીચેના શ્લોકથી તેનો મધ્યભાવ જણાવે છે.

મહાન આખાય જગતનો અંકુર ગણાય છે. એના ક્ષેત્રરૂપ પ્રકૃતિ છે. તેમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે. તેવું સાધારણ રૂપ જે યોનિ જેવી પ્રકૃતિ તે સૂક્ષ્મ પ્રકૃતિ છે. જેના મૂળરૂપ ગુણો સત્વ, રજ અને તમ તે ગુણોવાળી આધિદૈવિક પ્રકૃતિ અને ગુણો પણ આપ જ છો.

એ પ્રમાણે ભગવાન યોનિરૂપ છે એણ કહી તે બીજરૂપ છે તે 'આપ જ પુરૂષ છો' શબ્દોથી કહે છે. આપ અધ્યક્ષ છો એટલે સાક્ષી છો. સાક્ષિરૂપ જુદુ છે એવો સિદ્ધાંત છે. આપ ક્ષેત્રજ્ઞ પણ છો. એટલે દેહનું અભિમાન રાખનારો જીવ છે. તે ક્ષેત્રજ્ઞ છે.

હરકોઇ પ્રકારથી જયાં પ્રમાણની પ્રવૃતિ થાય છે. તે પણ આપ જ છો. (૩૧)

ભગવાન મહત્, પ્રકૃતિ, પુરૂષ વિ. સર્વ થાય છે. તેમાં શ્રુતિ જ પ્રમાણ છે. પણ પ્રત્યક્ષ પ્રમાણ નથી તેથી ભગવાન અલૌકિક છે. એમ સિદ્ધ કરવા પ્રત્યક્ષથી તેનું જ્ઞાન થતું નથી એમ નીચેના શ્લોકથી કહે છે.

गृह्यमाणैस्त्वमग्राह्यो विकारैः प्राकृतैर्गुणैः ।
कोन्विहार्हति विज्ञातुं प्राक् सिद्धं गुणसंवृतः ॥३२॥
तस्मै तुभ्यं भगवते वासुदेवाय वेधसे ।
आत्मद्योतैर्गुणैश्छन्नमहिम्ने ब्रह्मणे नमः ॥३३॥



**શબ્દાર્થ :**

ગ્રહણ કરાતા પદાર્થોથી વિકારોને લીધે, પ્રાકૃત પદાર્થોને લીધે અને ગુણોને લીધે આપ ગ્રહણ થતા નથી. ગુણોથી વીંટાયેલ કોણ સિદ્ધ એવા આપને જાણી શકે. (૩૨)

પોતે પ્રકાશેલા ગુણોથી જેમનો મહિમા ઢંકાયેલો છે તેવા આપ ભગવાન વાસુદેવ વેધસ બ્રહ્મને નમસ્કાર કરીએ છીએ. તે સર્વથી જાણીન શકાય એવા નમસ્કાર કરવા યોગ્ય છે. (૩૩)

ङ्कुरभूतो महान् तस्यापि क्षेत्ररूपं **प्रकृतिः**, तस्या अपि कार्योत्पत्तिसाधारणरूपं योनिवद् या **प्रकृतिः** सा सूक्ष्मा, तस्या अपि मूलभूता गुणाः, **तन्मय्याधिदैविकी प्रकृतिर्गुणाश्च** त्वमेव, एवं पञ्चरूपत्वमुक्तं, एवं योनिरूपत्वमुक्त्वा बीजरूपत्वमाहतुस्त्वमेव **पुरुष** इति, तस्याः प्रकृतेः **पुरुषस्तस्यास्तावत्त्वसम्पादकः**, अध्यक्षः साक्षी, साक्षिरूपं भिन्नमितिसिद्धान्तः, क्षेत्रज्ञश्च तथा क्षेत्राभिमानी जीवः सोपि क्षेत्रज्ञो भवति, क्षेत्रं जानातीतिव्युत्पत्त्या यः क्षेत्रज्ञः

स मुख्यो भवान्, एतावता यत्रैव प्रमाणप्रवृत्तिः केनापि प्रकारेण तदेव भवानित्युक्तं भवति ॥३१॥ तत् प्रमाणं श्रुतिरेव न तु प्रत्यक्षमित्यलौकिकत्वसम्पादनार्थं भगवतः प्रत्यक्षग्राह्यत्वं निराकरोति **गृह्यमाणैरिति**, गृह्यमाणैर्घटपटादिभिः कृत्वा त्वमग्राह्यः, तद्रूपोपि तैर्गृहीतैर्न गृहीतो भवसि, न वा तैः सह, तेषां धर्माणां त्वदाश्रयाणां धर्म्याश्रयसहभाननियमात्, तत्रहेतुर्विकारैरिति, विकारे हि प्रकृतिर्न प्रतीयते यथा सन्निपाते, तत्र प्राकृतस्तिरोभवति, स्वप्रकाशमेव हि जडैः सह भासते यथा ज्ञानं विषयैः, तथा भगवानपि विषयान् प्रकाशयन् विषयैः सह कुतो न भासत इति चेत् तत्राहतुः **प्राकृतैरिति**, प्रकृतिर्हि जडा पुरुषाच्छादिका, प्रकृतौ प्रविष्टं पुरुषं न प्रकाशयति तथा प्राकृतैरपि तत्र स्थितो भगवानाच्छाद्यत इति न भगवान् गृह्यते, ज्ञानं त्वन्यनिष्ठं, ननु पुरुषो भगवान् प्रकृतिं स्त्रियमुपमर्द्य कथं न प्रकाशत इत्याशङ्क्याहतुर्गुणैरिति, गुणा हि बन्धका रञ्जकाश्च, अतः प्रकृतौ प्रविष्टस्तद्गुणानुरक्तस्तद्गुणैर्वशीक्रियत इति तैः सह न प्रकाशते, ननु गुणाः साम्प्रतमेव जाता भगवांस्तु मूलभूत इति गुणक्षोभात् पूर्वमेव ज्ञात्वोत्तरत्रापि तदनुवृत्तिः कथं न क्रियत इत्याशङ्क्य तत् परिहरन्तौ भगवांस्तथैव करोतीत्यत्र हेतुं वदन्तौ तादृशस्य भक्तिमार्गप्रवर्तकत्वमाहतुः **कोन्विहार्हतीति, इहास्मिन्** संसारे, न्विति वितर्के, पश्चादुद्भूतः **को वा प्राक् सिद्धं** गुणक्षोभात् पूर्वस्थितं **विज्ञातु**मिदमित्थतया द्रष्टुमर्हति ? अपि तु न कोपि, नन्वयमप्यात्मत्वान्नेदानीं सिद्धः कुतो नार्हतीति चेत् तत्राहतुर्गुणसंवृत इति, गुणैर्वेष्टितः, गुणा हि पूर्वबुद्धिं दूरीकृत्य स्वरूपमप्यावृतवन्तः, अतो ज्ञातृज्ञेययोरावरणान्न ज्ञानं सम्भवति ॥३२॥ तर्हि कथं निस्तार इति चेत् तत्राहतुस्तस्मै तुभ्यमिति, केवलं तस्मै सर्वदुर्ज्ञेयाय तुभ्यं नानाविनोदयुक्ताय नमः, "ननु तमेव विदित्वातिमृत्युमेती" तिश्रुतेः कथं भगवदज्ञाने निस्तार इति चेत् तत्राहतुर्भगवत इति, भगवज्ज्ञानगुणेन भगवज्ज्ञानं, अज्ञातोपि प्रमेयबलेन निस्तारयतीति "भक्तिस्तत्र प्रयोजिका" "यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः अविज्ञातं विजानतां विज्ञातमविजानता" मितिश्रुत्या ज्ञात एव ज्ञातो भवति, अतो भगवानीश्वरः केन ज्ञातुं शक्यः ? किञ्च प्रमाणबलेनाज्ञातोपि स्वतो ज्ञातुं शक्यः, यतोयं वासुदेवः, वसुदेवे शुद्धे सत्त्व आविर्भवतीति, आविर्भूतस्तु सर्वैरेव ज्ञातुं शक्यः, नन्वेतदेव सर्वं कुतो भवेत् साधनपरता साधनोत्पत्तिः सत्त्वशुद्धेराविर्भाव इति ? तत्राहतुर्वेधस इति, स हि सर्वं विदधाति अन्यथा तेन कृतस्तन्मार्गो व्यर्थः स्यात्, नमो धीमहीति वा, हृदये प्रत्यक्षे भगवति तत्पादयोः शिरः स्थापयित्वा मनसा यन्नमनं तत् सोपस्करं धीमहीत्यर्थः, अतोन्तःकरणप्रत्यक्ष एव भगवान् न बहिः प्रत्यक्षविषयः, तर्हि बहिर्नास्तीत्येव मन्तव्यं, तत्राहतुरात्मद्योतैर्गुणैश्छन्नमहिम्न इति, आत्मना स्वेनैव द्योतो येषां, गुणा अपि भगवतैव प्रकाश्यन्ते यथा सूर्येण मेघाः, त एव तस्यावरका भवन्ति, न हि गाढान्धकारे निशायां मेघा

दृश्यन्ते, एवं सर्वैरेव विषयैरात्मनैव प्रकाशितैश्छन्नो महिमा यस्य, अतो न प्रकाशते वस्तुतस्तु वर्तत एव सर्वत्र, अन्तर्बहिःस्थितौ हेतुमाहतुर्ब्रह्मण इति, "बृहत्त्वाद् बृंहणत्वाद् ब्रह्म," अतः सर्वत्रैव वर्तसे परमन्तरेव प्रकाशसे न बहिरिति ॥३३ ॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ઘડો, વસ્ત્ર વિગેરે પદાર્થોનું જ્ઞાન થાય છે. પણ તેથી આપનું જ્ઞાન થતું નથી. તે પદાર્થોની સાથે પણ આપનું ગ્રહણ થતું નથી; કારણ કે જે ધર્મોના તમે આશ્રય છો. તેઓનું ધર્મી અને આશ્રય સાથે ભાન થાય એવો નિયમ છે. તે 'વિકારોને લીધે' શબ્દોથી કહે છે.

સંનિપાતમાં જેમ થાય છે તેમ વિકારમાં થતાં પ્રકૃતિની પ્રતીતિ થતી નથી. તે સમયે પ્રાકૃતનો તિરોભાવ થાય છે. જેમ વિષયો સાથે જ્ઞાનનું ભાન થાય છે તેમ પોતાના વિષયોનો પ્રકાશ જેનાથી થાય છે તેવું જ્ઞાન જડ પદાર્થો સાથે ભાસે છે તો ભગવાન પણ વિષયો સાથે કેમ ભાસતા નથી? એવી શંકામાં 'પ્રાકૃત પદાર્થો'ને લીધે શબ્દ યોજેલ છે. કારણ કે જડ પ્રકૃતિ પુરૂષને ઢાંકી દેનારી છે તેવી રીતે તે પદાર્થો ભગવાનને ઢાંકી દે છે. તેથી ભગવાન ગ્રહણ થતા નથી.

પુરૂષ ભગવાન સ્ત્રી પ્રકૃતિને દબાવી દઇ કેમ પ્રકાશતા નથી ? એવી શંકામાં 'ગુણોને લીધે' શબ્દો યોજેલ છે. કારણ કે ગુણો બંધન કરનારા અને રંગનારા છે. તેથી તેઓની સાથે પ્રકાશતા નથી.

ગુણો તો હમણાં જ ઉત્પન્ન થયેલા છે અને ભગવાન તો સર્વનું મૂલ છે. તેથી ગુણોનો ક્ષોભ થયા પહેલાં જીવ ભગવાનને જાણીને તેની સ્મૃતિ કેમ રાખતો નથી ? એવી શંકાનો 'નિરાસ કરતાં ભગવાન એમ જ કરે છે.' એમ હેતુ કહે છે. ભગવાન ભક્તિમાર્ગની પ્રવૃતિ કરાવનાર છે. અહીં એટલે આ સંસારમાં 'નુ' શબ્દ વિતર્ક માટે વપરાયો છે.

આ જીવ પણ આત્મા હોવાથી હમણાં ઉત્પન્ન થયેલ નથી તો પછી જાણવા યોગ્ય કેમ ન હોય ? એવી શંકા થાય, તેથી 'ગુણોથી વિંટાયેલા' શબ્દ યોજેલ છે. તે ગુણોથી વીંટાયેલ છે. ગુણોએ તેના સ્વરૂપરને પણ ઢાંકી દીધેલું છે. તેથી જ્ઞાતા જીવ અને જ્ઞેય ભગવાન બંને ઢંકાયેલા હોવાથી જ્ઞાન થવા સંભવ નથી. (૩૨)

ભગવાનનું જ્ઞાન થઇ ન શકે તો સંસારમાંથી મુક્તિ કેવી રીતે થશે ? એ શંકામાં નીચેનો શ્લોક કહે છે.

'તેને જાણીને મૃત્યુ તરે છે.' એ શ્રુતિ મુજબ ભગવાનનું જ્ઞાન ન થાય ત્યાં સુધી સંસારમાંથી મુક્તિ કેમ થશે ? એવી શંકામાં 'ભગવાન' શબ્દ યોજેલ છે.

ભગવાનના ગુણના જ્ઞાનથી ભગવાનનું જ્ઞાન થાય છે. ભગવાનનું જ્ઞાન થયું ન હોય તો પણ ભગવાન પોતાના પ્રમેયબલથી સંસારમાંથી મુક્ત કરે છે અને ભક્તિ જ તે કરાવનારી છે. 'જેને વિચારેલ છે તે જાણતો નથી. જાણનારાઓથી જણાયેલ નથી. નહિ જાણનારાઓએ જાણેલું છે.' શ્રુતિ પ્રમાણે ભગવાન ઇશ્વરને કોણ જાણે ? વળી ભગવાન પ્રમાણબલથી નહિ જણાયેલ હોવા છતાં પોતાની મેળે જાણી શકાય છે. કારણ કે આ વાસુદેવ છે. એટલે શુદ્ધ સત્ત્વ વસુદેવમાં તેમનો આર્વિભાવ થયેલ છે. તે ભગવાનને બધા જાણી શકે છે.

'વેધસ' પદ યોજીને તે બધું પાર ઉતારે છે. જો તેમ ન કરે તો તેમને કરેલ તેમનો માર્ગ વ્યર્થ થાય.

હમે નમન કરીએ છીએ એટલે ધ્યાન ધરીએ છીએ. હૃદયમાં ભગવાન પ્રત્યક્ષ છે. તેમના ચરણોમાં શિર મૂકીને મનથી તેમને નમસ્કાર કરવા અને તેમનું ધ્યાન કરવું. એ પ્રમાણે કરીએ છીએ એવો અર્થ છે. તેથી અન્તઃકરણમાં જ ભગવાન પ્રત્યક્ષ છે. પણ બહાર પ્રત્યક્ષ દેખાતા નથી.

ત્યારે બહાર ભગવાન નથી એમ માનવું જોઇએ એવી શંકામાં ''પોતે પ્રકાશેલ ગુણોથી જેમનો મહિમા ઢંકાયેલો છે.'' એવા શબ્દો યોજેલ છે. જેમ સૂર્ય વાદળાઓને પ્રકાશે છે તેમ ગુણોને પણ ભગવાન જ પ્રકાશે છે અને વાદળો જ તેને ઢાંકી દેનાર થાય છે. કારણ કે રાતે ગાઢ અંધકાર હોય ત્યારે વાદળાઓ દેખાતા નથી. એવી રીતે બધા વિષયરૂપ પદાર્થોને ભગવાન જ પ્રકાશે છે અને તેમનાથી ઢંકાયેલા છે. એવો તેમનો મહિમા છે. તેઓ સર્વ સ્થળે છે. અંદર અને બહાર ભગવાન રહેલા છે. તેનું કારણ 'બ્રહ્મ' શબ્દથી જણાવેલ છે. ભગવાન બ્રહ્મ છે અને બધા સ્થળે રહેલા છે છતાં હૃદયમાં જ પ્રકાશે છે પણ બહાર પ્રકાશતા નથી. (૩૩)

ત્યારે અવતાર લેવાથી ભગવાન કેમ બહાર પ્રગટ થાય છે ? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.



यस्यावतारा ज्ञायन्ते शरीरेष्वशरीरिणः ।
तैस्तैस्तुल्यातिशयैर्वीर्यैर्देहिष्वसङ्गतैः ॥३४॥
स भवान् सर्वलोकस्य भवाय विभवाय च ।
अवतीर्णोंशभागेन साम्प्रतं पतिराशिषाम् ॥३५॥
नमः परमकल्याण नमस्ते विश्वमङ्गल ।
वासुदेवाय शान्ताय यदूनां पतये नमः ॥३६॥

**શબ્દાર્થ :**

શરીર વગરના જેમના અવતારો, દેહવાળામાં ન હોય તેવા અને જેની સમાન અથવા જેનાથી અધિક નથી તેવા તે વીર્યોથી શરીરમાં જણાય છે. (૩૪)

તે આપ સર્વ લોકના ઉદ્ભવ તથા ઐશ્વર્ય માટે હમણાં અંશથી અને ભાગથી આશિષોના પતિ અવતરેલા છો (૩૫)

હે પરમ કલ્યાણ ! નમસ્કાર કરીએ છીએ. હે વિશ્વમંગલ ! આપને નમસ્કાર છે. યદુઓના પતિ શાંત વાસુદેવને નમસ્કાર કરીએ છીએ. (૩૬)

કારિકા :-૨૨ કંઈક પ્રાર્થવા માટે શ્લોકના આરંભમાં મધ્યમાં અને અંતે મનથી નમન કરે છે.

तर्हि कथमवताराद् बहिः प्रकाशरूपो भगवान् भवतीति ? तत्राहतुर्यस्यावतारा इति, मत्स्यादिषु शरीरेषु क्वचिदेव मत्स्यविशेषेलौकिकभावो दृश्यते स च न जीवधर्मो भवतीत्यशरीरिणस्तव तेष्ववतारा इति ज्ञायन्ते, अशरीरिण इतिवचनाच्छरीरा कृतिरेव तत्र प्रकाशते न तु तच्छरीरं, अन्यथा वृद्धिर्नोपपद्यते, सामर्थ्यं परमधिकं भवेत् तस्माच्छरीराकारेण भासमानं भगवद्रूपमेवेति न **तुल्यमतिशयो** वा यस्य यस्मादन्यत्र तदतुल्यातिशयं कालापेक्षया नान्यस्य वीर्यमस्ति कालमर्यादां चेदुलङ्घति तदा भगवद्वीर्यमतुल्यातिशयमिति ज्ञायते, सोपि नैकविधः पराक्रमः, क्षणेन विश्वरूपो भवति, क्षणेन वामनो दृश्यश्चादृश्यश्च बहिरन्तः परिच्छेदो व्यापकश्च, अतो ज्ञायते सर्वेष्वेव देहिष्वसङ्गतैः कदाप्यसम्बद्धैर्भगवानेवायमिति न तु प्रत्यक्षतया भगवानिति निश्चेतुं शक्यत इत्यर्थः, तत्रापि कदाचिच्चेदलौकिकं भवति कल्प्येतापि कथञ्जिज्ज्ञातमिति, सर्वदा चेदवाङ्मनोगोचरा अनुभावस्तदा कथं न ज्ञायेत ? तदाहतुस्तैस्तैरिति, एवमवतारेषु भगवज्ज्ञानमानुमानिकं न प्रत्यक्षमित्युक्तम् ॥३४॥ प्रकृते तु शब्दादेव नारदकृपया वा भगवानेतदर्थमागत इति ज्ञायत इत्याहतुः स भवानिति, यः पूर्वोक्तः सर्वप्रमाणवेद्यो लौकिकैरवेद्योन्तःकरणप्रत्यक्षोवतारी चतूरूपो भवान्, अत एव सर्वस्यैव लोकस्य भवायोद्भवायैश्वर्याय च, अंशेन भागेन च साम्प्रतमवतीर्णः, यतो भवानाशिषां पतिः, स्वरूपतो भवाँश्चतूरूपो विवृतः प्रकारेण, ततोप्यधिकास्त्वत्र गुणाः, सर्व एव लोका उपादनीयाः, ततस्तेभ्यः स्वसमानैश्वर्यादिकं च देयं भगवत्यंशतः समागते सर्वे भगवदीयाः शुद्धसत्त्वांशेनैवाविर्भवन्ति भगवत्सेवौपयिकदासरूपांशेन वा सर्वे लोकाः स्वदासभावेनाविर्भवन्त्वितीच्छया भगवानेकदेशभावं प्रकाशितवान्, समुदाये ग्रहणभजनाद्यनुपपत्तेः, न हि प्रलयाग्निः सेवितुं शक्यते, किञ्च भागाः कलाः, **कलयावतीर्णः**, सर्वेषां सर्वकलाकौशलाय सर्वाः कलास्तदैव प्रादुर्भवन्ति यदि मूलभूतः कलारूपेणाविर्भवति तदैव च सर्वाः कलाः पूर्णा

भवन्ति, इदं स्वोपयोगायोक्तं, स्वस्यापि वैष्णवरूपेणोद्भवो भक्तिकलाश्च पूर्णा भविष्यन्तीति, एता एवाशिषः, अग्रे प्रार्थ्यमानत्वात्, मानुषभावेन नानाविधाः क्रीडा भक्तानुत्पाद्य तेषु भक्तिस्थापनार्था इत्यर्थः ॥३५॥ किञ्चित् प्रार्थयितुं नमस्कारं कुरुते नम इति,

आदिमध्यावसानेषु नमनं मनआदिभिः ॥१/२॥



आदौ कायिकं नमनं, तत्र फलं परमकल्याणेति, कल्याणानां निधानरूपो भगवान् कल्याणानि शुभफलानि पुत्रजन्मादीनि लोके प्रसिद्धानि, परमानन्दः परमकल्याणः, कायेन नमस्कृतः शरीरोपभोगाय परमकल्याणः प्रादुर्भवति, नमस्त इति वाचनिकं, ते तुभ्यमितिकीर्तनात्, तस्य फलं विश्वमङ्गल इति, वेदादिनिर्माणाद् विश्वस्मै तत्साध्यफलरूपो मङ्गलं भवति, अन्ते नमनं मानसं, तदर्थं मनस्याविर्भावाय **वासुदेवायेति**, **शान्तायेति** ज्ञानरूपाय, केवलमाविर्भूते नारदवदज्ञाते तथा पुरुषार्थो न भवतीति शान्तं लयविक्षेपशून्यं रूपमाविर्भावो ज्ञानं चोक्तं, फलमाह **यदूनां पतय** इति, भगवान् स्वामी फलं यथा यदूनाम् ॥३६॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** મત્સ્ય વિગેરે શરીરોમાં તેમનો અવતાર જણાય છે અને તેમાં અલૌકિક ભાવ દેખાય છે. તે જીવનો ધર્મ નથી. તેથી શરીર વિનાના આપના મત્સ્યના શરીરોમાં અવતારો છે એમ જણાય છે. જો કે તેમાં આકૃતિ જ પ્રકાશે છે ખરેખર શરીર નથી. જો તેમ ન હોય તો મત્સ્ય વગેરેના શરીરોની વૃદ્ધિ થઇ શકે જ નહિ તેથી શરીરના આકારથી જે પ્રકાશે છે તે ભગવાનનું રૂપ છે.

જેની સમાન અથવા જેનાથી અધિક, કાલના હિસાબે બીજા કોઇનું વીર્ય નથી. જો ભગવાન કાલની મર્યાદાનું ઉલ્લંઘન કરે તો તેમનું તેવું વીર્ય છે એમ જણાય. પણ ભગવાનનું તે પરાક્રમ એક જ પ્રકારનું નથી. એક ક્ષણમાં તે ભગવાન વિશ્વરૂપ થાય છે. બીજી ક્ષણે વામન થાય છે દર્શન દે છે અને અદૃષ્ટ પણ થાય છે. બહારથી અને અંદરથી હદવાળા થાય છે. અને વ્યાપક પણ થાય છે. તેથી કોઇ પણ સમયે દેહવાળાને જેનો સંબંધ ન હોય તેવા વીર્યવાળા જણાય છે. તેથી આ જ ભગવાન છે તે પ્રત્યક્ષ રીતે નિશ્ચય થઇ શકતો નથી એવો અર્થ છે. જો અલૌકિક કોઇવાર થતું હોય તો આ હરકોઇ રીતે થયું એવી કલ્પના પણ કરાય. પણ વાણી અને મનથી ગોચર ન થાય (જેનો ખ્યાલ ન આવે) તેવા પ્રભાવો સદા જોવામાં આવતા હોય તો આ જ ભગવાન છે એમ કેમ ન જણાય ? એમ અવતારોમાં પણ આ ભગવાન છે એવું જ્ઞાન અનુમાનથી થાય છે પ્રત્યક્ષ થતું નથી એમ કહેલ છે. (૩૪)

અહીં તો આપ શ્રીકૃષ્ણ ભગવાન અમને દર્શન દેવા માટે પધારેલ છે એમ જણાય છે. તે કહે છે.

જે સર્વ પ્રમાણોથી જણાતા, લૌકિક પુરૂષોને નહિ જણાતા, અન્તઃકરણમાં પ્રત્યક્ષ થતા અને અવતાર લેનાર એમ ચાર રીતે રૂપવાળા આપ છો. તેથી જ આપ સર્વના ઉદ્ભવ અને ઐશ્વર્ય માટે અંશથી અને ભાગથી હમણાં અવતરેલા છો, કારણ કે આપ આશિષોના પતિ છો.

ભગવાન ભગવદીયોમાં અંશથી પધારે ત્યારે સર્વે ભગવદીયો શુધ્ધ સત્વના અંશથી જ આવિર્ભાવ પામે છે. અથવા ભગવાનની સેવામાં ઉપયોગી થાય છે. 'એવા દાસભાવના અંશથી સર્વે લોકમાં દાસભાવથી આર્વિભાવ થાઓ.' એવી ઈચ્છાથી ભગવદીયોમાં પોતાના એકદેશના ભાવનો પ્રકાશ કરેલો છે, કારણ કે ભગવાનનું જ્ઞાન, ભજન વિગેરે થઇ શકતા નથી, કારણ કે પ્રલયના અગ્નિનું કોઈથી સેવન થઇ શકતું નથી. ભાગો એટલે કલાઓ. ભગવાન મૂળરૂપથી કલાઓરૂપથી આર્વિભાવ પામે તોજ કલાઓમાં કૌશલ્યવાળા થાય, તેથી બધી કલાઓ પ્રગટ થાય છે. ત્યારે જ બધી કલાઓ પૂર્ણ થાય છે. ભગવાન મનુષ્યના ભાવથી જુદા જુદા પ્રકારની ક્રીડાઓ કરે છે. તે ભક્તોને ઉત્પન્ન કરી તેઓમાં ભક્તિનું સ્થાપન કરવા કરે છે. એવો અર્થ છે. (૩૫)

તેઓ કંઈક પ્રાર્થના કરવા નીચેના શ્લોકથી નમન કરે છે.

આરંભમાં કાયાથી નમસ્કાર કરીએ છીએ. તે 'પરમ કલ્યાણ' શબ્દથી બતાવેલ છે. ઘણો જ આનંદ એજ પરમ કલ્યાણ. કાયાથી ભગવાનને નમસ્કાર કરવાથી શરીરનો ઉપયોગ થાય તે માટે પરમ કલ્યાણરૂપ ભગવાન પ્રગટ થાય છે. આપને નમસ્કાર છે એ વાણીથી નમસ્કાર કરે છે. તેનું ફલ 'વિશ્વમંગલ' શબ્દથી જણાવેલ છે. ભગવાને વેદોનું નિર્માણ કરેલું હોવાથી વિશ્વને તે પ્રાપ્ત થઇ શકે તેવા ફલરૂપ મંગલ થાય છે.

અંતમાં મનથી નમન કરે છે. મનથી નમસ્કાર કરવા માટે ભગવાનનો મનમાં આવિર્ભાવ થાય તે માટે 'વાસુદેવ' શબ્દ યોજેલ છે. તેથી શાંત એટલે લય તથા વિક્ષેપ વિનાનું રૂપ જણાવેલ છે. 'યદૂઓના પતિ' શબ્દથી ફલ કહે છે. જેમ યદૂઓનેભગવાન ફલરૂપ થયા, તેમ ભગવાન પોતે ફલરૂપ થાય છે. (૩૬) એ પ્રમાણે નમસ્કાર કરીને જવા માટે પ્રાર્થના કરે છે.

अनुजानीहि नौ भूमंस्तवानुचरकिङ्करौ ।
दर्शनं नौ भगवत ऋषेरासीदनुग्रहात् ॥३७॥
वाणी गुणानुकथने श्रवणौ कथायां हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः ।
स्मृत्यां शिरस्तव निवासजगत् प्रणामे दृष्टिः सतां दर्शनेस्तु भवत्तनूनाम् ॥३८॥

॥ श्रीशुक उवाच ॥

इत्थं सङ्कीर्तितस्ताभ्यां भगवान् गोकुलेश्वरः ।
दाम्ना चोलूखले बद्धः प्रहसन्नाह गुह्यकौ ॥३९॥

**શબ્દાર્થ :**

હે ભૂમન ! આપના અનુચરના કિંકરો અમને જવા માટે પરવાનગી આપો. અમને બેને આપ ભગવાનના દર્શન ઋષિના અનુગ્રહથી થયા. (૩૭)

અમારી વાણી આપના ગુણોનું કીર્તન કરવામાં, કથાનું શ્રવણ કરવામાં હાથો સેવા કરવામાં અમારૂં મન આપના બે ચરણોનું સ્મરણ કરવામાં હે નિવાસજગત ! અમારું શિર આપને પ્રણામ કરવામાં અને દષ્ટિ આપના શરીરરૂપ સંતોના દર્શન કરવામાં સદા રહો. (૩૮)

એવી રીતે તેઓથી સારી રીતે સ્તુતિ કરાયેલા અને દામણથી ખાંડણીયા સાથે બાંધેલા ભગવાન ગોકુલેશ્વરે હસતાં ગુહ્યકોને નીચે પ્રમાણે કહ્યું. (૩૯)

एवं नमस्कृत्य गमनार्थं प्रार्थयेते अनुजानीहीति, नावावामनुजानीहि, अनुज्ञां प्रयच्छ, भूमन्निति सम्बोधनं स्वस्य तत्र स्थातुमयोग्यतार्थं, तदेवाहतुः स्वानुचरकिङ्कराविति, तवानुचरस्य नारदस्य किङ्करौ दासौ, सेवकसेवकत्वमेवोचितं न तु त्वत्सेवकत्वमावयोः, यतस्त्वं भूमा महान्, न ह्यल्पेन महतः सेवा कर्तुं शक्यते, ननु दर्शनयोग्यता यदा तदा सेवायोग्यता सिद्धैव ततः कथमयोग्याविति चेत् तत्राहतुर्दर्शनं नौ भगवत ऋषेरासीदनुग्रहादिति, महाराजसेवकः स्वभृत्यं कदाचिन् महाराजस्थानं नयति नैतावता तस्य महाराजसेवायोग्यता भवति, अतो दर्शनान्यथानुपपत्त्या न सेवायोग्यता, भगवतो दर्शनमृषेरनुग्रहादिति, ऋषैर्भगवत इति गुरुदेवतयोरैक्यार्थं सहनिर्देशः ॥३७॥ एवं गमनं प्रार्थयित्वा तत्र गतयोर्भक्तिं प्रार्थयते वाणीति, षडङ्गानि पुरुषे प्रधानानि,

वाक् श्रोत्रे च करौ चित्तं शिरश्चक्षुस्तथैव च । षडेते भगवत्कार्ये यदि सक्ताः कृतार्थता ॥१॥
कीर्तने श्रवणे चैव गुणानां रूपदास्यके । स्वरूपस्मरणे नत्यामवतीर्णस्य दर्शने ॥२॥

गुणानामुत्कर्षाधायकधर्माणां कीर्तने **वाण्यस्तु**, तत्रैव सा विनियुक्ता भवतु, यथा वराय दत्ता कन्या नान्यगामिनी भवति नाप्यन्यः प्रार्थयते नापि पतिभयात् सान्यसम्बन्धिनी कथञ्चिदपि भवति तथा वाणी भवतु, एवमेव **श्रवणौ कथायां**, हस्तावुभावपि भगवतः सर्वकर्म-स्वाष्टयामिकेषु, चकारात् पादावपि **मन्दिरगमनादिषु**, तदव्यतिरेकेण हस्तसेवा नोपपद्यत इत्युभयमेकरूपं, तव **पादयोः स्मृत्यां नो मनोस्तु** स्मरणे सर्वानेव भक्तानेकीकृत्याहतुः, पादयोरिति द्विवचनं रूपान्तरे तथाभावाय, **शिरस्तु प्रणामे**, चतुरङ्ग्या भक्त्या भगवतः सर्वस्थितिः सर्वान्तरत्वं च स्फुरिष्यति, अतः सम्बोधनं, यतो हे **निवासजगदिति**, **निवासभूतं** जगद् यस्येति, **दृष्टिस्तु सतां दर्शनेस्तु**, भगवद्दर्शनं तु धार्ष्ट्यान्न प्रार्थितं, ननु तेषां दर्शने किं स्यात् ? तत्राहतुर्भगवत्तनूनामिति, **भगवतस्तनूरूपास्ते**, तत्र भवान् वर्तत इति तथा, अयोगोलके वह्निर्यथा वा **गङ्गायां** जलम् ॥३८॥

एवं गमनभक्त्योः प्रार्थनायां कृतायां सर्वथा भक्तौ शीघ्रमेव लयो भविष्यतीति किञ्चिन् मोहयित्वा किञ्चिद् दत्तवानित्याहेत्थमिति, एवङ्कारेण सम्यक् **कीर्तित**स्तोषपर्यन्तं स्तुतः **प्रहसन् गुह्यकावाह**, सर्वकरणदानयोः समर्थ इति ज्ञापयति भगवानिति, शीघ्रं तयोर्मुक्तौ गोकुले स्वस्य क्रीडायामन्यप्रवेशो भविष्यतीति ज्ञापयति **गोकुलेश्वर** इति, गोकुलवासिनामेव साम्प्रतं तद् युक्तं न त्वन्येषां, अतो गोकुलक्रीडासमाप्तिपर्यन्तं तथामोहनमुचितमेव, किञ्च **दाम्नोलूखले च बद्धः**, यस्तु **गोकुल**रसभोगार्थं तत्र गौणभावं प्राप्तस्तेषु वा रसाधिक्य सिद्ध्यर्थं तदधीनो जातः, देवयोर्गोकुले स्थितयोः पूजा कापि न जातेतिशङ्कापि न कर्तव्या यतो **गोकुलेश्वरो दाम्ना** बद्धः, वस्तुतस्त्वीश्वर एव लोकदृष्ट्यापि नन्दस्यायमेव पुत्र इतीश्वर एव स चेद् दाम्ना यन्त्रितस्तदा कस्य **गोकुले** सन्मानं स्यात् ? उचितं चैतद्, देवयोरत्र वृक्षत्वं, एवं **गोकुल**वासिनां वृत्तान्तं स्मृत्वा **प्रहसन्** वक्ष्यमाणमब्रवीत् यद् युवाभ्यां प्रार्थ्यते तत् किमपि नावशिष्टं, मदधिकारिणैव तत्सम्पादनात् द्वयं हि पुरुषार्थो मुक्तिर्मयि प्रेम च, निरोधस्योभयरूपत्वात् ॥३९॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** અમને બંને ને પરવાનગી આપો. ત્યાં રહેવા યોગ્ય અમે નથી તે માટે 'ભૂમન' એવું સંબોધન કહેલું છે. અમે આપના અનુચરના કિંકરો-દાસો છે. તેથી અમે બંનેને માટે સેવક ના સેવક થવાનું જ યોગ્ય છે, પણ આપના સેવક હોવાનું યોગ્ય નથી કારણ કે આપ 'ભૂમા' એટલે મોટા છે. નજીવો હોય તે મોટાની સેવા કરી શકતો નથી. તમને મારા દર્શનની યોગ્યતા પ્રાપ્ત થઇ, તે પછી સેવાની પણ યોગ્યતા પ્રાપ્ત થઇ તેથી તમે સેવા કરવા યોગ્ય નથી એમ કેમ ? એવી શંકામાં અમને બંનેને ભગવાનના દર્શન ઋષિની કૃપાથી થયાં એમ કહે છે.

મહારાજના સેવક કોઇવાર પોતાના નોકરને મહારાજના સ્થાને લઇ જાય છે. પણ તેટલાથી તે મહારાજની સેવા કરવા યોગ્ય થતો નથી. તેથી દર્શન બીજી રીતે થઇ શકે એમ ન હોવાથી સેવા કરવા યોગ્ય છે એવું નથી, કારણ કે ભગવાનનું દર્શન ઋષિના અનુગ્રહથી થયું છે. ગુરૂ અને દેવતા એકજ છે. એમ ઋષિ અને ભગવાનને એક સાથે જણાવેલ છે. (૩૭)

એ પ્રમાણે જવાની પરવાનગી માગી. ત્યાં ગયા પછી ભક્તિ પ્રાપ્ત થાય એવી પ્રાર્થના કરે છે તે કહે છે.

પુરૂષમાં છ અંગો મુખ્ય છે. કારિકા ૨૩ (૧) વાણી (૨) કાન (૩) હાથો (૪) ચિત્ત (૫) શિર (૬) નયન જો આ છ ભગવાનના કાર્ય ભગવાનના ગુણોનું કીર્તન, શ્રવણ, સ્વરૂપનું દાસ્ય, સ્વરૂપનું સ્મરણ, નમન અને ભગવાનના દર્શનમાં

આસક્તિ થાય તો કૃતાર્થતા થાય છે. અમારી વાણી ભગવાનના ધર્મોના કીર્તનમાં રોકાયેલી હો જેમ વરને આપેલી કન્યા બીજાની પાસે જતી નથી તેમજ બીજો કોઇ તેની માગણી કરતો નથી તેમજ પતિના ભયથી તે પણ બીજાના કોઇના સંબંધમાં આવતી નથી. તેવી રીતે અમારી વાણી પણ થાવ. અમારા કાન તે ભગવાનની કથા સાંભળવામાં રોકાયેલા રહો, હાથો પણ ભગવાનના કામોમાં રોકાયેલા રહો પગો પણ મંદિરમાં જવામાં રોકાયેલા રહો અમારૂં મન આપના ચરણના સ્મરણમાં રોકાયેલું રહો. બીજા કોઇ ચરણમાં તે મન ન રહે તે માટે બહુવચન પગો વાપર્યુ છે. અમારું શિર પણ પ્રણામ કરવામાં રોકાયેલું રહો. આ ચાર પ્રકારની ભક્તિથી ભગવાન સર્વ સ્થળે રહેલા અને અંદર રહેલા છે એમ સ્ફુરણ થશે. તેથી નિવાસજગત! એવું સંબોધન છે. અમારી દષ્ટિ સંતોના દર્શનમાં રોકાયેલી રહો. ઉદ્ધતાઇ થઈ તેથી ભગવાનના દર્શનની પ્રાર્થના કરી નથી. તેઓના સંતોના દર્શનથી શું વળે ? એવી શંકામાં 'આપના શરીર રૂપ' શબ્દો યોજેલ છે. તેઓ ભગવાનના શરીરરૂપ છે. જેમ લોહમાં અગ્નિ રહે છે, જેમ ગંગામાં જલ રહે છે. તેમ તેઓમાં ભગવાન રહે છે. (૩૮)

એ પ્રમાણે જવાની પરવાનગી અને ભક્તિની પ્રાર્થના કરી ત્યારે ભગવાને મોહ ઉત્પન્ન કરીને કાંઇક આપ્યું તે કહે છે.

એવી રીતે સારી રીતે સ્તુતિ કરાયેલા અને સંતોષ થાય તેવી રીતે સ્તુતિ કરાયેલા ગોકુલેશ્વરે હસતાં તેમને નીચે પ્રમાણે કહયું. ગોકુલેશ્વર શબ્દથી ભગવાન સર્વ કરવા અને દાન આપવા શક્તિમાન છે અને ગોકુલમાં ક્રીડા કરે છે. બીજાઓ ત્યાં આવે તે યોગ્ય નથી તેથી ગોકુલમાંજ ક્રીડા કરે છે. વળી ભગવાન દામણાથી ખાંડણી સાથે બાંધેલા હતા. જે ગોકુલની ક્રીડાના રસનો ભોગ કરવા ભક્તોને આધીન થઈને રહેલા અને તેમને અધિક રસ પ્રાપ્ત થાય તે માટે તેઓને આધીન થઇને રહેલા છે. તે બીજાને તેમાં પ્રવેશ કેમ કરવા દે ?

ગોકુલમાં રહેલાં બે ગુહ્યકોની કાંઇપણ પૂજા થઇ નહિ એવી શંકા કરવી નહિ કારણ કે ગોકુલેશ્વર વાસ્તવિક રીતે ઇશ્વર જ છે. લોકની દષ્ટિથી તે નંદના પુત્ર હોવાથી પણ આ ઇશ્વર જ છે. દેવો અહીં વૃક્ષો થયા એ પણ યોગ્ય જ છે. એ રીતે પોતે હસતાં ગુહ્યકોને કહયું. (૩૯)

તમે બેએ જે પ્રાર્થના કરી એટલે હવે કંઇ બાકી રહેતું નથી. કારણ કે મારામાં ભગવાનમાં પ્રેમ અને મુક્તિ એ બે પુરૂષાર્થ છે. કારણ કે નિરોધના આ બે રૂપ છે. પ્રપંચનું વિસ્મરણ એજ મુક્તિ છે અને તે તમને પ્રાપ્ત થઇ છે.

હવે નીચેના શ્લોકથી ભગવાન કહે છે.

॥ श्रीभगवानुवाच ॥

ज्ञातं मम पुरैवैतद्दृषिणा करुणात्मना ।
यच्छ्रीमदान्धयोर्वाग्भिर्विभ्रंशोनुग्रहः कृतः ॥४०॥
साधूनां समचित्तानां सुतरां मत्कृतात्मनाम् ।
दर्शनान्नो भवेद् बन्धः पुंसोक्ष्णोः सवितुर्यथा ॥४१॥
तद् गच्छतं महाभागौ नलकूबर सादनम् ।
सञ्जातो मयि भावो वामीप्सितः परमोभवः ॥४२॥

**શબ્દાર્થ :**

પહેલાં જ મેં આ જાણેલું છે કે લક્ષ્મીના મદથી અંધ થયેલા તમારા બન્ને ના ઉપર ઋષિએ વાણીથી અનુગ્રહ કરેલો છે. (૪૦)

જેમ સૂર્યના દર્શનથી આંખોનો બંધ રહેતો નથી તેમ સમચિત્તવાળા સાધુઓ અને મારા માટે જેઓનો આત્મા છે તેવાઓના દર્શનથી પુરૂષનો બંધ રહેતો નથી. (૪૧)

તેથી હે નલકુબર ! મહાભાગ્યવાળા તમે બે ઘેર જાઓ. તમારો ઇચ્છેલો છેલ્લા ભંવરૂપ મારામાં ભાવે તમને બંન્નેને થયેલો છે. (૪૨)

प्रपञ्चविस्मृतिर्मुक्तिः सा पूर्वमेव जातेत्याह ज्ञातमिति, ममैतत् पूर्वमेव ज्ञातमासीद् यद् ऋषिणा **करुणात्मना श्रीमदान्धयोर्विभ्रंशः कृतः**, सेवकाः कदाचित् स्वेच्छयापि कुर्वन्तीति तदव्यावृत्त्यर्थं ज्ञानमुच्यते, न केवलं ज्ञातं किन्त्वभिमतमित्यृषिप्रशंसा, ततो मयैतावत् कृतमित्यर्थाज् ज्ञापितं, अतो न प्रार्थनीयं किञ्चिदवशिष्यत इतिभावः, शापो ह्यपकारे भवति स शापदातुः समानाधिकरणो भवति, परदुःखमपि दृष्ट्वा कारुणिको दुःखितो भवति, तदाह **करुणात्मनेति, करुणायुक्त** आत्मान्तःकरणं यस्येति, भाव्यर्थावश्यम्भावज्ञानाद् ऋषित्वं, युवयोस्त्वतिक्लिष्टत्वमाह **श्रीमदान्धयोरिति**, अन्धतमस उद्धारोवश्यं कर्तव्यः, वाग्भिरितिवचनमात्रं तेनोक्तं, ज्ञापनार्थं कृतिस्तु मयैव कृता, अत एव वाग्भिर्योविभ्रंशो-ज्ञानरूपः स त्वनुग्रह एव ॥४०॥ नन्ववश्यम्भावि चेत् तथात्वं किमिति नारदेनोक्तं ? वचनात् तूष्णीम्भाव एवोचित इति चेत् तत्राह साधूनामिति, ये हि साधवस्तेषां दर्शने पुनर्बन्धो न भवति, ते हि ज्ञानव्याप्ता वह्निनायःपिण्ड इव, यथा तत्सम्बन्धेग्रेरप्यधिको दाहो भवत्येवमेव ब्रह्मज्ञानापेक्षयापि सद्दर्शने बन्धनिवृत्तिर्भवति, **साधवः** सदाचाराः **समचित्ता** ज्ञानिनः, अतो ज्ञानकर्मणोः सद्भावादेते मुक्ता एतेमुक्ता इतिवैलक्षण्यज्ञानं न समदर्शित्वबाधकं, नापि तैस्तथा सम्पाद्यते, किन्तु तेषां दर्शनमेव मुक्तिसाधकं, किञ्च नितराम्मत्कृतात्मनामिति, मयि कृत आत्मा यैः समर्पितात्मानः, मत्कृते वात्मा येषां, कर्मज्ञानभक्तीनां तेषु सिद्धत्वाद् बन्धः

सर्वथा न भवति,तमो निवर्तितं कर्मणा रजो ज्ञानेन सत्त्वं भक्त्येत्यतो न केनाप्यंशेनावशिष्यते, अत एव पूर्णकर्माणो वस्वादिभावं प्राप्नुवन्ति ततोपि ज्ञानिनो ब्रह्मविदः सनकादय इव भवन्ति, ततोपि भक्ता मद्भावं प्राप्नुवन्तीति तदाह **दर्शनान्नो भवेद्** बन्ध इति, पुंस इति, मर्यादाधिकारिणस्तु ततो बन्धो निवर्तते, अहं **त्वनधिकारिणोपि** निवर्तक इतिविशेषः, तथाप्यप्रार्थितं कथं दत्तवन्त इत्याशङ्क्य दृष्टान्तेन निराकरोत्यक्ष्णोः **सवितुर्यथेति, अक्ष्णोर्बन्धनमन्धकारः**, स **सवितृदर्शने** निवर्तत एव ॥४१॥ न हि वस्तुशक्तिः प्रार्थनादिकमपेक्षते तस्मान्मोक्षस्तु पूर्वमेव सिद्धो भक्तिरपि सिद्धेति वदन् प्रार्थितमाह तद् गच्छतमिति, भक्तेः कारणमाह महाभागाविति, अनन्तकोटिजन्म-पुण्यपापयोरुपार्जितयोर्मध्ये दिव्यशतवर्षपर्यन्तं मत्प्रतीक्षाभावनात् सर्वमेव पापं नष्टं, पुण्यं त्ववशिष्यते, तदुक्तं **महाभागाविति, नलकूबरेत्येकस्यैव** प्रसादः, सादनं गृहं, यत्रावसादं प्राप्तौ, अनेन तत्रासक्तिर्न भविष्यतीति सूचितं, **मयि तु मद्विषयको भावः** प्रेमलक्षणकः **सञ्जात** एव, तेनैव श्रवणादिकं स्वत एव भविष्यति, अप्रार्थितत्वादनभिमत-मित्याशङ्क्याहेप्सित इति, तत्र हेतुः **परमोभव** इति, **भाव** एवन्तिमजन्मरूपो न तस्मादप्यन्यज् जन्म भवतीति परमत्वं, अतो जन्मभिः विलष्टानां सर्वेषामेव मयि भावः प्रार्थनीयो भवति, अतो वां युवयोरपीप्सितत्वात् सम्यग् जातः ॥४२॥

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** એ મેં પહેલાં જાણેલું હતું કે લક્ષ્મીના મદથી અંધ થયેલા તમો બેને કરૂણાવાળા ઋષિએ પાત કર્યો. સેવકો કોઇવાર પોતાની ઇચ્છાથી પણ કાર્ય કરે છે. એ પોતે જાણેલું હતું. ભગવાને કેવલ જાણેલું ન હતું પણ ઇચ્છેલું પણ હતું. મેં આટલું કહેલું છે તેથી કાંઇ પણ પ્રાર્થના કરવાનું તમારે બાકી રહેતું નથી એવો ભાવ છે. શાપ અપકાર કરવાથી થાય છે. ? તે શંકામાં જે કરૂણાવાળો હોય છે તે બીજાનું દુઃખ જોઇને પણ દુઃખી થાય છે એમ 'કરૂણાવાળા' શબ્દથી કહેલું છે. વળી તેમને ઋષિપણ કહેલા છે. લક્ષ્મીના મદથી અંધ થયેલા શબ્દથી તમે બે બહુ દુઃખી થવાના હતા તે કહેલું છે. તેથી અંધતમમાંથી ઉદ્ધાર કરવો જોઇએ 'એ વાણી' શબ્દથી કહેલું છે. તે કાર્ય તો મેં જ ભગવાને કરેલું છે. તેથી વાણીથી તમારો અજ્ઞાનરૂપ પાત કર્યો તે અનુગ્રહ જ હતો. (૪૦) હવે નીચેના શ્લોકથી નારદે મૌન રહેવું યોગ્ય હતું તે કહે છે.

જે સાધુઓ છે તેઓના દર્શન થતાં ફરી બંધ થતો નથી. કારણ કે જેમ લોઢાનોગોળો અગ્નિથી વ્યાપેલો હોય છે તેમ તેઓ જ્ઞાનથી વ્યાપેલા હોય છે. જેમ ગોળાનો સંબંધ થતાં દઝાય છે અને અગ્નિથી વધારે દઝાય છે. તેમ બ્રહ્મજ્ઞાન કરતાં સંતોના દર્શનથી

બંધન છુટી જાય છે. સાધુઓ સદાચારવાળા છે. જ્ઞાનીઓ સમચિત્તવાળા છે. તેઓમાં જ્ઞાન અને કર્મ સારાં હોવાથી આ મુક્ત છે આ મુક્ત નથી એવો ભેદ તેમને સમદર્શીપણાને લીધે બાધ કરતો નથી. તેઓનું દર્શન મુક્તિ પ્રાપ્ત કરાવનારું છે. સંપૂર્ણ રીતે મારામાં જ જેઓનો આત્મા છે તેઓના દર્શનથી બંધન તુટી જાય છે. મારા માટે છે આત્મા જેઓનો તેવા તેઓમાં કર્મ, જ્ઞાન, ભક્તિ હોવાથી તેમના દર્શનથી કોઇ રીતે બંધન રેહતું નથી. કર્મથી તમ મટે છે જ્ઞાનથી રજ મટે છે અને ભક્તિથી સત્વ મટે છે. તેથી બંધન કાંઇપણ અંશથી રહેતું નથી તેથી બ્રહ્મને જાણનાર સનક વિગેરે જેવા થાય છે તેથી પણ અધિક ભક્તો મારા ભાવને પ્રાપ્ત કરે છે. 'દર્શનથી બંધ રહેતો નથી' અને 'પુરૂષ' શબ્દથી મર્યાદા જણાવી છે. જે મોક્ષનો અધિકારી હોય તેનો બંધ મટે છે. પણ હું ભગવાન અધિકાર વિનાને પણ બંધ મટાડનાર છું એવો ભેદ છે. (૪૧)

છતાં વગર માગ્યે મોક્ષ કેમ આપ્યો ? એવી શંકા થાય એટલે સૂર્યના દર્શનથી આંખોનો બંધ રહેતો નથી એ દૃષ્ટાંત આપેલ છે. આંખોનો બંધ અંધકાર છે અને તે સૂર્યના દર્શનથી જતો રહે છે. કારણ કે સૂર્યની શક્તિ પ્રાર્થનાની અપેક્ષા રાખતી નથી. તેમ તેમનો મોક્ષ તો પહેલાં જ સિદ્ધ થયેલો છે.

ભક્તિ પણ તેમને સિદ્ધ થઇ છે. તે હવે કહે છે.

'મહાભાગ્યવાળા' શબ્દથી ભક્તિ પ્રાપ્ત થયાનું કહેલું છે. અનંત કરોડો જન્મમાં જે પુણ્ય અને પાપ તમે એકઠાં કરેલાં તેમાંનું બધુએ પાપ એક સો દિવ્ય વર્ષો સુધી તમે મારી રાહજોઇ અને ચિંતન કર્યું તેથી નાશ પામ્યું છે. પણ પુણ્ય બાકી રહેલું છે એમ 'મહાભાગ્યશાળી' શબ્દથી કહેલ છે. હે નલકૂબર ! એમ એકનું સંબોધન છે. જ્યાંથી તમારો પાત થયો હતો તે ઘેર તમે જાઓ. હવે તમારી આસક્તિ રહેશે નહિ. કારણ કે મારામાં તમને પ્રેમ થયો છે. પ્રાર્થના કરી તેથી ભક્તિ પ્રાપ્ત થશે. આ ભાવ અમે માગેલ નથી તેથી અમને ઇષ્ટ નથી એવી શંકા થાય તેથી 'ઇચ્છેલો' શબ્દ યોજેલ છે.

છેલ્લા ભવરૂપ શબ્દથી કહેલું છે કે આ ભાવ જ છેલ્લા જન્મરૂપ છે. તેથી આ ભાવથી બીજો જન્મ થશે નહિ. તેથી 'છેલ્લો' કહેલો છે. (૪૨)

એ પ્રમાણે ભગવાને તેમને યોગ્ય હતું તે કરીને તેઓ ગયા તે હવે કહે છે.

॥ श्री शुकउवाच ॥

इत्युक्तौ तं परिक्रम्य प्रणम्य च पुनः पुनः ।
बद्धोलूखलमामन्त्य जग्मतुर्दिशमुत्तराम् ॥४३॥

**શબ્દાર્થ :**

એમ કહેલા તેઓ જેમની સાથે ખાંડણીયો બાંધેલો હતો તેમને પરિક્રમા કરી અને વારંવાર પ્રણામ કરી, પરવાનગી લઈ ઉત્તર દિશા તરફ ગયા. (૪૩)

एवमुक्तौ तत्रोचितं कृत्वा गतवन्तावित्याहेत्युक्तौ, तमिति बालकव्युदासः, बहुवारं प्रदक्षिणां कृत्वा प्रतिप्रदक्षिणं नमस्कृत्य चकारात् स्वदीनतां चाविष्कृत्य लीलाभावादिभिरप्यमोहितौ सन्तौ बद्धमुलूखलं यस्मिन्निति, आमन्त्र्य 'गच्छाव' इत्युकत्वोत्तरां दिशं स्वस्थानं जग्मतुः, एवं गोकुलवासिनोर्वृक्षयोरपि निरोध उक्तः ॥४३॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** તે બાળક ન હતા, ઘણીવાર પ્રદક્ષિણા કરી દરેક પ્રદક્ષિણા પુરી થાય તે સમયે નમન કરી ચ અને શબ્દથી એવો અર્થ જણાવે છે કે તેમને દીનતા દેખાડી.

લીલાભાવ વિગેરેથી પણ મોહ પામ્યા નહિ જેમની સાથે ખાંડણીયો બાંધેલો હતો તેવા ભગવાનની પરવાનગી લઈ તેમને 'અમે જઈએ છીએ' એમ કહી ઉત્તર દિશા તરફ એટલે પોતાના સ્થાનમાં તેઓ બન્ને ગયા. એવી રીતે ગોકુલમાં વસેલાં બે વૃક્ષોનો પણ નિરોધ કહ્યો. (૪૩)

**इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वलभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणे वान्तरप्रमाणप्रकरणे वैराग्यनिरूपकषष्ठाध्यायस्य स्कन्धादितो दशमाध्यायस्य विवरणम् ॥**

## દશમ સ્કંધ પૂર્વાર્ધ

અધ્યાય - દસમો તામસ પ્રકરણના પ્રમાણ પ્રકરણમાં વૈરાગ્યનું નિરૂપણ કર્યું.

❋❋❋❋❋
❋❋❋
❋

# दशम स्कन्धादितोः एकादशोध्यायः ॥

निरोधः सर्वभावेन वर्णनीयो हि गोकुले । स्त्रीणां स चोक्तः पुंसां च नन्दप्राधान्यभावतः ॥१॥

एकादशे ततोध्याये पूर्वावस्थामशेषतः । त्याजयित्वा तु नन्दस्य कृष्णभावो निरूप्यते ॥२॥

मोचनं मुग्धलीला च स्थानान्तरपरिग्रहः । तत्र लीला वत्सबकौ ज्ञानं चेति निरुप्यते ॥३॥

षड्भिस्त्रिभिः षोडशभिश्चतुर्भिः षड्भिरेव च । नवभिः पञ्चभिश्चेति सप्तार्थाः सगुणो हरिः ॥४॥

स्वार्थं तु भगवान् कार्यस्तथात्वं ज्ञाप्यते पुनः । सर्वस्वं हरिरेवेति तदर्थं त्याग ईर्यते ॥५॥

वृन्दावने स्थितौ हेतुर्भगवत्तोषतः परम् । नास्तीतिज्ञापनायोक्ता प्रीतिर्लीलोपयोगिषु ॥६॥

वत्सचारणदोषस्य निवृत्तिर्वत्समारणम् । गोपालदोषव्यावृत्त्यै बकस्यापि विनाशनम् ॥७॥

स्थानत्यागे हरीच्छैव कारणं न तु दुष्टता । तज् ज्ञापयितुमत्रापि बकवत्सौ विनाशितौ ॥८॥

अतो विमर्शो गोपानामानन्दश्च निरूपितः । तदर्थमेव च हरेर्बालभावो न चान्यथा ॥९॥

सम्पन्ने तु ततस्तस्य परित्यागोपि वर्ण्यते ॥९ १/२॥

## દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય અગિયારમો

**કારિકાઓ : ૧ થી ૯**

૧) ગોકુલમાં સર્વભાવથી નિરોધનું વર્ણન કરવાનું છે. સ્ત્રીઓનો નિરોધ કહેલો છે. પુરૂષોનો પણ નંદજીના પ્રધાનપણાના ભાવથી કહેલો છે. (૧)

૨) તેથી અગીયારમાં અધ્યાયમાં પહેલાની અવસ્થાનો સંપૂર્ણ ત્યાગ કરાવી નંદજીના કૃષ્ણભાવનું નિરૂપણ છે.

૩-૪)(૧) ભગવાનને ખાંડણીયા સાથે બાંધેલ તેને છોડાવવાનું (૨) મુગ્ધલીલા (૩) બીજા સ્થાનમાં રહેવા જવું. (૪) ત્યાં કહેલી લીલા (૫) વત્સાસુરનો વધ (૬) બકાસુરનો વધ (૭) જ્ઞાન એ સાત અર્થોનું અનુક્રમે (૧) છ (૨) ત્રણ (૩) સોળ (૪) ચાર (૫) છ (૬) નવ (૭) પાંચ શ્લોકોથી નિરૂપણ કરવામાં આવે છે એટલે છ ગુણવાળા હરિ આ અધ્યાયનો અર્થ છે.

૫) પોતાના રસભાવ માટે જે નિરોધ કરવાનો છે તે ભગવાન જ છે તે ભગવદ્રૂપ છે એમ પુનઃ જણાવવામાં આવે છે. સર્વસ્વ હરિજ છે. તેથી તેમને માટે ત્યાગ કહેવામાં આવે છે.

૬) વૃંદાવનમાં રહેવાનું કારણ ભગવાનની પ્રીતિ વિના બીજું કંઇ નથી એમ જણાવવા લીલામાં ઉપયોગી પદાર્થોમાં ભગવાનની પ્રીતિ કહેલી છે.

૭) ભગવાને વત્સાસુરને માર્યો તે દોષની નિવૃત્તિરૂપ છે. ગોપાલના દોષ દૂર કરવા બકનો નાશ કર્યો.

૮) સ્થાનનો ત્યાગ કરવાનું કારણ હરિની ઇચ્છા જ હતી. પણ સ્થાનની દુષ્ટતા ન હતી એમ જણાવવા અહીં વૃંદાવનમાં ભગવાને વત્સાસુર અને બકાસુરનો નાશ કર્યો.

૯) તેથી ગોપોની મંત્રણા અને આનંદનું નિરૂપણ કરેલું છે. અને હરિનો બાલભાવ તે માટે જ છે. બીજુ કંઇ જ કારણ નથી.

૯ 1/2) તે થયા પછી તેના ત્યાગનું વર્ણન કરવામાં આવે છે.

તેમાં સાત અર્થ કહેવાના છે તે પૈકી પ્રપંચના વિસ્મરણ પૂર્વક ગોપોની ભગવાનમાં આસક્તિ થઇ એમ કહેવા માટે આરંભમાં ભય અને ભગવાનને ખાંડણીયાથી છુટા કર્યા એ નીચેના છ શ્લોકથી કહે છે.

॥ श्रीशुक उवाच ॥

गोपा नन्दादयः श्रुत्वा द्रुमयोः पततो रवम् ।
तत्राजग्मुः कुरुश्रेष्ठ निर्घातभयशङ्किताः ॥१॥
भूम्यां निपतितौ तत्र ददृशुर्यमलार्जुनौ ।
बभ्रमुस्तदविज्ञाय लक्ष्यं पतनकारणम् ॥२॥
उलूखलं विकर्षन्तं दाम्ना बद्धं च बालकम् ।
कस्येदं कर्म आश्चर्यमुत्पात इति कातराः ॥३॥

**શબ્દાર્થ :**

હે કુરૂશ્રેષ્ટ, પડતા બે વૃક્ષોનો અવાજ સાંભળીને નંદ વિગેરે ગોપો વિજળી પડવાના ભયની શંકાથી ત્યાં આવ્યા. (૧)

ત્યાં ભૂમિ ઉપર પડેલા યમુલાર્જુનોને તેમણે જોયાં, તેને પડવાના કારણો ખાંડણીયાને ખેંચતા અને દમણાંથી બાંધેલા બાળકને નહિ જાણતાં તેઓ ભ્રમમાં પડયા. આ કોનું કર્મ છે. ? કેમ કર્યુ તે વિશે આશ્ચર્ય છે ઉત્પાત છે એમ જાણી ભય પામ્યા. (૨-૩)

तत्र प्रथमं प्रपञ्चविस्मरणपूर्वकं भगवदासक्तिं वक्तुं भयविमोकावाह गोपा नन्दादय इति षड्भिर्नन्दार्थमेवैतदिति ज्ञापयितुं **नन्दादय** इति, **गोपा** इति स्वतःसामर्थ्याभावः, भगवतोऽद्भुतलीलामाह **श्रुत्वा द्रुमयोः** पततो रवमिति पततोर्द्रुमयोरिदानीं रवः श्रुतो यदा तौ स्तुत्वा निर्गतौ, इदं नान्यशक्यं ततस्तत्राजग्मुः,कुरुश्रेष्ठेतिविश्वासार्थं, सर्वेषां तत्रागमने हेतर्निर्घातभयशङ्किता इति, निर्घातो निरभ्रविद्युत्पातस्तत्कृतं भयं कस्यचिदुपद्रवो भाव्यनिष्टसूचनम् ॥१॥ आगतानां ज्ञानमाह भूम्यामिति, भूमौ निपतितावर्जुनौ दृष्टवन्तः, ततोन्यत्र तौ चेत् पतितौ भवतस्तदा कालान्तरत्वं न दोषायेति तद्व्यावृत्त्यर्थमाह तत्रेति,

यत्रैव स्थितौ तत्रैव पतितौ, आर्द्रता च तेषां दृष्टिगम्या न भवति, बहिर्मुखत्वात् जातायामपि तत्राप्यकर्षणस्यापेक्षितत्वात् तस्य पतनस्य कारणमविज्ञाय **बभ्रमुः**, ननु प्रत्यक्षस्याभावेप्यनुमानेन कथं न कल्प्यते ? तत्राह लक्ष्यमिति, लक्ष्यमप्यविज्ञाय, ते ह्यतिनैयायिका युक्तिबाधितं प्रमाणं न किमपि मन्यते, ता व्याप्तस्याभावान्नानुमानेन पतनकारणज्ञानम् ॥२॥ ननु भगवानस्त्येव प्रत्यक्षसिद्धः कोत्र सन्देह इति चेत् तत्राहोलूखलमिति, उलूखलाकर्षणं कुर्वन्तं तदानीमपि ततोप्यग्रे गच्छन्तं वृक्षयोर्मध्ये स्थितं, अन्यत्र गमनाभावे हेतुर्दाम्ना बद्धमिति, चकारादूलूखलेन सह वृक्षयोः पातं बालकं चेति वा बालकत्वादेव न स्वतो मोचनं, भगवन्तं हेतुत्वेन प्रत्यक्षसिद्धमप्यन्यथासिद्धं कृतवन्त इत्याह कस्येदमिति, इदं बन्धनलक्षणं कस्य कर्म ? कर्मेतिवचनं, व्याकुलत्वज्ञापकं, किञ्च **कुतो** वा हेतोरेतद् बन्धनमिति, आश्चर्यमिति, बालकस्य बन्धनं तेन पातनं त्वसम्भवितमेवात आश्चर्यमेवैतदुभयमपि, पातनमेव वा, नन्वकारणकार्योत्पत्तिः कथम् ? तत्राह उत्पात इति, अयमुत्पातो देवदैत्यादिकृतो भाव्यनिष्टसूचको न तु सर्वथा युक्तिबाधितो भगवता कृत इति कार्यकारणभावे प्रत्यक्षसिद्धेपि न तथात्वमङ्गीकर्तुं शक्यते, अत एव भ्रान्तो नैयायिकस्तर्कविरुद्धं न मन्यते, "अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेदि" तिवाक्याच्च, तर्हि किं जातं तादृशज्ञानस्य फलमित्याकाङ्क्षायामाहोत्पात इति **कातराः**, पातस्तूत्पातरूपः, अग्रे च भयं भविष्यतीति कातरा भयव्याकुला जाता इत्यर्थः ॥३॥

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** આ નિરોધનું કાર્ય નંદ માટે છે તેથી 'નંદ' પદ યોજેલ છે. 'ગોપો' શબ્દોથી તેઓનું કાંઇ સામર્થ્ય ન હતું. 'પડતાં બે વૃક્ષોનો અવાજ સાંભળી' શબ્દોથી ભગવાનની અદ્‌ભુતલીલા કહેલી છે.

જ્યારે તેગુહ્યકો સ્તુતિ કરીને ગયા ત્યારે હમણાં બે પડતા વૃક્ષોનો અવાજ ગોપોએ સાંભળ્યો. ભગવાન શિવાય બીજા કોઈથી આ થઇ શકે નહી. પછી ગોપો ત્યાં આવ્યા. હે 'કુરૂશ્રેષ્ટ' એ સંબોધન પરીક્ષિતને વિશ્વાસ રહે તે માટે છે.

વિજળી પડવાની શંકાના ભયથી કહેલું છે. વાદળાં વિનાની વિજળીથી પડવું નિર્ઘાતઃ તેનાથી કોઇએ ઉપદ્રવ કર્યો છે એવો ભય થયો. (૧)

ત્યાં આવ્યા પછી તેઓને જે જ્ઞાન થયું તે કહે છે.

તેઓએ ભૂમિ ઉપર પડેલા યમલાર્જુનને જોયાં. જો તેઓ બીજે સ્થળે પડયા હોત તો કાલના અંતરનો દોષ ન રહત. તેથી તેમ થયું ન હતું. તેઓ જ્યાં ઉગ્યા હતાં ત્યાં જ પડયા હતા. તેઓ બહિંમુખ હોવાથી તેઓની ભીનાશ દેખાતી ન હતી. તેઓના પડવાનું

કારણ નહિ જાણતાં તેઓ ભ્રમમાં પડયાં કારણ દેખાતું ન હોય તો અનુમાનની કલ્પના કેમ ન કરી ? એવી શંકા થાય ત્યાં 'દેખીતાં' શબ્દ યોજેલ છે. દેખીતાં કારણને પણ તેઓએ જાણ્યું નહિ. તેઓ નૈયાયિકો હતા અને યુક્તિથી બાધ થાય (તર્ક શક્તિથી ખોટું ઠરે) તેવું કોઈપણ પ્રમાણ માનતા નથી. તેથી અનુમાનથી તેના પડવાનું કારણ જાણ્યું નથી.

તેઓના પડવાનું કારણ ભગવાન જ હતા. તેમાં શું સંદેહ હતો ? એવી શંકા થાય ત્યાં ખાંડણીયાને ખેંચતાં ત્યાંથી આગળ જતાં બે વૃક્ષોની વચમાં ભગવાન રહેલા હતા. ભગવાન બીજે ગયા ન હતા કારણ કે તે 'દામણાથી બંધાયેલા' શબ્દથી કહેલ છે. 'ચ અને' શબ્દથી એમ જણાવેલું છે કે ખાંડણીઆ સાથે બે વૃક્ષો પડેલાં જોયાં. બાળક હોવાથી પોતાની મેળે દામણાથી બાંધેલાને છોડાવી શકે નહિ વૃક્ષોના પડવાને કારણે ભગવાન પ્રત્યક્ષ દેખાતા હતા. આ ભગવાનને બાંધવાનું કાર્ય કોણે કર્યું છે? અને કયા કારણથી આ કાર્ય કર્યું છે ?આ બાળકનું બંધન આશ્ચર્ય છે. તેથી બાળકથી આ વૃક્ષો પડે તેમ સંભવતું નતી. તેથી તે વૃક્ષોનું પડવું આશ્ચર્ય છે. કારણ વગર કાર્યની ઉત્પત્તિ કેવી રીતે થાય ? એવી શંકામાં 'ઉત્પાત' શબ્દ યોજેલ છે. આ ઉત્પાત દૈવ, કે દૈત્યે કરેલો છે. પણ ભગવાને કરેલું નથી. એ પ્રમાણે વૃક્ષોનું પડવું અને કારણ ભગવાનનો ભાવ પ્રત્યક્ષ જણાતો હોવા છતાં એમ હોવાનું સ્વીકારી શકાતું નથી. તેથી જ નૈયાયિક ભ્રાંત છે. કારણ કે તે તર્ક વિરૂદ્ધ માનતો નથી અને જે અલૌકિક ભાવો છે ત્યાં તર્ક યોજવો નહિ. ત્યારે એવા જ્ઞાનનું ફલ તેમને શું મળ્યું ? એ જાણવાની ઇચ્છા થાય તેથી ઉત્પાત છે એમ જાણી ભય પામ્યા. તેથી જ બાળકોએ કહેલું વાક્ય તેઓએ સ્વીકાર્યું નહિ એમ બે શ્લોકથી કહે છે. (૨-૩)



बालाः प्रोचुरनेनेति तिर्यग् गतमुलूखलम् ।
विकर्षता मध्यगेन पुरुषावप्यचक्ष्महि ॥४॥
न ते तदुक्तं जगृहुर्न घटेतेति तस्य तत् ।
बालस्योत्पाटनं तर्वोः केचित् सन्दिग्धचेतसः ॥५॥
उलूखलं विकर्षन्तं दाम्ना बद्धं स्वमात्मजम् ।
विलोक्य नन्दः प्रहसद्वदनो विमुमोच ह ॥६॥
गोपीभिः स्तोभितोनृत्यद् भगवान् बालकः क्वचित् ।
उद्गायति क्वचिन्मुग्धस्तद्वशो दारुयन्त्रवत् ॥७॥

**શબ્દાર્થ :**

બાળકોએ કહ્યું વચમાં આવેલા એમણે આડા પડેલા ખાંડણીયાને ખેંચતા વૃક્ષો પાડયાં. અમે બે પુરૂષોને પણ જોયાં. (૪)

તે બાળક બે વૃક્ષોને ઉખેડી નાખે એવું બની શકે નહિ એમ માની તેઓએ તેમનું કહેલું માન્યું નહિ અને સંશયવાળા ચિત્તવાળા થયા. (૫)

દામણાથી બાંધેલા પોતાના પુત્રને ખાંડણીયાને ખેંચતા જોઈને હસતા નંદે તેમને છુટા કર્યા. (૬)

ગોપીઓને વશ થયેલા ભગવાનની લીલા હવે કહે છે-ગોપીઓએ ખોટી પ્રશંસા કહેલા બાળક ભગવાન લાકડાની પૂતળીની પેઠે તેમને વશ થઈ કોઈવાર નૃત્ય કરતા હતા અને કોઈવાર ભોળા થઈ ગાન કરતા હાતા. (૭)

अत एव बालकैरुच्यमानमपि वाक्यं नाङ्गीकृतवन्त इत्याह **बालाः प्रोचुरिति द्वाभ्यां**, सर्व एव बाला यथादृष्टार्थवादिनः कल्पनासमर्थाः कारणं प्रोचुः, तेषां वाक्यमाहानेनेति, अनेन वृक्षौ पातितौ, प्रकाराकाङ्क्षायामाहुस्तिरश्चीनमुलूखलं विकर्षतेति, तिर्यक् पतितमुलूखलं तं विशेषेण कर्षता, कर्षणेपि प्रयोजनमाहुर्मध्यगेनेति, मध्ये स्थितः किं कुर्यात् ? नचैतज् ज्ञानं भ्रान्तमित्याशङ्कायामाहुः पुरुषावप्यचक्ष्महीति, वृक्षाद् द्वौ पुरुषौ निर्गतौ तावप्यस्माभिर्दृष्टाविति, अतः स्वदृष्टं लौकिकमलौकिकं चोक्तवन्तः ॥४॥ तदुभयमपि तैर्नाङ्गीकृतमित्याह न ते तदुक्तं जगृहुरिति, ते गोपा बालकोक्तं न सत्यमिति गृहीतवन्तस्तत्र हेतुर्न घटेतेति, तस्य बालकस्य तर्वोरुत्पाटनं सर्वथा युक्तिबाधितं, केचन पुनरार्द्रनैयायिकाः सन्दिग्धचेतसो जाताः, शकटतृणावर्तयोर्भङ्गदर्शनात् न तु तेषामपि कश्चन निर्धारः ॥५॥ नन्दस्तु सन्दिग्धोपि तं विचारं दूरीकृत्य मोचितवानित्याहोलूखलमिति, तदानीमपि विकर्षन्तमिति शीघ्रमोचने हेतुः दाम्ना बद्धमिति मोचने निमित्तं , स्वमात्मजमिति स्वस्यैवावश्यकत्वं, स्वमिति व्याकुलतापरिज्ञानार्थं, स्वपदप्रयोगात् भगवद्भावं प्राप्त इतियुक्तिरपि तेषामज्ञानं न तेषां बुद्धिदोषेण किन्तु भगवतैव कार्यत इति, प्रहसद्वदन इति धौर्त्यस्मरणात्, तस्यापि ज्ञानाभावस्त्वनेनोक्तः, विशेषेण मोचनं सर्वासामेव रज्जूनां पृथक्करणं, हेत्याश्चर्यं, स्वबन्धनं तेन मोचितमिति भगवल्लक्षणो बन्धो भगवतैव मोचयितुं शक्यते नान्येनेत्यत इदमाश्चर्यमेव ॥६॥

गोपीनां वशभावं प्राप्तस्य भगवतो लीलामाह गोपीभिरितित्रिभिः ।

विद्योपजीविनां सेवां येनैव च सुखं भवेत् । राजसीं तामसीं लीलां सात्विकीं च चकार ह ॥१॥

तत्र प्रथमं राजसीं लीलामाह, गोपिकाः प्रत्येकं स्वस्वगृहं नीत्वा 'नृत्यं कुरु भगवँल्लड्डुकानि दास्यामी' युक्तो नृत्यति, तत्रापि स्तोभितः,'कृष्ण एव सम्यङ् नृत्यं जानाति कर्तुं न राम' इत्युक्तः, स्तोभा शून्यप्रशंसा यथा स्तोभाक्षराणि भभभेति, तथा गोपी भिर्यथाकथञ्चित् स्तुतो नृत्यन् नृत्यं करोति, लडर्थे लङ्, तत्रापि नृत्ये न प्राकृतवन् नृत्यति किन्तु यथा तण्डुर्यथा वा पार्वती, ततोपि सहस्रगुणमत्यन्तं नृत्यति, तदनुचितं, किं पामराणां स्थाने तथानृत्येनेति ? तदाह भगवानिति, षड्गुणैश्वर्यसम्पन्नो न ह्यन्यथा नृत्यं कर्तुमर्हति, तर्हि तासामप्यग्रे

नार्हत्येवेति चेत् तत्राह बालकः क्वचिदिति, क्वचिद् वा गोकुले स्वस्य बालभावं प्रदर्शितवानिति, बालवदिति पाठे क्वचिद् भगवान् शास्त्रानुसारेण नृत्यति **क्वचिद् बालवत्** केवलं देहपादचालनमात्रं करोति मुग्धभावख्यापनाय, ततोपि कयाचित् 'कृष्ण गाये' त्युक्त उद्गायति, उच्चैस्तूष्णीं गानं करोति यथा सर्वासां हास्यं भवति, अथवा क्वचिदूर्ध्वं गायति यथाशास्त्रं **क्वचिन्मुग्धो**शास्त्रमपि **बालवत्** किञ्च नृत्यगानयोर 'प्येवमुत्थायैवमुपविष्टं एवं सुप्तो गानं कुर्वि' त्युक्तस्तथैव गायतीत्याह तद्वशो दारुयन्त्रवदिति, गोपिकावशो भूत्वा दारुपुत्रिकावन् नृत्यति गायति च ॥७॥ लीलान्तरमाह **बिभर्तीति**,

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** જેવું જોયું તેવું કહેનારા બાળકોએ વૃક્ષો પડવાનું કારણ કહ્યું. એમણે એટલે શ્રીકૃષ્ણે વૃક્ષો પડ્યાં કેવી રીતે ? એ જાણવાની ઇચ્છા થાય તેથી ''આડા પડેલા ખાંડણીયાને ખેંચતાં ખાંડણીયો આડો પડેલો અને તેની સાથે ખેંચતાં વૃક્ષો પાડ્યાં. વચમાં ઉભેલા બીજું શું કરે ? બહાર નીકળવા પ્રયાસ કરે. તેમનામાં વિશ્વાસ બેસે તે માટે 'અમે બે પુરૂષોને પણ જોયા' એ શબ્દોથી જ્ઞાન ભ્રાંતિવાળું નથી એમ કહે છે. તેઓએ જોયેલું લૌકિક અને અલૌકિક કહયું. (૪)



તે બંનેનું ગોપોએ માન્યું નહિ એમ કહે છે.

બાળકોએ કહ્યું તેને ગોપોએ માન્યું નહિ. તેનું કારણ 'તેવું બની શકે નહિ' શબ્દોથી કહેલું છે. તે બાળક બે વૃક્ષોને ઉખેડી નાખે એ યુક્તિ પ્રમાણે સંભવિત નથી વળી કેટલાક નૈયયિક સંશયયુક્ત ચિત્તવાળા થયા, કારણ કે ભગવાને શકટાસુર અને તૃણાવર્તને મારેલા તેઓએ જોયેલા, તેથી આ વૃક્ષોને પણ ભગવાને પાડેલા હોય અથવા તે પોતાની મેળે પડયાં હોય તેવો સંશય તેમને થયો. પણ તેનો કોઇ નિર્ણય થયો નહિ. (૫)

નંદજી પણ સંશયવાળા હતા તથા તે વિચારને દૂર કરી ભગવાનને છુટા કર્યા એમ નીચેના શ્લોકથી કહે છે.

તેમને છુટા કરવાનું તે પણ કારણ હતું. તેનું નિમિત્ત દામણાથી બાંધેલા હતા. નંદજીએ તેમને છુટા કરવાની જરૂરીયાત હતી એમ 'પોતાના પુત્રને' શબ્દથી જણાવેલ છે. તેઓ ગોપોનું અજ્ઞાન તેઓની બુદ્ધિના દોષથી ન હતું, પરંતુ ભગવાને જ કરેલું હતું. તેથી નંદજી ભગવદ્ભાવને પામ્યા હતા.

ભગવાનના ધૂર્તપણાના સ્મરણને લીધે નંદજી હસતા મુખવાળા હતા. તેમને પણ જ્ઞાન ન હતું. વિશેષતાથી છુટા કરવું એટલે બધા દોરડાથી છુટા કરવું ભગવાનનો બંધ ભગવાનથી જ છુટો કરી શકાય. બીજાથી છુટે નહિ તેથી સ્વબંધન તેમને છુટુ કર્યું. (૬)

કારિકા :-૧૦૧/૨ જે ચરિત્રથી વિદ્યા ઉપર જીવનારાઓની સેવા થાય અને જેનાથી સુખ થાય તેવી રાજસી, તામસી અને સાત્ત્વિક લીલા ભગવાને કરી. (૧૦૧/૨)

તે પૈકી રાજસી લીલા કહે છે. ગોપિકાઓ ભગવાનને પોત પોતાને ઘેર લઇ જઇ હે ભગવાન ! તમે નૃત્ય કરો તમને લાડવા આપીશ. એમ કહેતી ત્યારે ભગવાન નૃત્ય કરતા તેઓ ભગવાનની ખોટી પ્રશંસા કરતી એટલે "કૃષ્ણનેજ સારી રીતે નૃત્ય કરતાં આવડે છે." બલભદ્રને આવડતું નથી. એમ કહેતી.

ભગવાન પ્રાકૃત પુરૂષની માફક નૃત્ય કરતા નથી, પરંતુ પાર્વતી નૃત્ય કરે છે, તેમ નૃત્ય કરે છે તેથી પણ વધારે સારૂં નૃત્ય કરે.

એ રીતે નૃત્ય કરવું યોગ્ય ન હતું. ગોપીઓના સ્થાનમાં આવું નૃત્ય કરવાથી શું લાભ ? એવી શંકામાં 'ભગવાન' શબ્દ યોજેલ છે. છ ગુણવાળું ઐશ્વર્ય જેમને છે એવા ભગવાન બીજી રીતે નૃત્ય કરવા યોગ્ય નથી. તેઓ ગોપીઓની સમક્ષ પણ નૃત્ય કરવા યોગ્ય નથી. તેથી કોઇકવાર બાળક શબ્દો યોજેલ છે. કારણ કે કોઇકવાર ભગવાન પોતે બાલભાવ ગોકુલમાં દેખાડતાં હતા. 'બાળવત્' પાઠ મુજબ કોઇકવાર ભગવાન શાસ્ત્ર પ્રમાણે નૃત્ય કરે અને કોઇકવાર મુગ્ધભાવથી બાળકની પેઠે દેહ અને ચરણોને હલાવતા. વળી તેમાં પણ કોઇ ગોપી 'કૃષ્ણ ગાઓ' એમ કહે ત્યારે ભગવાન ગાન કરે. આવી રીતે લાકડાની પૂતળી પેઠે વશ થઇ નૃત્ય કરે. આવી રીતે લાકડાની પુતળી પેઠે વશ થઇ નૃત્ય અને ગાનમાં ગોપીઓ આ પ્રમાણે ઉઠીને અથવા બેસીને અથવા સૂઇને 'ગાન કરો' એમ કહે ત્યારે ભગવાન તે પ્રમાણે કરે. એટલે ભગવાન ગોપિકાઓને વશ થઇ લાકડાની પૂતળીની પેઠે નૃત્ય કરતા અથવા ગાન કરતા. (૭)

બીજી લીલા નીચે પ્રમાણે છે.

बिभर्ति क्वचिदाज्ञप्तः पीठकोन्मानपादुकम् ।
बाहुक्षेपं च कुरुते स्वानां च प्रीतिमावहन् ॥८॥
दर्शयंस्तद्विदां लोक आत्मनो भृत्यवश्यताम् ।
व्रजस्योवाह वै हर्षं भगवान् बालचेष्टितैः ॥९॥
गोपवृद्धा महोत्पाताननुभूय बृहद्वने ।
नन्दादयः समागम्य व्रजकार्यममन्त्रयन् ॥१०॥



**શબ્દાર્થ :**

આજ્ઞા કરાયેલા ભગવાન બોકડાં, માપ અથવા પાદુકાને પકડતા અને પોતાના ભક્તોની પ્રીતિ ઉપજાવતાં બાહું સાથળ ઉપર ઠોકતા. (૮)

લોકમાં તે પોતાનું સ્વરૂપ જાણનારા પોતાના ભૃત્યોને વશ છે એમ દેખાડતાં, ભગવાન પોતાની બાલચેષ્ટાથી વ્રજને હર્ષ પમાડતા હતા. (૯)

બૃહદવનમાં મોટા ઉત્પાતોનો અનુભવ કરીને નંદ વિગેરે વૃદ્ધ ગોપોએ ભેગા થઇ વ્રજમાં જવાની મંત્રણા કરી. (૧૦)

सर्वत्र क्वचिदितिपदेन क्वचित् करोति क्वचिन्न करोतीति ज्ञातव्यं, अन्यथा तथास्वभाव आश्चर्यं न स्याद् बहुधा प्रार्थनं च, क्वचिदाज्ञप्तः 'पीठमानयोन्मानं तण्डुलादिमानपात्रमानय पादुके दारुमये आनये' युक्तः केवलं बिभर्ति न तूत्थापयितुं शक्नोति, अशक्तिभावनां च करोति यथा प्राकृता बालाः कुर्वन्तिः, एकवद्भावः स्थूले सूक्ष्मे प्रशस्ते निन्दिते तुल्यत्वज्ञापनार्थः **किञ्च बाहुक्षेपं च कुरुते,** 'मया सह मल्लयुद्धं कुर्वित्युक्तो बाहुविस्फोटनं करोति, चकारादुपर्यपि पतति, बलाविर्भाविन तं चालयतीव, ननु किमित्येवं करोति ? तत्राह **स्वानामिति,** येन कारणेन तेषु स्वत्वं सम्पादितं तेनैव प्रीतिमुद्वहन् यावतैव तेषां प्रीतिर्भवति, न त्वधिकं करोतीत्यर्थः ॥८॥ लीलाद्वयं विशेषतो निर्दिश्य सामान्यतः सर्वामेव लीलां सङ्क्षेपेणाह दर्शयन्निति, बालचेष्टितैर्भगवान् व्रजं हर्षयामास, व्रजे यावद्विधा प्राणिनस्तेषामपि यथां यथा हर्षो भवति, स च हर्षेस्तेष्वेव तिष्ठति सोपि स्थितः पुष्टो भाररूपो भवति तदा तेषां वहनाशक्तौ तेषां हर्ष भगवानुवाह, तदपि न विषयत्वेन किन्तु करणत्वेनेत्याह बालचेष्टितैरिति, ननु बालचेष्टा फलपर्यवसायिन्यो न भवन्ति स्वरूपत एव परं मोहे सुखजनिकास्तत् कथं तादृशे हर्षे करणता ? तत्राह भगवानिति, यावतानुपपत्तिः परिहृता भवति तावान् धर्मो भगवच्छब्दाद् ग्राह्यः, ननु किमेवं प्राकृतानामत्र स्थितानां वैकुण्ठमनीत्वा स्वयमागत्य विपरीतभावेन तथाकरणे प्रयोजनमित्याशङ्क्याह तद्विदां भगवत्स्वरूपविदामात्मनो भृत्यवश्यतां दर्शयन्निति, यतस्ते भृत्या भरणीयाः स्वेनैव न केवलं प्रदर्शनमात्रपरत्वं, तथा सति कापट्येनापि स्यादित्याह वै निश्चयेनेति, आत्मन इत्यनेन वश्यतादोषः परिहृतः, ये त्वज्ञास्ते व्यामोहिता एव, ये जानन्ति तेषां ज्ञानस्य भक्त्युपयोगः, तत्तदनुसारिणोपि तत्त्वेनैव ग्राह्या इति न किञ्चिदनुपपन्नम् ॥९॥

एवं बृहद्वनक्रीडामुक्त्वा सर्वदेवाधिष्ठितवृन्दावने क्रीडां वक्तुं भगवत्प्रेरितानां तेषां निर्गमनार्थं मन्त्रमाह,

उद्यमो मुख्यसम्पत्तिर्मन्त्रो हेतुस्त्रिभिस्ततः । निर्धारितपरित्यागः स्थानान्तरगुणास्ततः ॥१॥
कृष्णाज्ञयेति कालस्य नापेक्षातोनिवारणम् । पञ्चभिर्गमनं चैव रतिस्तत्र हरेः परा ॥२॥
एवं कलाभिर्भगवान् पूर्णो वृन्दावने बभौ ॥२ १/२॥

प्रथमं मन्त्रार्थमुद्यममाह गोपवृद्धा इति, गोपेषु ये वृद्धाः पूर्वापरानुसन्धानसहिताः, बृहद्धनमन्वर्थनाम, पूर्व कदाचिदपि तत्रोत्पत्त्यभाव उत्पातानामिदानीं तु महोत्पाताः पूतनामरणादयः, नन्दोपि वृद्धप्रायः प्रधानव्यतिरेकेण विचारो न निर्वहतीति समागम्य सम्यगेकत्रोपविश्य, व्रजसम्बन्ध्यवश्यकर्तव्यममन्त्रयन् ॥१०॥ सर्वेषां वक्तृत्वं न सम्भवतीति प्रधानं व्यपदिशति तत्रेति,

## ભાવાર્થ :

**સુબોધિનીજી :** 'કોઈવાર' પદ સર્વ સ્થળે છે. તેથી ભગવાન કોઈવાર એ પ્રમાણે કરતા અને કોઈવાર ન પણ કરતા ભગવાનનો એવો સ્વભાવ થવાથી એ લીલામાં આશ્ચર્ય ન થાય અને એવી લીલા કરવા કોઈ ભગવાનને પ્રાર્થના પણ ન કરે. કોઈવાર આજ્ઞા કરાયેલા બોકડું લાવો અગર ચોખા ભરવાના માપ લાવો, લાકડાની પાદુકાઓ લાવો એમ કહી ભગવાન તે વસ્તુને પકડતા પણ તેને ઉપાડી શકતા નહિ અને જેમ પ્રાકૃત બાળકો પોતાની અશક્તિ દેખાડે છે તેવો દેખાવ કરતાં. એકજ પ્રકારનો ભાવ ભગવાનને દરેક વસ્તુ સરખી છે એમ જણાવનારો છે. વળી ભગવાન બાહુ ઠોકતાં 'મારી સાથે મલ્લયુદ્ધ કરો' એમ કહેવામાં આવે ત્યારે ભગવાન બાહુ સાથળ ઉપર ઠોકતા ભગવાન કેમ એમ કરતા ? એવી શંકા થાય તેથી 'પોતાના ભક્તોની' શબ્દ યોજેલ છે. ભગવાન બાહુ ઠોકવાનું કહે છે એટલું જ નથી પરંતુ ભક્તોની પ્રીતિ ઉપજાવતાં પ્રીતિ થાય એવું જ કરે છે. પણ અધિક કરતા નથી એવો અર્થ છે. (૮)

બે લીલાઓનું વર્ણન કરીને બધી લીલાઓ સંક્ષેપમાં નીચેના શ્લોકથી કહે છે.

બાલચેષ્ટાઓથી ભગવાન વ્રજને હર્ષ પમાડતા હતા. વ્રજમાં જેટલા પ્રકારનાં પ્રાણીઓ હતાં તેઓને જે જે પ્રકારે હર્ષ થાય તે પ્રમાણે બાલચેષ્ટા કરતા. તેમના હર્ષનો ભાર પુષ્ટ હોવાથી તે ભાર ભગવાન વહન કરતા તે પણ ભગવાન વિષય તરીકે નહિ પરંતુ કરણ તરીકે કરતા. તે 'બાલચેષ્ટાથી' શબ્દથી કહેલ છે.

બાલકની ચેષ્ટા સ્વરૂપથી પણ ફળ આપનારી હોય છે. તેથી હર્ષ ઉત્પન્ન કરવાનું સાધન ભગવાન કેમ થાય ? એવી શંકામાં તેમાં 'ભગવાન' શબ્દ યોજેલ છે.

અહીં રહેલા પ્રાકૃત પ્રાણીઓને વૈકુંઠ નહિ લઇ જતાં ભગવાન પોતે અહીં પધારી વિપરીત ભાવથી એ પ્રમાણે કરે છે. તેનું શું પ્રયોજન ? એવી શંકામાં 'તે એટલે ભગવાનનું સ્વરૂપ જાણનાર 'પોતાના ભૃત્યોને વશ કરે છે એમ દેખાડતા' એ શબ્દો યોજેલ છે. ભૃત્યો એટલે પોતાથી જ ભરણ કરવા યોગ્ય છે. 'પોતાના' એ શબ્દોથી ભગવાન તેઓને વશ થાય તેમાં જે દોષ જણાય તે દૂર કરેલો છે. જેઓ જ્ઞાનરહિત છે

તેમને તો ભગવાન વ્યામોહ કરે છે. જેને જ્ઞાન છે તેનું જ્ઞાન ભક્તિમાં ઉપયોગી થાય છે. જુદા જુદા માર્ગને અનુસરનારાઓને પણ ભગવાન તે તે માર્ગ પ્રમાણે ગ્રહણ કરે છે તે અયોગ્ય નથી.

એ પ્રમાણે બૃહદ્‌વનમાં ક્રીડા કરીને વૃંદાવનમાં ક્રીડા ભગવાને કરી તે કહેવા માટે ગોપોએ ત્યાંથી નીકળી વૃંદાવન જવા માટે મંત્રણા કરી તે હવે કહે છે.

કારિકા :-૧૧ જવાનો ઉદ્યમ (૧૦) મુખ્યની પ્રાપ્તિ (૧૧) મંત્રણા (૧૨) પછી ત્રણ શ્લોકથી જવાનું કારણ. (૧૩ થી ૧૫) બૃહદ્‌વનનો ત્યાગ (૧૬) બીજા સ્થાનના ગુણો (૧૭)

કારિકા :- શ્રીકૃષ્ણની આજ્ઞાથી કાલની અપેક્ષા નહિ હોવાથી તેનું નિવારણ (૧૮) પાંચ શ્લોકથી વૃંદવાન ગમન. (૧૯-૨૩) ત્યાં વાસ (૨૪) હરિનો પ્રેમ (૨૫)

કારીકા :-૧૩ એ પ્રમાણે ભગવાન વૃંદાવનમાં કલાઓથી પૂર્ણ શોભ્યા (૧૩) આરંભમાં મંત્રણા માટે ઉદ્યમ કરે છે. તે હવે કહે છે.

જે વૃદ્ધ ગોપો હતો તેઓએ મંત્રણા કરી 'બૃહદ્‌વન' એ નામ અર્થ પ્રમાણે છે. પહેલાં કોઈ વખત પણ ત્યાં ઉત્પાતો થતા ન હતા પણ હમણાં પૂતનાનું મરણ વિગેરે ઉત્પાતો થયા. નંદ પણ વૃદ્ધ હતા. એટલે બધાએ એક સ્થળે બેસીને વ્રજસંબંધી મંત્રણા કરી. (૧૦)

મંત્રણામાં બધાજ બોલે એવું સંભવતું નથી તેથી પ્રધાન બોલનારને જણાવે છે -

तत्रोपनन्दनामाह गोपो ज्ञानवयोधिक ।
देशकालार्थतत्त्वज्ञः प्रियकृद् रामकृष्णयोः ॥११॥
उत्थातव्यमितोस्माभिर्गोकुलस्य हितैषिभिः ।
आयान्त्यत्र महोत्पाता प्रजानां नाशहेतवः ॥१२॥
मुक्तः कश्चिद् राक्षस्या बालघ्न्या बालको ह्यसौ ।
हरेरनुग्रहान्नूनमनश्चोपरि नापतत् ॥१३॥
चक्रवातेन नीतोयं दैत्येन विपदं वियत् ।
शिलायां पतितस्त परित्रातः सुरेश्वरैः ॥१४॥

**શબ્દાર્થ :**

તેમાં જ્ઞાન અને વયથી અધિક દેશ, કાલ અને અર્થના તત્ત્વને જાણનારા, રામ અને કૃષ્ણનું પ્રિય કરનારા ઉપનંદ નામના ગોપે નીચે પ્રમાણે કહ્યું. (૧૧)

ગોકુલનું હિત ઇચ્છનારાઓએ આપણે અહીંથી બીજે જવું જોઇએ, કારણ કે અહીં પ્રજાના નાશના કારણરૂપ ઉત્પાતો થાય છે. (૧૨)

બાળકોને હણનારી રાક્ષસીએ આ બાળકને જેમ તેમ મૂકી દીધો હતો. ખરેખર ! હરિના અનુગ્રહથી ગાડું તેમના ઉપર પડયું ન હતું. (૧૩)

તૃણાવર્તને લૌકિક સાધનો ઘણા હતાં એમ કહે છે. ચક્રવાત દૈત્ય આમને આકાશમાં ઘણે દૂર લઇ ગયો તે શીલા ઉપર પડયો ત્યાં આમનું સુરોના ઇશ્વરોએ સર્વ તરફથી રક્ષણ કર્યું. (૧૪)

उपनन्दनामा नन्दसम्बन्धी गोप इति धर्मप्रधानः, ज्ञान वयोभ्यां च परिणतः, देशकालार्थानामपि कस्मिन् देशे कस्मिन् काले कोर्थः कर्तव्य इतितत्त्वज्ञः, तादृशोप्यभक्तश्चेत् सर्वं व्यर्थं स्यादिति रामकृष्णयोः प्रियकृदाहेतिसम्बन्धः, नाम्ना नन्दस्य स एव मन्त्रद इति ज्ञापितं, गोप इति तन्मध्यपाती तुल्येष्टानिष्टः, तादृश एव मन्त्रार्हः, ज्ञानं तु वयसा प्रतिष्ठितं भवतीत्युभयाधिक्यं, इदं मन्त्रे मुख्यमङ्गं लोकानभिज्ञो न शास्त्रार्थज्ञानमात्रान् मन्त्री भवतीति देशादिज्ञानमुक्तं, इदं गमनं स्वार्थं चेन् निरोधेन विरुध्यत इति भगवत्प्रीतिरुक्ता प्राधान्यप्रतिपत्त्यर्थं, द्वयोर्निर्देशः साधारणनिरोधत्वात्, असाधारणनिरोधो भगवतैव क्रियते साधारणस्तूभाभ्यामिति ॥११॥ मन्त्रमाहोत्थातव्यमिति, इदं स्थानं परित्यक्तव्यं, परितो यद्यपि व्रजाः सन्ति ते तिष्ठन्तु मा वा, अस्माभिस्तूत्थातव्यं, ननु कर्माधीनत्वाज् जगतः सर्वत्रैव यद् भाव्यं तद् भविष्यतीति किं गमनेनेति चेत् तत्राह गोकुलस्य हितैषिभिरिति, गोकुलस्य ये हितं वाञ्छन्ति कालकर्मपक्षौ परित्यज्य लौकिकन्यायेन ये हितचिन्तकास्तैरवश्यमेतत् कर्तव्यं, यत् साधनानि भगवता दत्तानि ज्ञानकरणादीनि तान्यन्यथा व्यर्थानि स्युः, अतो विरोध एव तयोर्भिन्नं प्रामाण्यं, यावन्न विरोधस्तावत् करणानामेव मुख्यं प्रामाण्यं, उत्थाने हेतुमाहायान्त्यत्र महोत्पाता इति,

अलौकिकोनिष्टहेतुरुत्पातः सर्वनाशकः। महोत्पातो बुधैर्ज्ञेयो यत्र तत्त्यागमर्हति ॥१॥

महोत्पाताः पूतनादयः, तेषां सोढव्यतां निराकरोति प्रजानां नाशहेतव इति, हेतौ कार्यमावश्यकं, महतां देवाद्युपासकानामनिष्टाभावेपि प्रजोपद्रवोपि वारणीयस्तैः, "प्रक्षालनाद्धि पङ्कस्ये" तिन्यायेन प्रतीकारापेक्षया त्यागः श्रेष्ठः ॥१२॥ उत्पातानेव गणयन्ति तामसराजससात्त्विकान्, उत्पाताः प्रतीकारसहिता उच्यन्ते, अन्यथा तन्निवृत्तिरेव न स्यादुत्पातत्वं वा, अत एव राक्षस्या पूतनयासावेव बालको मुक्तः, दृष्टहेतुपरिज्ञानाभावात् कथञ्चिदित्यदृष्टं साधनं कल्पितं, कार्यस्य कारणावश्यकत्वात्

राक्षस्या बालघ्न्येति जातिक्रियादोषौ, **मुक्तत्वं** निःसन्दिग्धमित्यसाविति प्रदर्शितः, अलौकिकमुपायमाह हरेरनुग्रहादिति, एतदेव हेतुद्वयं **शकटभङ्गेप्याकर्षत्यनश्चोपरि नापतदिति** चकारेण, नूनमिति स्वदर्शनात् ॥१३॥ तृणावर्ते लौकिकानि बहूनि साधनान्याह चक्रवातेनेति, चक्रवातः प्रसिद्धस्तृणावर्तः कंसभृत्य इति, अतो दैत्य इत्युक्तं, वियदाकाशं नीतः, तदपि नाल्पदूरं किन्तु विपदं, यावद्दूरे श्येनादयः परिभ्रमन्ति, वयः पक्षिणस्तेषां पदमिति, यद् वियत् नीतवांस्तद् **विपदमेव** नीतवानिति वा, **सरस्वती** तु तस्यायमेव **विपद्रूपः** विपद् व्ययं प्राप्नुवद् यथा भवति तथा प्रतिक्षणं क्षीयमाणेन नीतः, तत्रोभयोर्गतयोर्मध्य एकः **शिलायां** पतितस्तत्रैव प्रदेशे पर उपर्येव **सुरेश्वरैः परित्रातः**, न देवमात्रकृत्यं तादृशं, रुद्रास्तु घातुकाः, तदुपमर्दस्तु सुरेश्वरैरेव कर्तुं शक्यः,रुद्राधिपतिः पुनस्तेषामनुकूल इति बहवोत्र पुनस्तादृशा रक्षका उक्ता "बहूनामनुग्रहो न्याय्य" इति, परितस्त्राणं न केनाप्यंशेन बाधाभावार्थम् ॥१४॥ प्रस्तुतमाह यन्नेति,



**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ઉપનંદ નામનો ગોપ ધર્મ પ્રધાન હતો. જ્ઞાન અને વયથી તે અધિક હતો. દેશ કાલ અને અર્થના તત્ત્વને એટલે કયા દેશમાં કયા સમયે, અર્થ કરવો જોઈએ. તેને પણ જાણનારો હતો. એવો હોવા છતાં પણ જો તે ભક્ત ન હોય તો બધા ગુણો નકામા થાય તેથી 'રામ અને કૃષ્ણનું હિત કરનારા' શબ્દો યોજેલ છે. તે નંદને મંત્ર આપનાર મંત્રી હતો. તેજ મંત્રણા માટે યોગ્ય હોઈ જ્ઞાન અને વયથી તે સમાન હોઈ તે બંનેમાં અધિક હતો.

લોકોને જે જાણતો ન હોય તેને માત્ર શાસ્ત્રનું જ જ્ઞાન હોય તેથી તે મંત્રી થઈ શકતો નથી. તેથી તેને દેશ વિગેરેનું જ્ઞાન હતું. આ વૃંદાવનમાં જવાનું જો સ્વાર્થ માટે હોય તો તે નિરોધથી વિરૂદ્ધ થાય તેથી જવાનો મુખ્ય હેતુ જણાવવા માટે ભગવાનમાં પ્રીતિ હતી અને તેઓનું પ્રિય કરનારો હતો. સાધારણ નિરોધ તો તે બંને કરે પણ અસાધારણ નિરોધ તો ભગવાન જ કરે છે. (૧૨) નીચેના શ્લોકથી મંત્રણા કહે છે-

આ સ્થાનને ત્યજવું જોઈએ. આ સ્થાનની આસપાસ નેસડાઓ છે. તે રહે કે ન રહે પણ આપણે અહીંથી બીજે જવું જોઈએ.

જગત કર્મને અધીન હોવાથી જે થવાનું છે તે સર્વ સ્થળે ગમે ત્યાં જઈશું તો પણ થશે. તો બીજે સ્થળે ગમે ત્યાં જઈશું તો પણ થશે તો બીજે સ્થળે જવાથી શું લાભ ? એવી શંકા થાય તેથી "ગોકુલનું હિત ઈચ્છનારાઓએ" એ શબ્દો યોજેલ છે. લૌકિક ન્યાયથી જેઓ હિત ઈચ્છે છે તેઓએ આ પ્રમાણે કરવું. બીજે જવું જોઈએ જો તેમ

કરવામાં ન આવે તો જ્ઞાન ઉત્પન્ન કરનારા જે સાધનો ભગવાને આપેલા છે તે વ્યર્થ થાય. જ્યાં સુધી વિરોધ ન થાય ત્યાં થી સાધનોનું જ મુખ્ય પ્રમાણપણું છે.

કારિકા :-૧૪ ઉત્પાત અલૌકિક અનિષ્ટના કારણરૂપ સર્વનો નાશ કરનારો છે. ડાહયા પુરૂષોએ મહોત્પાત તેને જાણવો કે તે થતાં તે સ્થાન ત્યજવા યોગ્ય થાય છે. (૧૪)

પૂતના વિગેરેના મોટા ઉત્પાતો થયા. દેવોની ઉપાસના કરનારાઓએ અનિષ્ટ ન થાય તેથી પ્રજાનો ઉત્પાત અટકાવવો જોઈએ. કોઠીનો કાદવ ધોવા કરતાં તેનો ત્યાગ કરવો એ ઉત્તમ છે. (૧૨)

નીચેના શ્લોકથી રાજસ અને સાત્ત્વિક ઉત્પાતોને ગણાવે છે.

ઉત્પાતો ન હોય તો તેનું નિવારણ ન થાય. તેથી જ રાક્ષસી પૂતનાએ આજ બાળકને મૂકી દીધો. જ્યાં કાર્ય થાય ત્યાં કારણ અવશ્ય હોવું જોઈએ. તેથી 'જેમતેમ' શબ્દથી અદષ્ટનું કારણ જણાવેલું છે. તેને ભગવાનને મૂકી દીધા તેમાં સંદેહ નહિ હોવાથી 'હરિના અનુગ્રહ' શબ્દોથી ઉત્પાતોનો અલૌકિક ઉપાય કહેલો છે. ગાડુ ઉપર પડ્યું ન હતું શબ્દથી ગાડાનો ભંગ થયો તેમાં પણ આજ કારણ છે. (૧૩)

ચક્રવાત કંસનો નોકર તૃણાવર્ત તરીકે પ્રસિદ્ધ હતો તેથી તેને દૈત્ય કહેલો છે. તે આમને આકાશમાં લઈ ગયેલો તે પણ થોડે દૂર નહિ પરંતુ 'વિપદં' એટલે ઘણે ઉંચે જ્યાં પક્ષીઓ પરિભ્રમણ કરે છે. તે પ્રમાણે બંને આકાશમાં ગયા. તે પૈકી તે શીલા ઉપર પડયો અને તે જ સ્થળે બીજાનું સુરોના ઈશ્વરોએ રક્ષણ કર્યુ. કોઈ પણ અંશથી અડચણ આવી ન હતી 'સર્વ તરફથી રક્ષણ થયું' એમ કહેલું છે. (૧૪)

જેની વાત ચાલે છે તે યમલાર્જુનના ઉત્પાત હવે કહે છે.

यन्न म्रियते द्रुमयोरन्तरं प्राप्य बालकः असावन्यतमो वापि तच्चाप्यच्युतरक्षणम् ॥१५॥
यावदौत्पातिकोरिष्टो व्रजं नाभिभवेदितः । तावद् बालानुपादाय यास्यामोन्यत्र सानुगाः ॥१६॥
वनं वृन्दावनं नाम पशव्यं नवकाननम् । गोपगोपीगवां सेव्यं पुण्याद्रितृणवीरुधम् ॥१७॥
तत् तत्राद्यैव यास्यामः शकटान् युङ्क्तमाचिरम् । गोधनान्यग्रतो यान्तु भवतां यदि रोचते ॥१८॥
तच्छ्रुत्वैकधियो गोपाः साधुसाध्विति वादिनः । व्रजान् स्वान् स्वान् समायुज्य ययुः रूढपरिच्छदः ॥१९॥
वृद्धान् बालान्स्त्रियो राजन् सर्वोपकरणानि च । मनस्स्वारोप्य गोपाला यत्ता आत्तशरासनाः ॥२०॥

**શબ્દાર્થ :**

જો વૃક્ષોની વચમાં આવીને આ બાળક અથવા બીજો કોઈ બાળક પણ વિનાશ ન પામે તે પણ અચ્યુતે કરેલું રક્ષણ છે. (૧૫)

જ્યાં સુધી ઉત્પાતોથી થતું અરિષ્ટ વ્રજનો અભિભવ ન કરે ત્યાં સુધીમાં આપણે બાળકોને લઈને બીજે જતા રહીએ. (૧૬)

વૃંદાવન નામનું વન પશુઓને હિતકારી, ગોપો, ગોપીઓ અને ગાયોને સેવવા યોગ્ય અને પવિત્ર પર્વત, ઘાસ અને વેલાઓવાળું નવું વન છે. (૧૭)

વૃંદાવન તેવા પ્રકારનું છે. તો આજેજ આપણે ત્યાં જઈશું. એ પ્રમાણે બધા ગોપોએ સંકલ્પ કર્યો ત્યારે ઉપનંદ ગોપોએ કહ્યું - ગાડાઓ જોડો ઢીલ ન કરો. ગાડાઓને બળદો સાથે જોડવા એજ સાધન છે. વિલંબ નહિ કરવા કહેલ છે તે ઉત્પાતો થાય તેવા ભયથી કહેલ છે. (૧૮)

એ પ્રમાણે જવામાં ભય અને સાધન કહ્યાં. પછી ગોપોએ જે કર્યુ તે કહે છે.

તે સાંભળીને ગોપોએ એકમત થઈને 'બહું સારૂં બહુ સારૂં' એમ કહેતાં પોત પોતાના વ્રજોને એકઠાં કરી ઘરવખરી ગાડામાં ચઢાવી ચાલવા માંડયું. (૧૯)

હે રાજા ! વૃદ્ધોને બાળકોને, સ્ત્રીઓને અને બધી ઘરવખરીને ગાડાઓમાં રાખીને કવચ બાંધીને, ધનુષો ધારણ કરીને ગોપાલો.....(૨૦)

अनयोर्द्रुमयोरन्तरं प्राप्य बहवो बाला अत्र स्थिताः कोपि नोपद्रुतः, असौ भगवानन्यतमः, अन्यो वा कश्चिद् भगवान् देवैः सर्वदा रक्षित इत्यन्यस्य नामग्रहणं, तमप्प्रत्ययेन हीनोपि कश्चिन्नोपद्रुत इत्यमङ्गलशब्दोच्चारणं स्नेहात्, प्राकृतानां सहजं प्राकृतत्वमन्यथा न परिज्ञायेत येषां वाङ्मनसोरव्यवस्था तेत्यन्तं प्राकृता येषां मनसोपि नाव्यवस्था तेत्यन्तं सन्तः, अत्राच्युतो भगवानेव रक्षकः, स हि सर्वत्र च्युतिरहितोन्तर्यामी ततो बालकानुत्पातस्थानादन्यत्र नीतवान् ॥१५॥ अतो भगवतो वारत्रयं देवानां च रक्षणं जातमित्यतः परं य उत्पातः समायास्यति तस्य न प्रतीकार इति ततः पूर्वमेव गमनमुचितमित्याह यावदिति, उत्पातेन जातोरिष्टो मरणादिरूप इति यावद् व्रजं नाभिभवेत् तावदितो बालानादाय सानुगाः सपरिकरा अन्यत्रैव यास्यामः, निर्धारितमेतद् वचनं, बालानां कर्मता उत्पातास्तत्सम्बन्धिन एव दृष्टा इति, स्थलान्तरमन्विष्यास्य परित्याग उचित इति ॥१६॥ स्थलान्तरं सगुणं निर्दिशति वनं वृन्दावनमिति, वृन्दा मधोः पुत्री, तन्नाम्ना नूतनं वनं वृन्दावनं, स्त्रीप्राधान्यात् तत्र न दैत्यसम्बन्धः, भगवता पुनर्जालन्धरवधार्थं सा परिगृहीता, अतो देवताधिष्ठानाद् देवदैत्यानामनुरोध्यं तत् स्थानं, अतस्तत्रोत्पातशङ्काभावः, तदाह वृन्दावनं, नामेति प्रसिद्धं तथा तन् नवकाननमिति, न शीर्णवृक्षास्तत्र सन्ति नापि श्रृगालसर्पादीनां तत्र स्थितिः, अतः सर्वे गुणाः सर्वदोषाभावश्चोक्ताः, किञ्चालौकिकोपि

तत्रत्यो गुणः समीचीन इति ज्ञायते यत् **पशव्यो** भवति पशूनां हितः, ते ह्यरण्योपजीविनोरण्यपात्रास्तेषां यद्धितमलौकिक-प्रकारेणापि समीचीनमिति, किञ्च तस्मिन् वने त्रिविधा भूमिरस्ति, अतिगुप्तातिप्रकटा तृणादिगह्वरा च, तदाह गोपीनां गोपानां गवां च सेव्यमिति, अन्येषामपि नन्दपुरोहितप्रामाणिकानां तत् सेव्यमित्याह पुण्याद्रितृणवीरुधमिति, पुण्योद्रिर्गोवर्धनः, तृणानि बर्हिः, वीरुधः सोमः करीराणि वा, अतस्तामसानां राजसानां सात्त्विकानां च हितकारि तत् स्थानमित्युक्तम् ॥१७॥ एवं स्थान प्रशंसाया सर्वे गोपाला आहुस्तत्तत्राद्यैव यास्याम इति, तस्मात् कारणाद् यदि वृन्दावनं तादृशं ततोद्यैव तत्र यास्यामः, एवं सर्वेषां सङ्कल्पे प्रधानभूता उपनन्दादय आहुः शकटान् युङ्क्त मा चिरमिति, शकटानां बलीवर्दैः सह योजनं साधनं, विलम्बनिषेध उत्पातभयशङ्कया ॥१८॥ एवं भयसाधनयोर्निर्देशे यत् कृतवन्तस्तदाह श्रुत्वेति, मध्ये तेषां न वैमत्यं यतो गोपास्तुल्याः, तादृशोर्थः स्वस्यात्यन्तमभीष्ट इति मन्त्रवाक्यप्रशंसा, गच्छन्त एव वदन्तीतिवादिनः, ते सर्वेवान्तरभिन्नभिन्नव्रजाधिपतयः स्वस्य यत्र यत्र भिन्नतया गावः स्थितास्तान् समुदायेनैव वत्सगोविभागमकृत्वा सम्यगायुज्य योजयित्वाग्रे प्रस्थाय शकटेष्वारोपितोपकरणाः सर्व एव ततो ययुः ॥१९॥ गताश्चतुर्विधा इति ज्ञापयितुं तमोरजःसत्त्वनिर्गुणरूपान् पृथक् पृथक् चतुर्भिः श्लोकैराह, तत्र प्रथममाह **वृद्धान् बालान् स्त्रिय** इति, अत्यन्तं प्राकृता वृद्धा बालाः स्त्रियश्च, राजन्निति सम्बोधनं कदाचित् तीर्थयात्राद्यर्थं सकुटुम्बस्य प्रस्थाने त्वदीयानामपि तथाप्रस्थितिस्तवानुभवसिद्धेतिज्ञापनाय, देशान्तरनिवासार्थमाज्ञप्तानां त्वदीयानां यथा तथेति वा, सर्वोपकरणानि च शकटेष्वारोप्य गोपाः सर्वे पदातय आयत्ता बद्धकत्वचा आत्तशरासना गृहीतधनुषस्तामसत्वाद् राजसेष्वेव सम्बन्धः ॥२०॥ गोधनानीति,

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** આ બે વૃક્ષોની વચ્ચે આવીને ઘણા બાળકો અહીં રહેલા તેમાંથી કોઈને પણ ઉપદ્રવ થયો નહિ. આ ભગવાન તેઓમાંના એક હતા. ભગવાનનું દૈવો હંમેશા રક્ષણ કરે છે. તેથી કોઈ હલકામાં હલકા બાળકને પણ ઉપદ્રવ થયો નથી. સ્નેહને લીધે અમંગલનો ઉચ્ચાર કહેલો છે. જો તેમ ન કરે તો પ્રાકૃત પુરૂષોનું કુદરતી પ્રાકૃતપણું જણાય નહિ.

જેઓનાં વાણી અને મનની વ્યવસ્થા નથી. તેઓ ઘણા જ પ્રાકૃત છે. જેઓના મનની અવ્યવસ્થા નથી તેઓ જ ઘણા સત્પુરૂષો છે.

અહીં અચ્યુત એટલે ભગવાનનું રક્ષણ કરનાર છે, કારણ કે ચ્યુતિ વગરના અંતર્યામી સર્વ સ્થળે રહેલા છે. તેથી વૃક્ષો જ્યાં પડવાનાં હતાં ત્યાંથી બાળકોને બીજે લઈ ગયા. (૧૫)

તેથી ભગવાનનું ત્રણ વાર રક્ષણ થયું તેથી હવે પછી જે ઉત્પાત આવશે તેનો કોઇ ઉપાય રહેશે નહિ. તે હવે કહે છે.

ઉત્પાતથી થયેલ મરણ વિગેરે અરિષ્ટ વ્રજનો અભિભવ ન કરે ત્યાં સુધીમાં અહીંથી બાળકોને લઇને નોકરો સહિત એટલે પરિકર સાથે આપણે બીજે જઇશું. આ વચન નક્કી કરેલું છે. બાળકોના સંબંધવાળા જ ઉત્પાતો જોયેલા છે.તેથી બાળકો કર્મ છે. બીજુ સ્થાન શોધીને આ સ્થાનનો ત્યાગ કરવો યોગ્ય છે. તેથી બીજુ સ્થાન હવે કહે છે. (૧૬)

વૃંદા મધુની પુત્રી હતી. તેના નામથી નવું વન વૃંદાવન નામનું છે. તેમાં સ્ત્રીનું પ્રાધાન્ય હોવાથી દૈત્યોનો સંબંધ નથી. વળી ભગવાને તેના વૃંદાના પતિ જાલંધરનો વધ કરવા માટે તેને ગ્રહણ કરેલું તેથી તે દેવતાઓનું રહેઠાણ હોવાથી દેવોને અને દૈત્યોને ગમતું સ્થાન તે હતું. તેથી ત્યાં ઉત્પાતોની શંકા નથી. એમ વૃંદાવન શબ્દથી કહેલું છે. તે નવું વન હતું તેથી ત્યાં સુકાઇ ગયેલાં વૃક્ષો ન હતાં. તેમ ત્યાં સર્પ અને શિયાળ પણ રહેતા ન હતા. તેથી તેમાં દોષ ન હતો અને સર્વગુણસંપન્ન હતું. તેમાં પશુઓનું હિત કરનાર તર્ણકોનો અલૌકિક ગુણ પણ હતો. એવું તે વન છે.

વળી તે વનમાં ઘણી ગુપ્ત. ઘણી પ્રગટ. ઘાસ વિગેરેથી ભરેલી તે ભૂમિ છે. એમ ગોપો, ગોપીઓ અને ગાયો એ સેવવા જેવું તે વન હતું. તેમ નંદ, પુરોહિત અને પ્રામાણિક પુરૂષોએ સેવવા જેવું હતું તે ''પવિત્ર પર્વત ઘાસ ને વેલવાળું'' શબ્દોથી કહેલ છે. પર્વત ગોવર્ધન છે. ઘાસ એટલે કુશ. ઘાસ અને લતાઓ એટલે સોમ. તેથી તામસો. રાજસો અને સાત્ત્વિકોને હિત કરનારું હતું. (૧૭)

એમ વૃંદાવનની પ્રશંસા થતાં ગોપાલોએ કહયું તે કહે છે.

મંત્રણામાં કોઇનો પણ જુદો મત થયો નહિ અને તેવો અર્થ પોતાને માટે બહુ જ ઇષ્ટ હતો. તેથી તેમને મંત્રણામાં 'બહું સારું બહું સારું' એમ કહયું.

તેઓ બધા જુદા જુદા નેસડાઓના અધિપતિ હતા. તેમણે ગાયો અને વાછરડાઓને એકઠા કરી આગળ રવાના કરી. ગાડાઓમાં ઘરવખરી ચઢાવી બધાએ ત્યાંથી ચાલવા માંડ્યું. (૧૯)

તમો રૂપ. રજોરૂપ અને સત્ત્વરૂપ અને નિર્ગુણરૂપ જુદા જુદા ચાર પ્રકારના લોકને નીચેના શ્લોકથી કહે છે.

વૃદ્ધો, બાલકો, સ્ત્રીઓ ઘણાં જ પ્રાકૃત છે. કોઇવાર તીર્થયાત્રા માટે રાજા કુંટુબ સાથે જતો હોય ત્યારે તેના સેવકો પણ બહાર જવા ઉપડે છે એ અનુભવ સિદ્ધ છે. તેવી રીતે જવા માટે આ બધા ઉપડતા હતા. 'હે રાજા' ! એવું સંબોધન કહેલું છે. પોત પોતાની ઘરવખરીને ગાડામાં રાખીને, બધા એ જણાવવા ગોપો પગે ચાલતા, કવચ બાંધીને, ધનુષો ધારણ કરીને ગયા. (૨૦)

गोधनानि पुरस्कृत्य शृङ्गाण्यापूर्य सर्वतः । तूर्यघोषेण महता ययुः सह पुरोहिताः ॥२१॥
गोप्यो रूढरथा नूत्नकुचकुङ्कुमकान्तयः । कृष्णलीलां जगुः प्रीता निष्ककण्ठ्यः सुवाससः ॥२२॥
तथा यशोदारोहिण्यावेकं शकटमास्थिते । रेजतुः कृष्णरामाभ्यां तत्कथाश्रवणोत्सुके ॥२३॥
वृन्दावनं सम्प्रविश्य सर्वकालसुखावहम् । तत्र चक्रुर्व्रजावासं शकटैरर्धचन्द्रवत् ॥२४॥
वृन्दावनं गोवर्धनं यमुनापुलिनानि च । वीक्ष्यासीदुत्तमा प्रीती राममाधवयोर्नृप ॥२५॥
एवं व्रजौकसां प्रीतिं यच्छन्तौ बालचेष्टितौ । कलवाक्यौ स्वकालेन वत्सपालौ बभूवतुः ॥२६॥

**શબ્દાર્થ :**

ગાયો રૂપી ધન આગળ કરીને, ચારે તરફ શીંગડાઓ વગાડીને. તુરીના મોટા અવાજથી પુરોહિતો સાથે ગયા. (૨૧)

સ્તન ઉપર લગાડેલ તાજા કુંકમથી કાંતિવાળી, સુવર્ણની કંઠીઓવાળી, ઉત્તમ વસ્ત્રોવાળી ગોપીઓ રથમાં બેસી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણની લીલા ગાતી હતી. (૨૨)

તેવી રીતે યશોદા અને રોહિણી એક શકટમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને રામ સાથે શોભતા હતાં અને તેમની કથા સાંભળવા ઉત્સુક હતા. (૨૩)

સર્વ કાલમાં સુખ આપનાર વૃંદાવનમાં પ્રવેશ કરીને ત્યાં અર્ધચંદ્ર પેઠે શકટો ગોઠવી વ્રજમાં રહેઠાણ કર્યુ. (૨૪)

હે રાજા ! વૃંદાવન. ગોવર્ધન અને યમુનાના કિનારા એ જોઇને રામ અને માધવને ઘણી પ્રીતિ થઇ (૨૫)

એવી રીતે બાળકના જેવી ચેષ્ટાવાળા અને તોતડુવાક્ય બોલનારા તે બે વ્રજવાસીઓને પ્રીતિ ઉત્પન્ન કરતા પોતાનો સમય આવતાં વાછરડાં પાલનારા થયા. (૨૬)

गोधनानि गावः पुरस्कृत्याग्रे नीत्वा निर्भया शृङ्गाण्यापूर्य, ते तु शृङ्गावादित्रा एव, सर्वत इति सकृदेव महान् घोषः, प्रभूणां निर्गमनमाह तूर्यघोषेणेति, पुरोहिता ब्राह्मणा वैश्ययाजकाः ॥२१॥ गोपिकास्तु भगवद्भोग्याः सात्त्विक्यो भिन्नतयैव निर्गता गोप्य इति, रथास्तूत्तमा अश्वयोजिता वृषभयोजिता वा, नूतनाः कुचकुङ्कुमकान्तयो यासां, वयःसाधनशोभाभोग्या उक्ता भगवत एवेति ज्ञापयितुं तद्गुणानेव गायन्त्यो निर्गता इत्याह कृष्णलीलामिति, एकवचनेन स्वोपयोगिन्येव लीला निरूपिता, कृष्णपदेन च न केवलं निरोधपरा किन्त्वानन्दमयीति, प्रीता इति मनस्तोषः, निष्ककण्ठ्य इति साभरणाः, सुवाससश्चेति देहपरिष्कार उक्तः, गुणगानादेव वाक्यपरिष्कारोपि, एतासामेव रथो भगवांस्तु तास्वेव प्रतिष्ठितो गच्छति ॥२२॥ यशोदारोहिण्योर्भगवत्सम्बन्धाद् गुणातीतयोः पृथग्गमनमाह तथेति, शकटो मध्यस्थितः, अतो निकृष्टं रथस्तूत्तमः, तथेतिसौन्दर्यं गुणगानं च, निर्दिष्टं स्थानं यशोदायाः, भगवांश्च

प्रधानभूत इति सार्धद्वयवार्षिको भगवान्, अतो यशोदाक्रोडे स्थितस्तथा रामोपि, कृष्णरामाभ्यां सहिते ताभ्यां कृत्वा वा रेजतुः, गोपिकानां निकटे तयोर्गमनमाह तत्कथाश्रवणोत्सुके इति नामलीलानुरक्तिस्तयोः सूचिता ॥२३॥ न केवलं तत्र गताः किन्तु तत्र प्रतिष्ठिता इत्याह वृन्दावनमिति, वृन्दावनभूमिस्तस्मिन् कल्पे यमुनोत्तरभागे गोवर्धनश्चाक्रूरस्थाने तदुत्तरणमल्पप्रवाहा च यमुना ह्रदाः परं तत्रागाधा नन्दस्थानं च तत्रैव, अस्मिन् कल्पे तु प्रदेशास्तत्तदधिष्ठातृदेवताधिष्ठिता विशकलिततया पतिता इति न काप्यनुपपत्तिः, उत्तरणपक्षेप्यल्पप्रवाहेति नोत्तरणं निरूपितं, वर्षाकाल एव यमुनाया महत्त्वमिति, एते बृहद्वनं परित्यज्य **वृन्दावनं सम्यक् प्रविश्य शकटैरर्धचन्द्रवद् व्रजावासं चक्रुः**, वेष्टनस्थानीया गृहाः, मध्ये गवां स्थानं, प्रथममेवैतत्, पश्चाद् यथासुखमेव स्थितिः, अर्धचन्द्राकारे बहिर्द्वारं सर्वगाह्यं भवति, गृहाणां निर्माणं तत्र नोपपद्यते, यतो वनमेव **सर्वकालं सुखमावहति, शकटैरिति**, रथानां क्रीडार्थं स्थापनं, अनांसि काष्ठाद्यानयनार्थानि, महादेवो हि पशुपतिस्तच्चिह्नमर्धचन्द्रः, अतः प्रतिष्ठितो भवतीति ॥२४॥ तत्र भगवतश्चरित्रमाह सामान्यतो वृन्दावनमिति, वृन्दावनं राजसं गोवर्धनः सात्त्विको यमुनापुलिनानि च दृष्ट्वोत्तमा प्रीतिरासीत्, अतः प्रीतः पूर्वोक्तप्रकारेण लीलां कृतवानित्युक्तं भवति, नृपेतिसम्बोधनं दर्शनेन प्रीती राजलीलेति ज्ञापयितुम् ॥२५॥

एवं सामान्यलीलामुक्त्वा, स्त्रीनैरपेक्ष्येण विशेषतो बाललीलां वक्तुं वत्सचारणलीलामुपक्रमते **एवमिति** यावदध्यायसमाप्ति, पूर्वप्रकारेण व्रजौकसां व्रजमध्यस्थितानां **प्रीतिं यच्छन्तावेव** स्वकालेनाधिदैविकेन सेवार्थमागतेन कृत्वा **वत्सपालयोग्यौ** वर्षत्रयाधिकौ जातौ, देशकालाद्युपद्रवाभावाय **बालचेष्टितौ कलवाक्याविति** पदद्वयं, मनसा तु प्रीतिं भावयत्येव कायेन वाचा च भावयतीति **बालयोरिव चेष्टितानि** ययोः, कलमव्यक्तमधुरं **वाक्यं** ययोः, **व्रजौकसां** प्रीतेरनुवृत्तिः पूर्वकृतनिरोधनिवृत्त्यभावाय भगवति योग्यताफलयोः पृथङ्निरूपणाभावाद् वत्सपालकावेव सञ्जातावित्युक्तम् ॥२६॥ तयोर्वत्सपालने क्रीडामाह त्रिभिरविदूर इति,

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ગાયોને આગળ કરીને, નિર્ભય થઈ શીંગડાઓ વગાડી ગયા. તેઓના વાજીંત્રો માત્ર શીંગડાઓ જ હતા. પુરોહિતો એટલે વૈશ્યોને પૂજા કરાવનાર બ્રાહ્મણો છે. (૨૧)

ભગવાનની ભોગ્ય સાત્ત્વિક ગોપીઓ તો સર્વથી જુદી જ નીકળી. તે નીચેના શ્લોકથી કહે છે.

રથો પણ ઉત્તમ હતા. તેઓને ઘોડાઓ જોડેલા હતા. સ્તનના તાજા કુંકમથી કાંતિવાળી ગોપીઓ હતી. ભગવાનને ભોગ કરવા યોગ્ય સાધન, વય, શોભા કહેલાં છે. 'શ્રીકૃષ્ણની લીલા' શબ્દથી ભગવાનના ગુણો ગાતી તેઓ નીકળી એમ કહેલું છે. 'શ્રીકૃષ્ણ' શબ્દ જણાવેલો હોવાથી તે લીલા ફક્ત નિરોધ કરવાની જ ન હતી પરંતુ આનંદમયી હતી. 'પ્રસન્ન થઇ' એટલે સંતોષ પામી. 'સુવર્ણ કંઠીવાળી' તથા ઉત્તમ વસ્ત્રોવાળી એ શબ્દોથી આભરણ અને દેહનો શૃંગાર કહેલો છે. તેઓ ગાન કરતી હતી. આમનો જ રથ હતો (૨૨)

ભગવાનના સંબંધને લીધે ગુણાતીત યશોદા અને રોહિણી જુદા ગયા એમ કહે છે.

ગાડું સર્વથી હલકું છે. રથ તો ઉત્તમ છે. શકટ એ બે વચ્ચેનું સાધન છે. આ શકટ યશોદાનું સ્થાન છે.તેમાં ભગવાન મુખ્ય છે. તે વખતે ભગવાન અઢીવર્ષના હતા તે યશોદાના ખોળામાં બિરાજતા અને રામ પણ બિરાજતા, યશોદા, અને રોહિણી, રામ અને કૃષ્ણ સાથે શોભતાં હતાં અને તેમની કથા સાંભળવા ઉત્સુક હતા. (૨૩) તેઓ માત્ર વૃંદાવન જ ગયા એટલું નહિ પરંતુ રહેઠાણ કર્યું તે હવે કહે છે -

તે કલ્પમાં વૃંદાવનની ભૂમિ અને ગોવર્ધન યમુનાના ઉત્તરભાગમાં એટલે કે ડાબા ભાગે હતા. અક્રુરના સ્થાને યમુનાની સામે પાર જવાનું હતું. યમુના થોડા પ્રવાહવાળી હતી. પણ તેમાં ઊંડા ધરા હતા. નંદજીનું સ્થાન પણ ત્યાં હતું. આ કલ્પમાં તે જુદા જુદા પ્રદેશો જુદા જુદા રહેલા છે. તેથી કંઇ પણ અયોગ્યતા નથી. યમુના થોડા પ્રવાહવાળી હતી. વર્ષાકાળમાં જ યમુના મોટી થાય છે.

ગોપોએ બૃહદ્વનનો ત્યાગ કરી વૃંદાવનમાં પ્રવેશ કરી અર્ધચંદ્ર પેઠે વ્રજનું રહેઠાણ કર્યું.

અર્ધચંદ્રના આકાર મુજબ બહારનું બારણું સર્વથી ગ્રાહ્ય હોય છે.ત્યાં ઘરો બાંધવાની જરૂર નહતી. મહાદેવ પશુઓના પતિ છે અને અર્ધચંદ્ર તેમનું ચિહ્ન છે, તેથી અર્ધચંદ્રમાં તેમણે શકટોને ગોઠવ્યા.(૨૪) ત્યાં વૃંદાવનમાં ભગવાનનું સામાન્ય ચરિત્ર કહે છે.

વૃંદાવન રાજસ, ગોવર્ધન સાત્ત્વિક અને યમુનાના કિનારાઓને જોઇને રામ અને માધવને ઘણી પ્રીતિ થઇ. તેથી પ્રસન્ન થઇને ભગવાને લીલા કરેલી તેવો અર્થ છે.

દર્શનથી પ્રીતિ થાય તે રાજલીલા છે તે માટે 'હે રાજા' એવું સંબોધન છે. (૨૫)

એ પ્રમાણે સામાન્ય લીલા કહી, બાળલીલા કહેવા માટે નીચેના શ્લોકથી કહે છે. અધ્યાય પુરો થાય ત્યાં સુધી વાછરડાં ચારવાની લીલા કહે છે.

વ્રજવાસીઓને પ્રીતી ઉત્પન્ન કરતાં જ, તે સમય આવતાં આધિદૈવિક કાલ સેવા કરવા આવ્યો તેને લીધે ત્રણ વર્ષથી વધારે વયના થયા. દેશ અને કાલનો ઉપદ્રવ થયો નહતો એમ જણાવવા 'બાલક જેવી ચેષ્ટાવાળા' અને 'તોતડુ વાકય બોલનારા' એ બે પદો

યોજેલા છે. ભગવાન મનથી પ્રીતિ ઉત્પન્ન કરે જ છે. કાયાથી અને વાણીથી પણ પ્રીતિ ઉત્પન્ન કરે છે. કલ અને તોતડુ મધુર વાક્ય છે જેમનું અને બાલકો જેવી ચેષ્ટા છે જેમની એમ અનુક્રમે કહે છે. પહેલાં કહેલો નિરોધ નકામો ન થાય તે માટે વ્રજવાસીઓની પ્રીતિ ચાલી આવે છે. વાછરડાં પાલનાર થયા એમ કહેલ છે. (૨૬)

હવે નીચેના શ્લોકથી ત્રણ શ્લોક વડે જે ક્રીડા કરી તે કહે છે.

अविदूरे व्रजभुवः सह गोपालदारकैः । चारयामासतुर्वत्सान् नानाक्रीडापरिच्छदौ ॥२७॥
क्वचिद् वादयतो वेणून् क्षेपणैः क्षिपतः क्वचित् । क्वचित् पादैः किङ्किणीभिः क्वचित् कृत्रिमगोवृषैः ॥२८॥
वृषायमाणौ नर्दन्तौ युयुधाते परस्परम् । अनुकृत्य रुतैर्जन्तूंश्चेरतुः प्राकृतौ यथा ॥२९॥
कदाचिद् यमुनातीरे वत्सांश्चारयतोः स्वकैः । वयस्यैः कृष्णबलयोर्जिघांसुर्दैत्य आगमत् ॥३०॥

**શબ્દાર્થ :**

વ્રજભૂમિની નજીક ગોપોના પુત્રો સાથે રમતાં જુદા જુદા સાધનોવાળા તે બે વાછડાંઓ ચારતા હતા. (૨૭)

કોઈવાર વાંસડીઓ વગાડતા, કોઈવાર ગોફણો ફેંકતા, કોઈવાર ઘુઘરીઓ સાથે ચરણોથી નૃત્ય કરતા કોઈવાર બનાવટી આખલાઓથી રમતા હતા. (૨૮)

બળદો બની ગર્જના કરતા પરસ્પર યુદ્ધ કરતા હતા. પ્રાકૃતોની પેઠે અવાજથી જંતુઓનું અનુકરણ કરતા ફરતા હતા. (૨૯)

એક સમયે યમનુાજીના તીર ઉપર શ્રીકૃષ્ણ અને બલભદ્ર પોતાના ભાઇબંધો સાથે વાછરડાં ચારતા હતા ત્યારે હણનારે દૈત્ય આવ્યો. (૩૦)

अत्रापि क्रीडा त्रिरूपा, तत्र प्रथमं व्रजभुवोविदूरे यत्र स्थितैर्व्रजो दृश्यते व्रजस्थाश्च पश्यन्ति, व्रजभूम्यपक्षया सा तृणयुक्ता विलक्षणेति ज्ञापयितुं व्रजभुव इत्युक्तं, गोपालानां दारकाः समान वयसस्तान् कृतार्थीकर्तुं बहुभिः सह क्रीडोत्तमा भवतीति क्रीडासाधनसहितावेव वत्सांश्चारयामासतुः, भ्रमरचक्रसूक्ष्मदण्डकाष्ठखण्डकृत्रिमरथवादित्राकर्षणादीनि क्रीडा-परिच्छदानि, तानि गृहीत्वैवायान्ति गच्छन्ति च, अनेन सामान्यतः क्रीडा निरूपिता, वत्सपालनं तु मुख्यं सूक्ष्मगोपालानां सहभावश्च ॥२७॥ उभयोरत्र निरोधो वक्तव्यः, नन्दसहचरितानां निरोधनिरूपणाय, साधनैश्च क्रीडां प्रथमत आह प्रथमं क्वचिद् वेणून् वादयतोर्वेणुर्बहुच्छिद्रवंशास्तेषा-मवान्तरभेदा बहव इति बहुवचनं शिरोव्यापारा अनेनोपलक्षिताः, क्षेपणा रज्ज्वादिनिर्मिता मध्ये लोष्टादि स्थापयित्वा भ्रामयित्वा लोष्टादिकं दूरे क्षिपन्ति तज्जातीया अपि बहुविधाः, एवमुभावपि क्षिपतो लोष्टादीनि दूरे प्रक्षिपतो मत्प्रक्षिप्तमेतावद्दूरे गच्छतीति ज्ञापनार्थं, क्वचिदिति यत्रान्योपद्रवशङ्का न भवति, हस्तयोः क्रीडा निरूपिता, क्वचित् पादैः

किङ्किणीभिः सहितैर्नृत्यतः क्षिपतो वा लोष्टादीनि, कदाचिन् मृदादिनिर्मिता ये गोवृषा उभयतश्चक्रयुक्ता तानारुह्य व्रजतः, गोपाला वा कृत्रिमवृषाभवन्ति, तैः सह युद्धादिकं वा कुरुतः, तैर्वान्यान् क्षिपन्ति तमारोपयित्वा क्वचित् पातयन्ति ॥२८॥ एवं शिरोबाहुपादयुद्धस्थानैश्चतुर्विधा लीला निरूपिता, सम्पूर्णेन लीलामाह वृषायमाणाविति, स्वयमेव वृषरूपौ भवतः कृत्रिमप्रकारेण, तथैव च नर्दन्तौ शब्दं कुरुतः, परस्परमन्योन्यं च युयुधाते, कायवाङ्मनोलीलाः प्रदर्शिताः, युद्धं कायिकमपि मनोधर्मप्राधान्यान् मानसं, एवं स्वतोलीलां निरूप्यानुकारेणापि स्वतोलीलामाहानुकृत्येति, जन्तून् मण्डूकादीन् मयूरादींश्चानुकृत्य तत्स्वरूपौ भूत्वा तैस्तैः सहानुकारेण तेषामपि भ्रममुत्पाद्य सर्वा एव लीलाः कृतवन्तौ, तत्र स्वैश्वर्यभावनया तथा कृतवन्ताविति शङ्कां वारयति प्राकृतौ यथेति, यथा प्राकृतौ लौकिकसाधनैरेव तत्तदनुकरणं कुरुतस्तथा भगवान् सर्वविधबालकानां मनोरञ्जनार्थं तेषां दोषदूरीकरणार्थं निरोधार्थं च तथालीला कृतवान्, जीवास्तु द्विविधा इत्युभयोस्तथाकरणम् ॥२९॥

एवं भगवतो लीलामुक्त्वा पाल्यानां वत्सानां दोषरूपं वत्सासुरं मारितवानित्युपाख्यानमारभते कदाचिदितिषड्भिः, यदा वत्सानां निरोधो भगवता विचारितः स एव कालः, **यमुनातीरे वत्सांश्चारयतोस्तयोः** सतोर्दैत्य आगमदितिसम्बन्धः, प्राकृता एव हि सदोषांश्चारयन्ति निरोधार्थं प्रवृत्तस्तु निर्दोषानेव पालयतीतिज्ञापनार्थं तेषां वत्सानां मिलितानां योयमासुरो भावः स एकीभूतो वत्सासुर इति तद्वधो निरूप्यते, **यमुनातीर** इति, तेषां शुद्धत्वे जलं हेतुः, दैत्यागमने तु यमभगिनीत्वं हेतुरिति, **स्वकैर्वयस्यैः** सहेति, येन्तःस्थिता बालास्ते निष्कासिता अत एव भगवद्भावमापन्नास्ते हि सर्वथा समानवयसो भवन्ति, अतो भक्तकालक्रोडीकृताः सख्ययोग्या भवन्तीति कृष्णबलयोश्चारयतोः सतोरितिपूर्वमिव सम्बन्धः, जिघांसुर्घातकः क्रूरो दैत्यः पाल्यमानदोषरूपत्वादनामा, **आगमत्** क्रीडास्थाने समागतः ॥३०॥ तस्य ग्रहणमाह तं **वत्सरूपिणमिति** -

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** અહીં પણ ત્રણ પ્રકારની રમત કહી છે. તે પૈકી પહેલાં વ્રજભૂમિની નજીક વ્રજને જોઇ શકે અને વ્રજમાં રહેલા તેમની રમતને જોઇ શકે તે માટે વ્રજભૂમિની નજીક એમ કહેલ છે. ગોપોના પુત્રો સરખી ઉંમરના હતા. તેઓને કૃતાર્થ કરવા રમત ઉત્તમ થઇ શકે તે માટે રમતના સાધનો સાથે તે બે વાછડાં ચારતા હતા ફરવાનું ચક્ર, નાનો દંડ, લાકડાનો કટકો, બનાવટી રથ, વાજીંત્રો, ફલ પાડવાના વાંસ સાથે બાંધેલા દાતરડાં વગેરે બધા રમતના સાધનો હતા આમ સામાન્ય રમતનું નિરૂપણ કર્યું. (૨૭) હે નંદ વિ. નો નિરોધ અહીં કહેવાનો છે.

નીચેના શ્લોકથી સાધનોથી કરેલી રમત કહે છે.

तं वत्सरूपिणं वीक्ष्य वत्सयूथगतं हरिः । दर्शयन् बलदेवाय शनैर्मुग्ध इवासदत् ॥३१॥
गृहीत्वापरपादाभ्यां सह लाङ्गूलमच्युतः । भ्रामयित्वा कपित्थाग्रे प्राहिणोद् गतजीवितम् ॥३२॥
स कपित्थैर्महाकायः पात्यमानैः पपात ह । तं वीक्ष्य विस्मिता बालाः शशंसुः साधुसाध्विति ॥३३॥
देवाश्च परिसन्तुष्टा बभूवुः पुष्पवर्षिणः । वत्सासुरं हतं श्रुत्वा व्रजे गोप्यश्च विस्मिताः ॥३४॥
तौ वत्सपालकौ भूत्वा सर्वलोकैकपालकौ । सप्रातराशौ गोवत्सांश्चारयन्तौ विचेरतुः ॥३५॥

## શબ્દાર્થ:

વાછડાના રૂપવાળા તે વાછડાના ટોળામાં પેઠેલો જોઈને બલદેવને તેને દેખાડતાં હરિએ ધીરેધીરે મુગ્ધની પેઠે તેને પકડયો. (૩૧)

પછી ભગવાને પકડી તેને મારી નાખ્યો એમ કહે છે. અચ્યુતે તેને પુંછડી સાથે બે પાછલા પગો થી પકડીને કોઠીની આગળ ફેરવીને મરણ પામે તેમ ફેંક્યો. (૩૨)

પડતાં કોઠાઓની સાથે તે મોટા દેહવાળો પડ્યો. તેને જોઈને વિસ્મય પામેલા બાલકોએ 'બહુ સારૂ' 'બહું સારૂ' એમ પ્રશંસા કરી. (૩૩)

દેવોએ ઘણો સંતોષ પામી, પુષ્પોની વૃષ્ટિ કરી. વત્સાસુરને હણાયલો સાંભળીને વ્રજમાં ગોપીઓ વિસ્મય પામી. (૩૪)

વાછડાં પાલનારા થઈ, સર્વ લોકોએ તે બે પાલનારા ગાયોના વાછડાઓને સાથે સવારે ભોજન કરી ચારતા ફરતા હતા. (૩૫)

स प्रसिद्धो दोषात्मा वत्सस्येव रूपमस्यास्तीति **वत्सरूपी** तादृशोपि यदि पृथक् तिष्ठेत् तदा केनचिज् ज्ञायेतापि परं वत्सयूथगते वत्ससमूहे वत्ससमानाकृतिरूपो भूत्वा प्रविष्टः, मारणं तु तेषामुद्धारार्थं यतोयं सर्वदुःखहर्ता, **बलभद्रेदेरप्यन्यधर्मसम्बन्धाद** वाच्यतानिराकरणाय **बलदेवाय** प्रदर्शितवानयमसुरो वत्स इति प्रदर्शितत्वादेव दैत्यस्वरूपमाविश्चकार, नो चेदवाच्यतां वा सम्पादयेत् तथाभावे बलभद्रेणाङ्गीकृते शनैर्यथा भगवत्कृत्या दैत्यत्वोद्बोधो न भवति तथा मुग्ध इवाजानन्निव वत्सान्तरं गृह्णन् क्रीडार्थमयमपि गृहीतः, तदाह मुग्ध इवासददिति, अवसादं प्रापितवानित्यर्थः, ग्रहणमात्रेणैव निष्पीडित एवावसन्नो जातो विशीर्णो वा गतिसाम्याद्, धृतो वा, सम्यग्ग्रहणपर्यन्तमज्ञानाय **मुग्धभावः** ॥३१॥ ततो गृहीत्वा मारितवानित्याह गृहीत्वेति, महाबलत्वेन पुच्छभ्रामणादिनापराधकरणा-भावाय **लाङ्गूलेन सहापरपादाभ्यामपरपादौ** गृहीत्वा, स्वस्य मारणादिशङ्का तु नास्त्येव, यतोयमच्युतः, **कपित्थाग्रे भ्रामयित्वा** कपित्थफलपातनार्थं **प्राहिणोत्**, एका क्रिया भगवतोनेकक्रियां सम्पादयीतीति कपित्थपातनार्थं वृक्षोपरि पातनममुक्त्यर्थं च न प्राणापगमो भगवद्धस्तसम्बन्धे नापि भूमौ नापि वृक्षेन्तरिक्ष एव प्राणापगमः, अत एव गतजीवितमन्तरिक्ष एव गतप्राणं **प्राहिणोद्** ॥३२॥ बालकैस्तु भ्रामणे प्रहरणे च तच्छरीरं न दृष्टमेव, पश्चात्

तं वत्सरूपिणं वीक्ष्य वत्सयूथगतं हरिः । दर्शयन् बलदेवाय शनैर्मुग्ध इवासदत् ॥३१॥
गृहीत्वापरपादाभ्यां सह लाङ्गूलमच्युतः । भ्रामयित्वा कपित्थाग्रे प्राहिणोद् गतजीवितम् ॥३२॥
स कपित्थैर्महाकायः पात्यमानैः पपात ह । तं वीक्ष्य विस्मिता बालाः शशंसुः साधुसाध्विति ॥३३॥
देवाश्च परिसन्तुष्टा बभूवुः पुष्पवर्षिणः । वत्सासुरं हतं श्रुत्वा व्रजे गोप्यश्च विस्मिताः ॥३४॥
तौ वत्सपालकौ भूत्वा सर्वलोकैकपालकौ । सप्रातराशौ गोवत्सांश्चारयन्तौ विचेरतुः ॥३५॥

**શબ્દાર્થ:**

વાછડાના રૂપવાળા તે વાછડાના ટોળામાં પેઠેલો જોઈને બલદેવને તેને દેખાડતાં હરિએ ધીરેધીરે મુગ્ધની પેઠે તેને પકડયો. (૩૧)

પછી ભગવાને પકડી તેને મારી નાખ્યો એમ કહે છે. અચ્યુતે તેને પુંછડી સાથે બે પાછલા પગો થી પકડીને કોઠીની આગળ ફેરવીને મરણ પામે તેમ ફેકયો. (૩૨)

પડતાં કોઠાઓની સાથે તે મોટા દેહવાળો પડ્યો. તેને જોઈને વિસ્મય પામેલા બાલકોએ 'બહુ સારૂ' 'બહું સારૂ' એમ પ્રશંસા કરી. (૩૩)

દેવોએ ઘણો સંતોષ પામી, પુષ્પોની વૃષ્ટિ કરી. વત્સાસુરને હણાયલો સાંભળીને વ્રજમાં ગોપીઓ વિસ્મય પામી. (૩૪)

વાછડાં પાલનારા થઈ, સર્વ લોકોએ તે બે પાલનારા ગાયોના વાછડાઓને સાથે સવારે ભોજન કરી ચારતા ફરતા હતા. (૩૫)

स प्रसिद्धो दोषात्मा वत्सस्येव रूपमस्यास्तीति वत्सरूपी तादृशोपि यदि पृथक तिष्ठेत् तदा केनचिज् ज्ञायेतापि परं वत्सयूथगते वत्ससमूहे वत्ससमानाकृतिरूपो भूत्वा प्रविष्टः, मारणं तु तेषामुद्धारार्थं यतोयं सर्वदुःखहर्ता, **बलभद्रदेरप्यन्यधर्मसम्बन्धाद्** वाच्यतानिराकरणाय **बलदेवाय** प्रदर्शितवानयमसुरो वत्स इति प्रदर्शितत्वादेव दैत्यस्वरूपमाविश्चकार, नो चेदवाच्यतां वा सम्पादयेत् तथाभावे बलभद्रेणाङ्गीकृते शनैर्यथा भगवत्कृत्या दैत्यत्वोद्बोधो न भवति तथा मुग्ध इवाजानन्निव वत्सान्तरं गृह्णन् क्रीडार्थमयमपि गृहीतः, तदाह मुग्ध इवासददिति, अवसादं प्रापितवानित्यर्थः, ग्रहणमात्रेणैव निष्पीडित एवावसन्नो जातो विशीर्णो वा गतिसाम्याद्, धृतो वा, सम्यग्ग्रहणपर्यन्तमज्ञानाय **मुग्धभावः** ॥३१॥ ततो गृहीत्वा मारितवानित्याह गृहीत्वेति, महाबलत्वेन पुच्छभ्रामणादिनापराधकरणा-भावाय **लाङ्गूलेन सहापरपादाभ्यामपरपादौ** गृहीत्वा, स्वस्य मारणादिशङ्का तु नास्त्येव, यतोयमच्युतः, **कपित्थाग्रे भ्रामयित्वा** कपित्थफलपातनार्थं **प्राहिणोत्**, एका क्रिया भगवतोनेकक्रियां सम्पादयीतीति कपित्थपातनार्थं वृक्षोपरि पातनममुक्त्यर्थं च न प्राणापगमो भगवद्धस्तसम्बन्धे नापि भूमौ नापि वृक्षेन्तरिक्ष एव प्राणापगमः, अत एव गतजीवितमन्तरिक्ष एव गतप्राणं **प्राहिणोत्** ॥३२॥ बालकैस्तु भ्रामणे प्रहरणे च तच्छरीरं न दृष्टमेव, पश्चात्

सफलं दृष्टमित्याह स कपित्थैरिति, कपित्थैः फलैः सह तेनैव पात्यमानैः स महाकायः पपात ह बालैर्ज्ञातं स्थूलं-कपित्थफलं शाखा वा पततीति तस्य पातः स्थूलता चात्याश्चर्यमिति हेत्याह, पतितं तं वीक्ष्य बालाश्च विस्मिता जाताः कुतोयं दैत्यः कथं पतित इति, भगवत्पातितं ज्ञात्वा साधुसाध्विति शशंसुः, ज्ञानं धारणं प्रक्षेपो मारणं चेति प्रत्येकं प्रशंसेति ज्ञापयितुं वीप्साश्चर्यभावज्ञापकं वा, अनेन लोकेवाच्यता परिहृता ॥३३॥ लोकान्तरेप्यवाच्यपरिहाराय देवानामभिनन्दनमाह देवाश्चेति, देवाश्च साधुसाध्विति शशंसुः परिसन्तुष्टाः परितः सन्तुष्टाश्च जाताः दैत्यवधाद्, वत्सेषु देवानां दैत्यानां च भोगः, इदानीं देवानामेवेति परितस्तोषः, पुष्पवर्षिणश्च बभूवुः, तेषां वाङ्मनःकायव्यापारा निरूपिताः, अर्थमत्र पतितं वत्सासुरं हतं श्रुत्वा व्रजे गोप्यश्च विस्मिता इत्येवमर्थम् ॥३४॥ एवं वत्सासुरे हते पुनर्वत्सान्तरशङ्कया वत्सचारणं बाला भगवान् वा न कृतवन्त इत्याशङ्कापरिहारार्थमाह वत्सपालकौ भूत्वेति, सर्वलोकैकपालकावपि वत्सपालकौ भूत्वा विचेरतुरितिसम्बन्धः, कदाचिन्न वत्सचारणं किन्तु तद्वृत्तिमानिव निरन्तरं चालयति, अतो वत्सपालका इत्येव लोके प्रसिद्धिः, सर्वलोकैकपालकाविति च, एकपदमप्राधान्यपालकव्यावृत्त्यर्थं, भूत्वेतिमध्ये निवेश उभयप्रसिद्धिख्यापकः, वेदालोकप्रसिद्धिर्दुर्बलेति, वत्सपालकत्वं नोक्तं भविष्यतीत्याशङ्क्य प्रथमं निर्दिष्टं, सन्ध्यापर्यन्तं वत्सचारणं कर्तव्यं, अतो वत्सानां स्तनपानसमय एव प्रातरशनं कृत्वा सप्रातराशौ गवां वत्सान् धर्मोपयोगिनश्चारयन्तौ स्वयमपि विचेरतुः ॥३५॥

एव वत्सानां दोषं परिहृत्य पालानामपि दोषं परिहर्तुदम्भात्मकं बकं मारितवानित्युपाख्यानमारभते स्वंस्वमितिनवभिः,



### ભાવાર્થ :

**સુબોધિનીજી :** તે દોષરૂપ હતો. વાછડાના જેવું તેનું રૂપ હતું. તે વાછરડાથી જુદો રહે તો તે બધાથી જાણી શકાય. પણ તે તો વાછરડાનાં ટોળામાં પેઠેલો હતો. તેના ઉદ્ધાર માટે તેને મારવાનો હતો. કારણ કે ભગવાન સર્વનું દુઃખ હણનાર છે. આ વાછરડો અસુર છે એમ ભગવાને બલભદ્રને બતાવ્યો તેથી તેના દૈત્યના સ્વરૂપનો આવિર્ભાવ કર્યો. જો તેમ ન થયું હોત તો તે અવાચ્યતા પ્રાપ્ત કરત.

ભગવાને તેને ન જાણતા હોય તેમ બીજી વાછરડાને પકડવા રમત માટે આને પણ પકડ્યો. એમ મુગ્ધની પેઠે પકડ્યો શબ્દોથી કહેલ છે. પકડ્યો એટલે શક્તિહીન કર્યો. એવો અર્થ છે. ભગવાન સારી રીતે પકડે ત્યાં સુધી તેને મને મારવા આવે છે તેવું જ્ઞાન ન થાય તે માટે ભગવાને મુગ્ધ ભાવ ધારણ કરેલો (૩૧)

તે ઘણો બળવાન હોવાથી પુંછડુ ફેરવીને, બે પાછલા પગો પકડીને ભગવાને તેને ફેંક્યો. પોતાને મારે તેવો ભય તો હતો જ નહિ, કારણ આ ભગવાન અચ્યુત છે. કોઠીની આગળ દોડીને ફૂલ પાડવા માટે તેની ઉપર ફેંક્યો. ભગવાનની એક ક્રિયા અનેક કાર્ય કરે છે. તેથી કોઠીના વૃક્ષ ઉપર ફેંક્યો અને તેને મુક્તિ ન મળે તે માટે તેને ભગવાનના શ્રી હસ્તનો સંબંધ હતો ત્યારે તેના પ્રાણ ગયા નહિ. પણ અંતરિક્ષમાંજ પ્રાણ જાય તેમ ફેંક્યો. (૩૨)

ભગવાને તેને ફેરવ્યો અને ફેંક્યો ત્યારે તેનું શરીર બાળકોએ જોયું જ ન હતું. પાછળથી ફલ સાથે જોયું તેમ નીચેના શ્લોકથી કહે છે.

પડતા ફલોની સાથે તે મોટા દેહવાળો પડ્યો ત્યારે બાળકોએ જાણ્યું કે કોઠાના ઝાડનું ડાળું પડે છે. તે દૈત્યનું પડવું અને તેની જાડાઈ બહુ આશ્ચર્યકારક હતા. આ દૈત્ય ક્યાંથી ? કેવી રીતે પડ્યો ? એમ જાણ્યું અને તેમને 'બહુ સારૂં' 'બહુ સારૂં' એમ પ્રશંસા કરી. ભગવાને તેને જાણ્યો પકડ્યો, ફેંક્યો અને મારી નાખ્યો છે. આથી લોકમાં નિંદા થઈ નથી એમ જણાવેલ છે. પરલોકમાં પણ નિંદા થઈ નથી એમ જણાવવા દેવો વત્સાસુરના વધથી આનંદ પામ્યા. તે કહે છે. (૩૩)

દેવોએ 'બહુ સારું બહુ સારૂં' એમ પ્રસંશા કરી અને ઘણો સંતોષ પામ્યા. વાછરડાઓમાં દૈત્યોનો અને દેવોનો ભોગ હોય છે. હવે દૈત્યનો વધ થવાથી દેવોનો જ ભોગ રહેશે તેથી સર્વને સંતોષ થયો. તેઓએ પુષ્પની વૃષ્ટિ કરી. આ પ્રમાણે તેઓની વાણીની, મનની અને કાયાની ક્રિયાની પ્રશંસા, સંતોષ અને પુષ્પવૃષ્ટિનું નિરૂપણ કર્યું. વ્રજમાં ગોપીઓ વત્સાસુરનો વધ સાંભળીને વિસ્મય પામી. (૩૪)

એ પ્રમાણે વત્સાસુર હણાતાં, ફરી બીજો વત્સાસુર ન આવે એવા ભયથી બાળકોએ કે ભગવાને વાછરડાંઓ ચારવાનું કર્યું નહિ હોય એવી શંકા નિવારણ કરવા કહે છે.

સર્વ લોકોને એકલા પાલનારા હોવા છતાં વાછરડાં પાલનારાં થઈ ફરતા હતા એવો વાક્યનો સંબંધ છે. તે સદા વાછરડાં ચારતા હતા એ વાછરડાં પાલનારા છે એવી રીતે લોકમાં પ્રસિદ્ધ થયા. તે માટે 'એક' એકલા પદ યોજેલું છે.

વેદ કરતાં લોકમાં થયેલ પ્રસિદ્ધ દુર્બલ છે તેથી વાછરડાં પાલનારા ગૌણ હશે એવી શંકામાં 'તે' બેમાં પહેલાં કહેલું છે. સંધ્યા સુધી વાછડાં ચરાવવાનું કાર્ય કરવું જોઇએ તેથી તેમની સાથે સવારે ભોજન કરીને તેઓની સાથે પોતે પણ ફરતા હતા. (૩૫)

એ પ્રમાણે વાછડાંઓના દોષનો પરિહાર કરી તેમને પાલન કરનાર ગોપોનો પણ પરિહાર કરવા દંભરૂપ બકને ભગવાને માર્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

પ્રથમ બક દેખાય તે માટે યમુનાજી પાસે વાછરડાંઓને જલપાન કરાવીને પોતે પણ જલ પીધું.

જો બધા ત્યાં ન ગયા હોત તો બધાને બક દેખાત નહિ. આ બક બધા ગોપોના સરખો હતો. એક દિવસ એટલે જ્યારે ભગવાને બધા ગોપો બાળકોને દોષોથી મુક્ત કરવાની ઇચ્છા કરી તે સમય છે. એટલે તેમને જલપાન કરાવીને પોતે પણ જલ પીધું. (૩૬)

ત્યાં દોષરૂપ બકને જોયો તે હવે નીચેના શ્લોકથી કહે છે.

स्वं स्वं वत्सकुलं सर्वे पाययिष्यन्त एकदा । गत्वा जलाशयाभ्यासं पाययित्वा पपुर्जलम् ॥३६॥
ते तत्र ददृशुर्बाला महासत्त्वमवस्थितम् । तत्रसुर्वज्रनिर्भिन्नं गिरेः शृङ्गमिव च्युतम् ॥३७॥
स वै बको नाम महानसुरो बकरूपधृत् । आगत्य तरसा कृष्णं तीक्ष्णतुण्डोग्रसद् बली ॥३८॥
कृष्णं महाबकग्रस्तं दृष्ट्वा रामादयोर्भकाः । बभूवुरिन्द्रियाणीव विना प्राणैर्विचेतसः ॥३९॥

तं तालुमूलं प्रदहन्तमग्निवद् गोपालसूनुं पितरं जगद्गुरोः ।
चच्छर्द सद्योतिरुषाक्षतं बकस्तुण्डेन हन्तुं पुनरभ्यपद्यत ॥४०॥

यमुनाजलपानेन दोषः सर्वो विनिर्गतः । एकीभूतो बकः प्रोक्तो जलपानात् स दृश्यते ॥१॥
अतः पानं दर्शनं च तेनोपद्रव एव च । ततः सर्वापराधश्च तद्वधोपाय एव च ॥२॥
तद्वधश्च स्तुतिर्देवैर्गोपानां तोष एव च । तथैव गोकुलस्थानां नव प्राणा हि शोधिताः ॥३॥

**શબ્દાર્થ :**

એક દિવસ પોત પોતાના વાછડાંના સમૂહને પાણી પાવાની ઇચ્છાથી બધા જલાશય પાસે ગયા અને વાછડાંઓને જલ પાઈને પોતે પીધું. (૩૬)

ત્યાં તે બાળકોએ વજ્રથી ભાંગી જઈ પડેલા પર્વતના શિખરના જેવા મોટા પ્રાણીને પાસે ઉભેલું જોયું અને ભય પામ્યા. (૩૭)

તે બક એટલે બગલાનું રૂપ ધારણ કરનાર, તીક્ષ્ણ ચાંચવાળો બળવાન બક અસુર ઝડપથી આવી શ્રીકૃષ્ણને ગળી ગયો. (૩૮)

શ્રીકૃષ્ણને મોટા બકે ગળેલા જોઈને રામ વિગેરે બાળકો જેમ પ્રાણ વિના ઇંદ્રિયો બેભાન થાય તેમ બેભાન થયા. (૩૯)

અગ્નિ પેઠે તાળવામાં મૂલને સારી રીતે બાળતા તે ગોપાલના પુત્ર અને જગત્ (બ્રહ્મા) ગુરૂના પિતાને બકે ઓંકી કાઢ્યા અને ઘણા ક્રોધથી ચાંચથી મારવા ફરી પાસે આવ્યો. (૪૦)

કારીકા :-૧૫ યમુનાના જલના પાનથી બધો દોષ બહાર નીકળ્યો. તે એકઠો થયેલો બક કહેવાયો અને જલના પાનથી દેખાયો.

કારીકા :-૧૬-૧૭ યમુનાજલનું પાન (શ્લોક ૩૬) બકનું દર્શન (૩૭) તેને કરેલો ઉપદ્રવ (૩૮) સર્વને થયેલ તેનો અપરાધ (૩૯) તેના વધનો ઉપાય (૪૦) તેનો વધ (૪૧)દેવોએ કરેલી સ્તુતિ (૪૨) ગોવાળો અને ગોકુલવાસીઓનો સંતોષ (૪૩-૪૪) નવ શ્લોકથી નવ પ્રાણો શુદ્ધ કરેલા છે. (૧૬-૧૭)

प्रथमं बकदर्शनार्थं यमुनायां चारितान् वत्सान् जलं **पाययित्वा** स्वयमपि जलं पीतवन्त इत्याह **स्वं स्वमिति, वत्सकुलं** वत्ससमूहं **सर्वेषामेव** बहवो वत्सा इति सर्वेषां गमनं, अन्यथा सर्वेषां दर्शनं न स्यात्, तुल्योयं बकः सर्वेषामिति सर्वेषां समानक्रिया, एकदेति यदा बालका दोषान् मोचनीया इति भगवदिच्छा तदा, जलसमीपं गत्वा वत्सकुलं जलं पाययित्वा स्वयं जलं पपुः ॥३६॥ ततो दोषात्मकं बकं दृष्टवन्त इत्याह **ते तत्रेति**, ते सर्व एव तत्र जलनिकटे बाला भीरवो **महासत्त्वं** भयानकमवस्थितं निकटे मारकत्वेन स्थितं प्रथमतो **ददृशुः** पश्चात् तत्रसुः, तथापि भगवत्कृपया ते तं हतमेव ज्ञातवन्तः, अन्यथा महाभयेन प्राणवियोगो भवेत्, तदाह वज्रेण **निर्भिन्नस्य गिरेः शृङ्गंच्युतमिव तं ददृशुः**, कंसो हि जगदुपद्रवकर्ता भगवता वज्रेण हत एव, तस्यायं शृङ्गस्थानीयः, सोप्यत्र च्युतः,नास्य व्याधुट्यगमनशङ्केत्यतः क्रीडार्थमेव विनियोगो न तु पीडार्थं, केवलं बालानां दर्शनमात्रेणैव भयमिति ॥३७॥ ते सर्वे बाला भगवता निष्प्रपञ्चीकृता इति तेषां दोषोयं भगवन्तमपकृतवानित्याह **स वै बक इति**, नामप्रसिद्ध्यैव तस्य दोषः स्पष्टः, **महानसुर इति**, वत्सापेक्षयापि महान्, भगवदीयानां दोषत्वात् बकरूपमेव च बिभर्ति तस्योपास्या देवता सैवेति स्वरूपतः प्रसिद्धा च, देवानुग्रहाच्च महान्, त एव तरसा शीघ्रमागत्य कृष्णं सदानन्दं लोभानृतरूपौ तुण्डौ यस्य तादृशो बली क्रियाशक्तिप्रधानो ग्रासं कृतवान्, आनन्दो हि लोभेन सच् चानृतेन ग्रस्यत एव, 'तं यथायथोपासत' इतिश्रुतेः, भगवतैव भगवान् वशीकृतः, गोपानां भगवत्प्रेमज्ञापनार्थमेव तथा कृत इति ॥३८॥ ततस्तेषां प्रेमाणमाह **कृष्णमिति, महाबक** उपास्यस्तेन कवलीकृतं **दृष्ट्वा रामादयोपि विचेतसो** जाताः, तत्प्राणत्वात् तेषां क्रियायां ज्ञाने वा सर्वथा सामर्थ्यं गतमितिज्ञापनार्थं दृष्टान्तमाह **विना प्राणैरिन्द्रियाणीवेति**, एकस्तु न लोके दृष्टान्त इति ज्ञापयितुं प्राणैरितिबहुवचनम् ॥३९॥ लोभानृताभ्यामेव सदानन्दतिरोभाव इति तुण्डदेशादधोगतः सरस्वतीस्थाने वेदानां प्रामाण्यं **तालुमूलं** ज्वालितवान्, तीक्ष्णद्रव्याणामपि मरिचादीनां दाहकत्वमस्तीति तद्व्यावृत्त्यर्थमग्निवज् ज्वालनमुक्तं, तथा दहन्तं त्यक्तवानित्याह **तमिति, तालुमूलं** कण्ठस्थानं, प्रकर्षो गिलनासामर्थ्यसम्पादकः, नन्वपहतपाप्मा कथं तालुमूलसम्बद्धो जात इत्याह **गोपालसूनुमिति**, तथाभावं सम्पादयन्नेतदपि कृतवानित्यर्थः, ननूभयमपि किमिति प्रदर्शितवानित्याशङ्क्याह **पितरं जगद्गुरोरिति**, ब्रह्मणोपि पिता, स हि सर्वानुपदिशति 'तत्त्वमसी'ति, तत्रासम्भावनया न कोपि तथात्वं मन्यते तस्यैतन्निदर्शनार्थं भगवता कृतं, अनेनैव महत्त्वमपि सूचितं, कथं मारयिष्यतीतिशङ्का च परिहृता, किञ्च साधारणोपि ब्राह्मणो गरुडेन भक्ष्यमाणो गरुडस्यापि तालुं ददाह किं पुनर्ब्रह्मणोपि पिता परब्रह्म ? **अतश्चच्छर्द** बहिर्निष्कासितवान् अन्यथा ज्वलित एव स्यात् यदि तावदेव कृत्वा गच्छेत् तदा जीवेद् वा,

पुनरिति, रुषा केनाप्यंशेनाक्षतं भगवन्तं तुण्डेन सम्पुटितेन पीडयितुमभ्यपद्यत, अतिरोषाद् देवता तिरोहिता ॥४०॥ स्वसामर्थ्येन चेन् मारयितुं प्रवृत्तस्तदा दूरादेव भगवान् मारितवानित्याह तमापतन्तमिति,



ભાવાર્થ :

**સુબોધિનીજી :** તે બધા બાળકોએ જલની નજીક ભય પામે તેવા ભયાનક પ્રાણીને મૃત્યુ ઉપજાવનાર તરીકે ઉભેલું જોયું અને પછી ભય પામ્યા. ભગવાનની કૃપાથી તેઓએ તેને હણાયેલું જ જાણ્યું. જો તેમ ન હોત તો ભય પામી તેઓના પ્રાણ જાત. ''એમ વજ્રથી ભાંગી જઈ પડેલા પર્વતના શિખર જેવું તેને જોયું'' શબ્દોથી કહેલ છે. કારણ કે જગતને પીડા કરનાર કંસને ભગવાને હણેલો જ છે. આ અહીંથી પાછો જઈ શકે તેવી શંકા નથી, માત્ર બાલકોને દર્શનમાત્રથી ભય થયો. (૩૭)

આ બધા બાલકોને ભગવાને પ્રપંચરહિત કરેલા છે. તેથી આ દોષરૂપ બકે ભગવાનનો અપરાધ કર્યો તે કહે છે.

બક એટલે બગલો, મોટો અસુર એટલે વત્સાસુર કરતાં પણ મોટો હતો. તે ભગવદીયોનો દોષ હતો તેથી બકનું રૂપ ધારણ કરેલ હતું. તે દેવના અનુગ્રહથી તે મોટો હતો. તેથી તે ઝડપથી આવી લોભ અને અસત્યરૂપ ચાંચોવાળો બલવાન એટલે ક્રિયાશક્તિ મુખ્ય હતી તેવો શ્રીકૃષ્ણનેસદાનંદને ગળી ગયો કારણ કે લોભ આનંદને સદાનંદને ગળી ગયો કારણ કે લોભ આનંદને અને અસત્યને ગળે છે જ. જે જે પ્રકારે તેની ઉપાસના કરેછે. શ્રુતિ પ્રમાણે ભગવાને જ ભગવાનને વશ કર્યા. (૩૮)

ગોપોનો ભગવાન માટે જ પ્રેમ હતો તે જણાવવા માટે ગોપોનો પ્રેમ જણાવે છે તેકહે છે.

મોટો બક પાસે મોઢું (પહોળું) કરીને બેઠો હતો શ્રીકૃષ્ણને ગળેલા જોઈને રામ વિગેરે બાળકો બેભાન થયા કારણ કે તેમના પ્રાણ શ્રીકૃષ્ણમાં હતા. ''જેમ પ્રાણ વિનાની ઇંદ્રિયો બેભાન થાય'' એવું દૃષ્ટાંત કહેલ છે. પ્રાણો બહુવચન છે. લોભઅને અસત્યથી સદાનંદનો તિરોભાવ થાય છે. તેથી ચાંચની ભાગની નીચે ગયેલા ભગવાને સરસ્વતીના સ્થાન કંઠમાં વેદનું પ્રમાણપણું જણાય તેથી બકના તાળવાના મૂલને બાળવા માંડયું. મરી વિગેરે તીક્ષ્ણ દ્રવ્યો પણ બળતરા કરે છે. તેથી અગ્નિના જેવી બળતળા કહેલી છે. એટલે તેને ભગવાનને છોડી દીધા એમ નીચેના શ્લોકથી કહે છે. (૩૯)

તાળવાનું મૂલ એટલે કંઠ પાપરહિત ભગવાનનો તાળવાના મૂલ સાથે કેમ સંબંધ થયો? એવી શંકા થાય તેથી ગોપાલના પુત્ર શબ્દ યોજેલ છે. ગોપાલના પુત્ર થતાં ભગવાને તાલવાના મૂલ સાથે સંબંધ કર્યો એવો અર્થ છે. એ બંનેને ભગવાને એ પ્રમાણે કેમ

દેખાડયા ? એવી શંકા થાય તેથી 'જગતના ગુરૂના પિતાને' શબ્દો યોજેલછે. ભગવાન બ્રહ્માના પણ પિતા છે. 'તે તું છે.' એવો સર્વને ઉપદેશ કરે છે. પણ કોઇ તે ઉપદેશને માનતું નથી, કારણ કે તે અસંભવિત છે.

ગરૂડે સાધારણ બ્રાહ્મણને ખાધો હતો. તેણે પણ ગરૂડના તાળવાને પણ બાળ્યું હતું. તો પછી બ્રહ્માના પિતા પરબ્રહ્મ તેમ કરે તેમાં કહેવુંજ શું ? તેથી બકે તેમને ઓકી કાઢયા. જો તેમ ન કરે તો બકજ બળી જાય. જો તેટલું કરી જતો રહેત તો બચી જાત. પણ તે ક્રોધથી ફરીથી ઇન્દ્રાવગરના ભગવાનને બીડેલી ચાંચથી પીડા કરવા તેની પાસે આવ્યો. ક્રોધથી દેવતાનો તેમનાથી તિરોભાવ થયો. (૪૦)

પોતાના સામર્થ્યથી ભગવાનને મારવા પ્રવૃત થયો ત્યારે દૂરથી ભગવાને તેને મારી નાખ્યો. તે હવે કહે છે.

तमापतन्तं स निगृह्य तुण्डयोर्दोर्भ्यां बकं कंससखं सतां गतिः ।
पश्यत्सु बालेषु ददार लीलया मुदावहो वीरणवद् दिवौकसाम् ॥४१॥
तदा बकारिं सुरलोकवासिनः समाकिरन् नन्दनमल्लिकादिभिः ।
समीडिरे चानकशङ्खसंस्तवैस्तद् वीक्ष्य गोपालसुता विसिस्मिरे ॥४२॥
मुक्तं बकास्यादुपलभ्य बालका रामादयः प्राणमिवेन्द्रियो गणः ।
प्रत्यागतं तं परिरभ्य निर्वृताः प्रणीय वत्सान् व्रजमेत्य तज् जगुः ॥४३॥
श्रुत्वा तद् विस्मिता गोपा गोप्यश्चातिप्रियादृताः । प्रेत्यागतमिवौत्सुक्यादैक्षन्त तृषितेक्षणाः ॥४४॥

**શબ્દાર્થ :**

સત્પુરૂષના આશ્રય અને દેવોને આનંદ આપનાર તેમના પર ધસી આવનાર બકને બે હસ્તથી ચાંચોથી પકડી બધા બાળકોના દેખતાં તેને ફાડી નાખ્યો. (૪૧)

તે સમયે બકના શત્રુને સ્વર્ગલોકમાં વસનારાઓએ નંદનવનના મોગરા વગેરે પુષ્પોથી વધાવ્યા અને નગારા અને શંખનાદ સાથે સ્તુતિ કરી, તે જોઇને ગોપાલોના પુત્રો વિસ્મય પામ્યા. (૪૨)

પ્રાણ વિના જેવો ઇંદ્રિયોનો સમૂહ હોય તેવા રામ વિગેરે બાળકો બકના મુખમાંથી મુક્ત થયેલા અને પાછા આવેલા કૃષ્ણને ભેટી સુખી થયા અને વાછરડાંઓને ભેગા કરી વ્રજમાં આવીને તે કહ્યું. (૪૩)

તે સાંભળીને ગોપો અને ગોપીઓ વિસ્મય પામ્યા. ગોપીઓ અતિપ્રિયથી આદર પામી અને મરણ પામીને આવેલ હોય તેની પેઠે ઘણા પ્રેમથી તૃપ્તિરહિત ચક્ષુથી દર્શન કરવા લાગી. (૪૪)

तं बकमासमन्तात् पतन्तं स कृष्णो दुःखदूरीकर्ता **निगृह्य** धृत्वा निग्रहं कृत्वा **तुण्डद्वयं** पृथग् धृत्वा **ददार** विपाटितवान् ननु मारणे को हेतुः ? तत्राह **कंससखमिति**, अन्यथा कंसो न मारितः स्यादिति, कंसोपि किमिति मारणीय इति चेत् तत्राह **सतां गतिरिति**, सतां स एव रक्षकः, अन्यथा सद्रक्षा न स्यादिति, बालानामेव दोष इति **पश्यत्सु बालेषु ददार**, केचित् पुनर्बकहन्ता बकादनिर्गतो न भवतीति महादेवादिवरसत्यकरणार्थं तुण्डं प्रविष्ट इत्याहुः, तत् सत्यं चेत् कल्पान्तराभिप्रायं, तस्य विदारेण हस्तयोः प्रयासमाशङ्क्याह लीलयेति, ननूपासकवध उपास्यदेवानां दुःखं स्यादित्याशङ्क्याह **दिवौकसां मुदावह** इति, देवानां तेन सन्तोष एवात एव समागतानां दिवौकसां स्वर्गेत्युत्तमे स्थितियुक्तानां तच्छकलद्वयमधोमुखतया स्थापितमति-कोमलमासनमिव जातमित्याह **वीरणवदिति**, **वीरणं** तृणविशेषस्तेनासनं निर्मीयते, अतस्तद्वधे देवानां हितमेव, लोभानृताभ्यां सह दम्भे गते भूमौ देवा हविर्भाजो भवन्तीति ॥४१॥ एवं तदधिष्ठातृदेवानां सन्तोषमुक्त्वा स्वर्गवासिनां सर्वेषामेव तद्वधे सन्तोषमाह तदेति, बकारिं बकहन्तारं सर्ववेदब्राह्मणपक्षपातिनं **सुरलोकवासिनः** सर्व एव **नन्दनवनोद्भवमल्लिकादिपुष्पैः समाकिरन्** पुष्पवृष्टिं कृतवन्तः, गोपानां महत्त्वज्ञापनार्थमेतद् वर्ण्यते, केवलपुष्पवृष्टिर्बालानां ज्ञापिका न भवतीति स्तोत्रवादित्राणि चाह **समीडिर** इति, **आनकशङ्खाभ्यां** सहितैः संस्तवैः **सम्यगीडिरे** सम्यक् स्तुतवन्तः, वाद्यद्वयं राजसतामसयोरपि स्तोत्राशक्तयोः सङ्ग्रहार्थं, एतत् सर्वं दृष्ट्वा **गोपालसुता** अतिमुग्धाः कृष्णं स्वसमानं ज्ञातवन्तो **विसिस्मिरे** परमं विस्मयं प्राप्तवन्तः ॥४२॥ पूर्वं महत्त्वमात्रं ज्ञातमधुना त्वाश्चर्यं जातं ततो भगवता सह व्रजमागत्य तन्माहात्म्यमुक्तवन्त इत्याह **मुक्तमिति**, वचनं हि हृदये प्ररूढं भवति भगवत्प्राप्तिरत्यभीप्सितेति ज्ञापयितुं दुर्निमित्तापगमे तथा भवतीति **बकास्यान्मुक्तमुपलभ्ये**-त्युक्तं, स्नेह एव तेषां स्फुरितो न तु माहात्म्याद् भयमिति ज्ञापयितुमाह बालका इति, रामस्यापि तदा गौणभावाद् बालकतुल्यतेत्याह **रामादय** इति, भगवदागमनात् पूर्वं न ते रामादयः किन्तु नामान्तरमेव प्राप्ताः, **यथा प्राणं विनैन्द्रियो गणो** गोलकमात्रपर्यवसितः, प्रत्यागतं पुनरागतं तं भगवन्तं **परिरभ्य निर्वृताः** सुखिनो जाताः, बकमारणानन्तरमपि न बालका भगवत्समीपं गता मूर्छिता इवातिखेदेन पतिताः पुनरुद्गताः, भगवानेव परं **प्रत्यागतः** स चेत् सदानन्द आलिङ्गित सर्वतःसम्बन्धोभूत् तदा **निर्वृत्ताः**,तदा **वत्सान् प्रणीये**तस्ततो गतान् समानीय **व्रजमेत्य** तद् बकवधादिकं **जगुरुक्तवन्तः** ॥४३॥ ततो यज् जातं तदाह **श्रुत्वेति**, तद्बकवधं **श्रुत्वा गोपा गोप्यश्च विस्मिताः**, गोपीनां **विशेषमाहातिप्रियादृता**

इति, अतिप्रियेण भगवताद्दताः प्रासादराश्च जाताः, ततः परमानन्देन द्दष्टवत्य इत्याहौत्सुक्यात् प्रेमाधिक्यादवितृप्तेक्षणा अतृप्तनयना ऐक्षन्तेति, पामराणां बुद्धिमनुसृत्या-श्लीलमप्याह शुकः, सा हि प्रीतौ परमा काष्ठा, औत्सुक्यं प्रेमातिभरतयामर्यादं भवति, तेन सर्वपरित्यागेन भर्त्रादिशङ्कामपि परित्यज्य द्दष्टवत्यः, इयं बुद्धिस्तेषां नारोपिता किन्तु सहजेति ज्ञापयितुं नेत्रयोरतृप्तिमाह ॥४४॥

तच् छ्रुत्वा विमर्शकाणां नन्दादीनां यज् जातं तदग्रे वक्तुं तेषां विचारमाह त्रिभिरहो इति,

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** ચારે તરફથી ધીસી આવતા બકને શ્રીકૃષ્ણે પકડીને તેની બે ચાંચો છુટી છુટી પકડીને ફાડી નાખ્યો. તેને મારી નાખવાનું શું પ્રયોજન હતું ? એવી શંકામાં'કંસના મિત્ર' એ શબ્દો યોજેલ છે. જો તેમ ન કરે તો કંસ મરે નહિ તેથી તેને માર્યો.

કંસને પણ એવી રીતે શા માટે મારવો જોઇએ ? એવી શંકા થાય તેથી 'સત્પુરૂપના આશ્રય' શબ્દો યોજેલ છે. તેઓ તેઓનું રક્ષણ કરનાર છે. જો તેને-કંસને ન મારે તો સાધુ પુરૂષનું રક્ષણ થાય નહિ માટે માર્યો. બાળકોના દેખતા બકને ફાડી નાખ્યો.

મહાદેવે આપેલા બકના વરદાનને સત્ય કરવા મુખમાં પ્રવેશ કર્યો. તેને 'સહેલાઈથી' પદથી ફાડી નાખ્યો. ''ઉપાસના કરનારનો વધ થાય ત્યારે તે ઉપાસ્થ દેવને દુઃખ થાય'' એવી શંકામાં દેવોને આનંદ આપનાર શબ્દો યોજેલ છે. દેવોને સંતોષ થયો. તેથી તે બકના બે કટકાઓ નીચે મુખ રહે તે પ્રમાણે મૂકેલા તે 'વીરણ પેઠે ' શબ્દથી કહેલ છે. વીરણ અમુક પ્રકારનું ઘાસ છે. અનેતેનું આસન બનાવવામાં આવે છે. તેથી બકનો વધ થતાં દેવોનું હિતજ થયું. કારણ કે લોભ અને અસત્ય સહિત દંભ થાય ત્યારે દેવો ભૂમિ ઉપર હવિષ માગે છે. (૪૧)

એ પ્રમાણે બધાએ સ્વર્ગવાસીઓને તેના વધથી સંતોષ થયો. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

બકના શત્રુ એટલે બકને હણનારા સર્વે વેદો અને બ્રાહ્મણોના પક્ષપાતી ભગવાનને બધાએ સ્વર્ગલોકમાં વસનારાઓએ નંદનવનમાં ઉત્પન્ન થયેલા મોગરા વિગેરે પુષ્પોથી વધાવ્યા એટલે પુષ્પોની વૃષ્ટિ કરી. ગોપો ભગવાનનું માહાત્મ્ય જાણે તે માટે આનું વર્ણન કરેલું છે. વળી નગારાં અને શંખનાદ સાથે સ્તુતિ કરી. બે પ્રકારના વાજીંત્રો કહેલાં છે. આ સર્વ જોઈને ગોપાલાના પુત્રો જેઓ મુગ્ધ હતા અને શ્રીકૃષ્ણને પોતાની સમાન જાણતા હતા તેઓને વિસ્મય થયો. પહેલાં તેઓએ શ્રીકૃષ્ણનું માહાત્મ્ય માત્ર જાણ્યું જ્યારે અને હાલ તો તેઓને આશ્ચર્ય થયું. (૪૨)

તે ગોપાલોના પુત્રોએ વ્રજમાં આવી શ્રીકૃષ્ણનું માહાત્મ્ય બધાને કહ્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

બાળકોએ વ્રજમાં આવીને તે કહ્યું કારણ કે વાણી હૃદયમાં ચઢીને રહે છે. દુષ્ટ નિમિત્ત જતું રહે અને ભગવાનની પ્રાપ્તિ ઈચ્છેલી પ્રાપ્ત થાય છે ત્યારે તેઓને ભગવાન પ્રત્યે સ્નેહ થયો. પણ માહાત્મ્ય જાણવાથી ભય થયો નહિ એમ જણાવવા 'બાળકો' શબ્દ યોજેલ છે. રામ પણ બાળકોના જેવા જ હતા, તેથી 'રામ' વિગેરે શબ્દ યોજેલ છે. ભગવાન બકના મુખમાંથી પાછા પધાર્યા તે પહેલાં રામ વિગેરે ન હતા. પરંતુ જેમ પ્રાણ વિના ઇંદ્રિયોનો સમૂહ માત્ર ગોલકમાં પરિણમે છે તેમ તેઓ ભગવાનને ભેટી સુખી થયા. બકને માર્યો ત્યાર પછી બાળકો ભગવાનની સમીપ ગયા નહિ, મૂર્છા પામેલા તે તરત ઉભા થાય નહિ પરંતુ ભગવાન જ તેઓ હતા ત્યાં પાછા પધાર્યા અને પછી તેઓએ સદાનંદ ભગવાનનું આલિંગન કર્યું. એટલે તેમનો સંબંધ થયો એટલે તેઓ સુખી થયા પછી વાછરડાંઓને ભેગા કરી વ્રજમાં લાવી તેમને બકના વધની વાત સર્વેને કહી. (૪૩) પછી જે થયું તે કહે છે.

તે બકના વધનું શ્રવણ કરીને ગોપ અને ગોપીઓ વિસ્મય પામ્યા. ગોપીઓ અતિપ્રીયથી આદર પામી અને પછી ભગવાનના દર્શન કર્યા. એમ ઔત્સુક્ય ઘણા પ્રેમથી, તૃપ્તિરહિત ચક્ષુઓથી દર્શન કરવા લાગી એ શબ્દોથી કહેલ છે.

પામરોની બુદ્ધિને અનુસરીને શુક અહીં અશ્લીલ પણ કહે છે કારણ કે સ્નેહની ઊંચામાં ઊંચી હદ છે. દર્શનની તીવ્ર ઈચ્છા ઘણા સ્નેહને લીધે મર્યાદા વગરની થાય છે. અને તેથી સર્વનો ત્યાગ કરી પતિ વગેરેના ભયને ત્યજી દઈને ભગવાનના દર્શન કરવા લાગી પણ તેમના નેત્રોને તૃપ્તિ થઈ નથી એમ કહેલું છે. તે બકનો વધ સાંભળીને નંદ વિગેરેને જે થયું તે કહેવા માટે નીચેના શ્લોકથી કહે છે. (૪૪)

अहो बतास्य बालस्य बहवो मृत्यवोभवन् । अप्यासीद् विप्रियं तेषां कृतपूर्वं यतो भयम् ॥४५॥
अथाप्यभिन्त्येनं नैव ते घोरदर्शनाः । जिघांसयैनमासाद्य नेश्यन्त्यग्नौ पतङ्गवत् ॥४६॥
अहो ब्रह्मविदां वाचो नासत्याः सन्ति कर्हिचित् । गर्गो यदाह भगवानन्वभावि तथैन तत् ॥४७॥
इति नन्दादयो गोपाः कृष्णरामकथां मुदा । कुर्वन्तो रममाणाश्च नाविन्दन् भववेदनाम् ॥४८॥

**શબ્દાર્થ :**

અહો ! અરે ! આ બાલકના દુઃખોના કારણો ઘણા થયા પરંતુ તેઓનું જ અનિષ્ટ થયું. કારણ કે તેઓએ જ પહેલાં ભય ઉભો કરેલો છે. (૪૫)

છતાં ઘોર દેખાવવાળા તેઓ એમનો પરાભવ કરી શકતો નથી. મારવાની ઈચ્છાથી આવીને જેમ અગ્નિમાં પતંગીયાનો નાશ થાય તેમ નાશ પામે છે. (૪૬)

અહો ! બ્રહ્મ જાણનારાઓની વાણી અસત્ય હોતી નથી ભગવાન ગર્ગે જે કહેલું તેજ પ્રમાણે અનુભવ થયો. (૪૭)

આમ નંદ વિગેરે ગોપોએ આનંદથી શ્રીકૃષ્ણ અને રામની કથા કરતાં અને આનંદ કરતાં, ભવની વેદના જાણી નહીં. (૪૮)

तामसा आहुरहो इति, अहो इत्याश्चर्ये, एकस्यैव बहव उपद्रवा इति **बतेतिखेदे**, स्वस्य तादृशं दूरदृष्टमिति, **अस्यैव बालस्य**, किमपि तत्र हेतुं कल्पयन्ति **कृतपूर्वं यतो भयमिति** 'यो हन्ति स हन्यत' इति न्यायाद् **भयं** तु **कृतपूर्वं** भवति, स्वयं चेदन्यस्मै करोति तदा प्राप्नोति भगवांस्तु न करोति ते तु कुर्वन्तीति तेषामेव भयमुचितम् ॥४५॥ राजसास्तु तेषामपकारो न तत्कर्मणा केवलेन किन्तु भगवन्माहात्म्यादित्याहुरथापीति, यद्यपि कृतपूर्वं भयं भवति, तथाप्ययुक्ते कृते प्रयत्ना नश्यन्ति, अन्यथा **पूर्वमेव** ते कथं न नष्टा भवेयुः ? तस्मादप्येनं भगवन्तं **नैवाभिभवन्ति**, अभिभवार्थमप्यागता नाभिभवं कर्तुं शक्नुवन्ति, न चाप्रयोजकाः, यतस्ते पूतनादयः प्रसिद्धाः, अस्तु तेषां बलं दूरे, **घोरमेव दर्शनं** येषां, दृष्टा एव भयजनका भवन्तीत्यर्थः, तत्र दृष्टान्तमाह **जिघांसयैनमासाद्य स्वयमेव नश्यन्ति**, अभिप्रायप्रयत्नविरुद्धं फलं प्राप्नुवन्ति, तदसम्भावितं मत्वा दृष्टान्त उच्यते **पतङ्गवदिति**, ते हि पक्षवन्तः सूक्ष्माः कीटा आत्मानं महान्तं मन्यमाना नरा **मूढा** अग्निं तेजस्विनं मत्वा किमित्युपासते वयं त्वग्निं दूरीकरिष्याम इति महतोवमननां कृत्वा निर्वाणार्थं प्रवृत्ताः स्वयमेव नश्यन्ति, दग्धा भवन्ति, न त्वग्नेः काचित् क्षतिः, एवमयं भगवानतितेजस्वी तान् मारयतीति युक्तम् ॥४६॥ अन्ये पुनर्नन्दादय प्रमाणबलसिद्धमिमर्थं मन्यमाना नात्यद्भुतमिति प्रमाणमेव स्तुतवन्त इत्याहाहो इति, **अहो** इत्याश्चर्ये, कथं वा **ब्रह्मविदो**ग्रिमवृत्तान्तं जानन्तीति, तत्रोपपत्तिर्ब्र**ह्मविदामिति**, 'यस्मिन् विदिते सर्वमिदं विदितं भवती', ति, त एव तेषां वाचः कदाचिदप्यसत्या न भवन्ति, तादृशी वाङ् नोत्पद्यत एवेति व[illegible] सन्तीत्युक्तं, ननु का ब्रह्मविदां वाच इत्याकाङ्क्षायामाह **गर्गो यदाहेति**, तत्र हेतु**र्भगवानिति**, ब्रह्मविदो हि ब्रह्मैव भवन्तीत्यतस्तेषां वाक्यप्रामाण्यात् **तथैव तदन्वभावि**, **वेदवादिनो** हि शब्दस्य **नानुवादकत्वं** मन्यन्ते किन्तु विधायकत्वमत ईश्वरो वेद एव तद्वाक्यादेव फलसिद्धिर्न तु फलसाधकत्वेनेश्वरापेक्षेति, "अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथे" ति "नारायणसमो गुणै" रिति, अतस्तद्वाक्यादस्य बालस्य तादृग्गुणा जायन्त इतिभावः ॥४७॥ एवं नन्दादीनां त्रिविधं ज्ञानं निरूप्य फलितं वदन् भगवत्कृतं नन्दनिरोधमनूद्योपसंहरतीतीति, इतिभावेन नन्दादयो गोपाः **कृष्णरामकथां** स्वतन्त्रतया फलत्वेन **कुर्वन्तस्तयैव** कथया जातया परमनिर्वृत्या **रममाणाः**, चकाराद् विस्मृतदेहा जातब्रह्मात्मानुभवा वा **भववेदनां**

संसारतापं नाविन्दन् न ज्ञातवन्तः, प्रपञ्चविस्मृतिः सर्वा तदासक्तिश्च निरोध इति भगवत्कृतं कार्यं नन्दादिषु फलितम् ॥४८॥ एवं बाल्यभावेन कृते नन्दनिरोधे प्रतिष्ठिते सति येन भक्तेन कालेन क्रोडीकृतास्ते निरुद्धास्तं कालमपि सिद्धे प्रयोजने त्यक्तवानित्याहैवंविहारैरिति,

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** અહીં તામસોએ જે વિચાર કર્યો તે કહે છે. એકજ બાળકને બહું ઉપદ્રવો થયા એ 'અહો !' શબ્દથી કહેલ છે. આ બાળકને જ દુઃખ થયાના ઘણા કારણો થયા એમ 'અરે !' શબ્દથી ખેદ બતાવે છે. પણ આ બાળકને કંઇ અનિષ્ટ થયું નહિ કારણ કે ''તેઓએ ભય પહેલાં ઉભો કરેલો'' શબ્દોથી કલ્પના કરે છે. જે હણે છે તે હણાય છે એ ન્યાય પ્રમાણે ભય તો પહેલાં કહેલો થાય છે. જો પોતે બીજાને ભય કરે તો પોતે ભય પામે છે. ભગવાન તો કોઇને ભય કરતા નથી પરંતુ પૂતનાથી આરંભી બકસુધીના ભય કરે છે. તેથી તેઓને ભય થાય તે યોગ્ય જ છે. (૪૫)

રાજસો તો તેઓનું અનિષ્ટ માત્ર તેમના કર્મથી થતું નથી પરંતુ ભગવાનના માહાત્મ્યથી થાય છે તે કહે છે.

જો કે જેને ભય કરેલ હોય તેને જ ભય થાય છે છતાં તેઓનો નાશ થાય છે. આ ભગવાનનો પરાભવ કરવા આવેલા છતાં પરાભવ કરી શકયા નહિ. તેઓ નમાલા છે એવું પણ નથી. પૂતના વિ. બલવાન છે. જેઓનો દેખાવ જ ઘોર છે. તેઓ તેમના દેખાવથી જ ભય ઉત્પન્ન કરે છે એવો અર્થ છે. મારવાની ઇચ્છાથી ''એમની પાસે આવીને નાશ પામે છે. અગ્નિમાં પતંગીયાઓનો નાશ થાય તેમ તેમનો નાશ થાય છે.

અક્કલ વિનાના માણસો અગ્નિને તેજસ્વી માનીને શા માટે ઉપાસના કરે છે ? અમે તો અગ્નિને હોલવી નાખીશું એમ તેની અવગણના કરી, પ્રયત્ન કરતાં પોતે જ નાશ પામે છે. બળી જાય છે. એવી રીતે આ ભગવાન પણ તેજસ્વી હોઇ પૂતનાને મારી નાખે તે યોગ્ય જ છે. (૪૬)

નંદ આ વૃતાંતને પ્રમાણ બલથી સિદ્ધ કરે છે તે કહે છે.

અહો ! એમ આશ્ચર્ય બતાવે છે. 'બ્રહ્મ જાણનારાઓ' શબ્દથી ભવિષ્યમાં થનારા વૃતાંતો પહેલાંથી જાણે છે. 'જે બ્રહ્મ જાણવાથી આ સર્વ જણાય છે.' એ શ્રુતિ મુજબ તેઓની વાણી કોઇપણ વખત અસત્ય થતી નથી. તેઓની કંઇ વાણીછે ? તે જણાવવા 'ગર્ગેએ જે કહેલ' શબ્દો યોજેલ છે. ભગવાન શબ્દથી તેમની વાણી અસત્ય નથી હોતી એ બતાવે છે. બ્રહ્મ જાણનારાઓ બ્રહ્મ જ થાય છે. તેથી તેમની વાણી સત્ય છે. વેદવાદીઓ જે થવાનું તે કહે છે. તેથી વેદ ઇશ્વર છે અને તેના વાક્યને લીધે જ ફલ પ્રાપ્ત થાય છે. પણ ફલ પ્રાપ્ત કરાવવા ઇશ્વરની જરૂર નથી એમ માને છે. આમનાથી

સર્વ અડચણો તમો તરી જશો. ગુણોથી નારાયણ સમાન છે. એમ ગર્ગે કહેલું એમ આ બાળકમાં તેવા ગુણો ઉત્પન્ન થાય છે એવો ભાવ છે.(૪૭)

હવે તેનું ફલ કહેતાં ભગવાને કહેલા નંદના નિરોધનો ફરીથી ઉપસંહાર કરે છે.

શ્રીકૃષ્ણ અને રામની કથા સ્વતંત્ર રીતે ફલ તરીકે કર્યા કરતાં જે પરમસુખ થતું તેથી આનંદ કરતા તેઓ દેહને ભૂલી ગયેલા અથવા બ્રહ્મ અને આત્માનો અનુભવ થયેલો તેઓએ ભવનું દુઃખ જાણ્યું નહિ, પ્રપંચનું પુરેપુરું વિસ્મરણ અને ભગવાનમાં આસક્તિ એ નિરોધ છે. (૪૮)

એ પ્રમાણે બાલભાવનો નિરોધ પૂર્ણ થતાં જે ભક્ત કાલમાં રહેતા તેઓનો નિરોધ કરેલો. તે કાલનો પણ ભગવાને ત્યાગ કર્યો તે હવે કહે છે.

एवंविहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे । निलायनैः सेतुबन्धैर्मर्कटोत्प्लवनादिभिः ॥४९॥

**શબ્દાર્થ :**

એવી રીતે છુપા રહીને, સેતુઓ બાંધીને, માંકડાઓની પેઠે કુદકા મારીને કુમાર અવસ્થાની રમતોથી તે બે એ વ્રજમાં કુમાર અવસ્થાને ત્યજી. (૪૯)

एवं पूर्वोक्तप्रकारैर्वैः कालस्य हारैर्लीलारूपैः करणैः सह वा कौमारं जहतुः, ननु विजातीयानां कथं कौमारनिवर्तकत्वं ? तत्राह कौमारैरिति, कुमारावस्थोद्भवैररणेरुत्पन्नेनैव वह्निनारणिः शाम्यतीति, तानि चरितानि त्रिविधानीति गणयति निलायनैरिति, सर्वैरेव विहारैर्व्रज एव कौमारं जहतुः, अतो व्रज एव कुमारो जातः कुमारी च, अतोग्रे वक्तव्याः, 'कुमार्यः कृष्णचेतस' इति करिष्यन्ति च लीलां लतागृहादिषु लीना भगवद्वशीकरणप्रयत्ना गृहस्वमर्यादोल्लङ्घनकर्त्र्यश्च, भगवान् कुमारावस्थायां निलायनक्रीडां करोति, स हि परमानन्दो भूत्वा स्वाज्ञानार्थं मायया ज्ञानशक्तिं रुणद्धि, तथात्रापि गोपादीनां चक्षूंषि पिधत्ते पश्चान्निलीय तिष्ठति तथान्ये गोपालाः, किञ्च जले प्रवहति सेतुबन्धान् कुर्वन्ति, रामावतारे ह्येक एव बन्धः कृतः, एकैव सीतेति, अत्र यमुनादिषु बहूनेव बन्धान् करोति यतः पुलिनादिषु गत्वा रमणं सिध्यति, किञ्चमर्कटत्प्लवनादिकमपि करोति, वृक्षाद् वृक्षान्तरे गच्छति सर्वशाखाफलभोगार्थं, एकस्यामप्यारूढः सर्वफलं भुङ्क्ते न तु तस्य भिन्नः प्रक्रमोपेक्ष्यते, आदिशब्देन मण्डूकप्लुत्यादिकमपि, ब्राह्मणोपि भवति क्षत्रियोपि भवति सर्वमेव रसमेकत्र स्थित एव गृह्णाति, न तु तस्य मर्यादा प्रतिबन्धिकेति, एवं यावद्भिर्भावैर्यावन्तो गोकुलवासिनो ग्रहीतुं शक्यास्तान् सर्वानेव विहारान् कृतवान्, मूलरूपलीला जगद्रूपलीला वेदरूपलीलेति लीलात्रयं परिचायकत्वेनोक्तं, अतः परं कौमारकार्यं नास्तीति ताभिर्लीलाभिः सह कौमारावस्थां जहतुः ॥४९॥

**ભાવાર્થ :**

**સુબોધિનીજી :** કાલની લીલારૂપ ક્રિયાઓની સાથે કુમાર અવસ્થાને ત્યજી કુમાર અવસ્થામાં ઉત્પન્ન થયેલી કાલની લીલારૂપ ક્રિયાઓથી કુમાર અવસ્થા ગઈ. અરણીમાંથી ઉત્પન્ન થયેલ અગ્નિથી અરણી શાંત થાય છે. ભગવાનના ચરિત્રો ત્રણ પ્રકારના છે. ભગવાન વ્રજમાં કુમાર થયા અને કુમારી થયા. તેઓ લતાઓના બનાવેલાં ઘરોમાં છુપાઈને ભગવાનને વશ કરવા પ્રયત્ન કરતી અને ગૃહસ્થની લીલાનું ઉલ્લંઘન કરતી લીલા કરશે.

ભગવાન કુમાર અવસ્થામાં જ છુપા રહેવાની લીલા કહે છે, કારણ કે તે પોતે પરમાનંદ હોઈ, બીજાઓ જાણે નહિ તે માટે માયાથી જ્ઞાનશક્તિને ઢાંકી દે છે. તેમ અહીં પણ ગોપ ગોપ વગેરેના બે ચક્ષુઓને હાથથી ઢાંકી દે છે અને તેમની પાછળ છુપાઈ રહે છે. બીજા ગોપાલો પણ તેમ કરે છે.

જલ વહેતું હોય ત્યારે સેતુઓ બાંધે છે. રામાવતારમાં એકજ સેતુ બાંધેલો કારણ કે સીતા એકજ હતી. અહીં યમુના ઉપર ઘણા સેતુઓ બાંધે છે, કારણ કે કિનારા ઉપર જઈ રમણ કરી શકે.

વળી માંકડાઓની પેઠે કુદકા મારવાનું કરે છે. એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર કુદીને જાય છે. એક શાખા પર બેસીને સર્વ ફલોનો ભોગ કરે છે. ભગવાન બ્રાહ્મણ પણ થાય છે. ક્ષત્રિય પણ થાય છે. પણ તેમને મર્યાદા પ્રતિબંધ કરતી નથી. એ રીતે બધાએ વિહારો ભગવાને કર્યા.

મૂલરૂપની લીલા, જગદ્રૂપની લીલા અને વેદરૂપ ભગવાનની લીલા એ ત્રણ લીલાઓ કહેલી છે. હવે પછી કુમાર અવસ્થાનું કામ નહિ હોવાથી તે બે શ્રીકૃષ્ણ અને બલરામે તે લીલાઓ સાથે કુમાર અવસ્થાને ત્યજી દીધી છે.

इति श्रीमद्भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे द्वितीये तामसप्रकरणे वान्तरप्रमाणप्रकरणे धर्मिनिरूपकसप्तमाध्यायस्य स्कन्धादित एकादशाध्यायस्य विवरणम् ॥

॥ समाप्तमवान्तरं तामसप्रमाणप्रकरणम् ॥

"દશમ સ્કંધ પૂર્વાર્ધ" અધ્યાય અગીયારમો તામસ પ્રકરણમાં પ્રમાણ પ્રકરણમાં ધર્મીનું નિરૂપણ કરનારો અગીયારમાં અધ્યાય સંપૂર્ણ.